# શિક્ષણ અને સાહિત્ય



सा विद्या या विमुक्तये

સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાલદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)



અંક ૧

…ુઆરી — નવજીવન, અમદાવાદ — ૧૯૪૮

# શિક્ષણ અને સાહિત્ય

જાન્યુઆરી, ૧૯૪૮

વર્ષ ૭ અંક ૧

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક) ભરી શકે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬ ઠ્ઠું | ઈ. સ. ૧૯૪૭


## વાર્ષિક અનુક્રમણિકા

### ૧. લેખસૂચિ

## ૨. નવું વાચન — પુસ્તકસૂચિ

## ૩. માસિક વિવેચન

['મ૦'ની નોંધો સિવાયની જે છે, તેમના લેખકની જ સંજ્ઞા બતાવી છે. એટલે નહિ સંજ્ઞાવાળી નોંધો 'મ૦'ની સમજવી.]

## ૪. વ્યાકરણ-ચર્ચા

## ૫. છેલ્લું પૂઠું



## ૬. લેખકસૂચિ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૭–અંક ૧ ] અમદાવાદ [ જાન્યુઆરી, ૧૯૪૮


## નવી વિદ્યાપીઠો વિષે કેટલાક સવાલો

ગયે મહિને તા. ૨૯, ૩૦ના રોજ સુરત મુકામે, ગુજરાત માટે યુનિવર્સિટી સ્થાપવા બાબતનો વિચાર કરી નિવેદન કરવાને માટે સરકારે નીમેલી સમિતિની બેઠક થઈ. સમિતિને મળવાને, તથા નવી વિદ્યાપીઠો વિષે વાતચીત કરવાને માટે, કેળવણીમાં રસ લેનાં સુરતનાં કેટલાંક ભાઈબહેનોની એક સભા 'જીવનભારતી'માં રાખવામાં આવી હતી. તેમાં સમિતિના સભ્યોને અંગત રૂપે કેટલાક પ્રશ્નો ચર્ચવાને સારુ કહેવામાં આવ્યું. સમયને અભાવે તે બધા તો ચર્ચી શકાય એમ હતું નહિ. તેમાંના ત્રણેક ચર્ચાયા હતા જેનો હેવાલ સ્થાનિક છાપામાં આવી ગયો છે. આ પ્રશ્નો ગુજરાતનાં બીજાં ભાઈબહેનોને પણ રસ પડે એવા હોઈ તે નીચે ઉતારું છું:—

"૧. આપની સમિતિને સમસ્ત ગુજરાત માટે એક વિશ્વવિદ્યાલય રચવા સારુ સૂચનાઓ કરવાનું કામ સરકારે સોંપ્યું છે, એવી માન્યતા પ્રચલિત છે જો આ સાચું હોય તો હાલ તરત તો આખા ગુજરાત માટે એક જ વિશ્વવિદ્યાલય સ્થાપવાના વિચાર સાથે સમિતિના સભ્યો સંમત થયા છે એમ માની લેવું વાજબી ગણાય ખરું? કે પછી સમિતિ આ બાબતમાં મુક્ત મન રાખી ગુજરાતમાં એકથી વધુ વિશ્વવિદ્યાલયો સ્થાપવાની પણ સરકારને ભલામણ કરે?

૨. ગુજરાતમાં વડોદરા, આણંદ, સુરત ને કાઠિયાવાડમાં સ્વતંત્ર વિદ્યાપીઠો કાઢવાનો વિચાર વહેતો મૂકવામાં આવ્યો છે. આપ એને વિષે શું ધારો છો? કેટલાકના મનમાં એવી દહેશત છે કે, ગુજરાતને માટે એક જ વિશ્વવિદ્યાલય સ્થાપવાથી ઉચ્ચ કેળવણીનો દોરીસંચાર એક જ જગાએથી થશે ને બીજાં કેન્દ્રોને પોતપોતાની રીતે, સ્થાનિક સંજોગો તેમ જ જરૂરિયાતોને આધીન રહીને, વિકસવા માટે અવકાશ નહિ રહે આ દહેશત કેટલે અંશે આપ વાજબી માનો છો?

એને નિરાધાર બનાવવા સારુ ને ગુજરાતનાં શિક્ષણકેન્દ્રોને સ્વયંવિકાસ સારુ અમર્યાદિત તક મળે એને માટે, ગુજરાત વિશ્વવિદ્યાલયના બંધારણમાં આપ શી જોગવાઈ કરવાનું આવશ્યક માનો?

હિંદી રાષ્ટ્રીય સંઘ ને પ્રાંતોના બંધારણને ધોરણે, એક વિશ્વવિદ્યાલય હેઠળ કેળવણીકેન્દ્રોના સ્વાયત્ત એકમો સ્થાપવાની ધારણા ખરી?

૩. એકસ્થાનીય, શિક્ષણ આપતી, છાત્રાલયવાળી વિદ્યાપીઠો સ્થાપવી એ વ્યવસ્થા સર્વોત્તમ છે એમ સ્વીકારીએ તો પછી એની શરૂઆત અત્યારથી જ કરવામાં વાંધો શો હોઈ શકે?

એવી વિદ્યાપીઠો સ્થાપવા માટે ગુજરાતનું કોઈ પણ કેળવણીકેન્દ્ર આજે તૈયાર હોય એમ માનો છો? જો હોય તો કેવું, કયું?

કેટલાકનું એમ માનવું છે કે, વિદ્યાની ચાર પાંચ શાખાનું ઉચ્ચ શિક્ષણ આપતી કૉલેજો જ્યાં હોય ત્યાં સ્વતંત્ર વિદ્યાપીઠ સ્થાપી શકાય. આ વિષે આપનું મંતવ્ય શું છે?

ઉપર દર્શાવી છે તેવી વિદ્યાપીઠોની સ્થાપના માટે આપ કઈ કઈ અનિવાર્ય આવશ્યકતા કલ્પો છો?

૪. આજે તો વિશ્વવિદ્યાલયોને માત્ર ઉચ્ચ શિક્ષણ સાથે જ નિસ્બત છે એમ માની લેવાયું છે. આપણા દેશમાં ઉચ્ચ શિક્ષણનો લાભ બહુ ઓછા યુવકો લેતા હોવાથી, વિશ્વવિદ્યાલયોનો આમ-જનતા સાથે કશો સંપર્ક રહ્યો નથી. પરિણામે તેના પ્રાધ્યાપકો ને વિદ્યાર્થીઓ પણ પોતાના કોઈ અલગ સમાજમાં વિહરતા હોય એમ લાગે છે. પરિણામે પ્રજાના સાંસ્કારિક અને સામાજિક જીવનના ઘડતરમાં આપણાં વિશ્વવિદ્યાલયોએ બહુ ઓછો ફાળો આપ્યો છે. આ વિધાન આપ સ્વીકારો છો?

જો સ્વીકારતા હો તો, સ્વતંત્ર ભારતમાં આ પરિસ્થિતિ બદલાવી જોઈએ ને લોકજીવનના ઘડતરમાં વિશ્વવિદ્યાલયોએ વિશેષ ફાળો ને પ્રેરણા આપવાં જોઈએ, એમ આપ માનો છો?

આ શી રીતે બને?

૫ આધુનિક વિશ્વવિદ્યાલયનું કાર્યક્ષેત્ર શું હોવું જોઈએ?

સમગ્ર કેળવણીની નીતિનું નિર્માણ કરવાનું કામ સરકાર પાસે ન રહેતાં વિશ્વવિદ્યાલય પાસે રહે એમ આપ ઇચ્છો છો ખરા ?

કેળવણીની સફળતાનો મોટો આધાર શિક્ષકો પર હોય છે. માટે બધા દરજ્જાના શિક્ષકોને તાલીમ આપતી સંસ્થાઓ માત્ર વિશ્વવિદ્યાલયની સીધી દેખરેખ હેઠળ ચાલવી જોઈએ, એવો મત આપ ધરાવો છો ?

૬. હવે લગભગ સર્વત્ર એમ સ્વીકારાયું છે કે, દુનિયામાં જે વર્ગવિગ્રહો, વિશ્વયુદ્ધો ને સત્તા કે સંપત્તિ માટેની હોંસાતોંસી ચાલે છે તે નાબૂદ કરી સ્વતંત્રતા તેમ જ સમાનતાને ધોરણે નવસમાજની રચના કરવી હોય ને વિશ્વમાં શાંતિ તથા માનવતાની પુનઃ સ્થાપના કરવી હોય, તો તેને માટેનો પ્રયાસ કેળવણી દ્વારા કરવો જોઈએ. આ વાત સાથે આપ સંમત થતા હો તો નવા વિશ્વવિદ્યાલયની રચનામાં આપ એને વિષે શી જોગવાઈ કરશો ?

પરીક્ષાપદ્ધતિ, ઇનામની લાલચ ને શિક્ષાનો ભય નવા આદર્શની સિદ્ધિમાં કેટલે અંશે અંતરાયરૂપ નીવડે ?"

ઉપરના પ્રશ્નોમાં ઉઠાવવામાં આવેલા મુદ્દા યુનિ૦ સમિતિની પ્રશ્નાવલીમાં પણ સામાન્ય રૂપમાં છે જ. સમિતિ જ્યાં સુધી પોતાનું નિવેદન રજૂ ન કરે ત્યાં સુધી, એ મુદ્દા વિષે તેનો મત તો જાણી ન શકાય. એટલે સમિતિના સભ્યો જે કાંઈ કહે તે પોતાના અંગત ખ્યાલ પૂરતું અને ચર્ચામાં મદદરૂપ જ ગણાય, એ ઉઘાડું છે. એટલે, હું નીચે જે લખું છું તે એ મર્યાદામાં સમજવાનું છે, એ જણાવવાની જરૂર ન હોય.

પ્રશ્નના ક્રમવાર જવાબો આપું છું :

૧. સરકારે આ સમિતિની નિમણૂક કરી તેની યાદીમાં તેના કામ વિષે આ પ્રમાણે લખ્યું છે—

"ગુજરાતને માટે યુનિવર્સિટીની સ્થાપના કરવાના પ્રશ્ન વિષે નિવેદન રજૂ કરવાને માટે મુંબઈ સરકારે... સમિતિ નીમી છે.

સમિતિને નીચેનો કાર્યનિર્દેશ કરવામાં આવ્યો છે:—

૧ ગુજરાતને માટેની યુનિવર્સિટીના કાર્યની મર્યાદા, તેનું સ્વરૂપ, તેનું બંધારણ, અને તેનો કાર્યપ્રદેશ —એ બાબતમાં ભલામણો કરવી મુંબઈ ઇલાકાની હદની બહાર આવેલી સંસ્થાઓને માન્યતા આપવાનો પ્રશ્ન પણ એમાં આવી જાય

૨. તે યુનિવર્સિટીની સ્થાપનાના અને તેના નિભાવના ખર્ચ બાબતમાં નિવેદન કરવું, અને તે સારુ જરૂરી નાણાંની જોગવાઈ કરવા બાબત દરખાસ્તો કરવી.

અને, આ વિષયને અંગે ઉદ્‌ભવતી બીજી કોઈ પણ બાબતોમાં ભલામણ કરવી."

એટલે, પ્રશ્નમાં પૂછ્યું છે તેવું 'સમસ્ત ગુજરાત માટે એક યુનિવર્સિટી રચવાનું' તેમાં કહ્યું છે, એમ નથી. શબ્દો સ્પષ્ટ છે કે, "ગુજરાતને માટે યુનિવર્સિટીની સ્થાપના કરવાના પ્રશ્ન વિષે નિવેદન રજૂ કરવાને માટે . . . ." તેથી સમિતિ માટે એમ માની ન શકાય કે, "એક જ વિશ્વવિદ્યાલય સ્થાપવાના વિચાર સાથે સમિતિના સભ્યો સંમત થયા છે." આ બાબતમાં ગુજરાત માટે શું કરવું જોઈએ અને તેનું ઉત્તમ હિત શેમાં રહેલું છે તે તપાસીને, જે ઠીક લાગે તે વિચારવાની સમિતિને છૂટ છે. અને ગુજરાતની પ્રજા પણ, એ બાબતમાં પોતે જે ઠીક માને તેવી સલાહ તે સમિતિને આપી શકે છે.

૨. બીજો સવાલ પહેલા સવાલ સાથે સંબંધવાળો છે. સ્વતંત્ર વિદ્યાપીઠો ગુજરાતમાં જુદે જુદે સ્થળે કાઢવાનો "વિચાર વહેતો મૂકવામાં આવ્યો છે", એમ વડોદરા અને અમદાવાદ વિષે તો ચોક્કસ કહી શકાય; કેમ કે વડોદરા સરકારે પોતાની વિદ્યાપીઠ રચવાનો જૂનો વિચાર પાછો તાજો કર્યો છે અને તેને આગળ લેવાને માટે એક સમિતિ નીમી છે, જેના પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશી છે કે જે ગુજરાત સમિતિના પણ સભ્ય છે. અને અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (વિદ્યાસભા)ની કાર્યવાહક સમિતિએ એક મંડળ નીમી ગુજરાત માટે યુનિ૦ વિષે વિચાર કરવાનું કામ તેને સોંપેલું. તે મંડળ તરફથી એક નિવેદન બહાર પડ્યું છે, તેમાં એમ સૂચવવામાં આવ્યું છે કે, અમદાવાદમાં યુનિ૦ કાઢવી. પરંતુ આ સૂચના તે શહેરને માટે સ્વતંત્ર વિદ્યાપીઠની નથી, પણ આખા ગુજરાતને માટે વિદ્યાપીઠનો તેમાં વિચાર કરેલો લાગે છે. એમાં બીજાં કેન્દ્રોએ ભાગ લીધો હતો કે કેમ, ને લીધેલો તો કેવો લીધો હતો અને તેમણે આ વિષે શો મત દર્શાવ્યો હતો, એ મને ખબર નથી.

પ્રશ્નમાં જે દહેશતની વાત પૂછવામાં આવે છે તે વડોદરાના વિચાર અંગે નહિ, પણ અમદાવાદ વિદ્યાસભાના મંડળના વિચારને અંગે હોઈ શકે. કેમ કે વડોદરા તો અલગ રાજ્ય તરીકે પોતાનો વિચાર આજે તો કરે છે. રહ્યું અમદાવાદ. તેને અંગે સવાલ છે કે, એ દહેશતને "નિરાધાર બનાવવા સારુ" બંધારણમાં શી જોગવાઈ કરવી? એના જવાબમાં અમદાવાદના મંડળે બહાર પાડેલા નિવેદનમાં એક

સૂચના "વહેતી મૂકવામાં આવી છે," જેને આ બીજા પ્રશ્નમાં અંતે પૂછી છે. તે એ કે, હિંદી યુનિયનના રાજ્યબંધારણ પેઠે મધ્યમાં સમવાયી ઢબે અને આંતિક એકમોનું સ્વાયત્ત ધોરણે, એમ યુનિવર્સિટીનું બંધારણ કરવું.

આ સૂચના રાજકારણી રંગવાળી છે એ તો એની ભાષા અને માંડણી પરથી પણ ઉઘાડું છે. યુનિવર્સિટીમાં એ રીત શું કામ? એની શી જરૂર? જુદા જુદા એકમો જે કહેવામાં આવે છે તે શું છે? મુંબઈ યુનિ૰ના આશરા તળે વધેલી અમુક કૉલેજ-સંખ્યા કે બીજું કાંઇ? આવી રીતે "વિદ્યાની ચાર પાંચ શાખાનું ઉચ્ચ શિક્ષણ આપતી કૉલેજો હોય ત્યાં સ્વતંત્ર વિદ્યાપીઠ"નો એકમ બન્યો, એમ તો ન માની શકાય. પરંતુ એવાં સ્થાનો અમદાવાદ, સુરત, આણંદ ૪૦ છે; અને તેઓ મુંબઈના આશરા તળે આજે કામ કરી રહ્યાં છે. તેમાંથી જો ગુજરાતને માટે નવી વિદ્યાપીઠનો આશ્રય ઊભો કરવો, તો તે માટે આ કેન્દ્રોની હરીફાઈ ને ટાળવાનો ઉપાય, અથવા તો કોઈની કોઈ રીત યોજીને એમને રીઝવીને એક જ વિદ્યાપીઠમાં તેમને સમાવી લેવાનો ઇરાદો હોય. તો તો આ વિચાર વિદ્યાવૃદ્ધિની દૃષ્ટિ કરતાં વહીવટદૃષ્ટિનો વધારે થયો. અને તેથી જ તેમાં વિદ્યાકારણ કરતાં સત્તાકારણ વધારે લાગવાથી, દહેશત જે કહેવાય છે તે ઊપજતી હોવાનો સંભવ છે. બાકી એક પ્રાંતમાં અનેક વિદ્યાપીઠ હોવાં એ કાંઈ ખોટું નથી. જુઓ યુક્તપ્રાંતમાં ચાર છે. તેમને કોઈ સમવાયતંત્રની જરૂર નથી. જરૂર લાગે તો તેમનું આંતર-વિદ્યાપીઠ બોર્ડ કે તેના જેવું મંડળ રચવા દ્વારા કામ ચલાવી શકાય છે. તે દ્વારા તેઓના સામાન્ય સવાલો વિચારી શકાય છે. અને વિદ્યાક્ષેત્રમાં એ રીત જ સારી અને સાચી છે. તેમાં રાજદ્વારી બંધારણના એકમો અને તેમનો સમવાય ઇ૰ની ઉપમાથી દોરવાઈ જવાથી ભૂલ થશે. બલ્કે, લોકોમાં ભય તો એવો છે કે, પૂનાના બિલમાં કાયદાને ગોદે જેમ સૌ સ્થાનોને નવી વિદ્યાપીઠમાં નાંખવામાં આવ્યાં છે, તેમ ગુજરાતમાં કરવું છે કે શું? જો દહેશતને સ્થાન હોય તો અહીંયાં જરૂર છે. બલ્કે, ઘણેખરે સ્થળે એમ જ મનાતું જોવા મળે છે કે, અમદાવાદ કે વડોદરા મુંબઈથી ખાસ કશું નવું તો નહિ કરે; બીક છે કે તેનાથી ઊતરતું રૂપ બની રહેશે. અને સ્વભાષા દ્વારા શિક્ષણનું કહેવામાં આવે છે તેમાં પણ શિક્ષકો અને સંચાલકોને વહેવારુ એટલી બધી મુશ્કેલીઓ લાગે છે કે, તેમાં પણ ઝાઝો ફેર શરૂમાં પાડી નહિ શકાય, એમ તેમને લાગે છે. આથી કરીને લગભગ મુંબઈ જેવા જ અને વળી નવાસવા વિદ્યાપીઠને આશરે પડવા કરતાં ચાલુ જૂના અને લબ્ધપ્રતિષ્ઠ મુંબઈમાં છીએ તેમ જ શું કામ ન ચાલુ રહેવું? — આવા પ્રકારની ડહાપણભરી બુદ્ધિ પણ જોવા મળે છે. એક એવો મત પણ છે કે, મહારાષ્ટ્ર ને કર્ણાટક પોતાનું અલગ વિદ્યાપીઠ કરે પછી ગુજરાત ને મુંબઈ મળીને પોતાનું કામ સંભાળે તોય શું ખોટું છે?

આ બધું જોતાં મને લાગે છે કે, બંધારણની બાબતમાં એકમો અને સમવાય ઇ૰નું ઝીણું કાંતવામાં પડવાથી કશો ફાયદો થશે નહિ, અને નવું વિદ્યાપીઠ જો એવું બને તો વિદ્યા કરતાં વહીવટ અને સત્તાના સવાલોમાં તેનો જન્મથી જ ઝડપાઈ જશે.

૩. ત્રીજો સવાલ એકસ્થ વિદ્યાપીઠ વિષે છે. એક રીતે કહીએ તો, બીજા સવાલમાં પૂછેલા સમવાયી વિદ્યાપીઠની સામેની બાજુનો વિચાર આ ગણાય.

એકસ્થ અને ગૃહી વિદ્યાપીઠનો આદર્શ જરૂર આકર્ષક છે. તે અજમાવવા જેવો પણ ગણાય. પરંતુ તે ઢબે શરૂઆત કે ખ્યાલ નથી અમદાવાદમાં જણાતાં કે નથી વડોદરામાં. સામાન્ય ખ્યાલ તો એવો જ જોવા મળે છે કે, "વિદ્યાની ચાર પાંચ શાખાનું ઉચ્ચ શિક્ષણ આપતી કૉલેજો જ્યાં હોય ત્યાં" વિદ્યાપીઠ ખોલવા જેવું થયું ગણાય. આવાં સ્થાન અમદાવાદ અને સુરત છે; આણંદમાં ઝપાટાબંધ તેની તૈયારી ચાલે છે. અને તેથી જ ઉપર ચર્ચી તે પ્રકારની દહેશત લાગે છે. એનો ઉપાય, આ કેન્દ્રોએ એકસ્થ અને ગૃહી વિદ્યાપીઠનો આદર્શ લેવો, એ બની શકે. તેને માટે અમુક પોતાની વિકાસદૃષ્ટિ અને ખાસિયત કેળવવાનો સિદ્ધાંત હોવો જોઈએ. એમ જો થાય તો ખરેખર નવી વિદ્યાપીઠ કાઢવાને માટેનું સબળ પ્રયોજન પણ ચોખ્ખું દેખાય અને તેથી વાતાવરણ પણ તેને માટે સાફ થાય. પ્રાદેશિક વિદ્યાપીઠના વિચારમાં આજે જે મોટી ખોટ છે તે આ પ્રકારના દર્શનની છે. જ્યાં કે જેની પાસે તે દર્શન હોય ત્યાં તેણે એ પોતાનું કામ શરૂ કરવું જોઈએ. અને સ્વરાજ સરકારે આને જ આજે ઉત્તેજન આપવું જોઈએ. બાકી પ્રાંતવાર નવા ખરચ ઊભા કરવા હોય તો ભલે કરે, પણ વિદ્યાપીઠને નામે ઝાઝા આગળ નહિ વધ્યા હોઈએ, એ ભીતિ અકારણ

નથી. તેથી જ ગાંધીજી ચાલુ છે તેમાં જોઈએ તેવા રાષ્ટ્રીય ઢબના સુધારા કરવામાં રોકાવા ને નવ-પ્રયાણમાં ઉતાવળ ન કરવા કહે છે. એનો અર્થ, જેઓ નવપ્રયાણ કરી શકે તેમને રોકવાનો નથી; તેમનો માર્ગ તો મોકળો જ છે. હું માનું છું કે, એ કામ ગાંધીજી તેમની સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા આજે કરી શકે છે.

૪. ચોથો સવાલ આમ-જનતા સાથે વિદ્યાપીઠોનો જીવંત સંપર્ક સાધવા બાબત છે. વિશ્વવિદ્યાલય બીજું અનેક કરે તો ભલે, પરંતુ ઉચ્ચ શિક્ષણ તો એનું જ કામ છે, એમ તો ખરું ને? તે દ્વારા તે સમાજને માટે જરૂરના એવા વકીલ દાક્તરો, ઉદ્યોગધંધાઓમાં કામ કરતા તદ્વિદો, સરકારી નોકરો, અને સુશિક્ષિત નાગરિકો તથા પ્રજામતને દોરનારા પેદા કરે છે. પહેલા ત્રણ વર્ગો તૈયાર કરવાનાં કામો ખાસ છે. ઇજનેર વકીલ દાક્તરો તૈયાર કરવાને માટે તેના ધંધાવાળાનાં પ્રતિષ્ઠિત મંડળો પણ ધારે તો સંભાળી શકે છે. તેમાં યુનિવર્સિટી ખાસ ન પડે તોય ચાલે. તેવું જ, ઉદ્યોગપતિઓ ઉદ્યોગવિદ્યાઓ શીખવવા, પોતાનાં કારખાનાં દ્વારા અને તેમાં પ્રત્યક્ષ કામના અનુબંધની સચોટ શિક્ષણપદ્ધતિથી, ઉમદા ગોઠવણી કરી શકે છે. તેમ નહિ તોય, એ કામો આજે મુંબઈ કરે છે. રહ્યા સરકારી નોકરો અને પ્રજાના સુશિક્ષિત નાગરિકો. એમને માટે સામાન્ય સંસ્કારોની ઉચ્ચ માનવવિદ્યાઓ (Humanities) શીખવનારાં મહાવિદ્યાલયો જોઈએ. તેમણે સ્વભાષા દ્વારા જ પોતાનું બધું કામ કરવું જોઈએ. તેમાં સ્વતંત્ર હિંદની જે સંસ્કૃતિ અને નીતિ આપણે ઘડવા ચાહીએ છીએ, તેનું ચિંતન, મનન, અધ્યયન અને અધ્યાપન થવું જોઈએ. આની જરૂર આજે તાત્કાલિક છે. આ કામ આજે પણ સ્વભાષા મારફત કરી શકાય છે. એ રીતે તેમાં જનતાનો સંપર્ક બરોબર સાધી શકાએ. વકીલી, દાક્તરી, યંત્રોદ્યોગવિદ્યાઓ, માટે કદાચ થોડાંક વર્ષ જૂની રીતે પરભાષા દ્વારા જ કામ કરવું પડે. તો તેમાં કશો વાંધોય નથી, અને તાત્કાલિક કશી મુશ્કેલી પણ ન આવે. પરંતુ પ્રજાકીય સેવકો, નેતાઓ તથા સરકારી નોકરો તો નવા જમાનાને માટે તત્કાળ જોઈએ. એ વગર સ્વરાજ નભવાનું નથી, અને જે ક્રાંતિ લાવવી છે તે આવી શકે નહિ. તે કામ રાષ્ટ્રીય કેળવણીએ તરત ઉપાડવું જોઈએ. સ્વરાજ સરકારે નવાં વિદ્યાપીઠો કાઢવા જેવાં હોય તો આ ઉદ્દેશ તેને માટે શોભે એવો છે. વિશ્વવિદ્યાલય આ રીતે રચાય તો આખા સમાજ પર પોતાના કામથી છાપ પાડશે. અને એ રીતે જ તે કેળવણીની નીતિને ઘડી શકે કે ઘડવા ચાહે તો વર્તી શકે છે. બાકી આજની દશામાં વિશ્વવિદ્યાલય આખી કેળવણી ભાગ્યે જ સંભાળી શકે. તેની નીતિ પણ તેને સૂઝે એમ નથી. દશા તો એવી છે કે, વિશ્વવિદ્યાલયો, પોતે કેમ સુધરવું, તેય જાણતાં નથી એમ દેખાય છે. તેમાં તે પાયાની કેળવણીના ગાંધીજીના મહાન પ્રયોગને શું સંભાળે? વાત એમ છે કે, કેળવણીમાં ભારે કોઈ નવી દોરવણી આપવાનું કામ આજનાં વિશ્વવિદ્યાલય કરી શકશે કે કેમ, એ વિષે શંકા છે. સરકાર પણ ભાગ્યે જ તેને પોતાનું નીતિ-નિર્માણનું કામ સોંપે. એટલે વિશ્વવિદ્યાલય પોતાના ખાસ ઉચ્ચ શિક્ષણના ક્ષેત્ર દ્વારા જે કરવું હોય તે કરે. જો એકસ્થ અને ગૃહી વિદ્યાપીઠ સ્થપાય તો બાળકથી માંડીને પ્રૌઢ સુધીની સળંગ કેળવણીનો આદર્શ નમૂનો જરૂર રચી શકે, અને તે દ્વારા સરકારને અને સમાજને નીતિ-નિર્માણમાં મદદ કરી શકે. આથી વધારેમાં પડવાની ધૃષ્ટતા કરવા જેવી નથી, એમ માનું છું.

આમાં પ્રશ્ન નં. ૫ નો ઉત્તર પણ આવી ગયો. પ્રશ્ન નં. ૬ નો ઉત્તર પણ કાંઈક તો ઉપર આવી ગયો. પ્રજાનો વહીવટવર્ગ તથા નેતાવર્ગ, અને શિક્ષકવર્ગ પણ, જો વિદ્યાપીઠો તૈયાર કરી આપે, તો તેમાં આજના સમાજના અને જગતના કૂટ પ્રશ્નોની દૃષ્ટિ તો પ્રગતિશીલ અને સુધારક હશે જ. એ દૃષ્ટિવાળા યુવકો તેમાંથી બહાર પડશે. એ રીતે જ વિશ્વવિદ્યાલય સંસ્કૃતિને મદદ કરી શકે. ઉપરાંત તેના અધ્યાપકો સમાજ તથા રાષ્ટ્રના સવાલોની જીવંત આરાધના કરતાં કરતાં પોતાની વિદ્યાઓ ખીલવતા અને શીખવતા હશે. આ કામ જો બરાબર થાય તો સમાજ વિશ્વવિદ્યાલય પાસેથી જેની આશા રાખે તે તેને મળી રહે એમ ગણાય. પછીનું કામ તો સમાજ અને તેની અન્ય સંસ્થાઓએ કરવાનું રહે.

એટલે પ્રશ્નોનો પ્રશ્ન હોય તો એ છે કે, ગુજરાતને માટે જો નવા યુગને માટે વિદ્યાપીઠ કે વિદ્યાપીઠો સ્થાપવી હોય તો શું કરવું? એ ભૂમિકામાં બધા સવાલો વિચારવા ઘટે, એ મુખ્ય વાત ભુલાવી ન જોઈએ.

૧૯–૧–'૪૮ મગનભાઈ દેસાઈ

# ફેરક

એક આદરણીય સમાજસેવકે થોડા દિવસ પર મારી સાથે ચર્ચા દરમ્યાન કહ્યું, "આપણી અનેક રચનાત્મક કામ કરનારી સંસ્થાઓ છે. તેમાં સેવકો પણ છે. પણ ખ્રિસ્તી મિશનરીઓમાં જે જાતની પોતાના કામમાં એકાગ્રતા અને નિષ્ઠા જોવામાં આવે છે, તે આપણા સેવકોમાં દેખાતી નથી. એક બાજુથી જોઈએ તો તેમના કરતાં આપણું જીવન વધારે સાદું, ઓછી સગવડો માગનારું દેખાશે. પણ તેઓ જે રીતે વરસો સુધી એકલા દૂર દૂર પડયા હોય છે અને લોકોમાં ભળે છે તથા પોતાનાં કામમાં ઓતપ્રોત રહે છે, તેમ આપણા સેવકોમાં દેખાતું નથી. આનું શું કારણ હશે?"

હું આ બાબતનો લાંબા વખતથી વિચાર કરતો આવ્યો છું. મને લાગે છે કે, એની પાછળ બન્નેની મૂળ પ્રેરક ભાવનાઓમાં જ ફેર છે. ખ્રિસ્તી મિશનરીઓએ ઈશુ ખ્રિસ્ત પ્રત્યેની તારકનિષ્ઠા અને એના જીવન તથા ક્રૂસારોહણમાંથી પોતાની સેવાની પ્રેરણા મેળવેલી છે. "ઈશુ મનુષ્યોનો તારણહાર હતો. દુઃખી, પાપી, નિરાધાર માનવોના ઉદ્ધાર માટે, આંધળા, લૂલા, પતિયાની સેવા માટે એનો જન્મ હતો. આથી જેને પોતાનો ઉદ્ધાર કરવો હોય તેણે તેના જીવનનું અનુકરણ કરવું જોઈએ. એણે પોતાનાં તન-મન-ધન દુઃખી, પાપી, નિરાધાર લોકોની સેવામાં અર્પણ કરી દેવાં જોઈએ, અને તેમનાં ભૌતિક તેમ જ આધ્યાત્મિક દુઃખો દૂર કરવામાં મદદ કરવી જોઈએ. એણે પોતાનો ક્રોસ પોતાને ખભે મૂકીને એને માર્ગે ચાલવું જોઈએ. અર્થાત્, તે પ્રયત્નમાં જે કાંઈ વિપત્તિઓ આવી પડે તે સહન કરવી જોઈએ. એટલું જ નહીં, બલકે તેવી વિપત્તિને જીવનનો યશ અને લહાવો સમજવો જોઈએ. આ જ ખ્રિસ્તી ધર્મનું રહસ્ય છે અને તે ધર્મની સાધના અથવા ભક્તિમાર્ગ છે."

આ ભાવ — આ શ્રદ્ધા એમની પ્રેરણાનું મૂળ છે. અર્થાત્ હું એવા જ ખ્રિસ્તી મિશનરીઓ વિષે આ કહું છું, જેમને મિશનોના નિષ્ઠાવાન સેવકો કહી શકાય. કેવળ નિર્વાહના એક ધંધારૂપે પાદરી તરીકે નિમાતા સ્નાતકોની વાત કરતો નથી. આ ભાવ અથવા શ્રદ્ધા એમને માટે તર્કનો નિર્ણય નથી. આ સારું, આ નરસું એવા તુલનાત્મક વિચારનો નિશ્ચય નથી. એમાં બીજાનું ભલું કરવું, સેવા કરવી, પરોપકાર કરવો — એ સ્વજીવનનું સાધ્ય નથી. સાધ્ય તો આત્મોદ્ધાર છે, પણ તેનાં સાધનરૂપે આ બન્ને વસ્તુઓ આવે છે.

કેવી તીવ્ર શ્રદ્ધાથી હિંદુ મુમુક્ષુ પરમેશ્વરપ્રાપ્તિ માટે સર્વ સાંસારિક પ્રવૃત્તિઓ છોડી, બંધનો કાપી નાંખી, સ્ત્રી-પુત્ર-ઘરનો ત્યાગ કરી સંન્યાસ લે છે, ગુરુને શોધવા નીકળી પડે છે, હિમાલય વગેરેમાં જઈ વરસો સુધી યોગાભ્યાસ કરે છે, દત્તાત્રેય, ભર્તૃહરિ, ગોપીચંદ કે (ગૃહસ્થાશ્રમમાં રહે તોયે) નરસિંહ મહેતો, તુકારામ વગેરેને પોતાની સાધનાના આદર્શો બનાવે છે, એ આપણે જાણીએ છીએ. એ વૃત્તિ આપણે સમજી પણ શકીએ છીએ. કેવા પ્રકારની તીવ્ર શ્રદ્ધાથી શ્રીરાજચંદ્રે

> "અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
> ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
> સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
> વિચરીશું કવ મહત્ પુરુષને પંથ જો?"

વગેરે પદો રચ્યાં હશે તેની આપણે કલ્પના કરી શકીએ છીએ.

આપણા દેશના પણ ભગવદ્ભક્તની મહેચ્છા પોતાનાં શરીર, મન, બુદ્ધિ, ઇંદ્રિયો વગેરે સૌ ઈશ્વરાર્પણ કરી રાખવાની હોય છે. એ પણ પોતાના રોમરોમમાં ભગવાનને સ્થાપવા ઇચ્છે છે. પણ એના અર્પણ અને સ્થાપનાની કલ્પના તુકારામ મહારાજના નીચેના અભંગમાં કહ્યા મુજબની હોય છે:

> घेईं घेईं माझे वाचे, गोड नाम विठोबाचें ॥
> तुम्ही घ्या रे डोळे सुख, पाहा विठोबाचें मुख ॥
> तुम्ही ऐका रे कान, माझ्या विठोबाचे गुण ॥
> मना तेथे धांव घेईं, राहें विठोबाचें पायीं ॥
> तुका म्हणे जीवा, नको सोडूं या केशवा ॥*

આ ભાવના આપણે ઓળખી શકીએ છીએ. વળી,

> "હરિના જન તો મુક્તિ ન માગે,
> માગે જનમોજનમ અવતાર રે
> નિત સેવા, નિતકીર્તન-ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે

* લે રે લે રે મારી વાણ, મીઠું નામ નારાયણ;
તમે લો રે નેણાં સુખ, પેખો વિઠ્ઠલનું મુખ;
તમે સાંભળો રે કાન, મારા વિઠ્ઠલના ગુણ.
મન દોડી જાને ત્યાંયે, રહે વિઠ્ઠલને પાયે.
તુકો કહે, મારા જીવ, નવ છોડીશ કેશવ.

ધન વૃંદાવન, ધન એ લીલા, ધન એ વ્રજના વાસી રે.
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એમની દાસી રે.
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે;
કંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે."

— આવી ભક્તિની ભાવનાને પણ આપણે "કંઈ એક" પિછાણી શકીએ છીએ.

"શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ! વ્યાપી રહો મુજ અંતરમાં;
મુજ જીવન કેરું રહસ્ય ઊંડું,
બન પ્રેરક, ચાલક, શાસક તું.—"

એ શ્રી રમણભાઈની વૃત્તિને પણ આપણા દેશના ભક્તિમાર્ગને અનુરૂપ કરી આપણે ઓળખી શકીએ છીએ. પણ એમાં અને ખ્રિસ્તી ભક્તની નીચેની સમર્પણની ભાવનામાં ફેર છે:

Take my life, and let it be
Consecrated, Lord, to Thee,
Take my hands, and let them move
At the impulse of Thy love.
Take my feet, and let them be
Swift and beautiful for Thee.
Take my lips, and let them be
Filled with messages from Thee.*

આમાં ભક્તની જીભ નામસ્મરણ જ કરે, હાથ માળા જ ફેરવે કે પ્રણામ કરવા જોડાય, પગ મંદિર કે તીર્થો તરફ જ ચાલે, ભક્તિનો તીવ્ર ઊભરો આવે ત્યારે હસે, રડે, નાચે, કૂદે અથવા આઠે પહોર ભક્તોના સમુદાયમાં કથા–કીર્તન–ઓચ્છવ વગેરેમાં જ જાય — એવી ભક્તિની કે સાધનાની પરાકાષ્ઠા માની નથી. તેમ ગંગાના તીર પર હિમાલયની કોઈ શિલા ઉપર પદ્માસન વાળીને યોગના અભ્યાસથી નિર્વિકલ્પ સમાધિની સ્થિતિમાં બ્રહ્માનંદનો અનુભવ કરતાં કરતાં રાત અને દિવસ ક્યાં જાય છે તેની ખબર ન પડે એવી સાધનાનોયે મનોરથ નથી. પણ પોતાના મોક્ષાર્થે કહો કે ઈશ્વરપ્રીત્યર્થે કહો કે ઈશુના ઉત્તમ ભક્તની નિશાનીરૂપે કહો, ક્રૉસ પર ચડવું — એટલે જીવને જોખમે ખ્રિસ્તને અનુસરવો, જીવને જોખમે દીન, દુઃખી, રોગી, દલિત, અજ્ઞાનીની સેવા કરવી, શ્રદ્ધા, પ્રેમ અને આશાનો સંદેશો દૂર દૂરના ખૂણાઓમાં ફેલાવી પડેલાને બેઠા કરવા અને રડતાને હસતા કરવા — એ જાતના ભક્તિમાર્ગનો સંસ્કાર તીવ્ર શ્રદ્ધાવાન ખ્રિસ્તી પર પડેલો હોય છે.

આત્મસમર્પણ, ગુરુશરણ, ત્યાગ, વૈરાગ્ય, એકાકી નિવાસ, અપરિગ્રહ, બ્રહ્મચર્ય, તીવ્ર ભક્તિ વગેરેની પરાકાષ્ઠા કરનારાઓની પરંપરા આપણા દેશમાંથી હજુ તૂટી ગઈ નથી. દર વર્ષે ઘણા નહીં તોયે ૫૦૦–૭૦૦ તીવ્ર મુમુક્ષુઓ દેશના જુદા જુદા ભાગોમાંથી ઘરબાર છોડી ઈશ્વરને માર્ગે જવા નીકળી પડતા હશે. એમાંના કેટલાક પાછાયે પડતા હશે. પણ આપણા દેશના ભક્તિમાર્ગ કે જ્ઞાનમાર્ગને ખ્રિસ્તી ભક્તિમાર્ગ કે જ્ઞાનમાર્ગનું વળણ નથી. એ જુદા પ્રકારનું વળણ છે.

આપણા દેશસેવકો અથવા જનસેવકો અને ખ્રિસ્તી મિશનરીઓ વચ્ચે અહીં જ મોટો ફરક પડે છે. મિશનરીઓ પણ જનસેવાનાં કામો કરે છે, આપણા સેવકો પણ કરે છે. પણ આપણા સેવકો આ કામમાં પડે છે તે દેશાભિમાનથી, સ્વદેશપ્રેમથી પ્રેરાઈને. દેશને માટે કંઈક કરું, પરદેશીને કાઢું, દેશને સ્વતંત્ર કરું, સ્વતંત્ર થયેલા દેશને સમૃદ્ધ કરું, પ્રજાકીય રાજ્ય સ્થાપું, મૂડીવાળા, જમીનદાર, રાજા વગેરેનાં શોષણને અટકાવી શ્રમજીવીઓને આગળ લાવું, અન્યાય અને જુલમનો વિરોધ કરું અને લોકોને સુખી અને સમૃદ્ધ થયેલા જોઉં — એવા પ્રકારની ભાવનાઓ તેમનામાં કામ કરતી હોય છે. એમાં કોઈ ને કોઈ પ્રકારની રાજકીય, સામાજિક કે આર્થિક દૃષ્ટિ જ મુખ્ય હોય છે. ધાર્મિક કે આધ્યાત્મિક હોય તોયે તે ગૌણ હોય છે. ઘણી વાર તે ધાર્મિકતા કે આધ્યાત્મિકતાની પાછળ સાહિત્ય કે પાંડિત્યનો જ રસ હોય છે. આ સેવાકાર્યો સાથે ઈશ્વરોપાસના હોય જ એમ ન કહેવાય. હોય તો તે કેવળ એક વ્યક્તિગત કે પરંપરાગત શ્રદ્ધાના સંસ્કારરૂપે જ. જેમ દાતણ-પાણી-સ્નાન-સફાઈ વગેરે નિત્યકર્મો હોય, તેમ રોજના સમયપત્રકમાં આનુંયે સ્થાન હોય. પેલાની જેમ આ કામ પણ "પતાવી નાખવાનું."

* પ્રભુ, જીવન મારું લઈ કબજે
કર અર્પણ તે તુજ કાર્ય વિષે.
મુજ હાથ લઈ વશમાં, ભગવન્,
હલવો તમ પ્રેમ તણે ઝટકે.
મુજ પાય લઈ તમ કાર્ય વિષે
ગતિમાન અને રમણીય કરો.
મુજ હોઠ વડે વદવો, ભગવન્,
તમ દિવ્ય પવિત્ર મહાવચનો.

આ કારણથી સામાન્યપણે સેવકનું ધ્યાન પોતાની સંસ્થાનાં અને પ્રવૃત્તિઓનાં બાહ્ય પરિણામો પર ચોંટેલું રહે છે જ. એનો સેવાનંદ એના કામનો વિસ્તાર કેટલો થયો તેના પર આધાર રાખે છે. ધારેલો યશ ન મળે તો એને પ્રવૃત્તિનું ક્ષેત્ર બદલવાનું મન થઈ જાય. યશ મેળવવા રાજકીય ક્ષેત્રોમાં, સત્તાનાં સ્થાનોમાં, અધિકાર-પ્રાપ્તિના પ્રયત્નોમાં પડવાનું મન થઈ જાય. એ સેવા કરતો હોય છે કે કરવા ઇચ્છતો હોય છે અભણ, ગરીબ, રોગી, અસ્વચ્છ, અસંસ્કારી લોકોની: પણ એ સોબત-સહવાસ-મિત્રતા-બેઠક-વાચન-લેખન-વિનોદ ખોળે છે પોતાની જ કક્ષાના સેવક કે બિનસેવક વર્ગના લોકોનું. કારણ કે, આ કાર્ય ભક્તિમાર્ગનો એક પ્રકાર છે, ઈશ્વરની સાધના છે, એવો એના મન ઉપર સંસ્કાર નથી. એ કેવળ એને એક બિનસરકારી અથવા નીમ-સરકારી પ્રવૃત્તિના રૂપમાં જ જુએ છે. સરકારી શાળાઓ, ઇસ્પિતાલો, સુધરાઈઓ, અનાથાલયો, વસતિગૃહો, ઉદ્યોગાલયો વગેરે ખાતાંઓ હોય છે તે જ પ્રકારની પણ કાંઈક ત્યાગપૂર્વક, સરકારી અંકુશ વિના, પોતાની હોંશ અને સૂઝ પ્રમાણે, સાર્વજનિક મદદથી ચલાવવાની આ પ્રવૃત્તિ છે, એવી ઓછીવત્તી દૃષ્ટિથી એ આ સેવાઓ પ્રત્યે જુએ છે. આથી એનામાં મિશનરીની નિષ્ઠા અને ધગશ આવી શકતી નથી.

આ લખવાનો અર્થ એ નથી કે, આપણા સેવકોમાં કોઈ જ મિશનરી ભક્તની વૃત્તિના હોતા નથી, અથવા સર્વે મિશનરીઓ આ જ વૃત્તિથી તરબોળ થયેલા હોય છે. થોડાઘણા મગ અને ગાંગડુ બેય ઠેકાણે હોય છે જ. તેમ આ લખવાનો આશય એવું કાંઈ સૂચવવાનોયે નથી કે, આપણા દેશના જ્ઞાનમાર્ગ કે ભક્તિમાર્ગ અને ખ્રિસ્તી મિશનરીના ભક્તિમાર્ગ વચ્ચે એક ઊંચો છે કે બીજો ઊતરતો છે. પણ, એમ કહો કે જેમ "अर्चनं, वन्दनं विष्णोः" વગેરે નવ પ્રકારની ભક્તિ કહી છે, તેમ આ પણ ભક્તિનો એક જુદો પ્રકાર છે અને આદરપાત્ર છે. જેમ આપણા દેશના જેવો ભક્તિમાર્ગ ખ્રિસ્તી ધર્મમાં નથી જ એમ ન કહેવાય; તેમ આ માર્ગ આપણા દેશમાં અજાણ્યો જ છે એમ પણ ન કહેવાય. પણ આ માર્ગ આપણે ત્યાં બહુ ઓછો ખેડાયો છે એમ કહેવું જોઈએ. રચનાત્મક સેવાઓ આ પ્રકારના ભક્તિ-માર્ગનાં અંગો છે, અને ઈશ્વરભક્તિની એ નિષ્ઠા અને રુચિ કેળવાયા વિના મિશનરી વૃત્તિના સેવકો દુર્લભ રહેવાના.

આ ભક્તિમાર્ગ આપણા દેશના ભક્તિમાર્ગ કરતાં જુદા પ્રકારનો હોવાથી બન્નેની પદ્ધતિઓમાં પણ કેટલોક મહત્ત્વનો ફરક છે. ધર્મોપદેશકો, કીર્તનકારો, પંથપ્રચારકો, ભક્ત-મંડળો આપણા દેશમાં ઓછાં નથી. ગાડગે બુવા, તુકડોજી મહારાજ જેવાનાં કીર્તનોમાં પચીસ પચીસ હજારની મેદની ભરાય છે. સોથી પાંચસો શ્રોતાઓ ભેગા કરનાર ભક્તો અને કીર્તનકારો તો સેંકડો હશે. છતાં, આપણો ભગવદ્ભક્તિનો કે ધર્મનો પ્રચાર પાપીપતિતને ત્યાં સામા જવાનો નથી, પણ વધારેમાં વધારે કહો તો, તેને આપણે ત્યાં નોતરવાનો છે. તુકડોજી મહારાજ કે ગાડગે બુવા કે એમના શિષ્યો ધર્મપ્રચારાર્થે ગામોગામ ફરે તોયે તે ઘણુંખરું કોઈ શિષ્ય કે ગુરુભાઈને ત્યાં ઊતરશે. તેવું કોઈ ન હોય તોયે ભક્તિ માટે કાંઈક રુચિ ધરાવનાર, સાધુસંતો વિષે આદર રાખનાર, કથાકીર્તનનો રસિક અને અતિથિસત્કાર કરનાર સજ્જનને શોધશે. તે ગૃહસ્થ ભજન વગેરેની વ્યવસ્થા કરી શ્રોતાઓને એકઠા કરશે, અને ત્યાં આમનો ઉપદેશ થશે. આવી સગવડ ન હોય તો—બહુમાં બહુ—થોડા સાથીઓ સાથે ગામમાં જઈ એકાદ ઝાડ નીચે મુકામ કરી ભજન ચલાવી શ્રોતાઓ ભેગા કરશે, જે શ્રોતાઓ એ રીતે આકર્ષાઈને આવશે તેમને પોતાનો ઉપદેશ સંભળાવશે. તે ગામમાં શ્રદ્ધાળુ માણસો કેટલા છે, ભિક્ષા આપે એવા કોણ છે, વગેરેની તેમને સહેજે ખબર પડી જશે. પણ ગામમાં ભૂખ્યા, રોગી, સંકટગ્રસ્ત, પાપમાં ડૂબેલા, લોકોથી ત્યજાયેલા—રંજાડાયેલા—બહિષ્કૃત—તિરસ્કૃત કોણ છે તેની એમને અનાયાસે ભલે ખબર પડે, પણ એમને શોધવાનો એમનો પ્રયત્ન ભાગ્યે હશે. એ મુમુક્ષુઓને ખેંચશે ખરા, પણ નરકને માર્ગે વળેલાઓને ખોળી કાઢવાનો તેમનો પોતાનો પ્રયત્ન ક્વચિત જ હશે. કોઈ ઝડપટમાં આવી જાય તો તેનો એ તિરસ્કાર નહીં કરે, એના પ્રત્યે કરુણાભાવે વર્તશે અને એને ચાર સારા શબ્દો પણ કહેશે. પરંતુ, પ્રયત્નપૂર્વક અજામીલો કે રત્નાકરોને ખોળી કાઢવાનું કામ તેઓ ભાગ્યે જ કરશે. ભગવાનના "દાસનો દાસ અને તેનોયે દાસ" તો એ થઈ શકે છે, પણ જે એમની

દષ્ટિએ સેતાનનો દાસ થયો હોય તેનો સંબંધ તો "ન હોજો કદી"— એવી એમની વૃત્તિ હોય છે.

કૃષ્ણલીલામાં વર્ણન છે કે, શ્રીકૃષ્ણમાં સ્નેહથી એકાગ્ર થયેલી ગોપી મથુરાની ગલીઓમાં ગોરસ વેચવા નીકળે છે, ત્યારે "કોઈ ગોરસ લો, ગોરસ" એવી બૂમો પાડવાને બદલે "કોઈ કહાન લો, કહાન" એવી બૂમો પાડે છે. આ વિષે સુરદાસ, મીરાંબાઈ - વગેરેનાં ભજનો તો છે, અને તે ઘણાં સુંદર છે. પણ એ રીતે આપણા ભક્તો પોતાના ભગવાનના સંદેશાની ફેરી કરવા નીકળતા નથી. બહુ તો ભક્તિની દુકાન કાઢી ત્યાં ઘરાક આવે તેને ભગવાન તોળીને આપે. મીરાં કહે છે તેમ:

कोई कहे सस्ता, कोई कहे महँगा,

लीनो तराजु तोल — माई मैंने गोविंद लीनो मोल—"

તેમ ભક્તને જાતે જઈને ભગવાનને સસ્તો કે મોંઘો ખરીદી લાવવો પડે છે. મતલબ કે જિજ્ઞાસા — ગરજ બતાવે તેને ભગવાનની વાણી સાંભળવા મળે.

મિશનરી ભક્તની વૃત્તિ પોતાની ગરજે વેચવા નીકળેલા ફેરિયાના જેવી હોય છે. એ તો પરાણે ઘરાક બનાવવા માગે છે. ખરું હોય કે ખોટું હોય — એના મનમાં એમ વસેલું છે કે, મારા પ્રભુનો સંદેશો જેને નહીં પહોંચે તે મોટી વિપત્તિમાં આવી પડશે, અને હું એ વાત સૌને ન સંભળાવું ત્યાં સુધી મારી ભક્તિ અધૂરી છે. મોટી રેલ આવવાની હોય ત્યારે નદીકાંઠા પરનાં ગામોમાં ઘેરેઘેર ખબર પહોંચાડવી, એ ગામના મુખીની ફરજ ગણાય અને તેમ કરવામાં એ જેટલી ગફલત કરે તેટલો એણે ગામ પ્રત્યે ગુનો કર્યો લેખાય. તેમ, સાચા મિશનરીને લાગે છે કે, ઈશુનો સંદેશો જગતમાં ન પહોંચાડું અને એને પ્રિય હોય એવાં સેવાનાં કોઈ ને કોઈ કામ ન કરું, તો એણે પોતાની નોકરી બરાબર અદા કરી ન ગણાય.

આ લખવામાંયે બે ભક્તોની પ્રકૃતિનો ફરક બતાવવાનો જ ઉદ્દેશ છે. કોઈને ઊંચોનીચો બતાવવાનો આશય નથી. એટલું ખરું કે, રચનાત્મક સેવાનાં કાર્યની વૃત્તિ માટે મિશનરીની ભક્તિનિષ્ઠાની જરૂર છે.

વર્ધા, ૨૯-૧૨-'૪૭ **કિશોરલાલ ઘ૦ મશરૂવાળા**

# દેવદર્શનની દુકાનોનો 'લૉકાઉટ'

એક આસ્તિક અને મુમુક્ષુ હિંદુ તરીકે, મારા ધર્મનાં દેવમંદિરો માટે ઉપરની ભાષામાં વાત કરવી પડે છે, એનું મને અપાર દુઃખ છે. આ કહું છું તેને વાચક કેવળ વિવેકની ઉપચારી વાત ન સમજે, એવી વિનંતી છે. ભાષા જરૂર કડક છે; પરંતુ ગુજરાતનાં કેટલાંક વૈષ્ણવ મંદિરોએ (અને તેમાં હું સ્વામીનારાયણ પંથનાં મંદિરોને પણ ગણું છું.) હરિજનોના પ્રવેશ સામે સૌને માટે પોતાનાં બારણાં બંધ કર્યાં છે, તેને માટે બીજા શબ્દોમાં વર્ણન કરી શકાય એમ નથી, સારાંશે તેમના આ કાર્યનો અર્થ એટલો જ થઈ રહે છે. અહીંયાં હું વાચકને એ પણ જણાવું કે, હિંદુધર્મની મૂર્તિપૂજાના તત્ત્વમાં માનનાર માણસ હું છું. શ્રદ્ધાથી મેં મંદિરની મૂર્તિઓને ભજી છે. હું માનું છું કે, મંદિરની મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા થાય તેની સાથે તે દેવનું ધામ બની જાય છે.* જડ ઈંટ માટી ને તેની મરામત કે શણગાર સમારકામને હિસાબે, તે ભલે કોઈની જવાબદારી — અથવા 'મિલકત' શબ્દ વાપરવો હોય તો — કોઈની મિલકત ગણાય. પરંતુ શુદ્ધ ધર્મ અને સાધનાંની દષ્ટિએ તે દેવનાં દ્વાર છે; તેમાં જવા માટે કોઈ બીજાની આડ હોય તો — કાયદો તેની 'મિલકત'ની ભાષામાં ગમે તે કહો — તે આડ કેવળ અધાર્મિક અને અનાધ્યાત્મિક અનાચાર છે.

આવી આડ આજે ખરેખર બારણાં બંધ કરીને અને કોર્ટનું શરણું લેવા દ્વારા કેમ કરવી પડે છે? આ એક ભારે સૂચક ઐતિહાસિક અને સામાજિક પરિવર્તન છે. હિંદુ ભાઈબહેનોને મારી નમ્ર પ્રાર્થના છે કે તેને તે સમજે. એમાં કારણ કેવળ આપણા સમાજમાં ઘર કરીને બેઠેલી અસ્પૃશ્યતાની અધાર્મિકતા કે અમાનવતા છે. કોઈ એમ ન કહે કે, કોંગ્રેસે કે ગાંધીજીએ પહેલવહેલી માનેલી મનાવેલી આ વાત છે. આદિ કાળથી જોઈએ તો આ વસ્તુને ટેકો મળે છે. અનેક હિંદુ સંતપુરુષો અને સુધારકોએ શીખવેલી અને આચરેલી આ બાબત છે. એ બધાને હિંદુ સમાજ તેની એક વિચિત્ર જડતાથી હજમ કરી ગયો છે, એ વાત અહીં છોડવી જોઈએ, કેમ કે એ પણ એક નોખું પ્રકરણ અને એવી મોટી કથા છે.

*ઇસ્લામ મસીદને 'અલ્લાનું ઘર' માને છે, એમાંથી હિંદુધર્મીઓએ શીખવા સમજવા જેવું છે.

હિંદુ રાજ્યોના-કાળમાં આ અસ્પૃશ્યતા નભી શકી, કેમ કે હિંદુ રાજાઓ તે જ હિંદુ સમાજના હતા. એટલે એ ચાલને તેમના તરફથી રક્ષણ મળ્યું. પરંતુ ત્યાર પછીના મુસલમાન તથા ખ્રિસ્તી રાજાઓનાં છેલ્લાં થોડાંક સૈકાંમાં એવી રીતનું રક્ષણ ન મળી શકે. તે કાળમાં આ રિવાજની ઢાલ હતી-હિંદુધર્મે હિંદુ સમાજમાં ઘુસાડી રાખેલી કેટલીક ભલતી માન્યતાઓ. જેમ કે, મનુષ્ય પૂર્વજન્મને પાપે અસ્પૃશ્ય જન્મે છે; તે જો તેમ પોતે જાતે નહિ વર્તે તો વધારે પાપમાં પડશે; વગેરે. આ જાતના આધ્યાત્મિક વહેમની વાડ અસ્પૃશ્યોના દિલમાં જ રોપી દઈને અને પોતામાં ઊગવા દઈને હિંદુ મંદિરો પોતાનાં બારણાં ખુલ્લાં રાખી શક્યાં. કેમ કે તે વહેમનાં માર્યા હરિજનો જ દૂર રહેતા. પરંતુ અંગ્રેજી રાજ્યમાં ધીમે ધીમે આ વહેમ તૂટતો જતો હતો. પૂર્વજન્મવાદ સાચો છે કે ખોટો? તેને આધારે ટકતી આ જન્મસિદ્ધ અસ્પૃશ્યતા તો હડહડતું પાપ છે; તો પછી પેલો વાદ સાચો કેમ હોઈ શકે? આવી આવી અનેક જૂની તાત્ત્વિક મનાતી બાબતો નવા જગતમાં હચમચી ગઈ. ગાંધીજી જેવા આ યુગના પરમ હિંદુ ધર્મપુરુષે તે બાબતોનો અર્થ શુદ્ધ કરી આપ્યો અને અસ્પૃશ્યતાને ધર્મનું કલંક કહ્યું. એટલું જ નહિ, પોતાનાં ધર્મચક્ષુથી એમણે જોયું કે, મંદિરનાં બારણાં ભલે ખુલ્લાં દેખાતાં હોય છતાં, ધર્મને નાતે તો તે બંધ જ છે. તેથી આપણા યુગના એ પરમ હિંદુએ તેમનો ત્યાગ કરી આપણાં મંદિરોને અસ્પૃશ્ય કરી મૂક્યાં, તેની શરમ પણ આપણને ન અડી! ગાંધીજી અને આજનો યુગ જૂના જેવા હોત તો હિંદુ સમાજ એનેયે હજમ કરી જાત. પણ યુગબળ આજે તેની સામે છે. આજ માનવ જગત કોઈક મહાન ધર્મની શોધમાં છે. દુનિયાના નામધારી ધર્મો — હિંદુ, ખ્રિસ્તી, શીખ, ઇસ્લામ ઇ૦ — આજે કસોટી પર ચડેલા છે. તેથી ગયા જમાનાની વાડોમાં ગાબડાં પડવા માંડ્યાં છે. એક ખરેખર આધ્યાત્મિક અને ધાર્મિક અર્થમાં જગતની પ્રજાઓ આજે એક થવા ચાહે છે. તેથી જુનવાણી વાડો ઊખડી જતી જણાય છે. એટલે હજી તેની રક્ષામાં જ ઊભેલા કે ઊભા રહેવા માગનાર સમુદાયો ઓથ ખોળે છે. તેમને થાય છે કે, હવે શું કરવું? વાડનું ધારણ. ક્યાં આગળથી મેળવવું? — પોતાના દિલથી જ સમજી જઈને જેઓ મંદિરોમાં નહોતા આવતા અથવા તો આવતા તો દૂર ઊભા રહેતા, તેઓની એ સમજ આજે દૂર થઈ છે. તેઓ દ્વારે આવીને ઊભા, ને તેમ કરવામાં કાયદામાં કાંઈ આડ હોય તો તે રહી નહિ. એ સ્થિતિમાં જૂનાં મંદિરના ઠેકેદાર બની બેઠેલાએ શું કરવું? એના જવાબમાં જે તેમણે કર્યું છે તે જ રહે છે: તેમણે ખરેખર જ બારણાં બંધ કર્યાં અને સવર્ણો માટે પણ દર્શનનો 'લૉકાઉટ' જાહેર કર્યો. એટલું જ નહિ, કાયદાની મદદ પણ લેવા દોડ્યા! વકીલોને તો ધંધો જોઈએ. 'अर्थस्य दास'ને કેવાં કેવાં કામોમાં સંડોવાવું પડે છે, તેનો મશહૂર દાખલો મહાભારતકારે દ્રોણ અને ભીષ્મ પિતામહનો જ આપેલો છે. પણ, આ સવાલ કોરટબાજી કે કાનૂનખોરાનો નથી; આ સવાલ ધર્મ અને સાચી ધાર્મિકતાનો છે. દેવ દરબાર આગળ ઊંચ કોણ ને નીચ કોણ, આઘો કોણ ને પાસે કોણ, એ તેમાં બિરાજેલો પરમેશ્વર જોનાર છે; આપણ માનવીઓ એમાં ન પડી શકીએ. આ મુદ્દો સંભાળીને આપણો સમાજ ગોઠવીએ તો જ હિંદુઓ તરીકે આપણે, આજના ધર્મોના વિડંબન-કાળમાં, આપણા ધર્મને બચાવી શકીશું. કોર્ટ કે કાનૂન નહિ બચાવે. સૌને ધારનાર ધર્મને બચાવવા બીજા કોનું શરણું લઈ શકાય? કેવળ શુદ્ધ અને ઉત્તમ ધર્માચરણ જ હિંદુ ધર્મને બચાવી શકશે. બીજું કાંઈ બચાવવાનું હોય તો એ તો 'દેવદર્શનની દુકાન' જ હોઈ શકે. મંદિરપતિ થઈ બેઠેલા લોકો પોતાની મર્યાદા સમજે. તેઓ દેવપતિ નથી; અને પ્રાણપ્રતિષ્ઠા થતાની સાથે મંદિર એ દેવનું ધામ બને છે, કે જ્યાં હરકોઈ દર્શનાર્થીને જવાનો ધર્મહક છે. કોઈ તે હકને આપનાર કે લેનાર નથી — ન હોઈ શકે. આ ભાવથી વિચારી મહારાજો અને મહંતો વર્તે તો તેઓ ધર્મને અને મંદિર કે મૂર્તિપૂજાને બચાવી શકશે. આટલું સમજવા જેટલી સદ્‌બુદ્ધિ આપણે હિંદુઓ નહિ દાખવીએ તો આપણા ધર્મના અધઃપતન માટે બીજા કોઈને જવાબદાર મનાવી નહિ શકીએ.

૨૪-૧-'૪૮ મગનભાઈ દેસાઈ

# એકવિધ વૃત્તિની સાધના અને પ્રયોજન

પ્રશ્ન—કોઈ હેતુને સિદ્ધ કરવાના ઉદ્દેશથી, દા. ત. એકાદ યંત્ર કે ઔષધિના આવિષ્કાર માટે, એક માણસ-કોઈ કાર્યમાં મશગૂલ થઈ જાય; રાતદહાડો તેની પાછળ મંડ્યો રહે; તેના જ વિચાર કરે, તેના જ પ્રયોગો કરે; તે સિવાય એને બીજું કશું સૂઝે નહિ; તેમાં ખાવાપીવાનું તથા ઊંઘ પણ કદાચ ભૂલી જાય. આવી એકાગ્રતા અને આસનબદ્ધ થઈને એકાદ ધ્યેયની ધારણા કરી તે પર એકાગ્ર થવાનો ધ્યાનાભ્યાસ—એ બેમાં શો ફેર છે અને તેનું દરેકનું શું મહત્ત્વ છે?

ઉત્તર—ચિત્તવૃત્તિને કેવળ એકવિધ કરવી એટલું જ આપણું ધ્યેય હોય, તો તમારો પ્રશ્ન સંભવે છે. પણ જ્યાં દરેક વસ્તુનો જીવનની દૃષ્ટિએ વિચાર કરવાનો હોય, ત્યાં કેવળ એકવિધતાને મહત્ત્વ આપી શકાય નહિ. ચિત્તને એકવિધ કરવાની પાછળ શોધક અથવા સાધકનો હેતુ શો છે, તે મુખ્ય વસ્તુ છે. હેતુની શુદ્ધિ-અશુદ્ધિ, સાત્ત્વિકતા કે સ્વાર્થ, તે હેતુ સિદ્ધ થવાથી પોતા પર તેમ જ સમાજ પર થનારાં સારાં-માઠાં પરિણામ, હેતુને સિદ્ધ કરવા માટે ઉપયોગમાં કે આચારમાં આણેલાં સાધનોની શુદ્ધિ-અશુદ્ધિ, વગેરે બાબતો પરથી આવા પ્રકારના પ્રયત્ન અથવા અભ્યાસનું જીવનની દૃષ્ટિએ શું મહત્ત્વ છે, તે ઠરાવાય. ભૌતિક શોધોની પાછળ પડેલો માણસ ભૂખ, તરસ, ઊંઘ વગેરે કેટલોક કાળ ભૂલી જાય છે, તેમાં કાંઈ તેની વિશેષતા નથી. વિશેષતા છે તે શોધોની પાછળ કોઈનું દુઃખ દૂર કરવાનો હેતુ હોય તો તેની. માટે શોધની પાછળ કોઈ દુઃખનિવારણનો હેતુ છે કે સ્વાર્થનો છે તે જોવું જોઈએ. બીજાનાં દુઃખ, પીડા, અજ્ઞાન, અગવડ વગેરે કમી કરવાના જ માત્ર હેતુથી કોઈ મનુષ્ય કાંઈક શોધની પાછળ લાગ્યો હોય અને તે પ્રયત્નમાં તે એકવિધ થવાથી ભૂખ-તરસનું તેને વિસ્મરણ થતું હોય, તો તેટલી સાત્ત્વિકતાનો લાભ તેને જીવનદૃષ્ટિએ થયો અને બીજાનાં દુઃખ, પીડા, અજ્ઞાન, અડચણ વગેરે કાંઈક ઓછાં થયાં એમ કહી શકાય. માટે કેવળ તદાકારતા, તન્મયતા, એકવિધતા વગેરે બાબત મહત્ત્વની નથી. કોઈ પણ વસ્તુની પાછળ માણસ ઉત્કંઠાથી પડે છે, ત્યારે કેટલોક કાળ તેને આપોઆપ તન્મયતા આવતી હોય છે. ચિત્તને કોઈ પણ વિષયનું અતિશય ખેંચાણ થાય, ત્યારે હંમેશાં જ, સહજપણે, ઇંદ્રિયો દ્વારા વીખરાઈ જતી આપણી સર્વ શક્તિ એક જ વૃત્તિમાં કેંદ્રિત થઈ કેટલોક વખત ઇષ્ટ વિષય સાથે તદાકાર થાય છે. માછલી પકડવા બગલો, ઉંદરને માટે બિલાડી, અથવા એવા જ પ્રયત્નમાં પડેલાં બીજાં પ્રાણીઓને પોતાના પ્રયત્નમાં કેટલાયે વખત સુધી એકાગ્ર થવું પડે છે. જંગલમાં શિકારની પાછળ લાગેલો શિકારી ભૂખ, તરસ, ઊંઘ, રસ્તો, દિશા વગેરે બધું ભૂલી જાય છે. એટલું જ નહિ, ક્યારેક તો એને પોતાના શરીરનુંયે વિસ્મરણ થાય છે. સર્વ ઇંદ્રિયોના સ્વાભાવિક ધર્મોનો—શ્વાસોચ્છ્વાસનોયે તેને ક્યારેક થોડોઘણો નિરોધ કરવો પડે છે, એટલો તે એ વિષય સાથે તન્મય થઈ જાય છે. ગાનતાન, મોજશોખ વગેરેમાંયે મનુષ્યને કેટલીયે બાબતોનું વિસ્મરણ થાય છે અને તેમાં જ તેને તન્મયતા પ્રાપ્ત થાય છે.

તે જ પ્રમાણે ભૌતિક શોધોની પાછળ પડેલો મનુષ્ય કેટલોક વખત તન્મય થઈ જાય, તોયે તેમાં જ તન્મય થઈ રહેવું એ તેનો મુખ્ય હેતુ હોતો નથી. પરંતુ "શોધ" એ તેટલા વખત પૂરતો તેનો મુખ્ય ઉદ્દેશ હોય છે. તે પ્રયત્ન દરમ્યાન વચ્ચે વચ્ચે થતી તન્મયતા તે શોધના માર્ગમાં આપોઆપ આવતી અવસ્થા છે. ઉપરાંત, ઉપર ઉપરથી "શોધ" જ મુખ્ય ઉદ્દેશ જણાતો હોય તોયે તે શોધની પાછળ જે તેનો પોતાનો અંગત હેતુ હોય, તે જ તે સર્વે પ્રયત્નોનો ખરો હેતુ અને તે જ તેની ખરી સિદ્ધિ સમજવી યોગ્ય થશે. તે શોધ દ્વારા જગતનું દુઃખ કાંઈક કમી કરવાનો પ્રયત્ન કરવો, કે જ્ઞાન, ધન, માન, કીર્તિ વગેરે પ્રાપ્ત કરવાં—તે પૈકી જે કાંઈ તેનો મુખ્ય હેતુ હોય, તે પર તે શોધકની નૈતિક પાત્રતાનો આધાર છે.

કેવળ તન્મયતા કે એકાગ્રતા સાધ્ય નથી. કારણ એકવિધ વૃત્તિ નિત્યનાં અનેક કાર્યો સિદ્ધ કરવામાં માણસને કરવી પડે છે. પણ તેવી દરેક એકાગ્રતા મનુષ્યને કલ્યાણપ્રદ માર્ગે લઈ જશે એમ કહેવાય નહિ. માટે એકવિધતાની પાછળ મૂળભૂત હેતુ શો છે, તે તપાસવું જોઈએ. આપણો હેતુ આપણને પોતાને તથા સમાજને કલ્યાણપ્રદ માર્ગે લઈ જવામાં સહાયરૂપ

થવો જોઈએ. તેજ પ્રમાણે આપણા હેતુ માટે જે સાધનો કે જે વિચારસરણીનો આપણે ઉપયોગ કરીએ તે સાધનો તથા વિચારસરણીનાં પોતા પર તેમજ સમાજ પર થનારાં અનેકવિધ પરિણામો પણ શુભ કરનારાં થશે એવી આપણી ખાતરી હોવી જોઈએ.

ધ્યાન-ધારણાના અભ્યાસમાં તો એકાગ્રતા તન્મયતાનું મહત્ત્વ વધારે છે. તેમાંયે ધ્યાનધારણાની પાછળ સાધકનો હેતુ શો છે, તે જોવું જોઈએ. ગીતામાં યજ્ઞ, દાન, તપ, કર્મ ઇત્યાદિના સાત્ત્વિક, રાજસ, તામસ વગેરે જે ભેદ કહ્યા છે તે આ બાબતમાં વિચાર કરવા જેવા છે. ભૌતિક શોધની પાછળ લાગવાથી થોડો વખત એકવિધ વૃત્તિ થાય તોયે શું, કે આસનબદ્ધ થઈ એકાગ્રતા સિદ્ધ થાય તોયે શું. બંનેની પાછળ જીવનનો હેતુ શો છે, તે જોયા સિવાય તે પ્રયત્નોની શ્રેષ્ઠતા-કનિષ્ઠતા ઠરાવી શકાશે નહિ ધ્યાનધારણામાંયે જો કોઈ વિષયોની કામના હોય, ધન, માન, કીર્તિ પ્રતિષ્ઠા કે તે જ પ્રમાણે બીજો કોઈ વ્યક્તિગત હેતુ હોય, તો તે ધ્યાનધારણાની કિંમત જીવનશુદ્ધિની દૃષ્ટિએ બહુ ભારે લેખાય નહિ. જીવનશુદ્ધિ માટે કરવાં પડતાં ધ્યાનધારણામાં એકાગ્રતા, તન્મયતા કે એકવિધતાનું જે મહત્ત્વ છે તે એ કે, ચંચળપણે બધી બાજુએ ફેલાઈ જઈ બહુશાખ બનેલી ચિત્તવૃત્તિઓનું એકીકરણ કરી, તેને એક પવિત્ર સંકલ્પમાં કેંદ્રિત કરવાનો અભ્યાસ પાડવો. આવા અભ્યાસથી જે પવિત્ર સંકલ્પબળ નિર્માણ થાય છે, તે એ સાધકના સર્વ વિચાર, આચાર અને એકંદર જીવન પર પવિત્રતાના સંસ્કાર પાડે છે અને સમગ્ર જીવનને પવિત્ર તથા ઉન્નત કરે છે. કોઈક પવિત્ર સંકલ્પ પર ચિત્તને એકાગ્ર અને સ્થિર કરવું એટલી જ વસ્તુ આમાં ઉપર ઉપરથી જણાતી હોય, છતાં ચિત્તના વિકાસની દૃષ્ટિએ તેનાં પરિણામ સાધકને અનેક રીતે કલ્યાણપ્રદ થાય છે. સ્થિરતા, દૃઢતા, નિશ્ચળતા, તેજસ્વિતા, અશુદ્ધ વૃત્તિઓનો ક્ષય, શુદ્ધ વૃત્તિઓનો ઉદય અને ઉત્કર્ષ, શારીરિક નિર્મળતા, બૌદ્ધિક કુશાગ્રતા, વિવેક, સદ્‌ગુણો માટે રુચિ, માનસિક પવિત્રતા, સંયમ, ધૈર્ય, નિરહંકારતા વગેરે લાભો આ અભ્યાસ દ્વારા સાધકને પ્રાપ્ત થઈ શકે છે. અને આ લાભો કેવળ અભ્યાસ-કાળ પૂરતા જ નહિ, પણ આખા જીવન પર્યંત ટકનારા અને પસરી રહેનારા છે. જીવનશુદ્ધિના હેતુથી કરવાં પડતાં ધ્યાન-ધારણાનો અભ્યાસ યમ, નિયમ અને સદાચારના પાલનથી જ શરૂ થાય છે. જીવનશુદ્ધિના પ્રયત્નમાં સદાચારને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે તેટલું ભૌતિક શોધના માર્ગમાં અપાય છે એવી ખાતરી નથી. ભૌતિક શોધની તીવ્ર ઉત્કંઠાના કાળમાં શોધકમાં આપોઆપ જે સંયમ આવતો હોય તે ખરો. પણ તે સંયમ જીવન પર્યંત હમેશાં કાયમ રહેવો જોઈએ, એવી ઇચ્છા તેના મનમાં હોવાનું કારણ દેખાતું નથી. જીવનશુદ્ધિના માર્ગમાં જે સાધનાનો આશરો લેવામાં આવે છે, તેથી નિર્માણ થનારા સદ્‌ગુણ પોતાનો સ્વભાવ બની જાય એવી સાધકની ઇચ્છા હોય છે. ભૌતિક શોધની પાછળ પડેલા અભ્યાસીને જેમ પોતાની શોધના વિષય સાથે સાથે સંબદ્ધ થયેલા બીજા વિષયો—દ્રવ્યોનું, તેમના અણુપરમાણુઓ અને ગુણધર્મોનું, તથા તેમની શક્તિનું જ્ઞાન થાય છે, તેમ જ જીવનશુદ્ધિના હેતુથી એકવિધતાના અભ્યાસ કરનાર સાધકનેયે ચિત્તની સાથે સાથે અનેક સ્થૂળ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર વૃત્તિઓનું તથા ઇન્દ્રિયોના દરેક ગુણધર્મનું જ્ઞાન થતું હોય છે. શોધન, નિરીક્ષણ, પરીક્ષણ, આકલન વગેરે જ્ઞાનનાં અનેક અંગો તે દરમ્યાન જ વિકાસ પામતાં હોય છે. તેમ જ પોતાની વૃત્તિ—ઇચ્છા—વાસના વગેરેનો સંયમ કરવાની શક્તિ વધે છે. માનવી જીવનની શુદ્ધિ તથા વિકાસની દૃષ્ટિએ આ બાબતો અને આ લાભ અત્યંત મહત્ત્વનાં છે. આ અભ્યાસમાં ઔષધિના જેવી શોધની જેમ કશું બાહ્ય નિર્માણ કરવાનું હોતું નથી, પોતાની જ શુદ્ધિ કરીને પોતાને જ એક નિશ્ચિત પ્રકારે ઘડવાનું હોય છે. સાધકને પોતાનું ઘડતર એવી રીતે કરવાનું હોય છે કે કોઈ પણ બાહ્ય પ્રસંગથી પોતાનું ચિત્ત વિચલિત ન થાય. રાગ, દ્વેષ, ભય, ક્રોધથી પર આપણે સદૈવ રહી શકીશું એવી અલિપ્તતા સાધકે પ્રાપ્ત કરવાની હોય છે યમનિયમના પાલનથી પવિત્ર અને સદ્‌ગુણસંપન્ન થતાં ચિત્તને, ધ્યાનધારણાના અભ્યાસથી—આત્મનિરીક્ષણ અને પરીક્ષણથી—વધારે ને વધારે પવિત્ર, દૃઢ, સંયમી તથા જ્ઞાનસંપન્ન કરીને પોતાની જીવનશુદ્ધિ સાધવાનો આ પ્રયોગ અથવા પ્રયત્ન છે. કોઈ પણ બાહ્ય પ્રયોગ સિદ્ધ કરવામાં તેમાં થતી એકવિધ વૃત્તિની અથવા તે પ્રયોગની સફળતાથી પોતાને કે સમાજને જે લાભ થવાનો સંભવ હોય તેની તુલના જીવનશુદ્ધિ માટેના આવા પ્રયત્નથી થતા એકંદર લાભ સાથે થઈ શકે

નહિ. મૂળથી જ બંનેના હેતુમાં અંતર છે. બાહ્ય શોધની પાછળ જગતનાં દુઃખોની મુક્તિનો જ કેવળ હેતુ હોય તો તેટલો સાત્ત્વિક લાભ અભ્યાસીને થયા વિના નહિ રહે; અને જીવન શુદ્ધિની દૃષ્ટિએ તે જ વસ્તુ અધિક મહત્ત્વની સમજવી જોઈએ.

આ સર્વ લખાણનો અર્થ એ નથી કે માનવી જીવન માટે ભૌતિક શોધને કાંઈ ઉપયોગિતા કે જરૂર નથી. મનુષ્યનાં દુઃખ, યાતના, કષ્ટ, અડચણો, અજ્ઞાન, અગવડ વગેરે કમી થાય એવા પ્રકારની શોધો અને ઉપાયોની મનુષ્ય જાતિને જરૂર છે જ. પરંતુ તેથીયે વધારે આવશ્યકતા મનુષ્યને માનવતા — માણસાઈની છે. તે માનવતા સદ્‌ગુણો સિવાય સાધી શકાશે નહિ. ત્યાગ અને સંયમ વિના સદ્‌ગુણની વૃદ્ધિ શક્ય નથી. દૃઢતા અને નિગ્રહશક્તિ વિના સંયમ ટકી શકતો નથી. શુદ્ધ સંકલ્પના બળ વિના દૃઢતા અને નિગ્રહ આવી શકતાં નથી. અભ્યાસ વિના સંકલ્પબળ વધારવાનો માર્ગ નથી. અભ્યાસ માટે એકવિધતાનું મહત્ત્વ છે. અભ્યાસથી ચિત્ત સ્થિર થઈ શકે છે, દૃઢ થઈ શકે છે, શુદ્ધ થઈ શકે છે. અભ્યાસથી જ પ્રજ્ઞા અને શુદ્ધ વિવેક જાગ્રત થાય છે અને ચિત્ત વધારે ને વધારે ઉપરામ પામે છે. એ પ્રકારના બધા લાભ અભ્યાસથી જ પ્રાપ્ત થઈ શકે છે. માટે જીવનશુદ્ધિની દૃષ્ટિએ તેવા પ્રકારના અભ્યાસનું બહુ મહત્ત્વ છે. કેવળ એકવિધતા મહત્ત્વની નથી. જીવનશુદ્ધિના માર્ગમાં તે જેટલી સહાયરૂપ થઈ શકે તેટલું જ તેનું મહત્ત્વ છે; કારણ જીવનશુદ્ધિના પ્રયત્નથી જ માનવજાતિને સાચી મનુષ્યતાની પ્રાપ્તિ થવી શક્ય છે.

કેદારનાથ

# સ્વરાજની વાચનમાળા

પ્રાથમિક કેળવણી માટેની વાચનમાળા એ રાષ્ટ્રની પ્રજાની વ્યાપક કેળવણીનું એક અગત્યનું સાધન છે. અંગ્રેજ હકૂમતે તેથી કરીને જ તેનો એક પ્રકારે કાબૂ પોતાને હાથ રાખ્યો હતો. એ વસ્તુ આર્થિક આવકનું પણ એક ભારે મોટું સાધન છે, અને તેથી તેના પ્રકાશનનું કામ મૅકમિલન જેવી અંગ્રેજ કંપનીઓને જ અપાતું. ધીમે ધીમે કેવી રીતે એ નિયંત્રણ હળવું થતું ગયું, અને સરકારી કેળવણી ખાતાના અમલદારો કે જુદાં જુદાં દેશી રાજ્યોએ તૈયાર કરેલી-કરાવેલી વાચનમાળાઓ ચલાવવાની છૂટ થઈ, એના ઇતિહાસમાં આપણે નહિ પડીએ. પરંતુ ત્યાર પછી, જેની જેની પાસે શાળાઓમાં પોતાની વાચનમાળા દાખલ કરાવી શકાય તેવી કંઈ ક જોગવાઈ હતી, તે બધાએ વાચનમાળાઓ તૈયાર કરવા માંડી, અને જોતજોતામાં આઠ કે દશ વાચનમાળાઓ પ્રચારમાં આવી ગઈ. પ્રાથમિક શાળા માટેના મણકાઓમાં મોટા ટાઈપનાં ૮૦થી ૧૦૦ પાનાં ભરવાં એ પ્રમાણમાં સહેલી વાત છે, તથા એ પાનાં ભરી કાઢ્યા પછી પ્રસ્તાવનામાં એકાદ નવી દૃષ્ટિનો દાવો દાખલ કરી આખા પ્રયત્નને એક પ્રતિષ્ઠિત-વ્યવસ્થિત પ્રયત્નનું સ્વરૂપ સહેજે આપી શકાય છે. તેથી આઠ-દશ ને બદલે આડસો વાચનમાળાઓ અસ્તિત્વમાં ન આવી, તેનું કંઈક કારણ કેળવણીખાતાના અમલદારો અને શાળાઓના સંચાલકોની કામગીરીમાં જ શોધવાનું મન થાય.

અલબત્ત, એ બધા જ પ્રયત્નો આર્થિક લાભના ખ્યાલથી જ થયા હતા તેવું ન કહી શકાય; પરંતુ તે બધા પ્રયત્નોને માથે પરદેશી સરકારના કેળવણીખાતા પાસે મંજૂરી મેળવવાની તરવાર લટકતી હતી જ; તેથી તે વાચનમાળાઓ તૈયાર કરવા પાછળ બીજી હજાર દૃષ્ટિઓ રાખી શકાતી, પરંતુ 'રાષ્ટ્રીય' દૃષ્ટિ રાખવી એ અશક્ય હતું.

હવે, પાછું આઝાદ બનેલા દેશનું મુંબઈ પ્રાંતનું સરકારી કેળવણીખાતું વાચનમાળાનો ઇજારો પોતાને હસ્તક લેવા ઇચ્છે છે, અને એક પાઠ્યપુસ્તક સમિતિ નીમીને તેની મારફત એક નવી વાચનમાળા તૈયાર કરાવવા માગે છે. એ સમિતિએ વાચનમાળા અંગે એક પ્રશ્નાવલી પણ તૈયાર કરી છે, અને જાહેર જનતાનો એને અંગે સહકાર માગ્યો છે. એ પ્રશ્નાવલી વિષે ચર્ચા કરવા આ પ્રયત્ન છે જ નહિ; પરંતુ એક ટીકા એ પ્રશ્નાવલી વિષે કરતા જવાનું મન રોકી શકાતું નથી; અને તે એ કે, એ સમિતિએ પંદર દિવસની અંદર જવાબ આપવા ઇચ્છતા દરેક જણ પાસેથી એક નહિ પણ ત્રણ ચાર વાચનમાળાઓ તૈયાર થઈ રહે તેટલા પાઠો, વાક્યો, શબ્દો, વિષયો અને સૂચનોની તૈયાર યાદીઓ માગવાની હિંમત કરી છે. એ ઉપરથી એ સમિતિની

પોતાના કામ વિષેની કલ્પના શી છે, તે વિચારવા જતાં જ હેરાન થઈ જવાય છે. અને સ્વરાજ્ય સરકાર સ્વરાજ્ય મળ્યા બાદ પોતે જેમને કાયદાથી ફરજિયાત ભણાવવા માગે છે, તે બાળકોના હાથમાં ફરજિયાત કેવી ચોપડી મૂકશે, એની કલ્પના પણ કરી શકાતી નથી.

મારે પોતાને અમુક કારણોસર ચાલુ પ્રચલિત વાચનમાળાઓની વિષયવાર અને શબ્દવાર તારવણી તથા તપાસનું કામ સંભાળવાનું આવ્યું હતું. તે બધા ઉપરથી તાત્કાલિક જે અમુક મુદ્દા મને વાચનમાળા અંગે સૂઝ્યા છે, તે મુખ્યત્વે પહેલી ચોપડીને લક્ષમાં રાખી હું અહીં રજૂ કરું છું.

૨

જુદી જુદી વાચનમાળાઓ જોતાં સૌથી પ્રથમ ધ્યાનમાં સેવા જેવો મુદ્દો મને એ લાગ્યો કે, વાચનમાળાનો ઉદ્દેશ શો હોવો જોઈએ, તે વિષે પૂરતી ચોખવટ થવાની જરૂર છે. એ ચોખવટ ન હોવાને કારણે આખા પુસ્તકનું ઘડતર એક ભારે વિચિત્ર અને કઢંગી વસ્તુ બની રહે છે.

અક્ષરજ્ઞાનમૂલક ભાષાજ્ઞાન ક્રમાનુક્રમે વધારવામાં મદદગાર થવાનો સામાન્ય હેતુ તો છે જ. તેને લક્ષમાં રાખી, જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોના શબ્દો ક્રમસર બાળકને મળવા જોઈએ. એ ક્ષેત્રોમાંથી બાળકના જીવનવિકાસને અનુલક્ષી પસંદગી થવી જોઈએ, અને દરેક ક્ષેત્રને લગતા શબ્દોની પસંદગી પણ, બાળક તેની ઉંમરે તેમાંથી કેટલા શબ્દ સામાન્ય રીતે વાપરતું થાય કે વાપરતું થવું જોઈએ, તેનો કંઈક ક્યાસ કાઢીને કરવી જોઈએ.

અહીં આગળ ગામડાંનાં બાળકો અને શહેરનાં બાળકો, તથા છોકરીઓ અને છોકરાઓ, એ ભેદો લક્ષમાં રાખીને પણ પસંદગી કરવી જોઈએ કે કેમ, એ સવાલ ઊભો થાય છે. કશી વિશેષ દલીલમાં ઊતર્યા વિના એ બાબતમાં એક અભિપ્રાય તરીકે એવું જરૂર કહી શકાય કે, પ્રાથમિક શાળાના બાળક માટેની વાચનમાળા ઘડતી વખતે, એ ભેદો તરફ વધારેપડતો ભાર મૂકી એકપક્ષી ન થઈ જઈએ, અને આઝાદ હિંદનો ભવિષ્યનો સામાન્ય નાગરિક અથવા 'દેશજન' નજર સમક્ષ રાખીને ચાલીએ, તો ન ચાલી શકાય તેવું કાંઈ એ બાબતમાં નથી. ઝડપી વાહનવ્યવહાર અને કેન્દ્રિત ઉદ્યોગો તરફ ઢળતી અર્થવ્યવસ્થા એ બેને કારણે શહેર અને ગામડા વચ્ચે આજકાલ એક બાળકની ભૂમિકાએ ખાસ ફેર પડે તેવું કાંઈ રહ્યું નથી. તેમાંય ગુજરાતનાં શહેરો અને ગામડાં વચ્ચે કશો ભારે મોટો આંતરો નથી. એ બંને વિભાગો ગુજરાતમાં એટલા બધા અરસપરસ સંકળાયેલા છે, કે એ જાતનો ભેદ લક્ષમાં પણ ન લઈએ તોય ચાલે. વળી, હવેની રાજ્યઘટનામાં ગામડાંને શોષનારું શહેર, કે ખેતીને કે ગ્રામઉદ્યોગને વણસાડનાર શહેરનો યંત્રોદ્યોગ અને વેપાર, એવું (સમાજવાદી કે ગાંધીવાદી રીતે પણ) કાંઈ રહેશે નહિ; અને એવું ન રહે, એવું ઇચ્છીને પણ આપણે આપણી વાચનમાળા ઘડી શકીએ. છોકરા-છોકરી વચ્ચેનો ભેદ પણ બાળકની ભૂમિકાએ ખાસ કરીને ઘરકામ કે જાતમહેનતની બાબતમાં જ દેખા દે છે. છોકરાને માથે ઘરકામમાંથી સહેજ પણ ફાળો નહિ, કે છોકરીને ઘરકામ સિવાય બીજી કોઈ વિદ્યાપ્રવૃત્તિ નહિ, એવા ભેદ હવે ઓછા થતા જાય છે—થતા જવા જોઈએ. એટલે એ ભૂમિકાએ બાળકબાળિકા માટે એક જ પુસ્તક હોય, અને કન્યાવાચનમાળા જુદી ન પાડવામાં આવે તોપણ ચાલે, અને ચલાવવું પણ જોઈએ. પ્રાથમિક શાળાની ભૂમિકાએ સહશિક્ષણ કે અલગ-શિક્ષણનો તો પ્રશ્ન જ ઊભો થતો નથી.

અલબત્ત, આ બધા ભેદ ટાળતા જવા છતાં, ભાષાના ક્રમની વસ્તુ જરૂર સચવાવી જ જોઈએ. નાના બાળકને ભાષાના અમુક પ્રયોગો સાંભળવા ભલે મળતા હોય; પરંતુ ચોપડીમાં ભણતી વખતે શરૂઆતમાં તેને નક્કર પદાર્થો અને પ્રત્યક્ષ ક્રિયાઓને લગતા જ શબ્દો આપવા જોઈએ, જેથી કોઈ પણ શબ્દને વિષે પ્રત્યક્ષ વસ્તુ કે ઘટનાથી તેની સમજૂતી આપી શકાય. 'વસ્તુશૂન્ય વિકલ્પ' જેવા શબ્દો અને પ્રયોગો ભાષામાં ઘણા પ્રચલિત હોય છે; પરંતુ ભણતા બાળકની શરૂઆતની ચોપડીમાં તેવા કોઈ ન આવે તેની ખાસ કાળજી રાખવી જોઈએ. કવિતામાં પણ એવા શબ્દો કે પ્રયોગો ન આવતા હોય તે જોવું જોઈએ. કવિતાઓમાં એવું ઘણું આવે છે; કારણ કે કવિતાનો સર્જનવ્યાપાર એ મોટપણે જ સંભવતો વ્યાપાર છે, અને બાળકો માટે ખાસ કવિતા લખવી એવું કંઈ બનતું નથી. પરંતુ એ વિષે વિશેષ આગળ કવિતા અંગેના વિભાગમાં વધુ કહેવાનું છે, ત્યાં કહેવાશે.

પરંતુ આ તો લક્ષમાં રાખવાની માત્ર પશ્ચાદ્-ભૂમિકા થઈ. વાચનમાળાનું પુસ્તક અક્ષરજ્ઞાનમૂલક ભાષાજ્ઞાન આપવા ઉપરાંત ખસૂસ વિશેષ ઉદ્દેશવાળું હોવું જોઈએ. જોકે, એક વાચનમાળા એવી જોઈ કે જેમાં આ ઉદ્દેશ જ પ્રધાન રહ્યો છે; અને તેથી પાઠોમાં આવતી વસ્તુ નિરૂપવામાં શબ્દો કે વાક્યોની 'પુનરુક્તિ'નો સિદ્ધાંત યોજનાસર સ્વીકારવામાં આવ્યો છે. એ પાઠ શીખનાર બાળકને અમુક શબ્દો કે વાક્યો શીખવામાં ભારે સહેલાઈ થાય છે, એ ઉઘાડું છે.

પરંતુ ભાષાજ્ઞાન પોતે એક એવો સ્વતંત્ર હેતુ થઈ શકે નહિ. જીવન જીવવામાં તેમ જ માનવજાતનો જીવનોપયોગી જ્ઞાનભંડોળ પામવામાં એ એક આવશ્યક સાધન છે, એ ઉઘાડું છે; પરંતુ તે એક બીજી વસ્તુનું સાધન છે, એ વાત હરગિજ ન ભુલાવી જોઈએ. અર્થાત્ એ ભાષા જેનું વાહન છે અથવા થઈ શકે છે, તે વસ્તુ તેનાથી પણ મોટી ચીજ છે. તેથી પાઠ્ય પુસ્તકમાં ભાષા કરતાં વસ્તુ જ મુખ્ય રહેવી જોઈએ. પૌરાણિક પરિભાષામાં કહીએ, તો, બાળકના પાઠ્ય-પુસ્તકનો દરેક પાઠ બાળકને સરસ્વતી માતાના દર્શનરૂપ દેખાવો જોઈએ. અર્થાત્ તે પાઠ તેના નિઃશેષ જાડ્યના અપહનનનો એક ભાગ હોવો જોઈએ, તેમ જ જેને બ્રહ્મા-અચ્યુત-શંકર વગેરે દેવો સદા વંદે છે, તેવી ભગવતીની ઝાંખીરૂપ લાગવો જોઈએ અજ્ઞાનમાં આવૃત માનવબાળના અંતરમાં એક એક પાઠથી કંઈક કંઈક નવો પ્રકાશ પ્રગટવો જોઈએ. લખેલું પાનું હમેશ શાસ્ત્રપોથીના પાના જેવું કીમતી હોવું જોઈએ. આપણે શબ્દને બોલીએ ત્યારે તેમાં પણ 'જોખીને' બોલવાપણું હોવું જોઈએ; પરંતુ બોલવાનો વ્યાપાર કંઈક વિશેષ છૂટવાળો કલ્પી શકાય છે. ત્યારે, 'લખેલો શબ્દ' એ એવી વસ્તુ નથી. લખવાનું જ્યારે મોંઘું અને મુશ્કેલ હતું, ત્યારે અમુક ખાસ ઉપયોગી કે કીમતી બાબતો જ લખાતી. છાપખાનું આવ્યે એ વસ્તુ નાબૂદ થઈ, એ ઠીક નથી થયું. 'લખેલ શબ્દ' સાચે જ આર્થિક દૃષ્ટિએ ખર્ચવાળી વસ્તુ હોઈ, એમ ને એમ પણ મૂલ્યવાન વસ્તુ છે; અને આપોઆપ તે પૂરતી તેની આસપાસ નૈતિક નિયમની મર્યાદા આવી જ જાય છે કે, એ ખર્ચ નકામું ન થવું જોઈએ. નકામું ખર્ચ એ સામાજિક દોલતનો વણસાડ છે.

બાળકના પાઠ્યપુસ્તકમાં એ વસ્તુ શબ્દે શબ્દે સ્વીકારાવી જોઈએ. તે પાઠ્યપુસ્તકનો એકેએક મણકો, એકેએક પાઠ, અને એકેએક શબ્દ આવશ્યક અને ઉપયોગી હોવો જોઈએ. નકામી એકે બાબત તેમાં ન હોય; માત્ર રમૂજ કે મજા ખાતર એક પણ લીટી તેમાં ન હોય. કારણ કે રમૂજ અથવા મજા એ કંઈ જીવનમાં નિરપેક્ષ વસ્તુઓ નથી. દરેક જીવનોપયોગી શુભ પ્રવૃત્તિમાંથી નીપજતો આનંદ, અને ઇંદ્રિયતૃપ્તિ કે ક્ષુલ્લક ભાવતૃપ્તિથી નીપજતો ભોગ એ બે જુદી વસ્તુઓ છે. લિખિત શબ્દનો ઉપયોગ સામાન્ય કે ક્ષુલ્લક ભોગસુખ અર્થે હરગિજ ન થવો જોઈએ. એટલું યાદ રાખવું કે, શુભ પ્રવૃત્તિમાંથી નીપજતો કલ્યાણકારી આનંદ હરહંમેશ બાળકને મળ્યા કરવો એ સહેલી વસ્તુ નથી; અને શબ્દોની ગલીપચીથી ઊભી કરેલી તેની વિપરીત નકલ એ શુભ-કલ્યાણકારી વસ્તુ નથી.

૩

ઉપરનો મુદ્દો સ્વીકારી લઈએ, તો બીજા એક નિર્ણય ઉપર તેમાંથી સીધું પહોંચી જવાય છે. તે એ કે, જે માહિતી તેને પ્રત્યક્ષ જીવનમાંથી સહેજે મળવી જોઈએ, અથવા તેને મળી રહે તેમ હોય, તેને પાઠરૂપે કદી આપવાનો પ્રયત્ન ન કરવો. ઘણી વાચનમાળાઓમાં સામાન્ય પદાર્થો અને રોજિંદી ક્રિયાઓને લગતી માહિતી મહેતાજીની વાગ્ધારારૂપે, કે પછી તેટલાય કશા રંજક બાહ્યાકાર વિના આપવામાં આવી હોય છે. એ નકામું છે. પદાર્થ વિષેનો પાઠ આપવા કરતાં, એ પદાર્થો અને ક્રિયાઓ સાથે બાળકનો પ્રત્યક્ષ પરિચય જ શિક્ષકે કરાવી લેવો જોઈએ. સામાન્ય પ્રાણીઓ, વનસ્પતિ, કે પદાર્થો બાબતના નિરૂપણના વળી પાઠો શા? બાળકને એ બધું કેટલું બેહૂદું લાગતું હશે?

અલબત્ત, એ બધી સામાન્ય બાબતો કે પ્રક્રિયાઓને લગતા શબ્દો જોડણીની રીતે લખવાનું શીખવાનું બાળકને રહે છે, અને કદાચ એ ખ્યાલથી જ એવા પાઠો આપવામાં આવતા હોય છે. પરંતુ એ બધા શબ્દો પણ એમ પાઠરૂપે શીખવવાની જરૂર નથી. લખવું એ છેવટે મૂળાક્ષર શીખવાની બાબત છે. એ મૂળાક્ષરો લખવાનું શીખવાનું તો વર્ષો સુધી મોકૂફ પણ રાખી શકાય, અને રાખવું જોઈએ. ગમે તેમ તોય એ બધા શબ્દો લખવાનું પાઠ્યપુસ્તકના પાઠ મારફતે જ શીખવવાનો ખ્યાલ રાખવો એ ખોટી વસ્તુ છે. શિક્ષક પોતે જુદા પ્રયત્ન તરીકે અમુક પદાર્થો, પ્રાણીઓ કે

ક્રિયાઓને લગતા શબ્દોની યાદીઓ તૈયાર કરી બાળકો પાસે લખાવી શકે. પાઠ્યપુસ્તકે એ કામ કરી આપવાનું માથે રાખવાની જરૂર નથી.

વળી, એ બધી વસ્તુઓની માહિતી તેણે પ્રત્યક્ષ રીતે જીવનમાંથી આપોઆપ મેળવી લેવી જોઈએ. પાઠ્યપુસ્તકોમાં એવી જે માહિતી આપી હોય છે, તેની કક્ષા જોવાથી જ એ વસ્તુ સમજાય- તેવી છે. પાઠ્યપુસ્તક મારફતે એવી સામાન્ય માહિતી પણ આપવાનું રાખવું એ કોઈ પણ પ્રજાને ન પરવડે તેવી વસ્તુ છે. વસ્તુતાએ પણ બાળક એ બધી સામાન્ય વસ્તુઓ અને ક્રિયાઓ વિષેનું ઇંદ્રિયજ્ઞાન પોતાના ચપળ વેદનાતંત્ર અને કુતૂહલવૃત્તિ દ્વારા આપોઆપ મેળવી લેતું જ હોય છે. તે બધા વિષે આપણે તેને શીખવવાનું હોય તો તે એ છે કે, એ વસ્તુઓનો કુશલ અને ન્યાય્ય ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ. એ જ્ઞાન તેને વસ્તુના ઇંદ્રિયજ્ઞાનમાંથી ન મળે. પાઠ્યપુસ્તક મારફતે કે શાળામાં એ વસ્તુ શીખવાની બાળકને મળતી હોય, તો જ બૂકર ટી. વૉશિંગ્ટનના જાતભાઈઓ જેમ તેની ઈંટકામ, સુતારીકામ વગેરે કામ શીખવાની શાળામાં ભરતી થવા બાળક-વૃદ્ધનો ખ્યાલ રાખ્યા વિના પડાપડી કરતા હતા, તેમ આપણી આમજનતા પણ કરે. બાકી, સામાન્ય માણસ તો સમજી જ ન શકે કે, માત્ર તારસ્ટપાલ વાંચતો બાળક ઘરમાં થાય તે માટે ઉપયોગી બે હાથ તેની પાસેથી શા માટે વર્ષો સુધી ફરજિયાત ખૂંચવી લેવામાં આવે છે?

૪

આપણે મનને પણ એક ઇંદ્રિય ગણીએ છીએ. તેની ભાવશક્તિ એ માનવજીવનની અનોખી વસ્તુ છે. અમુક બાહ્ય ક્રિયા કરતી વખતે અમુક માનસિક ભાવ સાથે જ ઊભો થવાની જે વસ્તુ આપણને મળેલી છે, તેનો ઉપયોગ કરી લેવાની વૃત્તિમાંથી સાહિત્યકળા વિકસે છે. સામાન્ય બાળક પ્રત્યક્ષ જીવનમાં હરહંમેશ જે ભાવો, એવી પ્રવૃત્તિઓની બહોળી શક્યતાને અભાવે ન અનુભવી શકે, તે ભાવો શબ્દની શક્તિ દ્વારા તેના હૃદયમાં ઊભા કરી આપવાનું પણ પાઠ્યપુસ્તકનું કામ છે. જેમ કે, દયા, સંપ, કૃતજ્ઞતા, સેવાભાવ વગેરે ભાવોના પ્રસંગો હરહંમેશ દરેક બાળકને પોતાના જીવનમાં ન મળી રહે. પરંતુ પાઠમાં કળાકારની રીતે એ ભાવો નિરૂપ્યા હોય, તો બાળકના હૃદયમાં એ તાદૃશ જડાઈ જાય, અને ભવિષ્યમાં જ્યારે એ જાતનો પ્રસંગ તેના જીવનમાં આવે, ત્યારે તેને તરત પાઠમાં અનુભવેલો ભાવ યાદ આવે. એવાં કેટલાંય પાઠો કે પ્રસંગોનાં નિરૂપણો આપણા જીવનમાં કેટલો ભાગ ભજવે છે, એ આપણે મોટાઓ અનુભવે સારી પેઠે જાણીએ છીએ.

એટલે, એ રીતે કળાકારની રીતે જુદા જુદા ભાવો ઉદ્‌ભવાવે એવા પાઠો ઘડીને પાઠ્યપુસ્તકમાં મૂકેલા હોવા જ જોઈએ. એક હિતોપદેશ કે પંચતંત્રનું પુસ્તક શીખવીને જ વિષ્ણુશર્મા પંડિતે રાજાના બોત જેવા રાજકુમારોને કેવા વિચક્ષણ સંસ્કારી માનવીઓ બનાવી દીધા, એ જાણીતી વાત છે. આપણું પાઠ્યપુસ્તક એ જાતની ગરજ સારતું હોવું જોઈએ.

૫

એ જ મુદ્દાના અનુસંધાનમાં હવે પાઠ્યપુસ્તકમાં મૂકવાની કવિતાઓની બાબત વિચારીએ. ભાષાજ્ઞાનની ક્રમિકતાનો ખ્યાલ તો એમાં પણ રાખવો જ જોઈએ. પરંતુ સાથે સાથે યાદ રાખવું જોઈએ કે, કવિતા એ પણ છેવટે કોઈ પણ ભાવને સચોટ રીતે નિરૂપવાનું એક અનોખું કળાસાધન છે. ગદ્યના માત્ર શબ્દ કરતાં પદ્યમાં અમુક લય–રાગ સાથેનો શબ્દ ચમત્કારિક રીતે અસરકારક નીવડે છે. તેમાંય પાછી એ કવિતામાં નિરૂપેલી વસ્તુની બાબતમાં કવિની કાંઈક ક્રાંતદર્શિતા હોય જ છે – હોવી જ જોઈએ. એ બધું લક્ષમાં રાખતાં પ્રથમ શ્રેણીના જેવા પાઠ્યપુસ્તકમાં કવિતા કેવી રીતે મૂકી શકાય, એ એક કોયડો બની રહે છે. લાંબા વર્ણન પછી છેવટે એક આછો ભાવ મોટાઓ જ અનુભવી શકે કે માણી શકે, એવી કવિતાઓ બાળકને ધરવી એ તો નકામું જ છે. અને બાળસુલભ ભાવો બાળસુલભ રીતે ગાનારા બાળકવિ તો હોતા નથી; અને મોટાઓ પોતાના ભાવો એ રીતે નિરૂપવા હઠ કરી શકતા નથી. ઉપરાંત ભાષાની ક્રમિકતાનો ખ્યાલ પણ સામો ઘૂરકતો ઊભો જ હોય છે. અત્યાર સુધીની બધી વાચનમાળાઓ જોયા પછી, એક વાત તો ભારપૂર્વક કહેવાનું મને મન થાય જ છે કે, એ કરતાં તો શરૂઆતની શ્રેણીનાં પાઠ્યપુસ્તકોમાં કવિતા દાખલ કરવાનો ખ્યાલ જ છોડી દેવો, એ વધુ હિતાવહ છે. માત્ર ઉચ્ચારણની અને ગેયતાની દૃષ્ટિએ ક્રમિકતાનો ખ્યાલ રાખી, કેવળ સંગીતની અસરની દૃષ્ટિએ

અમુક કવિતાઓ નાના બાળકને પણ આપી શકાય. તે કવિતાઓ શીખવતી વખતે પાઠની પેઠે તેમના શબ્દેશબ્દનો અર્થ ગોખાવવાનો ખ્યાલ છોડી, માત્ર તેમનો ધ્વનિ—તેમનો રાગ, અને તેમના શબ્દો યાદ કરવાની કસરતના ખ્યાલથી જ શીખવવી જોઈએ.

એ ઉપરાંત, કવિતાનો બીજો એક પ્રકાર પણ છે. ગદ્યમાં જે વસ્તુ ચાર કે છ લીટીમાં પણ વ્યક્ત નથી કરી શકાતી, તે વસ્તુ સંસ્કૃત સુભાષિત અથવા દુહાની બે લીટીમાં જ સચોટ રીતે નિરૂપી શકાય છે; શબ્દોનો અમુક લયમાં રણકો જ એ વસ્તુ એવી આબાદ સાધી આપે છે કે, આખો નિબંધ લખ્યા પછી કે ફકરો લખ્યા પછી પણ દુહાની કે સુભાષિતની એ બે કડી મૂકીએ ત્યારે જાણે આપણો એ વિસ્તાર સર્વાંગ—સચોટ થયો એમ આપણને લાગે છે. માનવજાતનો ઘણો જ્ઞાનભંડાર ભાષાની દૃષ્ટિએ સહેલા, પણ અમુક રણકાની દૃષ્ટિએ જ અસરકારક એવા દુહાઓમાં કે સુભાષિતોમાં સંઘરાયેલો છે. બાળકને એ જાતની કડીઓ જરૂર આપી શકાય. પરંતુ ભાવ કે રણકાની કશી જ ચમત્કૃતિ વિનાનાં જોડકણાં, ભાષાની દૃષ્ટિએ કે વસ્તુની દૃષ્ટિએ સહેલાં હોવાથી, બાળકને પીરસવાથી તો કવિતા વિષે જ બાળકના મનમાં કંઈક વિપરીત ભાવ ઊભો થવા વિશેષ સંભવ છે. ગદ્યમાં કહી શકાય તે વસ્તુ, કશા ચમત્કાર વિના, માત્ર શબ્દના હેરફેરથી પ્રાસ સાધીને કવિતાને આકારે મૂકી હોય, તેને કવિતા તરીકે હરગિજ પાઠ્યપુસ્તકમાં સ્થાન ન આપવું જોઈએ.

૬

તાજેતરમાં ઉદ્યોગ મારફતે કેળવણીનું ઘણુંખરું કામ સાધી લેવાતો જે નવો સિદ્ધાંત પૂ. ગાંધીજીએ તેમની પાયાની કેળવણીની યોજનામાં રજૂ કર્યો છે, તેને ખ્યાલમાં રાખીએ, તોપણ ઉપરના જ મુદ્દાઓ ઉપર આપોઆપ જવાય છે. બાળકને તેના સમાજના આવશ્યક ઉદ્યોગના અનુસંધાનમાં આવશ્યક એવી અને એટલી બધી માહિતી એ ઉદ્યોગક્રિયા વખતે જ આપી દેવાની હોય, તો પછી કશા અનુસંધાન વિનાના માત્ર પુસ્તકિયા માહિતીના પાઠો વડે, કે પેલી ઉદ્યોગક્રિયા વખતે આવશ્યક અનુસંધાનમાં આપેલી માહિતીની પુનરુક્તિ જેવા જ પાઠો વડે પાઠ્યપુસ્તકને ભરવાપણું તો હોય જ નહિ. તો પછી, એ પ્રત્યક્ષ ક્રિયા દ્વારા જે વસ્તુઓ વિષે માહિતી—જ્ઞાન મેળવ્યાં, તે વસ્તુઓના કુશળ અને ન્યાય્ય ઉપયોગ વિષે કળાકારની રીતે ભાવોત્પાદક નિરૂપણ જ પાઠ્યપુસ્તકમાં આવવું જોઈએ. એ વસ્તુ પેલી માહિતીની માત્ર પૂરક જ નહિ પરંતુ 'સંસ્કારક' વસ્તુ બને. ટૂંકમાં પાઠ્યપુસ્તક એ સાહિત્યકળાની વસ્તુ હોવી જોઈએ. કળા એ જેમ પ્રત્યક્ષ સ્થૂલ વસ્તુની માત્ર નકલ નથી, તેમ પાઠ્યપુસ્તકનો પાઠ પણ વસ્તુના માત્ર ઇંદ્રિયજ્ઞાન જેવું નિરૂપણ નહિ નોંધતો હોય. અને કળાકાર જેમ પ્રત્યક્ષ જીવનના પદાર્થો કે ઘટનાઓને તેમનાથી કે તેમના પ્રત્યે નીપજવા જોઈતા ભાવની દૃષ્ટિએ જ સ્પર્શે છે, તેમ પાઠ્યપુસ્તકનો પાઠ પણ વસ્તુઓ વિષે તેમનાથી કે તેમના પ્રત્યે અમુક ન્યાય્ય ભાવો જન્માવવા જ મથતો હશે. વિજ્ઞાન અને ઇતિહાસની માહિતી એ રીતે પાઠ્યપુસ્તકમાં માત્ર અસ્તિત્વની એક બીના તરીકે કે તેમનાથી નીપજતાં કે નીપજેલાં કાર્યોના નિરૂપણ પરત્વે જ નહિ આવે. પરંતુ, તે બીનાઓથી કે અસ્તિત્વથી માનવજીવનમાં નીપજી શકતા ભાવોના નિરૂપણ પરત્વે જ તેમની રજૂઆત પાઠ્યપુસ્તકના પાઠમાં આવશે. જગતના પદાર્થો અને ઘટનાઓના કળામય નિરૂપણથી અમુક ઇચ્છેલા ભાવો જન્માવી, એ સંસ્કારેલા ભાવની દૃષ્ટિએ જગતના પદાર્થો પ્રત્યેનો વ્યવહાર પાછો દોરવો, એ તેનું કામ હશે. એ રીતે બાળક જેટલું 'ભણશે' તેટલું 'સંસ્કારી' બનશે, અને વિદ્યા એ ખરેખર તેની વિમુક્તિનું સાધન બનશે. તેથી જ શરૂઆતમાં કહ્યું છે કે, પાઠ્યપુસ્તકનું પાનેપાનું બાળકને માટે શાસ્ત્રપોથીના એક એક પાન જેવું પવિત્ર અને મૂલ્યવાન હોવું જોઈએ.

(ચાલુ) ગોપાલદાસ પટેલ

પહેલાં માણસ પોતે પોતાનો તિરસ્કાર કરે ત્યાર પછી જ બીજા તેનો તિરસ્કાર કરે છે. પહેલાં કોઈ કુટુંબ પોતાનો નાશ કરે ત્યાર પછી જ બીજા તેનો નાશ કરે છે. કોઈ રાજ્ય પહેલાં પોતે પોતાના ઉપર ઘા કરે ત્યાર પછી બીજા તેના ઉપર ઘા કરે છે.

—કૉન્ફ્યૂશિયસ

# કેળવણીમાં ક્રાંતિ

ગાંધીજીની 'પાયાની કેળવણી'ની કલ્પના એક ભારે ક્રાંતિકર પગલું છે, એ ધીમે ધીમે હવે આપણને દેખાશે. કેમ કે પરદેશી રાજ્યકર્તા હવે હિંદના ક્ષેત્રમાંથી ગયો છે, એટલે તેને માટે માર્ગ મોકળો થઈ ચૂક્યો છે. પરંતુ ગાંધીજીએ હમણાં જ થોડા વખત ઉપર લખ્યું હતું એમ, હજી આપણે પરદેશી ભાષા અને પરદેશી વિચારોના ગેરવાજબી અને નુકસાનકારક બોજામાંથી છૂટ્યા નથી. (જુઓ ગયા માસના 'શિ.સા'માં તેમનો લેખ 'નવી વિદ્યાપીઠો') પરંતુ, છૂટવાની શરૂઆત તેમાંથી છૂટવું છે એ આપણને સમજ પડે ત્યાંથી થાય છે. હવે આપણે એ સમજવાના છીએ, કારણ કે દેશમાં મોટામાં મોટો ફેરફાર થયો હોય તો એ થયો છે કે, હવેથી આપણે આપણા રાષ્ટ્રના જવાબદાર નાગરિકો બનીએ છીએ. અને જવાબદારીનો બોજો એવી જરૂરી કેળવણી આપનારું બળ છે કે, તેનો પરચો આપણો દેશ હવે સૈકાઓના ગાળા પછી પહેલો અનુભવશે.

આ ફેરફારથી પહેલી વાત આપણને એ દેખાઈ કે, પ્રાથમિક કેળવણીનો ઉદ્દેશ છોકરાને હાઈસ્કૂલ કૉલેજમાં મોકલવાને માટે, શાળામાં ધકેલી દઈ ત્યાં ગોંધી રાખીને અને જરૂર પ્રમાણે મારી ઠોકીને કે ગાળો ભાંડીને, તૈયાર કરવાનો નથી; પરંતુ સ્વતંત્ર હિંદના નાગરિકનું બાળપણ ઘડવાનો છે. પ્રાથમિક કેળવણી એ હિંદના નાગરિકની ગળથૂથી છે. આથી તે સુધારવાને માટે પાયામાં જઈને વિચાર કરવો જોઈએ. તેવો વિચાર વર્ધાશિક્ષણપદ્ધતિ છે. એનું પરિશીલન હવે ઊંડે ઊતરીને તથા વ્યાપક રીતે કરવું જોઈશે. સરકારે પ્રાથમિક શિક્ષણને ફરજિયાત કર્યું છે એ તો ઠીક છે; પરંતુ એની સફળતાની સાચી કસોટી કદ નથી, પણ ગુણ છે. અને પ્રાથમિક કેળવણીની ગુણમત્તા તેમાં વર્ધાપદ્ધતિ કેટલી ઉતારાય છે એની ઉપર અવલંબે છે. સરકારે આ ધ્યાનમાં રાખેલું છે, અને તેથી જ આપણી કેળવણીમાંથી નાશ પામેલી ઉદ્યોગ અને જાતમહેનતની વૃત્તિને પાછી તેમાં આણવા શિક્ષકોના ઉદ્યોગ તાલીમ વર્ગો સરકારે શરૂ કર્યા છે. એવા વર્ગો જિલ્લે જિલ્લે ચાલે છે. હમણાં તેનું એક સત્ર પૂરું થયું. તેની પૂર્ણાહુતિના કેટલાક હેવાલ મને મળ્યા છે. તેમાંથી નીચે ઉતારું છું. વાચક તે પરથી પણ આ કેળવણીમાં ક્રાંતિનો પ્રયોગ કેવો અસરકારક નીવડી શકે, એ જોઈ શકશે.

મ૦

## ૧

### કેળવણી જીવન છે

[અમદાવાદ મ્યુનિસિપલ શિક્ષક તાલીમ વર્ગ ગૂજરાત વિદ્યાપીઠમાં ચાલે છે. તે દિવાળી ઉપર પૂરો થયો, ત્યારે તેનાં (૨૦ + ૧૦) શિક્ષક-શિક્ષિકાઓ છેલ્લે દિવસે મળ્યાં હતાં. તે પ્રસંગે તેમને વિદાય આપતાં શ્રી. મગનભાઈ દેસાઈએ કરેલી વાતચીતનો સાર નીચે આપ્યો છે :]

સચોટ શિક્ષણપદ્ધતિની મારી વ્યાખ્યા કે કસોટી એવી છે કે, શિક્ષણનું કામ કરતાં તે દ્વારા શિક્ષક જાતે પણ કેળવાય : કામ કામને શીખવે એ ધોરી સિદ્ધાંત મુજબ પોતાના કામ દ્વારા શિક્ષક પણ આગળ વધે અને તે કામમાં તેને સર્જનનો આનંદ અને સંતોષ મળે. આ વર્ગના તમારા અધ્યાપકો બી. ટી. કૉલેજોમાં ટ્રેનિંગ પામેલા નથી, પણ તે બધા પોતાના કાર્યથી કેળવાયેલા છે. આ કારણથી જ આજે આવાં કામો માથે લેવાય છે, અને એના અનુભવથી ઘડાતા જઈને એવાં કાર્યો કરીએ છીએ કે જે ગુજરાતને ગમે અને ગુજરાતના હિતમાં હોય.

આ પદ્ધતિથી કામ કરવાથી અમે પણ કેળવાઈએ છીએ. તેથી, સંભવ છે કે, આ તાલીમ વર્ગમાં જે કામ થયું તેના કરતાં પણ વધારે સારું કાર્ય આવતા નવા વર્ગમાં થાય. એમ નવો વર્ગ વધારે સારો ચાલે ત્યારે તમે એમ અદેખાઈ ન કરશો કે અમને એનો લાભ ન મળ્યો. કેમ કે તમે જે જ્ઞાન મેળવેલું છે તેનો ઉપયોગ આવી પદ્ધતિથી તમારી શાળામાં જઈને કરશો, એટલે તમે પણ તમારા કાર્યથી વધારે પ્રાપ્ત કરી શકશો; એવી સુંદર આ શિક્ષણ-પદ્ધતિ છે. ગાંધીજીની વર્ધાશિક્ષણપદ્ધતિના સિદ્ધાંતનો આત્મા આ છે.

આજે વર્ધાશિક્ષણયોજના વિષે ઘણા વિવિધ પ્રકારના વિચારો સેવાય છે. કોઈ એમ કહે છે કે, આ યોજના ગામડાંઓ પૂરતી સારી છે, પણ શહેરમાં તેને અમલમાં મૂકવી મુશ્કેલ છે. જૂની કેળવણી તરફ ઢળેલા માબાપોના માનસને આ નવા વિચારો તરફ વાળવું એમાં પણ મુશ્કેલી છે. પણ આ કેળવણીનો પ્રયોગ સફળ કરીએ તો જ કેળવણીની કેટલીક મડાગાંઠો

૧૯૩૭માં "વર્ધાયોજના"નો અખતરો મુંબઈ ઇલાકામાં શરૂ થયો. પાંચ છ વર્ષ ચાલ્યો. ૧૯૪૬માં વર્ધાયોજનામાં ફેરફારનો નિર્ણય થયો. પ્રાથમિક શાળામાં ઉદ્યોગને સ્થાન આપવા નક્કી થયું, અને તે માટે ૧. ખેતી, ૨. વસ્ત્ર, ૩. મકાન–લાકડકામ આ ત્રણ ઉદ્યોગ પાસ કર્યા. તે વખતે એવો આશય ન હતો કે આ ઉદ્યોગો શીખવી બાળકોને એના કારીગર બનાવવા. પણ બાળકોને ઉદ્યોગ શીખવતાં શીખવતાં જ્ઞાન આપવું એ આશય હતો. આ ત્રણ ઉદ્યોગો એવા છે કે તેના વિના કોઈને ચાલી જ શકે નહીં. માનવ સમાજની જરૂરિયાત અંગેના આ ઉદ્યોગો શાળામાં શરૂ કરી તે દ્વારા સંગીન જ્ઞાન આપવું.

અત્યારે ચોપડીઓ મારફત જ્ઞાન આપીએ છીએ તેનાથી બાળકોના મગજ ઉપર બોજો પડે છે ને બાળકો તે માત્ર પોપટ માફક ગોખીને તૈયાર કરે છે. એટલે બાળકો શાળામાં ભણે છે પણ ગણતાં નથી. પ્રાથમિક શાળામાં નિયમો ભણાવ્યા, સ્વચ્છતા વગેરેના નિયમો શીખવ્યા; પણ એક ટકો બાળક એવાં નીકળ્યાં કે જેણે તે પાળ્યા. દુનિયામાં એ પ્રમાણે ચાલે છે. જે જ્ઞાન અપાય છે તે પુસ્તક કે વાણીથી અપાય છે. જ્યાં સુધી જ્ઞાન કૃતિથી ન અપાય ત્યાં સુધી તે સંગીન બનતું નથી.

છેલ્લાં ૨૫ વર્ષમાં કૃતિમય શિક્ષણ આપવા યત્ન કર્યો. કાગળકામ, માટીકામ વગેરેમાં બાળકો રસ લે છે ને તલ્લીન બને છે. આ ચીજોનું પ્રદર્શન પણ કરાતું. પણ છેવટે એ ચીજોનો નાશ થતો; કશા કામની નહોતી. આમ બાળકોએ પ્રાણ રેડી બનાવેલી ચીજનો નાશ જોઈ બાળકોને આથી જરૂર આઘાત થતો હશે. બાળકોની અવલોકનશક્તિ તીવ્ર હોય છે. બાળકના કામને આમ તરછોડવાથી તે બાળકને એમ લાગે કે પોતે બાળક છે, તેથી એનાથી કંઈ જ થઈ શકે નહિ. આ રીતે બાળકમાં હીનભાવ પેદા થાય. બાળક સમાજને ઉપયોગી કોઈ ચીજ બનાવી શકતો નથી એવી ભાવના બાળકમાં પેદા થાય. આ બરોબર નથી. બલ્કે, સમાજમાં જે જાતનાં કામો થાય છે તે બાળક કરે, તેમાં પોતે ફાળો આપી શકે, તો તેમાંથી બાળકનો વિકાસ થાય છે.

ખેતીનો ઉદ્યોગ અંકલેશ્વરના મિશનમાં ફળીભૂત થયો છે. ત્યાં બાળવર્ગનું બાળક નાનકડા પ્લોટમાં થોડી ચીજો ઉગાડે છે. એક કે દોઢ માસમાં ભીંડા, ગુવારશીંગ થાય. બાળક તેમાંથી ભીંડા વગેરે ઘેર લઈ જાય ત્યારે તે બાળકને આનંદ થશે કે સમાજમાં ઉપયોગી ચીજો તે ઉત્પન્ન કરી શકે છે અને સમાજ તે વાપરી શકે છે.

બાળક કાંતે ને વણાવે ને તે કાપડનો ટુકડો પેદા કરે અને તેમાંથી ટોપી કે કબજો બનાવી બાળક પહેરશે ત્યારે બાળકને ખાતરી થશે કે, સમાજના બીજા માણસ જેવું હું કરી શકું છું.

બાળક પહેલા જ વર્ષમાં વેલણ બનાવી શકે ને પોતાની માને તે વાપરતી જોશે ત્યારે તેને આનંદ થશે. આ બધી વસ્તુઓ એવી નથી કે, જૂની પદ્ધતિના કાગળકામ માફક ટેબલ પર રહે ને છેવટે ફેંકી દેવાય.

બાળકને માણસ બનાવવા માટે જે જાતની ચીજ જોઈએ છીએ, તે ઉદ્યોગ મારફત મળી શકે છે. આ માટે કેટલાક પ્રશ્ન કરે છે કે, બાળક જો ઉદ્યોગો જ કરે તો ભણે ક્યારે?

'વર્ધાયોજના'નો પ્રયોગ જુદી જુદી શાળામાં ચાલે છે ને બે કલાક ઉદ્યોગ માટે ને ત્રણ કલાક બીજા વિષયો માટે રખાય છે. ગયા ડિસેમ્બરમાં ડૉ. કામત દક્ષિણ વિભાગના એ. ઈ. હતા; તે પ્રાયોગિક માનસશાસ્ત્રના ઊંડા અભ્યાસી છે. તેમણે બાળકોનું માનસ તપાસવા તરકીબો શોધી કાઢી અને અભ્યાસનું લેવલ તપાસવાની એક પ્રથા દાખલ કરી, બાળકનું લેવલ તપાસવા તેમણે પરીક્ષા કરી જુદી જુદી શાળાઓનું સામ્ય આણીને બાળકોની પરીક્ષા કરી. આ પરીક્ષાઓનો હેવાલ એવો છે કે, બેઝિક શાળાના બાળકો ઇતર શાળાના બાળકો કરતાં ઓછા ઊતર્યા નથી. શિક્ષકે સ્કોલરશિપ પરીક્ષા માટે ૬ બાળકો તૈયાર કર્યા ને સતારામાં તેમને બેસાડ્યા. ૨૫૦ જણ એ પરીક્ષામાં બેઠા હતા ને તેમાંથી માત્ર ૪ને સ્કોલરશિપ મળવાની હતી. અને તેમાં આ ૬માંથી ૪ને આ સ્કોલરશિપ મળી. આ શાળા જરૂર સારી ગણાય.

બેઝિક શાળામાં બે કલાક શિક્ષણ ઓછું મળે છે, છતાંયે જ્ઞાન અને આવડત તો તેમના બાળકોમાં હોય જ છે. આ બધા માટે ઉદ્યોગ ધન્યવાદને પાત્ર છે. પસંદ કરેલો ઉદ્યોગ બાળકોને વધારે સારાં બનાવે છે. કાંતણ પીંજણનો ઉદ્યોગ કોંગ્રેસનું Sentimentalism કેવળ લાગણીવેડા છે એમ ન ગણવું જોઈએ.

શાળામાં ચંપલ તેમ જ પાકીટ બનાવવાનો ઉદ્યોગ દાખલ કરી શકાય. બાળકો પોતે બનાવેલી ચીજ ઇતર સમાજના જન વાપરી શકે છે એવું બાળકો જુએ તો બાળકના માનસનો વિકાસ થાય.

પહેલાંના પૂર્વગ્રહો છોડી—દૂર કરી, ઉદ્યોગનું સ્થાન કેળવણીમાં ઉપયોગી છે કે નહિ તેનો વિચાર કરો. જે ઉદ્યોગ પસંદ કરો તે એવો હોવો જોઈએ અને તેમાંથી એવી ચીજ ઉત્પન્ન થવી જોઈએ કે સમાજ કે બાળક તે વાપરી શકે.

# સ્વરાજ્ય—ઋષિ લોકમાન્ય

સ્વામી વિવેકાનન્દે આપણા દેશમાં ભારે મોટી ધાર્મિક જાગૃતિ પેદા કરી. આ દુનિયા એ કેવળ માયાનો પસારો છે, માયાની પાથરેલી જાળ છે, તેમાંથી જેમ તેમ કરીને છૂટવું જોઈએ અને મોક્ષનો રસ્તો પકડવો જોઈએ, એટલો જ જેનો અર્થ કરવામાં આવતો હતો તે વેદાન્તને જોરે ઇહલોકનું જીવન તેજસ્વી, જોમવાળું, સેવાસમર્થ અને શાંતિદાયક કેવી રીતે બનાવવું એ આપણને તેમણે બતાવ્યું, અને વેદાન્ત એ જ હિંદુસ્તાનનો અને દુનિયાનો શુદ્ધ ધર્મ થઈ શકે તેવો છે એની જગતને ખાતરી કરી આપી. સ્વામી વિવેકાનન્દનું આ કાર્ય કદી પણ વાસી થાય તેવું નથી. દિવસે દિવસે તે વધતું જ જવાનું છે. વેદાન્તને વિષે લોકોમાં કેટલોક વખત અનાસ્થા પેદા થશે, કેટલાક દિવસ તેમની દિશાભૂલ થશે, છતાં એક વખત વેદાન્તધર્મનું યથાર્થ આકલન થશે એટલે માણસ અને સમાજ ફરી ફરી એ ધર્મ તરફ જ દોડી જવાના. દરેક યુગાન્તરને પ્રસંગે તેમ જ દરેક ઉત્થાપનને વખતે વેદાન્તનું નવેસર પુનરાવર્તન થવાનું જ.

આ વેદાન્તધર્મની આજના જમાનાને અનુરૂપ થાય એવી રજૂઆત કરવાનું કામ વિવેકાનંદે કર્યું તેથી સ્વામી વિવેકાનન્દ આ જમાનાના યુગપુરુષ ગણાય છે.

કેટલાક લોકો આવી જ કોઈ યુગપ્રવર્તનકારી સાર્વભૌમ કલ્પનાથી તરબોળ હોય છે, છતાં તેમને મન પોતાની પેઢીના રોજિંદા સવાલોનું એટલું બધું મહત્ત્વ હોય છે કે પોતાની બધી કાર્યપ્રણાલીનું મંડાણ તેમને તદ્દન વહેવારુપણાના પાયા પર જ કરવાની ફરજ પડે છે, અને યુગકાર્યને પણ તે તે ઘડીનું અથવા બહુ તો તે તે દિવસનું કાર્ય બનાવવું પડે છે. વિવેકાનન્દને જો આપણે યુગપુરુષ (man of the age) કહીએ તો લોકમાન્ય ટિળકને પ્રસંગ-પુરુષ (man of the hour) કહેવા પડે. સામે જે પરિસ્થિતિ આવી પડે તેનો સામનો શી રીતે કરવો, આવી પડેલો પ્રસંગ શી રીતે પસાર કરવો, અને જ્યાં ઊભા હોઈએ ત્યાંથી એક ડગલું આગળ શી રીતે ખસવું, એટલો જ વિચાર કરવાનું તેમને ભાગે આવ્યું હતું. અને તેથી જ ગીતા જેવા ધ્રુવ પર જીવનના રહસ્યનું ઉદ્‌ઘાટન કરનારા ત્રૈકાલિક ગ્રન્થ પર ભાષ્ય લખતી વખતે પણ તેમને તેમાંથી આજની ઘડીનો ધર્મ જ કાઢીને લોકો આગળ રજૂ કરવો પડ્યો.

અકર્મણ્ય જડસુ સમાજને કર્મપ્રવણ કરવાનું અત્યંત આવશ્યક હોવાથી તેમણે ગીતામાં કહેલા યોગ, જ્ઞાન, ભક્તિ ઇત્યાદિ મહાન તત્ત્વોને કંઈક ગૌણ સ્થાન આપીને કર્મયોગને તેમણે પ્રાધાન્ય આપ્યું, એટલું જ નહિ પણ સત્ય, અહિંસા વગેરે જેવાં સાર્વભૌમ ધર્મોને પણ થોડુંક મચકવાની આવશ્યકતા શી રીતે ઊભી થાય છે એ કહેવું તેમને જરૂરનું જણાયું. ભોળા અને બાધા સમાજને સર્વોચ્ચ જીવનનો બોધ આપતા પહેલાં પ્રથમ વ્યવહારજ્ઞાન અને કુનેહની શિખામણ આપવી પડે છે, કારણ કે જેમને ભેળું જ નથી એવાઓને કેવળ પંડિતાઈ આપીએ તો તેઓ પઢતમૂર્ખ વેદિયા જ થવાના અને તેમને જીવનધર્મ સમજાવીએ તોપણ એ બાધાઓને તેમાંથી મરણધર્મ જ જડવાનો. એટલા માટે પ્રથમ તેમને નફાતોટાનો વિચાર કરતાં શીખવવું, વહેવાર શું કહે છે તે સમજવાની દૃષ્ટિ આપવી અને પછી જ સર્વશ્રેષ્ઠ જ્ઞાનના ડોઝ સમાજને પાવા જોઈએ. લોકમાન્યને આ પદ્ધતિ સ્વીકારવી પડી. પરદેશી સરકાર પરોપકાર કરવા ખાતર અહીં રાજ્ય કરવા આવી નથી, તે ગમે તેટલું મધુરું બોલે તોપણ તેનો હેતુ સ્વાર્થનો જ હોવાનો; તેથી શત્રુની શી ચાલબાજી છે તે ચેતતા રહીને જોવી જોઈએ એમ તેમણે શરૂઆતથી જ જનતાને શીખવી દીધું.

ધર્મની અને સમાજ સુધારાની બાબતમાં પણ તેમણે લોકોને યોગ્ય સમય ને સ્થાન ઓળખતાં શીખવ્યું.

ઉપરાંત કેટલાક લોકોએ, જેને 'अ'ની બારાખડી કહેવામાં આવે છે, (પણ 'અ'ને બારાખડી હોય ખરી કે?) તે પ્રમાણે અનુક્રમે इ, ई, उ, ऊ, ए, ऐ ને अि, अी, अु, अू, अे, अै એમ લખવાનું સૂચવ્યું છે. અત્યારે આ વસ્તુ વિકલ્પે કેટલાક ભાગોમાં ચાલુ થઈ છે. આ પ્રયોગને પણ વરસો અગાઉથી ગુજરાતી લિપિમાં ઘટતું સ્થાન મળ્યું છે. તેમાં ए, ऐ, માટે 'એ, ઐ' કરવામાં આવ્યું છે. પરંતુ इ, उ માટે તે ઢબ નથી ચલાવી. એ વિષે એમ માનવું કે તે સૂઝી ન હોય, એ ઓછું સંભવિત લાગે છે. अ, इ, उ મૂળ પ્રાથમિક સ્વર છે; તેમની સરખામણીમાં ए, ओ પ્રાથમિક નથી; તેથી પ્રથમ ત્રણ સ્વરો માટે સ્વતંત્ર પ્રતીક નાગરીમાં યોજ્યાં છે અને તે યોગ્ય ગણાય. એટલે તેમને 'બારાખડી'માં નાંખવા એ બરોબર નથી. શ્રી. જેશિંગલાલ તેમની ચોપડીમાં આ બાબત સ્વીકારીને 'ઇ, ઈ, ઉ, ઊ'ને તેમ જ રહેવા દે છે, એ નોંધપાત્ર છે.

ઉર્દૂ લિપિ વિષે પણ તે કહે છે કે, એમાં સુંદરતાનું ખાસ લક્ષણ રહેલું છે. ઉપરાંત, નાગરી કરતાં તે ઝટ અને પ્રવાહભેર લખી શકાય છે. તેના એ ગુણ પરથી તેઓ એટલે સુધી ભીતિ બતાવે છે કે, ઉર્દૂના આ લક્ષણને લીધે બનવા જોગ છે કે તેની આગળ નાગરીને નમતું આપવું પડે. પણ ઉર્દૂ પરદેશી લિપિ છે કહીને તે તેને રદ કરે છે. આ દલીલ પુસ્તિકામાં લીધેલા વિજ્ઞાનશુદ્ધ લિપિવિચારમાં ભંગ કરનારી ગણાય. અને ઉર્દૂ પરદેશી શી રીતે? વળી, જો ઉર્દૂ લિપિ લખવામાં સારી હોય તો, લાગણીને આડે આવ્યા દીધા વગર, લેખકે કબૂલ કરવું જોઈતું હતું કે, ગાંધીજી બે રાષ્ટ્રલિપિની વાત કરે છે તેમાં ઉર્દૂને અંગે આ એક વિશેષ કારણ છે. પરંતુ વાત એમ છે કે, લિપિ એવો તો મમતાની લાગણીનો વિષય છે કે, કેવળ તર્કશુદ્ધતા તેમાં ઝાઝી અસર કરી નથી શકતી. આજે સ્થિતિ એવી છે કે, પ્રાંતભાષાઓ પોતાની લિપિ છોડવા નારાજ છે; અને એકબીજા પ્રત્યે એવો ભાવ છે કે, બીજી પ્રાંત-લિપિને પોતાને કે રાષ્ટ્રલિપિને સ્થાને લેવામાં તે આડે આવે છે; ભલેને તે લિપિ લાયક હોય, છતાં તે સામે અરુચિ રહે છે. તેથી જ નાગરી સુધારવાળા પણ, બન્યો-બનાવેલો ગુજરાતી નમૂનો તૈયાર છે છતાં, તે સ્વીકારી શકતા નથી.

આ સ્થિતિમાં શું કરવું જોઈએ? બધી પ્રાંત-ભાષાઓની એક લિપિ થાય એ વાત ઉત્તમ ગણાય. અને રાષ્ટ્રભાષાને માટે પણ એ એક લિપિ હોય. એ આદર્શ છે; તે તર્કશુદ્ધ છે. પણ જીવન એમ તર્કથી ચાલતું હોત તો શું જોઈતું હતું? એટલે, આપોઆપ થવું જોઈએ એવું કે, દરેક પ્રાંતભાષા પોતાની લિપિ રાખે; અને રાષ્ટ્રભાષા ઉર્દૂ નાગરી બંને લિપિમાં લખાતી રહે છે એમ લખાયે રહે. (તેમાંથી ઉર્દૂને જાકારો આપવો એ પણ તેથી જ ઘાતક અને અવહેવારુ બને છે.) એ રીતે વર્તતાં જ્યારે પ્રાંતોમાં એકલો અસ્મિતાભાવ ઓછો થશે અને એકદેશ-ભાવ તેનો નિયામક બનશે, ત્યારે ઉપરના તર્કશુદ્ધ આદર્શ તરફ જવાશે. લિપિસુધાર ક્રમે ક્રમે અને અજાણપણે થતો જ જાય છે, એ તો કોઈ પણ લિપિનું સ્વરૂપ ૫૦-૧૦૦ વર્ષ પર અને આજે જેવું છે, તે પરથીય તરત જણાશે. માણસોના પહેરવેશ, રૂપરંગ ઇ૦ પણ નથી ફરતાં? આપણા ચોથી પેઢીના પૂર્વજને જોતાં આજે તે આપણને કેવા લાગે! તેમ જ લિપિ વિષે પણ કહી શકાય. એટલે શ્રી. જેશિંગલાલ કહે છે તે શાસ્ત્રીય રીતે ઘણે અંશે ખરું હોય છતાં, ગુજરાતી નાગરીને હિંદની એક લિપિ કરવાનું કહેવું, એ ન બને એવી વાત લાગે છે. શ્રી. રાજાજીએ થોડા વખત પર કહ્યું એમ, પોતાને જે લિપિ આવડે તે દ્વારા પણ રાષ્ટ્રભાષા શીખો; એટલું જ નહિ, બને તેટલી પ્રાંતભાષાઓ પણ ભણાતી થવી જોઈએ. પ્રશ્ન આજે હિંદમાં વસતાં સર્વ કોમનાં, પ્રાંતનાં, ભાષાનાં, ધર્મકર્મનાં ભાઈબહેનોએ સાચો એકદેશ-ભાવ કેળવવાનો છે. લિપિની વાતના ઝઘડા પર આજે ટોપલો ઢાંકવો, અને છે તેમ આજે તો આગળ ચાલવું. એટલે કે, પ્રાંતભાષાઓ પોતાની લિપિ ભલે રાખે; હિંદુસ્તાની રાષ્ટ્રભાષા તેની બંને લિપિમાં ભલે ચાલે — તેમાંથી એક કરવા તરફ જવામાં આજે ગૂંચવાડો ને વૈમનસ્ય થાય એમ હોઈ, તે ભારે ભૂલ છે. અને હિંદુસ્તાનીના વિકાસમાંય વિઘ્ન આવે છે. પ્રશ્ન છે હિંદના બધા લોકને લખતા વાંચતા અને અરસપરસ સમજતા કરવાનો. તેમ કરવાને માટે જો તર્ક કહે તે બધી જોગવાઈ થતી હોય તો કેવું સારું! પણ એ બનતું નથી. તો પછી સમજણા લોક તરીકે આપણે કેવળ તર્કને આગળ

ન કરીએ, અને જીવનને વફાદાર બનીને પ્રાંતલિપિઓને તથા બંને રાષ્ટ્રલિપિઓને આજે સંઘરીએ. અને પેલા ખ્રિસ્તી ભજનમાં ગાયું છે એમ, આજનાં વાદળ વીખરાય ત્યારે, શું કરવું તે સૂઝશે. તે વખતે એ પ્રમાણે કરવામાં બધી રીતની સરળતા પણ હશે. દેશની બંધારણ-સભા પણ આ જ વૃત્તિ ધારીને વર્તે તો તેની શોભા અને લાયકાત પણ છે.

૨૦-૧-'૪૮ મગનભાઈ દેસાઈ

# સં. ૨૦૦૪નાં કાર્તિકી પંચાંગો

'શિક્ષણ અને સાહિત્યના'ના ૧૯૪૭ના નવેંબરના અંકમાં શ્રી. કિ. ઘ. મ. ની 'સંવત ૨૦૦૪ના કાર્તિકી પંચાગો' ઉપરની સમાલોચના આવી છે. પ્રત્યક્ષ પંચાંગોમાં 'જન્મભૂમિ'ના પંચાંગ ઉપરાંત 'સંદેશનું'નું મોટું અને નાનું પંચાંગ અને 'મહેન્દ્ર જૈન પંચાંગ' ગુજરાતી ભાષામાં નીકળે છે.

આ પ્રત્યક્ષ પંચાંગોનું અને જૂનાં ગ્રહલાઘવીય પંચાંગોનું આરંભસ્થાન એક જ છે, તેથી વિભાગાત્મક નક્ષત્રો અને રાશિઓના પ્રદેશો બન્ને પ્રકારનાં પંચાંગોમાં એકસરખા જ આવે છે. તેથી આ બન્ને વચ્ચે "સરહદોનો ઝઘડો" બિલકુલ નથી. આ બન્ને પ્રકારનાં પંચાંગોની વચ્ચે ગ્રહોની સ્થિતિની બાબતમાં ઘણા અંશોનો ફરક દેખાય છે, તેનું એક જ કારણ છે અને તે ગ્રહલાઘવીય પંચાંગોની સ્થૂલ ગ્રહગતિ છે. બીજી રીતે કહીએ તો, ગ્રહલાઘવ ગ્રંથનું ગ્રહગણિત સ્થૂળ છે, અને તેથી ગ્રહલાઘવનું જ આરંભસ્થાન લેવા છતાં ગ્રહલાઘવીય ગ્રહો ફરકવાળા આવે છે. આનો બીજો કોઈ ઇલાજ નથી. ગ્રહોની વાસ્તવિક જે ગતિ દેખાય તે સ્વીકારવી જ જોઈએ. "પ્રત્યક્ષ દર્શન સાથે ગણિતી આંકડાઓનો મેળ બેસવો જોઈએ" એ લેખકના મત સાથે હું મળતો થાઉં છું, અને તેની સાથે એટલું ઉમેરું છું કે, પ્રત્યક્ષ દર્શન સાથે પ્રત્યક્ષ પંચાંગના આંકડાઓનો મેળ બેસે છે. અને ગ્રહલાઘવીય પંચાંગોના આંકડાઓનો મેળ બેસતો નથી. આ હકીકતને ગ્રહલાઘવીઓ ઘણી વાર અયનાંશ અને આરંભસ્થાનના વિવાદાસ્પદ મુદ્દાની પાછળ છુપાવે છે. પણ ગ્રહલાઘવીય પંચાંગના કોઈ પણ બે ગ્રહોની બાદબાકી એટલે અંતર લો અને તે જ પ્રમાણે પ્રત્યક્ષ પંચાંગો અને 'નૉટિકલ'ના ગ્રહોનાં અંતરો લો. આમ કરવાથી માલૂમ પડશે કે, પ્રત્યક્ષ પંચાંગો, ભલે તેઓ ગમે તેટલા અયનાંશોનાં હોય, તોપણ તેમાંના કોઈ પણ બે ગ્રહોનું અંતર 'નૉટિકલ'ના તે બે ગ્રહોના અંતરની સાથે બરાબર મળી રહે છે, ત્યારે ગ્રહલાઘવીય ગ્રહોનાં અંતરો 'નૉટિકલ'ના ગ્રહોનાં અંતરો સાથે મળતાં નથી.

આ મુદ્દો વધારે સમજાય એટલા માટે એક ઉદાહરણ લઉં છું. જ્યારે બી. બી. સી. આઈ. રેલવેના માઈલો કોલાબાથી મપાતા હતા, ત્યારે સુરતના ૧૬૪ માઈલ અને અમદાવાદના ૩૧૪ માઈલ લખાતા હતા. હવે આ માઈલો મુંબઈ સેંટ્રલ-સ્ટેશનથી મપાય છે, તેથી સુરતના ૧૬૦ માઈલ અને અમદાવાદના ૩૧૦ માઈલ લખાય છે. આનું કારણ સ્પષ્ટ છે, અને તે એ કે, મુંબઈ સેંટ્રલ કોલાબાથી ૪ માઈલ ઉત્તરે છે. હવે આ બન્ને પદ્ધતિઓમાં અમદાવાદ અને સુરત વચ્ચેનું અંતર ૩૧૪–૧૬૪=૧૫૦ અને ૩૧૦–૧૬૦=૧૫૦ એમ સરખું આવે છે અને આવવું જ જોઈએ, કારણ કે માઈલ માપવાનું આરંભસ્થાન બદલવાથી કોઈ પણ બે જગાની વચ્ચેનું અંતર બદલાઈ જતું નથી. તેથી આરંભસ્થાન એટલે અયનાંશ ગમે તેટલા હોય, તોપણ કોઈ પણ ખરા પંચાંગના ગ્રહોની વચ્ચેનાં અંતરો 'નૉટિકલ'ના ગ્રહોનાં અંતરોની સાથે બરાબર મળી રહેવાં જોઈએ. જો આમ ન બને, તો તે પંચાંગ ખોટું છે, એમ નિઃશક રીતે સાબિત થાય છે. આ ઉપરથી જણાય છે કે, પ્રત્યક્ષ પંચાંગોના ગ્રહો ખરા છે અને ગ્રહલાઘવીય ગ્રહો ખોટા છે એમાં કંઈ શંકા નથી. ગ્રહલાઘવીય પંચાંગોએ પોતાના ગ્રહો પ્રત્યક્ષ પંચાંગો પ્રમાણે સુધારી લેવા જોઈએ, એ સિવાય કોઈ રસ્તો તેઓની પાસે રહેતો નથી.

ઉપલી ચર્ચા પછી બંને પ્રકારનાં પંચાંગોની વચ્ચે આવતા તિથિઓના ફરકને વિષે કંઈ કહેવાનું રહેતું નથી. આ ફરક મુખ્યત્વે ગ્રહલાઘવના સ્થૂળ ચંદ્રને લીધે આવે છે. મુંબઈ અને અમદાવાદના સૂર્યોદયોની વચ્ચે જે ફરક પડે તેને લીધે આ બે ગામનાં પંચાંગોમાં ફેર પડે, પણ એક જ ગામની તિથિ તો એક જ આવવી જોઈએ. પણ અહીં તો એમ પણ બનતું નથી. અમદાવાદના 'સંદેશ' અને 'મહેન્દ્ર જૈન પંચાંગ'ના આંકડા એકસરખા છે, અને અમદાવાદનાં બીજાં ગ્રહલાઘવીય પંચાંગોના આંકડા તે કરતાં જુદા છે. આ ગ્રહલાઘવીય ગણિતની સ્થૂળતાને લીધે જ છે. મુંબઈ માટે પણ એ જ પ્રમાણે છે.

હરિહર પ્રા. ભટ્ટ

# સ્વાવલંબી ખેતીવાડી કૉલેજ

પૂ. ગાંધીજીએ ૧૯૩૭માં લખ્યું હતું કે, 'ખેતીવાડી કૉલેજો સ્વાવલંબી હોય તો જ એનું નામ સાર્થક થાય.' આપણે ત્યાંની ખેતીવાડી કૉલેજો સ્વાવલંબી નથી પણ ખર્ચાળ છે, એટલે કેટલાકને ગાંધીજીનો ઉપરનો વિચાર વહેવારુ છે કે કેમ તેની શંકા થાય છે. તેમને એમ લાગે છે કે, કેળવણી લેતાં લેતાં ખર્ચ પૂરતી કમાણી વિદ્યાર્થી કરી શકે નહિ. પણ અમેરિકામાં તેનો પ્રયત્ન કૅલિફૉર્નિયામાં થયેલો છે અને તે સફળ માલૂમ પડ્યો છે. તે પ્રયોગની થોડી હકીકત 'રીડર્સ ડાઇજેસ્ટ' માસિકમાંથી અહીં ઉતારી છે.*

કૅલિફૉર્નિયાની વિવિધ ઉદ્યોગવિજ્ઞાન કૉલેજ સન લુઈ ઑબિસ્પોની બહારની બાજુએ આવેલી છે. તેને અંગે ૨૦૩૮ એકર જમીન છે અને તેની ખેતી વિદ્યાર્થીઓ દ્વારા થાય છે. તે જમીન ઉપર ડેરી અને માંસ માટે પ્રાણીઓ રાખવામાં આવે છે, શાકભાજી અને અનાજની ખેતી કરવામાં આવે છે અને બાગ બગીચાનું કામ કરવામાં આવે છે.

આ સંસ્થામાં વિદ્યાર્થી પોતાનો સમાજસેવાનો કે વિજ્ઞાનનો અભ્યાસ શરૂ કરે તે પહેલાં કોઈ ધંધો શીખી લે છે, જેથી કોઈ કારણે તેને કૉલેજનો અભ્યાસ અધવચ છોડવો પડે તો પોતાનું સારી રીતે ભરણપોષણ કરી શકે. સંસ્થા તરફથી જ દરેક વિદ્યાર્થીને કમાણીનો કોઈ ને કોઈ ધંધો શીખી લેવાનું ઉત્તેજન આપવામાં આવે છે. તે સંસ્થાના જ કેટલાક કેળવણીકારો એ પ્રયોગની વિરુદ્ધ હતા, પણ ત્યાંના પ્રમુખ જુલિયન એ. મેકફીના આગ્રહથી ઉપરના ધોરણે ત્યાં બાર વરસથી કામ ચાલે છે અને તે સફળ થયું છે એવી ત્યાંથી બહાર પડેલા વિદ્યાર્થીઓ સાક્ષી પૂરે છે.

એડવર્ડ સૅન્ટોસ નામનો વિદ્યાર્થી કહે છે કે, તે કૉલેજમાં ચાર વરસ શીખ્યો તે દરમિયાન તેણે પોતાનું ખર્ચ કાઢ્યું (વાર્ષિક ૩૦૦ ડૉલર), તે ઉપરાંત ત્યાં ૩૫૦૦ ડૉલર કમાયો, વિદ્યા શીખ્યો અને પદવી પ્રાપ્ત કરી. તે જ્યારે કૉલેજમાં ભણવા આવ્યો ત્યારે પોતાની સાથે ખર્ચના પૈસા લાવવાને બદલે બે ઉમદા ગાયો લઈ આવ્યો હતો.

બિલ ક્રીકલો નામના વિદ્યાર્થીએ પોતાનો અભ્યાસ પૂરો કર્યો ત્યારે પોતાના અભ્યાસનું ખર્ચ કાઢવા ઉપરાંત આજુબાજુ થોડી જમીન ખરીદીને શુદ્ધ જાતનાં મરઘાંઉછેરનું કામ શરૂ કર્યું હતું.

એ જ રીતે બીજા વિદ્યાર્થીઓમાંથી કોઈએ સાબરો ઉછેર્યા તો કોઈએ ઘેટાં ઉછેર્યાં; કોઈએ મરઘાં ઉછેર્યાં તો કોઈએ શાકભાજીની ખેતી કરી. તેમાંથી કૉલેજનું ખર્ચ કાઢ્યું અને વધારામાં બચત કરી. સાથે સાથે વિદ્યા શીખ્યા અને સ્વતંત્ર ધંધો શીખ્યા. તથા જાતમહેનતથી પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખ્યા.

આ રીતે ભણવા માટે વિદ્યાર્થીઓને શરૂઆતમાં સંસ્થા તરફથી મૂડીના રૂપમાં મદદ કરવામાં આવે છે. તેને માટે એક બૅન્કમાંથી ૩૦૦૦ ડૉલર લઈને એક વિદ્યાર્થી મદદ ફંડ શરૂ કરવામાં આવ્યું હતું. તેમાંથી નવા વિદ્યાર્થીને તેની પાસે પૈસા ન હોય તો રકમ ધીરવામાં આવતી. નવો વિદ્યાર્થી પોતાના કામની યોજના બનાવીને રજૂ કરે અને મૂડીની મદદ માટે અરજી કરે એટલે તેને તે રકમ આપવામાં આવતી હતી. કેટલાક વિદ્યાર્થી એ રીતે રકમ લેવાને બદલે મજૂરીનું કામ કરીને જરૂરી મૂડી ઊભી કરતા. કોઈ ભાંગેલું એન્જિન કે ઓજાર સુધારી આપીને પૈસા મેળવતો, તો કોઈ મરઘાં બતકાંને સંભાળવાનું કામ કરીને પૈસા મેળવતો. અથવા તો કોઈ સહકારી ધોરણે ખેતી કરીને પૈસા મેળવતો.

પ્રાણીઓને કૉલેજનાં પ્રાણીઓ સાથે રાખવાની અને ખવડાવવા વગેરેની સગવડ હોય છે અને દરેક વિદ્યાર્થી પોતાનાં પ્રાણીઓને સંભાળે છે. તે પોતે તેના ખર્ચનો હિસાબ રાખે છે અને જ્યારે પ્રાણીને વેચી દે છે ત્યારે તેની પાછળ થયેલું ખર્ચ બાદ કરતાં જે વધે તેમાંથી ⅔ વિદ્યાર્થીને મળે છે અને ⅓ વિદ્યાર્થી ફંડમાં જમા થાય છે. આ ફંડ બાર વરસમાં વધીને એટલું થયું છે કે, તેમાંથી શરૂઆતમાં લીધેલી ૩૦૦૦ ડૉલરની લોન બૅન્કને પાછી ચૂકવી દેવામાં આવી છે અને ૯૦,૦૦૦ ડૉલર તેમાં ભેગા થયા છે. આ ઉપરથી તે કામ કેવું ચાલતું હશે તેનો ખ્યાલ આવે છે.

આ કૉલેજની કામગીરીથી એટલું સાબિત થયું છે કે, ખેતીવાડી અને ઇજનેરી કૉલેજોમાં આ કલ્પના

---

* Readers' Digest, August 1947.
'You can take a cow to college and make it pay.' By F. J. Taylor.

મુજબ કામ કરી શકાય છે. એ પ્રમાણે કામ કરવાથી વિદ્યાર્થી ધંધાનું વિજ્ઞાન શીખે છે અને સ્વતંત્ર ધંધો કરતાં શીખે છે. ગાંધીજી જે ઇચ્છે છે તે આ કૉલેજે સિદ્ધ કરી બતાવ્યું છે. આપણે ત્યાં પણ એમ ન થવા માટે કોઈ કારણ નથી.

ગાંધીજી પાયાની કેળવણીમાં શરૂઆતથી બાળકોને ઉદ્યોગ દ્વારા કેળવણી અપાવવા ઇચ્છે છે. તેમાં રહેલો સિદ્ધાંત આપણા કેળવણીકારોએ સ્વીકારેલો છે. તેનો જો કુશળ શિક્ષકો દ્વારા શ્રદ્ધાપૂર્વક અમલ થાય તો આખી કેળવણીની રચના ઉપર તેની અસર થશે અને આવી કૉલેજો તો સહેજે સ્વાવલંબી થઈ શકશે. પણ કેળવણીની આખી રચના નવેસર ન ગોઠવાય ત્યાં સુધી ધંધાદારી કૉલેજોએ રાહ જોવાની જરૂર નથી. તેઓ ઉપરના ધોરણે તરત અમલ કરી શકે છે. કૅલિફૉર્નિયાનો દાખલો તે માટે માર્ગદર્શક છે.

વિ૦

# આગ્રહ હોય તો તરત ફેરફાર થાય

આપણા ઉપર અંગ્રેજોનું રાજ્ય હતું એ હવે ચાલ્યું ગયું છે અને આપણું રાજ્ય સ્થપાયું છે. એનું ઘેર ઘેર ભાન કરાવવું હોય તો નીચે જણાવેલાં લખાણોમાં અંગ્રેજીની જગ્યાએ વહેલામાં વહેલી તકે પ્રાંતીય અગર રાષ્ટ્રીય ભાષા તથા લિપિ દાખલ કરવાનો આગ્રહ હોવો જોઈએ.

૧. ચલણી સિક્કા, નોટો તેમ જ ચેકોમાં.

૨. રેલવે સ્ટેશનનાં નામ, ડબ્બા, એન્જિન તથા ઓરડાઓનાં નામોમાં અને જાહેરખબરોમાં.

૩. પોસ્ટના સિક્કા, ટિકિટો, પહોંચો,' થાંભલા પરની ક્રમસંખ્યા તથા બીજાં લખાણોમાં.

૪. સરકારી તેમ જ જાહેર સ્થળોનાં અને મકાનનાં નામોમાં.

૫. પોલીસ, પટાવાળા કે બીજા બધા સરકારી અમલદારોના બિલ્લા તથા હોદ્દાસૂચનનાં ચિહ્નોમાં.

૬. મુખી, તલાટી, શિક્ષક, પંચાયતના મંત્રી કે સામાન્ય પ્રજા માટે આવેલા કોઇ પણ હુકમ, ઢંઢેરા કે જાહેરાતમાં.

૭. સ્થાનિક સંસ્થાઓનાં દવાખાનાં, રસ્તા પરના પથ્થરના થાંભલા, તેમ જ શાળાઓ અને દવાખાનાંઓમાં છપાઈ આવતાં તમામ પત્રકો, મથાળાંઓ તેમ જ ભરવાની વિગતોમાં.

૮. પ્રદર્શનો તથા એવા જ સામાન્ય જનતાને ઉપયોગી થઈ પડે એવા દરેક આયોજનમાં, દરેક સ્થળે.

૯. હિંદમાં બનતી દરેક ચીજ વસ્તુનાં નામ, નિશાનો અને સિક્કાઓમાં.

૧૦. ગાડા, ગાડી, મોટર, સાયકલ, જહાજ વગેરે વાહનોનાં દરેક જાતનાં લખાણોમાં.

૧૧. તાર તથા મનીઑર્ડરની ભાષામાં.

૧૨. શિક્ષણના દરેક વિભાગની ઉપાધિઓ (ડિગ્રીઓ)માં તેમ જ પ્રમાણપત્રોમાં.

૧૩. જાહેર જનતા સાથેના સરકારી વડા પ્રધાનથી માંડીને નાનામાં નાના અમલદાર સાથેના લેખિત તેમ જ મૌખિક વ્યવહારમાં.

૧૪. જાહેરની જાણ માટેની સરકારી એકેએક ખાતાની જાહેરાતમાં.

૧૫. દરેક ખાતાના તથા દરજ્જાના નામોમાં.

૧૬. જાહેરમાં મુકાતી ઘડિયાળોના આંકડામાં.

સરકાર ધારે તો આ યાદીને હજુ વિસ્તારી શકે અને એક ચોક્કસ તારીખ ઠેરવીને આખા દેશમાં અગર તો પ્રાંતમાં ભાષાની દૃષ્ટિએ બધાની આંખમાં બાઝે એવી ક્રાન્તિ કરી શકે. હવે પછી બધો વ્યવહાર પ્રાંતિક અગર તો રાષ્ટ્રીય ભાષામાં જ થશે, એવો ઢંઢેરો પીટી શકે.

પણ સરકારી તારીખ તો જે દિવસે નક્કી થવાની હશે તે દિવસે થશે. એમ છતાં સામાન્ય જનતા તો મનમાં ધારે તે ક્ષણથી આવા ફેરફારો કરીને સરકારને માર્ગદર્શક બની શકે છે.

હવે આપણી દુકાનોનાં પાટિયાં ઉપર અંગ્રેજી ભાષા કે અંગ્રેજી લિપિ શા માટે એક દિવસ પણ રહેવા પામે?

હવે આપણી જાહેરખબરો કે ચીજ વસ્તુઓનાં નામનિશાનમાં અંગ્રેજીની છાંટ પણ શા માટે ભળવા દઈએ?

હવે આપણા પત્રવ્યવહાર, સરનામાં, અરજીઓ કે સહીઓમાં અંગ્રેજી ભાષાનું સામ્રાજ્ય શા માટે ચાલવા દઈએ?

ભાષા એ તો પ્રજાઘડતરનું પાયાનું સાધન છે. એનો ફેરફાર તો આઝાદ હિંદવાસીએ ક્ષણના પણ વિલંબ વિના કરી લેવો જોઈએ.

બબલભાઈ મહેતા

# નવું વાચન

**દષ્ટાંતકથાઓ:** લે૦ તથા પ્ર૦ નાનાભાઈ ભટ; ગ્રામ દક્ષિણામૂર્તિ, આંબલા (સોનગઢ); પૃ. ૧૧૫; કિં. રૂ. ૧-૦-૦.

જુદા જુદા કથા કહેનારાઓ કે હરિકીર્તનકારો પોતાની કથાને રસમય કરવા કેટલીક વાર્તાઓ કે ટુચકાઓ સાથે કહેતા જાય છે. એ વાર્તાઓ કે ટુચકાઓ ઘણુંખરું કાંઈક ગુણ કે કર્મનું મળેલું સારું–નરસું ફળ નિરૂપણ કરતાં દષ્ટાંતો હોય છે. નાનાભાઈ પોતે ભાગવત પુરાણની સપ્તાહ કરે છે; તે દરમ્યાન રસ હમેશવા ખાતર તે જે જે દષ્ટાંતકથાઓ વાપરે છે, તેમને આ પુસ્તકરૂપે તેમણે જુદી પ્રગટ કરી છે. ચાલતી કથા વખતે ગોળીબારની પેઠે અચૂક કામ કરી જતી આવી બધી દષ્ટાંતકથાઓ સ્વતંત્ર રીતે એટલી જ અસરકારક કે આકર્ષક નીવડે કે કેમ, એ શંકા થાય તેવું છે. એ દષ્ટાંતોનું વસ્તુ મોટે ભાગે ચમત્કારિક હોય છે; અને રોજની દુનિયામાં શંકર સાથે જક કરતાં પાર્વતી, ભૈરવદેવ, લક્ષ્મીજી કે ગણપતિદાદા કશી દરમ્યાનગીરી કરીને અમુક પરિણામો લાવતાં હોય એમ મનાતું નથી. છતાં કથાના મુખ્ય વસ્તુ સાથે આવી વાર્તાઓ અસરકારક નીવડે છે; અને તેમનું દષ્ટાંતપણું ભુલાયા વિના, તેમાં નિરૂપેલ બોધ-અંશ લોકમાનસ સ્વીકારી લે છે. પરંતુ એ દષ્ટાંતકથાને આમ સ્વતંત્ર વાર્તાસાહિત્યરૂપે વાચક હાથમાં લે ત્યારે?

અલબત્ત, લોકગીતોની પેઠે આ દષ્ટાંતોને પણ લોકસાહિત્ય ગણી, તેને એકઠું કરી સ્વતંત્રપણે છપાવી શકાય; તથા તેમનો અમુક ઉપયોગ પણ કલ્પી શકાય. કથાકારો અને તેમની કથાઓ જ્યારે હવે વિરલ બનતાં જાય છે, ત્યારે તેમની પાસે પડેલા આ વાર્તા-અંશો, —ભાટચારણોની પાસે પડેલી વાર્તાઓની પેઠે,— શોધી કરી વાચક જનતા આગળ મૂકીને પ્રચલિત રાખવા મન થાય. અને ગમે તેવી ખરાબ નવી વાર્તાઓ આટલી બધી વંચાય છે, ત્યારે લોકસાહિત્યમાં ખપે તેવી આ નિર્દોષ વાર્તાઓ લોકોને હાથ જાય, તો તે સારું છે ગો૦

**ગીતરાણી:** સંપાદક: ભાનુભાઈ પંડ્યા; પ્રકાશક: ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર; કિં. રૂ. ૧–૬–૦.

બાળગીતોનો આ સંગ્રહ છે. જ્યાં બાળકાવ્યોના સંગ્રહો જૂજ હોય ત્યાં કોઈ પણ શુભ પ્રયાસને આવકાર જ આપવાનો હોય.

સ્ત્રીઓની જેમ બાળકોને પણ આપણે કેટલાં ઉવેખ્યાં છે? ક્યાં તો તે લાડનું રમકડું બની રહેવા પામ્યું છે કે ક્યાં તો ટીપીને ઘડવાનું કુંભારનું વાસણ— બાળકને જોઈતી પ્રતિષ્ઠા નથી મળી. આપણી આ ઉપેક્ષા સારા અને યોગ્ય બાળસાહિત્યના અભાવથી તરી આવે છે. જોકે, એમ તો દર્લપતરામનાં કેટલાંક જોડકણાંમાં બાલભોગ્ય સાહિત્યને શોધી શકીએ. પરંતુ રીતસરનું બાલસાહિત્ય તો સ્વ. ગિજુભાઈની મોંટેસોરી પદ્ધતિ વડે બાલકેળવણીની ઝુંબેશથી જ શરૂ થયું કહીએ તો ચાલે. છતાં તેમાં વિવિધતા નથી. પ્રસ્તુત ગ્રંથમાં અનેક કવિઓ પાસેથી સાંપડેલી વિષયોની વિવિધતા છે, છતાં ગ્રંથની લઘુતા એની મર્યાદા બની રહેવાને લીધે તે જોઈતા પ્રમાણમાં નથી. તદુપરાંત કવિઓ પાસે બાલમાનસની પકડ આવી હોય એમ પણ નથી દેખાતું. બાળગીત લખવા તો પ્રૌઢબાલ થવું જોઈએ. આનો સુંદર નમૂનો 'પેલા પંખીને જોઈ' (પિનાકિન)ના જાણીતા કાવ્યનો છે.

માનવહૃદયના જે સનાતન ભાવો છે તેમને બાળમાનસની દૃષ્ટિથી નિહાળી તેની સપાટીએ જઈ પીરસતાં જ તે બાળોપભોગ્ય બને. બાળકોને કેવળ તરંગોના ચિત્રણથી કે અદ્ભુત દર્શન કરાવવાના પ્રયાસથી બાળકાવ્ય ન બને. બાળમાનસ પણ ખૂબ સંકુલિત છે; બાળક પણ વિવિધ ભાવો માણવા તલસે છે એ પણ સૌંદર્યની કદર કરે છે; એનેય ચમત્કૃતિ પ્રિય છે. એટલે બાળગીતોના કવિએ પોતાનું કવિકર્મ બાળકને ધોરણે કરવાનું છે એટલું જ. જો હળવાશ લાવવામાં કાવ્યત્વ માર્યું જાય તો બાળકાવ્ય નહિ પણ જોડકણાં જ કહેવાય ને તે બાળકોને રસાસ્વાદ ન આપી શકે.

પ્રસ્તુત ગ્રંથ પસંદગીપૂર્વક વીણી કાઢેલાં કાવ્યોનો સંગ્રહ છે. એમાંનાં કેટલાંકમાં ભાષા અઘરી થઈ જતી હોય છે, કેટલાંકમાં કેવળ શબ્દચમત્કૃતિ પર જ ભાર છે. બહુ થોડામાં કલ્પના ઊંચે વિહાર કરે છે. બાળકને તો કલ્પના ખૂબ ગમે. કલ્પનાપ્રધાન રંગમય કાવ્યો બાળકો પસંદ કરે. સાથે જ તે ગેય પણ હોવાં જ જોઈએ. પ્રસ્તુત ગ્રંથનાં કાવ્યો ગેય છે એટલી એ સર્વેની સાર્થકતા.

**રાષ્ટ્રવીણા:** લે૦ ગજેન્દ્ર પંડ્યા એમ. એ.; પ્રકાશક: ગોવિંદલાલ ત્ર. ત્રિવેદી, વડોદરા; કિં. રૂ ૨–૦–૦.

આજકાલ જ્યારે કાવ્યસાહિત્ય દમાં અને કક્ષામાં સહૃદયોને સંતોષ આપે એવું નથી બહાર પડતું ત્યાં રાષ્ટ્રીય કાવ્યો વિષે તો પૂછવું જ શું? કેટલાંય રાષ્ટ્રગીતો લોકોને કંઠે ચઢયાં છે, છતાં તે સંખ્યામાં કેટલાં ઓછાં છે? રાષ્ટ્રની આઝાદી માટે એથી ત્રણ મોટી લડતો આપનાર પ્રજા વિપુલ રાષ્ટ્રગીતનો સંગ્રહ તૈયાર નથી કરી શકી! 'રાષ્ટ્રવીણા' રાષ્ટ્રગીતોના આપણા ભંડારમાં ઝાઝો વધારો નથી કરી શકતી.

આ કાવ્યપુસ્તકના આમુખમાં શ્રી. રમણલાલ વસંતલાલ કવિને વિષે લખે છે, "એ પ્રવૃત્તિશીલતા, એ ધૂન, એ જેમને લીધે જ હું કહું છું કે તેઓ હજી સુધી મને વિદ્યાર્થી સરખા લાગે છે." આ કવિપ્રકૃતિના વર્ણનને અનુમોદન આપતાં કહેવું ઉચિત લાગે છે કે, કૉલેજના વડા વિદ્યાર્થીનાં

કાવ્યો જેવાં આ કાવ્યોનો સંગ્રહ કૉલેજ મૅગેઝીન જેવાં પત્રોમાં દીપી શકે તેમ છે. કવિની પ્રતિભા પ્રયત્નશીલ ચબરાક કૉલેજ વિદ્યાર્થી કરતાં બહુ આગળ વધી હોય એમ દેખાતું નથી.

કવિ પોતેજ એટલા ઉત્સાહભર્યા છે કે એમને પ્રોત્સાહનની જરૂર નથી. છતાં પણ એમની શુભવૃત્તિ અને ધૂન માટે તો કદર કરવી જ ઘટે છે. અર્વાચીન પ્રસંગો પર ને આજના નેતાઓ પરનાં કાવ્યો ભુલાતા જતા પ્રસંગોને તાજા કરાવે છે, ભુલાતી ભાવનાઓને જાગ્રત રાખવામાં મદદગાર થાય છે.

એક બે સાવચેતીના સૂર કાઢવા સ્થાને જ ગણાશે. કવિ વસ્તુ અને વિષય પરથી મમ્મટાચાર્ય જેને વ્યુત્પત્તિ કહે છે. તે અનેક વિષય પરત્વેની વિદ્વત્તાની ખિલવણી પર પોતાની શક્તિ કેંદ્રિત કરે તો ભવિષ્યમાં તેઓ કાવ્યોનો સારો ફાલ ઉતારી શકશે. પ્રયત્નવાન તો તેઓ છે જ એમનો આ દિશામાં પ્રયત્ન ભવિષ્યમાં વધુ સફળ થાય એ જ શુભેચ્છા.

શાં૦ દેસાઈ

**અધૂરું જીવન:** શ્રી. બચુભાઈ શુક્લ, પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ નં. ૨; પૃ. ૪૩૪; કિં. રૂા. ૫-૮-૦.

'અધૂરું સ્વપ્ન' અને 'અધૂરી વાત' પછી લેખકની આ ત્રીજી નવલકથા છે, અને પ્રસ્તાવનામાં લેખકે નોંધેલા પોતાની કલાના સિદ્ધાંતો પ્રમાણે વાચકોની દુનિયામાં સફળ ગણાશે એમ લાગે છે. ગુજરાતનાં છેલ્લાં પચાસેક વર્ષના જીવનનો ઇતિહાસ લેખકે જોયો એવો આ કથામાં એમણે વર્ણવ્યો છે. 'એકે પાત્ર જીવનમાંથી નથી લીધું કે એમાંનો એકે પ્રસંગ જીવનમાંથી નથી જડ્યો એટલા પૂરતું એ સર્જન છે', એ દાવો કરતી વખતે ખરી રીતે તો એમને એમ જ કહેવું છે કે, આ કથાનાં પાત્રો કલ્પિત છે. બાકી ગુજરાતના સામાજિક, આર્થિક અને રાજકીય જીવનના બહોળા અને ઊંડા અને કેટલીક વાર તો ઝીણવટભર્યા પરિચય વિના આવું કોઈ પણ સુંદર સર્જન થવું અશક્ય છે. આખી કથા એમને જીવનના પરિચયમાંથી જ જડેલી છે એ જ એની વિશિષ્ટતા છે.

કથા ત્રણ ભાગમાં વહેંચાયેલી છે. ને ત્રણે ભાગોમાં રસ ઉત્તરોત્તર વધતો જાય છે. પહેલા ભાગનું લંબાણ અને ઝીણવટભર્યું આલેખન સળંગ કથાના રસની દૃષ્ટિએ વધારેપડતું છે એમ લાગ્યા વિના રહેતું નથી. એ બતાવે છે કે, જે જનતા માટે આ કથા લેખકે લખી છે, એનામાં વાચનની જે ધીરજ લેખકે કલ્પી છે એ કદાચ વધારેપડતી હશે.

કમુ અને અનંતના જીવનમાં દેશસેવાની ખાતર જે અપૂરપ આલેખાઈ છે એ એક મહાસંયમની કથા હોઈ ભવ્ય છે.

જોડણી અને પ્રૂફની જે બેદરકારી દેખાય છે. તે આવા સારા લેખકે અને પ્રકાશકે ન ચલાવી લેવી જોઈએ. પણ છેવટે તો જનતાને હજી આવી બેદરકારી હાડોહાડ સાલતી નથી એ જ બતાવે છે ને!

ચૂ૦

**નાનભટ્ટ બાપા:** લે૦ ડૉ. રસિકલાલ જેઠાલાલ પરીખ; પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; પૃ. ૬૦; કિં. રૂા. ૦-૩-૦.

કાઠિયાવાડના જાણીતા વૈદરાજ શ્રી. નાનભટ્ટ અંબારામ ભટ્ટનો આમાં જીવનપરિચય આપવામાં આવ્યો છે. શરૂઆતમાં તેમના જીવનના થોડાક લાક્ષણિક પ્રસંગો આપ્યા પછી તેમનો ટૂંકો જીવનવૃત્તાંત આપવામાં આવ્યો છે. લેખક પોતે એલોપેથીની ઉપાધિવાળા દાક્તર મટીને આયુર્વેદના ઉપાસક અને પ્રચારક બન્યા છે. આ પુસ્તિકા પણ એ હેતુથી લખાઈ લાગે છે. પુસ્તિકામાં તેમની ગુરુભક્તિ પ્રગટ થાય છે અને સાથોસાથ આયુર્વેદનો પ્રચાર થાય છે.

સ્વ. નાનભટ્ટ વૈદનું જીવન વૈદોને માટે આદર્શરૂપ હતું. તેઓ 'નિર્લોભ રહિયો નિદાન' એ નાભા કવિના સૂત્રને અનુસરી ચાલતા હતા. તેમણે કદી ધનની ઉપાસના કરી નહોતી અને દરદીને માટે જ તેઓ હરહંમેશ ચિંતન કરતા હતા, તથા સતત અભ્યાસ અને પરિશ્રમ કરતા હતા. આ તેમનો જીવન સંદેશ વૈદો સમજે અને જીવનમાં ઉતારે તો આયુર્વેદની જરૂર ઉન્નતિ થાય. એવી પ્રેરણા મેળવવા માટે આ નાનકડું પુસ્તક ઉપયોગી છે; સામાન્ય વાચકને માટે પણ પ્રેરણાદાયી છે.

વિ૦

**ખેડૂત:** આણંદ તાલુકા વિકાસ મંડળ તરફથી પ્રગટ થતું પખવાડિક. લવાજમ રૂા. ૩-૦-૦ તંત્રી: નટવરલાલ દવે, મગનભાઈ પટેલ.

ખેડૂત, મજૂર અને વિદ્યાર્થી આ ત્રણનું સંગઠન જેટલું જરૂરી છે તેટલું જ નાજુક અને કળાનું કામ છે. આપણા તાલુકાનાં ગ્રામસુધારણા બોર્ડો કેવળ ખેડૂતોને માટે નથી; પણ મોટે ભાગે આપણી વસ્તુ ખેડુ પ્રજાની છે એ ખરું. તેથી જ આ પત્રિકાનું નામ 'ખેડૂત' યોગ્ય ગણાય. ખેડૂતમાં કેવળ ખાતેદાર કે જમીનદાર નહિ, પણ ખેડ-મજૂર અને અન્ય સહકારી ધંધાદાર વસ્તીને પણ ગણવામાં આવવી જોઈએ. એ બધાના પ્રશ્નોને આવરીને વિકાસ મંડળોએ પોતાનું કામ કરવાનું હોય છે આ પત્ર તે ઉદ્દેશને સફળ કરો; અને સાચી લોકશાહીને ફેલાવવામાં સાધનરૂપ બનો. આવાં પત્રને તે કરવાને માટે સબળ સાધન બનાવી શકાય છે. તે દૃષ્ટિએ આ નવું પખવાડિક નવા જમાનાનું નિદર્શક છે અને આવકારને પાત્ર છે.

૨૪-૧-'૪૮ મ૦

ગાંધીજીના ઉપવાસ

દૈવની કેવો ખેલ કહેવાય! પાકિસ્તાનવાદીઓ ધારતા હતા કે, હિંદમાં રહેનારા કરોડો મુસલમાનોનું રક્ષણ પાકિસ્તાનમાં રહેનારા ગેર-મુસ્લિમોને બાંયધરીરૂપ ગણીને કરી શકાશું. પરંતુ એ વાત તો ક્યાં રહી, ખુદ પાકિસ્તાનમાં એવી દશા થઈ રહી છે કે તેને સંભાળતાં જ એમને એન પડતું લાગે છે; અને હિંદના મુસલમાનો લીગના કે કોઈના આશરા વગરના થઈ ગયા છે. સદાના અને સૌના આર્તત્રાણ ગાંધીજી જ એક એમના ખેરખાં આજે બન્યા છે; અને એ ભાન મોડું મોડું પણ કાંઈક મુસલમાનોમાં આવવા લાગ્યું જણાય છે, એ સારી વાત છે. જિન્ના સાહેબ સમજે તો દૈવે તેમને દીધેલો આ ટાટો ડામ નવું પાનું શરૂ કરવાની ચેતવણી સમો ગણી શકે. પોતાને ન ગમતી વસ્તુથી બચવાનો સનાતન માર્ગ એ જ છે કે, તે વસ્તુ આપણે સામા પર ન ગુજારીએ. *आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्।* તો જ છેવટની કાયમી સલામતી ને સુખ હાંસલ કરી શકાય.

આ કામ કરવાને માટે ગાંધીજીને અનિશ્ચિત સમયને સારુ ઉપવાસનો નિર્ણય કરવો પડ્યો, તેમાં ઉપરના વિધાનની બીજી બાજુ સમાયેલી છે. તે બાજુ પણ, એક રીતે જોઈએ તો, એટલી જ કરુણ અને ચેતવણીરૂપ ગણાવી શકાય. ગાંધીજીએ પોતાના ઉપવાસને આત્મશુદ્ધિના યજ્ઞરૂપે વર્ણવ્યો છે. એ યજ્ઞ કોઈના ગુના સામે નથી; અથવા જો ગુનો જોવો હોય તો સૌ પોતપોતાના અંતરમાં જોઈ લે તો દરેકને— હિંદમાં તથા પાકિસ્તાનમાં, મુસલમાનોને તથા બિન-મુસલમાનોને સૌને પોતામાં જણાશે. કોણ કેવળ નિર્દોષ છે! તેથી પરસ્પર આક્ષેપા-આક્ષેપી ન કરતાં દરેક પોતાની શુદ્ધિ કરે એ જ સાચી વૃત્તિ અને સાચો પુરુષાર્થ છે. આ વસ્તુ કરવામાં હિંદુ, મુસલમાન, શીખ સૌ-ધર્મીઓ ખરે વખતે ઊણા ઊતર્યા, તેથી આજે તો જગતની નજર આગળ આપણી માનવતાને જ પડકાર થઈ રહ્યો છે. આજે સ્વતંત્ર થતાં હિંદુઓમાં જે આછકલો ઉપરી-ભાવ આવી ગયો લાગે છે, તે ભયંકર છે. તેમાં હિંદુ સંસ્કૃતિની જે સંકુચિત સમજ રહેલી છે એ પ્રતિગામી અને પાડનારી છે. એને માટે, પાકિસ્તાને જે નીતિ અખત્યાર કરી છે, તે ઉશ્કેરનારું કારણ બન્યું છે, એમ કહેવું જોઈએ. પરંતુ તેથી પેલી સંકુચિતતાનો બચાવ ન થઈ શકે. સૈકાજૂની હિંદની સંસ્કૃતિના ઇતિહાસમાં આવા ઉશ્કેરક બનાવો નહિ બન્યા હોય એમ નથી લાગતું. જે દેશમાં અનેક કોમો આવતી ગઈ ને સાથે રહેવાનું શીખતી ગઈ, ત્યાં શરૂ શરૂમાં આવી જાતના ઉછાળા નહિ થયા હોય એમ તો કેમ જ માની શકાય? ઇતિહાસે એનો થોડોક નિર્દેશ કર્યો છે; પણ તેણે સંઘરી છે તો એ વસ્તુ કે, તેમાંથી અંતે એવો દ્રષ્ટા, એવો નેતા, એવો સમન્વયકાર પાક્યો કે જેણે સમસ્ત પ્રજાને એ ઘાંટીમાંથી પાર આણી અને પાછી સુખશાંતિ અને સંપને માર્ગે મૂકી. જે પ્રજામાં જે યુગમાં આવું ન બની શક્યું તે યુગમાં તે પ્રજા છિન્નભિન્ન થઈ છે, યા નાશ પણ પામી છે. હિંદમાં એવો નાજુક કાળ આજે છે. પરદેશી રાજ્યનાં લગભગ બસો વરસોથી જે સમાજ-જીવનની કળા આપણે ભૂલેલા, તે પાછી સજીવન કરવાની છે. એનો માર્ગ હિંદુઓ આજના એમના ઉપરી-ભાવના ગર્વથી ભૂલે તો? એ નાશ તો કેવો કહેવાય? એ ભાન કરાવવાને માટે ગાંધીજીને ઉપવાસ કરવા પડે છે એ ખરેખર હિંદુધર્મીને માટે નાનીસૂની કરુણતા નથી. પરંતુ તેમાં જ એ ધર્મીઓ જો સમજે તો ભારે ગૌરવ લેવા જેવી બીના પણ નથી? ગાંધીજી સાચું કહે છે કે,

> "જરા વિચારો તો ખરા કે, આજ આપણા વહાલા હિંદુસ્તાનમાં કેટલી બધી ગંદકી પેદા થઈ છે! તે વખતે, તમે ખુશ થાઓ કે, હિંદનો એક નમ્ર પુત્ર છે જેનામાં એટલી તાકત છે અને કદાચ એટલી પવિત્રતા પણ છે કે, આ ગંદકીને મટાડવાને માટે તે આવું પગલું ભરે છે."
>
> ('હ૦ બંધુ', ૧૮-૧-'૪૮)

ગાંધીજીનો ઉપવાસ હિંદમાં અને પાકિસ્તાનમાં બધે માનવહૃદયમાં જે ધર્મ-બળ રહેલું હોય તેને પડકારરૂપ અને વિનવણીરૂપ પણ છે. એને ઝીલીને બધી જ વ્યક્તિઓ અને દરેક ધર્મ-સમાજ ઉન્નત થઈ શકે.

૧૬-૧-'૪૮

સેવાદળ અને રક્ષાદળ

સ્વરાજ સરકાર સ્થપાતાં પ્રાંતોમાં સરકાર તરફથી 'હોમ ગાર્ડ્ઝ'— પ્રજાકીય રક્ષાદળની સ્થાપના થઈ છે. અમુક ઉંમરના નાગરિકો તેમાં જોડાઈ ને કવાયત તથા બીજી તાલીમ મેળવી શકે છે. આ દ્વારા નાગરિકોને સારી અને ઉપયોગી તાલીમ મળવાની જોગવાઈ થઈ, એ સ્વરાજ આવ્યાનું એક તરત-ફળ ગણાય.

કોન્ગ્રેસ સેવાદળે ઠરાવ કર્યો છે કે, તેના સ્વયંસેવકો આ રક્ષાદળમાં ભરતી થઈ શકે છે. આ યોગ્ય થયું છે.

રંતુ તે દળે અસારના નવા યુગમાં પોતે ખાસ જે રવાનું છે તેનું શું? પોતાનું કયું કામ હવે ઉપાડવું એ ણે વિચારી લેવું જોઈએ.

ગયે મહિને આખા પ્રાંતના સેવાદળની પ્રથમ ભી નડિયાદ મુકામે થઈ. શ્રી. મોરારજીભાઈ દેસાઈ ના પ્રમુખ હતા. તેમણે કહ્યું કે, સ્વરાજ એટલે ંચરાજ કે લોકશાહી એમ જો કરવું હોય તો સેવાદળની મરી જરૂર અને તેનું ખરું કામ તો હવે છે. રક્ષાનું ામ તો વ્યાપક લોકસેવાનું એક અંગ છે. તેને તરછોડી ા શકાય. અને પ્રજાકીય સરકાર એને ઉત્તેજન આપશે. ... રક્ષાના પ્રસંગો તો આવે ત્યારે આવે. જ્યારે ... વર્ગોની નાનીમોટી સેવાનાં કામો તો ...માં હોય છે. અને તે તો પ્રજા પોતે જ ... તેથી સેવાદળે ગામેગામ ને શેરીએ શેરીએ આવું કામ યોજવાનું હોય છે. આથી કરીને, સેવાદળ પણ, રક્ષાદળ પેઠે — અથવા તેથી વધારે પ્રમાણમાં — બધે વ્યવસ્થિત ઊભાં થવાં જોઈએ. સાચી પ્રજાશાહી તે દ્વારા જ સંભવી શકે. સેવાદળની તાલીમ વિદ્યાર્થીઓ તથા યુવકોને માટે પ્રત્યક્ષ નાગરિક ધર્મની ઉમદા તાલીમ છે. તે દ્વારા શિસ્ત અને સેવાના વ્યવસ્થિત પાઠો તેમને મળી શકે. આ એક મોટી વ્યાપક શિક્ષણ-શક્તિ છે. તેના અનુબંધ મારફતે શાળાઓમાં મળતા શિક્ષણને પણ જીવંત અને સાચું સેવામય બનાવી શકાય. સેવાદળે આ વ્યાપક કામ પોતાને માથે હવે લેવું જોઈએ. શાળાઓ અને ઉત્સાહી શિક્ષકો એમાં ખૂબ મદદ કરી શકે. વિદ્યાર્થી મંડળો માટે પણ આ એક મોટું કામ છે. તે દ્વારા રચનાકાર્યો કરવાની સાથે દેશપ્રેમ, શિસ્ત અને સેવાની કેળવણી તેઓ જાતે સાધી શકે.

૨૦-૧-'૪૮

**સ્વતંત્ર અભ્યાસક્રમ રચાશે**

વાચકને જુલાઈ, ૧૯૪૭,ના 'શિ. સા.' અંકમાં 'નવો અભ્યાસક્રમ જોઈએ' એ નોંધ યાદ હેવડાવું છું. તેમાં એમ કહેલું કે, આજે મેટ્રિક વગેરે પરીક્ષાઓને માટેનો અભ્યાસક્રમ એવો ખોટો પડી ગયો છે કે, તેથી નાહકની છોકરાઓની કેટલીક શક્તિ બગડે છે, અને તેઓ મનથી નાસીપાસ થાય છે. આ સુધારવાને માટે, તે નોંધમાં સૂચના કરેલી કે, "ગૂજરાત વિદ્યાપીઠ જેવી સંસ્થાએ આવા દોષોથી મુક્ત એવો એક સામાન્ય અભ્યાસક્રમ અને તેની એક સામાન્ય પરીક્ષા યોજવી જોઈએ."

ત્યાર બાદ ઑક્ટોબર, ૧૯૪૭,માં અમદાવાદ મુકામે મુંબઈ પ્રાંતની હાઈસ્કૂલોના હેડમાસ્તરોની પરિષદ મળી. તેમણે આ પ્રશ્નનો પોતાની રીતે વિચાર કરીને નીચેનો ઠરાવ પસાર કર્યો છે:—

> "આ પરિષદ એમ માને છે કે, હાઈસ્કૂલો છોડી નોકરીમાં પડેલા છોકરાઓને આગળનું શિક્ષણ મળે તે માટે ઘટતી ગોઠવાઈ કરવી જોઈએ. તેથી તે સરકારને, યુનિવર્સિટીને, અને કેળવણી-મંડળોને વિનંતી કરે છે કે, પ્રાંતમાં યોગ્ય જગાએ ખાસ અભ્યાસક્રમો, રાત્રિ-કૉલેજો, ગ્રીષ્મ-અભ્યાસક્રમો કાઢવા ગોઠવાઈ ને સવડ કરે."

ગૂજરાત વિદ્યાપીઠની કાર્યવાહક સમિતિએ આ બાબત પર વિચાર કરીને ઠરાવ કર્યો છે કે, આવો એક અભ્યાસક્રમ યોજવામાં આવે અને તેની એક પ્રમાણ-પરીક્ષા લેવામાં આવે. તે અનુસાર, થોડા વખતમાં તેવો અભ્યાસક્રમ વગેરે નક્કી કરીને જાહેર કરવામાં આવશે. આશા છે કે, માધ્યમિક શાળાના આચાર્યો તેમના ઠરાવને મદદરૂપ આ કામને પોતાના સહકારથી વધાવી લેશે; અને વચ્ચેથી ઊઠી જનારા કે નોકરીમાં પડેલા અનેક નવજુવાનો આનો લાભ લેશે. પાસ થનારને વિદ્યાપીઠ તરફથી તેવું પ્રમાણપત્ર મળશે, એ કહેવાની જરૂર ન હોય.

**મદ્યનિષેધક રાષ્ટ્ર શક્ય નથી?**

બર્નાર્ડ શૉ વિષે છાપાંમાં એક ખબર હતી. કોઈએ તેને દારૂબંધીની શક્યતા વિષે પૂછ્યું. તેણે જે જવાબ આપ્યો તેમાં એ મહાન નાટ્યકારની હંમેશની વિનોદી અને કટાક્ષયુક્ત છટા તો નહોતાં એટલું જ નહિ, તે જવાબમાં એના જેવા માણસે પણ ગોરા જ જાણે દુનિયામાં વસે છે એવી વાત કરી. તેણે કહ્યું, "આ સવાલ જ કેવો નકામો છે, તે અમેરિકાની દારૂબંધીનું જે થયું તે પરથી જણાય છે. તેણે સિદ્ધ કર્યું છે કે, દારૂ કે કેફી ચીજ વગરના મદ્યનિષેધક રાષ્ટ્ર જેવી વસ્તુ શક્ય નથી."

રાષ્ટ્રના કેટલા ટકા કેફ ન કરતા હોય તો તે કેફ વગરનું રાષ્ટ્ર ગણાય? એ વાત ખરી કે, ગોરાં રાષ્ટ્રોમાં ન-પીનારાના ટકા ઓછા હોય છે. તેવી જગાએ દારૂબંધીની વાત માટે શૉ કહે છે એ ખરી વાત હશે. પરંતુ હિંદમાં એથી ઊલટી જ સ્થિતિ છે. અહીંયાં ન પીનારાના ટકા ઘણા છે. તેમાં પળાતા મુખ્ય ધર્મો દારૂનો નિષેધ શીખવે છે. છતાં કેટલાક લોક દારૂ પીવાનું પાપ કરે છે એ ખરું; પણ તે કેટલા ટકા? પીવાની સંસ્કૃતિવાળા અંગ્રેજ રાજકર્તાએ હિંદમાં એની

ફુટેવને ફેશનેબલ કરી અને ફેલાવી અને તે ટકામાં વધારો કર્યો. છતાં હિંદ કેઈ કે નશાબાજ દેશ ન ગણાય. તેની પ્રજા નશો કરવો એ શરમની વાત માને છે; તેને સામાજિક પ્રતિષ્ઠા નથી. દારૂબંધી તેના રાષ્ટ્રીય કાર્યક્રમની એક બાબત છે. એટલે આજે પણ બિનકેફી દેશ તરીકે હિંદનો દાખલો શો આપી શકત. પરંતુ તેણે ગોરાઓને જ મનમાં રાખીને વાત કરી કે શું? દારૂનિષેધક રાષ્ટ્ર સંભવે નહિ એમ કહેવું, એ હિંદ જેવા દેશને માટે પડકારરૂપ છે. હિંદે એનો ઘટતો જવાબ હવે પોતાના કાર્યથી આપવો જોઈએ.

**દેશી રાજ્યોમાં દારૂ**

મુંબઈ પ્રાંતમાં દારૂબંધીનો અમલ શરૂ થાય છે, એટલે તેના કેટલાક ભાગને વીંટળાયેલ દેશી રાજ્યોમાં પીઠાંના ભાવ ઊંચે ગયા છે એટલું જ નહિ, તેમને તે તે રાજ્યોએ સારી પેઠે વધારે દારૂ આપવાને માટે પણ જોગવાઈ કરી છે, એમ સંભળાય છે. આ જો ખરું હોય, તો દેશી રાજ્યોની હકૂમત હિંદના પ્રજા-રાજ્યમાં શું કામ સમાવી લેવી જોઈએ, એનું એક વિશેષ કારણ પણ મળે છે. આખા દેશમાં દારૂબંધીનો સુધારો ચાલે તેને પોતપોતાની હકૂમત માટે અપનાવી લેવાની વાત તો ક્યાં રહી! આ રાજ્યો બંધાણી બીચારા ગરીબ લોકને લોભાવી મારવાનાં મોતખાનાં વધારવા ઠરાવે છે! ગયા રાજ્યની પડેલી કુટેવો દેશી રાજ્યો નહિ કાઢે તો તેમને નાબૂદ થવા માટે બીજા ઓસડની જરૂર નહિ રહે. કેટલાંક ભીલ પ્રદેશનાં રાજ્યો તો દારૂની આવક પર જ ટકે છે, એમ કહેવાય છે. તેથી ત્યાં ભીલ સેવા કામ કરવા દેવામાં નથી આવતું! આવાં રાજ્યોએ હવે નવો જમાનો પારખવો જોઈએ. કાંઈ નહિ તો મધ્યસ્થ સરકારે આ રાજ્યોને દારૂપ્રસાર કરતાં તો રોકવાં જ જોઈએ. તેઓ દેશની આપણી દારૂબંધી-નીતિમાં આડે આવી ન શકે.

૨૪-૧-'૪૮

**ચોખવટની જરૂર**

મુંબઈ સરકારે ભાષાવાર ત્રણ પ્રદેશો માટે ત્રણ પાઠ્યપુસ્તક સમિતિઓ નીમી છે; અને તેને એ કામ સોંપ્યું છે કે, પ્રાથમિક શાળાનાં પ્રથમ ચાર વર્ષો માટેના સુધારવામાં આવેલા અભ્યાસક્રમ મુજબ, તે ચાર ધોરણો માટે નવી વાચનમાળા યોજે. તેને સારુ તે ચાલુ વાચનમાળાઓ જોઈ કાઢી તેમાંથી લેવા જેવું સાહિત્ય વીણી લઈ શકે તથા નવું રચાવી શકે. આવા સંગ્રહને માટે તેના લેખક પ્રકાશકને શું મહેનતાણું આપવું તે પણ સમિતિ સૂચવે. અને બનતી ત્વરાએ આ કામ પૂરું કરવાની તેને સૂચના કરવામાં આવી છે.

ગૂજરાતી વિભાગને માટે નીચે પ્રમાણે સમિતિ નીમવામાં આવી છે:—

૧. શ્રી. નરહરિભાઈ પરીખ – પ્રમુખ
૨. શ્રી. ચંદ્રવદન શાહ
૩. શ્રી. ઝીણાભાઈ દેસાઈ
૪. અ૦ અનંતરાય રાવળ
૫. શ્રી. ઉમાશંકર જોષી
૬. શ્રી. શંભુપ્રસાદ ભટ્ટ – મંત્રી

આ સમિતિએ એક પ્રશ્નપત્રિકા યોજી તેને પ્રસિદ્ધ કરી છે, અને તેના જવાબો પ્રજા પાસેથી માગ્યા છે.

સરકારી જાહેરાત પરથી એવું લાગે [illegible] છે. પછી સરકાર બધે એક જ નમૂના[illegible]નાં ચલાવવા માગે છે. એ વિષે પૂછપરછ [illegible] પણે છે કે, એ વાત બરોબર છે. આ [illegible] પ્રથામાં સરકાર આ ફેરફાર શા માટે કરવા માગે છે તેની ચોખવટ થવી જોઈતી હતી. આજે પ્રથા એવી છે કે સરકાર પાઠ્યપુસ્તક મંજૂર કરનારી એક સ્થાયી સમિતિ રાખે છે, તે સામાન્યપણે પુસ્તકો મંજૂર કરે છે. તેવાં મંજૂર કરાતાં પુસ્તકોમાંથી સ્કૂલ બોર્ડ પોતાને ઠીક લાગે તેને પોતાના પ્રદેશમાં દાખલ કરી શકે છે. હવે પછીને માટે નિરધારેલી વ્યવસ્થામાં સ્કૂલ બોર્ડોને પસંદગી નહિ રહે? અને અત્યારે જે મંજૂર થયેલી ચોપડીઓ છે તે કાલે નામંજૂર થશે એમ? શા કારણે? તેમાં કોઈ કેળવણીનું કારણ તો ન જ હોઈ શકે, કેમ કે તે દૃષ્ટિએ તો આજે સરકારે તેને મંજૂર રાખેલી જ છે. તો પછી સવાલ એ આવ્યો કે, સરકાર એક જ જાતની ચોપડીઓ પોતાના સરકાર-હકની રૂએ ચલાવવા માગે છે, એમ થાય. આવો ઇજારો ઠીક છે? જરૂરી છે? આ બાબત સરકારે ચોખવટ કરવાની જરૂર છે.

૨૩-૧-'૪૮

**વિદ્યાર્થીઓને ચેતવણી**

મુંબઈમાં મળેલા સામ્યવાદી વિદ્યાર્થીઓએ કાયદાની સામે જઈ પોતાની સભા કરવાના દુરાગ્રહ દ્વારા, અજાણપણે પણ આખી વિદ્યાર્થી આલમને જે ચેતવણી આપી છે, તે માટે તેમનો આભાર માનવો જોઈએ. વિદ્યાર્થીઓ આ ઉપરથી ચેતી જાય કે, તેમનું કેવી ખોટી રીતે શોષણ કરી શકાય છે. દેશ સ્વતંત્ર થતાં વિદ્યાર્થીની જવાબદારીમાં અને ફરજોમાં

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये




સંપાદકમંડળ

| | |
|---|---|
| જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ |
| ગોપાળદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી) |
| ઠાકોરભાઈ દેસાઈ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક) |







વર્ષ ૭ અંક ૨

ફેબ્રુઆરી નવજીવન, અમદાવાદ ૧૯૪૮

# શિક્ષણ અને સાહિત્ય

ફેબ્રુઆરી, ૧૯૪૮

વર્ષ ૭ અંક ૨

## અનુક્રમણિકા

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૭–અંક ૨] અમદાવાદ [ફેબ્રુઆરી, ૧૯૪૮



જન્મ: ૨-૧૦-૧૮૬૯ બાપુ અવસાન: ૩૦-૧-૧૯૪૮

# ખરી કેળવણી અથવા સત્યયુગનો જીવનયોગ

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં બેઠા બેઠા — ના બેઠા બેઠા નહિ પણ ઉત્કટતાથી સમગ્ર જીવનની સેવા કરતા કરતા — હિંદુસ્તાનના તમામ સવાલોનો ઉકેલ વિચારી રાખ્યો હતો. ગાંધીજીની વિચારપદ્ધતિનો બહુ થોડા લોકોએ શોધ કર્યો છે. આપણે કલ્પનાને વશ થઈ વિચાર કરીએ છીએ, અને પાછળથી તર્કની કસોટી ઉપર આપણી કલ્પનાને અને આપણાં અનુમાનોને કસી જોઈએ છીએ. ગાંધીજીની વિચાર-પદ્ધતિ હંમેશા 'ઇંડક્ટિવ' રહી છે. બીજાને સમજાવતી વખતે તેઓ ભલે દલીલો વાપરે, પણ પોતે જ્યારે વિચાર કરતા ત્યારે દરેક વસ્તુ પ્રયોગ કરીને જ નક્કી કરતા હતા. અનેક જાતના પ્રયોગો કરી કરીને તેમણે એક જાતની સિદ્ધિ મેળવી હતી. અને તેથી તેઓ કેટલાક પ્રયોગો મનમાં ને મનમાં ભજવી જોઈ શકતા હતા. આ માનસિક 'રિહર્સલ' એમની અદ્ભુત શક્તિ હતી, જે એમને ઈશ્વર તરફથી મળી ન હતી, પણ એમણે તે દીર્ઘ અને ઉત્કટ સાધના દ્વારા કેળવી હતી. સ્વભાવે તેઓ 'શિક્ષક' ન હતા, પણ દ્રષ્ટા અને પ્રચારક હતા. પણ એમણે જીવનનું અધ્યયન કરતાં કરતાં કેળવણીનું મહત્ત્વ જોઈ લીધું, અને એ મહત્ત્વ એમને છેલ્લે છેલ્લે વધુ ને વધુ સ્પષ્ટ થતું ગયું. કેળવણી ઉપરનો એમનો વિશ્વાસ અમર્યાદ વધ્યો હતો; પણ કેળવણીકારો ઉપર તેમનો તેટલો વિશ્વાસ ન હતો. જાતે કેળવણીકાર થઈ બેસવાની એમની પાસે નવરાશ ન હોવાથી ગુરૂણાં ગુરુઃ થઈને જ તેમને સંતોષ માનવો પડતો.

કેળવણીના ક્ષેત્રમાં ગાંધીજીની મોટામાં મોટી શોધ એક વાક્યમાં મૂકી શકાય :— કેળવણી જો સમગ્ર જીવન માટે હોય તો તે સમગ્ર જીવન મારફતે જ અપાય. જીવવાની પ્રક્રિયા અને કેળવવાની પ્રક્રિયા સ્વરૂપતઃ એકબીજાથી જુદી ન જ થઈ શકે.

સામાન્ય 'કેળવણી' આપનારા શિક્ષકો મડદાલ હોય તો ચાલે. પણ ખરી केळवणी તો સંપૂર્ણ જીવનના સાચા ઉપાસકો જ આપી શકે છે; એ તો જીવતા શિક્ષકોનું જ કામ છે. જેમનું જીવન વિચારમય, ઉત્કટ અને સર્વાંગીણ હોય તે જ સાચી કેળવણી આપી શકે છે. પોતાની કેળવણીની પદ્ધતિને ખરી કેળવણી કહેવાને બદલે એમણે 'નયી કેળવણી'નું નામ આપ્યું એમાં એમની અહિંસક નમ્રતા જ સૂચિત થાય છે.

સ્વજાતિદ્રોહ દ્વારા અધિકાર મેળવીને તુમાખી ભરેલી પરાવલંબિતાનો સ્વાદ જેમણે ચાખ્યો નથી તેઓ જ સાચું જીવન જીવી શકે. પશુઓ, પક્ષીઓ અને જંગલી ગણાતા પ્રાકૃતિક લોકો આવું સાચું જીવન જીવે છે; પણ તેમને જ્ઞાનની, કૌશલ્યની અને શુદ્ધ સહકારની અમૃત સંજીવની મળેલી નથી હોતી એટલે પશુ, પક્ષી અને પ્રાકૃતિક જીવન જીવનારા લોકોનું અનુકરણ કરીને, અનુબંધ દ્વારા એમાં જ્ઞાનકૌશલ્યનો ઉમેરો કેમ કરવો, એ શોધી કાઢવાનું ગાંધીજીએ સૂચવ્યું અને ખરી કેળવણીનો પાયો નાંખ્યો. એમને તરત સૂઝ્યું કે, પ્રાકૃતિક જીવન શહેર કરતાં ગામડાંઓમાં વધારે ટક્યું છે. બુદ્ધિજીવી ચતુર લોકો કરતાં શ્રમજીવી, ભોળા અને પ્રામાણિક લોકોમાં જ એ હોઈ શકે છે. એવા લોકોમાં જે દોષો પેસી ગયા છે તે એમનાં જીવનને લીધે નહિ, પણ એમને ચૂસનારા દેહરખા બેહાડુ લોકોને લીધે છે. તેથી જ એમણે નક્કી કર્યું કે સાચી કેળવણીનો પાયો ગામડામાં જ નંખાય. સામાજિક પાપ કરનારા લોકો કરતાં સામાજિક અન્યાયના ભોગ થઈ પડેલા લોકો મારફતે જ સત્યયુગની કેળવણીનો પ્રારંભ કરી શકાય.

જ્યાં સુધી હિંદુસ્તાન પરાધીન અને અસહાય એવું રાષ્ટ્ર હતું ત્યાં સુધી એમણે કેળવણીને રાષ્ટ્રીયતાની દીક્ષા આપી. લોકોમાં ભાન અને ચૈતન્ય આવતાંવેંત એમણે પોતાની રાષ્ટ્રીયતાને માનવતા તરફ પૂર્ણપણે વાળી અને સત્યયુગની — એટલે કે પ્રામાણિક જીવનયોગની ઉપાસના શરૂ કરી.

ગાંધીજીનો આ સત્યયુગનો જીવનયોગ જીવન-મૂલક, જીવનવ્યાપી સાચી કેળવણી મારફતે જ સિદ્ધ થઈ શકે છે. જેમને આ યોગનું દર્શન થયું હોય તેઓ જ આની સાધના કરે.

વર્ધા, ૧૯-૨-'૪૮

काका कालेलकर

# ખાદી અને કળા

એક ભાઈએ નીચેનો સવાલ પૂછ્યો છે:

"શું કોઈ ખાદીધારી તરુણ પોતાની કૉલેજના નાટક કે નૃત્યના જલસામાં ભાગ લેવા માટે મિલનાં કપડાંનો ઉપયોગ ન કરી શકે? વરસાદના દિવસોમાં તે વરસાદી કોટ ('રેઈન-કોટ') તો પહેરે જ છે; મિલની મચ્છરદાનીઓ તો ઘણા ખાદીધારીઓ વાપરે છે; છત્રી વગેરે પણ મિલ-કાપડની જ બનેલી હોય છે. તો પછી કળાના ઉદ્ભવ માટે પ્રસંગને અનુકૂળ મિલમાં બનેલાં કપડાં પહેરવા તથા રંગભૂમિની શોભા વધારવા શું હરકત હોય?"

ખાદીનો આગ્રહ શું કામ કરવામાં આવે છે અને હિંદુસ્તાનના જીવનમાં તેનું શું સ્થાન છે, એ બાબતમાં જો આપણા વિચારો સાફ હોય, તો આવા પ્રશ્નોનો ઉત્તર દરેક જણ પોતે પોતાની મેળે જ આપી દઈ શકે. જ્યારે વર્તનનો કોઈ નિયમ તેનું પ્રયોજન સમજ્યા વિના કેવળ સ્થૂળ રૂપમાં ગુરુની આજ્ઞા કે કુળધર્મ રૂપે પાળવામાં આવે છે, ત્યારે માણસના મનનું વલણ એવું બનતું જાય છે કે એ નિયમનું જેટલું ઓછામાં ઓછું પાલન કરીને ચાલી શકતું હોય તેટલું જ કરવું. નિયમનું ધોરણ ઢીલું કર્યા કરવાનો પ્રયત્ન તે કરતો રહે છે.

કોઈ પ્રાચીન ગુરુએ શિષ્યોને આદેશ આપ્યો કે, એકાદશીને દિવસે ઉપવાસ રાખવો; પોતાની અગિયારે ઇંદ્રિયોને પોતપોતાના આહાર છોડાવી તે દિવસે ભગવાનમાં પરોવી દેવી. એ સાચું કે, પંદર દિવસમાં એક વાર આવો પ્રયત્ન કરવાથી વિષયોનો રસ છૂટી જતો નથી; તે તો ભગવાનના જ્ઞાનથી જ છૂટે છે. છતાં સાધકે પખવાડિયામાં એક વાર આવો શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરવો ઘટે છે.

શિષ્યોએ આજ્ઞાની પાછળ રહેલી વિચારની ભૂમિકાને તો છોડી દીધી, અને એટલું જ પકડી લીધું કે ગુરુનો આદેશ છે કે એકાદશીએ ઉપવાસ કરવો. ઇંદ્રિયોને ભગવાનમાં જોડી દેવી, એ તો જેની શક્તિ હોય તે કરે. ગુરુએ એ જ કહ્યું છે ને કે, એક દિવસના ઉપવાસથી વિષયનો રસ છૂટી જાય એમ તો ન બને? અને રસ લાગ્યા વિના મન અને ઇંદ્રિયો ભગવાનમાં જોડાય એ તો બની જ કેમ શકે? ત્યારે અગિયારસે ખાવું નહિ એટલો જ વ્રતનો અર્થ બાકી રહ્યો.

જ્યારે વ્રતનો અર્થ આવો સાંકડો થઈ ગયો ત્યારે અનેક પ્રશ્નો ઊભા થયા. ઉપવાસને કેટલી હદ સુધી રાખવો આવશ્યક સમજવો? શું નાના બાળકોએ પણ ખાવું નહિ? ઘરડાં, માંદાં, ગર્ભવતી સ્ત્રીઓ, ધાવણાં બાળકની માતાઓ વગેરેએ પણ શું પૂરો ઉપવાસ કરવો? અને જે મનના નબળા છે, તદ્દન ભૂખ્યા રહેવાથી બેચેન થઈ જાય છે, પણ વ્રતમાં શ્રદ્ધા રાખે છે, તેઓ કેવી રીતે તેનું પાલન કરે? ત્યારે ગુરુના મોટા મોટા શિષ્યોએ રસ્તા દેખાડવા માંડ્યા. તેમણે કહ્યું: ધર્મનાં વ્રતોની સર્વે આજ્ઞાઓ પાછળ એક શબ્દ હમેશાં અધ્યાહાર સમજવો. તે શબ્દ 'યથાશક્તિ' છે. જે સોળ આના વ્રત ન કરી શકે તેણે 'શક્તિ પ્રમાણે' કરવું. એટલે કે, જે અન્ન અને જળ બન્ને છોડી ન શકે તેણે કેવળ અન્ન છોડવું. જે સાવ ભૂખ્યો રહી ન શકે તેણે 'જમવું' નહિ; દૂધ પર રહેવું, ફળાહાર કરવો, કે કંદમૂળ ખાવાં, એ 'જમ્યા' ન કહેવાય; તેયે ન ચાલી શકે તો એક વાર જમવું, અન્ન (એટલે ભાત) ન જમવો પણ મગફળી, સામો, સાબુચોખા વગેરે વગેરે ખાવાં; પણ વ્રત તો જરૂર કરવું જ.

હવે શું બાકી રહ્યું? ધીરે ધીરે ઉપવાસમાં લઈ શકાય એવી અનેક વસ્તુઓ મળી ગઈ. બરફી, પેંડા, મસાલાનું દૂધ, શિંગોડાનો શીરો, કૂટીની પૂરી, સાબુદાણાની ખીર, દૂધીનો હલવો, મગફળીનો લાડુ, બટાટા મગફળી વગેરેની ખીચડી, અને કંદમૂળનાં ઢોકળાં, ભજિયાં, કાચલી સુધીની 'ફરાળ' કરીને અગિયારસ કરવાની સગવડ મળી ગઈ!

ગુજરાતનાં કેટલાંક વણિક ગોત્રોમાં એવો નિયમ છે કે, તેમની સ્ત્રીઓ વિવાહને દહાડે હાથીદાંતની જેટલી ચૂડીઓ પહેરી હોય તે સિવાય બીજી નવી હાથીદાંતની ચૂડીઓ લઈ શકતી નથી. કોઈ ઉપદેશકે હાથીદાંતમાં રહેલી હિંસાનો ખ્યાલ કરી આવી મર્યાદા લેવડાવી હશે. પણ પોતાની જ ન્યાતની બીજી સ્ત્રીઓ હાથીદાંતની સુંદર ચૂડીઓ પહેરે અને આ બાપડી ન પહેરી શકે એ તો મોટી આફત થઈ! ત્યારે એવા કુટુંબમાં પોતાની દીકરી આપનારાં માબાપોએ રસ્તો કાઢ્યો કે, વિવાહ વખતે છોકરીના હાથ પર એટલી દાંતની ચૂડીઓ ચડાવી દેવી કે એને આખો જન્મારો ચાલે!

વ્રતરૂપે લીધેલા નિયમોની ધીમે ધીમે આવી રીતે વિડંબના થાય છે. આ રીતે જો ખાદી ગાંધી સંપ્રદાય કે પોતાના કુળધર્મની એક રૂઢિરૂપે બની જશે તો તેનીયે આવી જ મજાક થઈ જવા સંભવ છે. એક ભાઈ મજાકમાં કહે છે, હું 'આદતન્' (આદત તરીકે) ખાદી ધારું છું: એટલે કે મને (બીજાં કપડાંની જેમ) ખાદી પહેરવાનીયે આદત છે. એક ભાઈ વિનોદમાં કહે છે કે મને ગાયના ઘીનું વ્રત છે. એટલે કે થૂંકુંયે ગાયનું ઘી રોજ ખાવું જ ખાવું; બીજું ન ખાવું એમ નહિ પણ છાંટોયે ગાયનું ઘી લેવું જોઈએ!

ત્યારે આપણે સમજવું જોઈએ કે, ખાદીનો આગ્રહ કોઈ સંપ્રદાય કે ધર્મના કે કુળાચારના નિયમ રૂપે રાખવાની વસ્તુ નથી. પણ એ આપણા દેશના આર્થિક કોયડાના ઉકેલરૂપે સુચવાયેલી એક બાબત છે. પરંતુ આર્થિક બાજુ ઉપરાંત એ ઉકેલની પાછળ એક નૈતિક દૃષ્ટિ પણ રહેલી હોવાથી તે અસાધારણ અને અટપટી બાબત લાગે છે, અને જાણે એક સાંપ્રદાયિક આગ્રહ હોય એવી દેખાય છે.

આટલી તો એક જાણીતી વાત છે કે, જગતના અર્થશાસ્ત્રીઓમાં બે પ્રકારના લોકો છે. એક વર્ગ અર્થશાસ્ત્રને લગતા સવાલોનો વિચાર કરતી વખતે તેમને રાજકીય, સામાજિક, નૈતિક વગેરે દૃષ્ટિઓથી જુદો પાડી કેવળ આર્થિક દૃષ્ટિએ જ ઉકેલ દેખાડનારાઓનો છે. તેઓ કહે છે કે, એ ઉકેલની બીજી બાજુઓનો વિચાર તે તે શાસ્ત્રના જાણકાર કરે અને જે ઠીક લાગે તે બતાવે. અમારું કામ માત્ર આર્થિક દૃષ્ટિએ સારામાં સારો માર્ગ શોધી આપવાનું છે.

અર્થશાસ્ત્રીઓનો બીજો વર્ગ એવા પ્રશ્નોની રાજકીય, સામાજિક, નૈતિક વગેરે બાજુઓને પણ નજર સામે રાખીને કોયડાઓનો ઉકેલ શોધતો હોય છે.

ખાદીવાદી અર્થશાસ્ત્રીઓ આ બીજા વર્ગમાં આવે છે. દેશની રાજકીય, સામાજિક, નૈતિક વગેરે બાજુઓની સાથે સાથે જ આર્થિક પ્રશ્નોનોયે ઉકેલ શોધતાં શોધતાં તેઓ કાંઈક નીચેના નિર્ણયો પર આવ્યા છે:

હિંદુસ્તાન બહુ વિશાળ દેશ છે; એની લોકસંખ્યા પણ ઘણી મોટી છે; વળી તે પ્રજા જુદી જુદી ભૂમિકા પર રહેલા લોકોની બનેલી છે. આવા દેશની રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવા અને ટકાવી રાખવા માટે, તે સ્વતંત્રતાના લાભ દેશના ખૂણા ખૂણા સુધી પહોંચાડવા માટે, તેની સામાજિક અને આર્થિક હાલત સુધારવા તથા તેના લોકોમાં વધારેમાં વધારે સમાનતા આણવા માટે, તથા જે કારણોને લીધે દુનિયામાં દેશ-દેશ તથા કોમ-કોમ વચ્ચે લડાઈ-ટંટા પેદા થાય છે, તે કારણોને શક્ય તેટલાં દૂર કરવા માટે ઓછામાં ઓછી બે બાબતો જરૂરી છે: (૧) ખોરાક, પાણી અને વસ્ત્રની બાબતમાં દેશનું નાનામાં નાનું સ્વાભાવિક ક્ષેત્ર – બલ્કે, શક્ય હોય તો દરેક મોટું કુટુંબ પણ – સ્વયંપૂર્ણ હોય; અને (૨) શક્ય તેટલા ઉદ્યોગધંધાઓનાં કારખાનાં અને કારભાર નાના પાયા પર અને દેશભરમાં વ્યાપેલાં હોય; થોડાં સ્થાનોમાં જમાવેલાં ન હોય; તેમ જ બહુ મોટા ધંધા અને કારખાનાં ઓછામાં ઓછાં હોય અને તે એવી રીતે ચાલે કે તે જ પ્રકારના નાના ઉદ્યોગ-ધંધાઓનો નાશ કરનારાં ન નીવડે.

હવે વિચાર કરવાની વસ્તુ એ છે કે, આ ખાદીવાદી અર્થશાસ્ત્રીઓના વિચાર બરાબર છે કે ખોટા છે અથવા અંશત: બરાબર અને અંશત: ખોટા છે?

જો એ વિચાર બરાબર હોય તો સાફ છે કે, લોકોની કપડાંની જરૂરિયાત ખાદીથી જ પૂરી પડવી જોઈએ, અને તે ક્ષેત્રમાં મિલઉદ્યોગ બંધ થવો જોઈએ. જો એમ બને તો નાટક કે કળા માટે મિલ-કપડાં વાપરી શકાય કે નહીં એ સવાલ ઊઠે જ નહીં. કેમ કે એ કામ માટે મિલો કપડાં બનાવતી જ ન હોય તો પહેરે ક્યાંથી?

પણ આ સવાલ ઊઠે છે કારણ કે મિલો તો છે, અને અર્થશાસ્ત્રીઓનો એક વર્ગ તેમ જ લોકોનો બહુ મોટો હિસ્સો મિલઉદ્યોગ હોવો જોઈએ એમ માનનારો છે. આથી, આજે આપણી નજર આગળ ખાદી પણ ખડી થાય છે અને મિલકાપડ પણ ઊભું થાય છે. અને તેથી, જેમ ઉપર કહેલી સ્ત્રીઓની આગળ હાથીદાંતની ચૂડીઓની લાલચ ઊભી થાય છે, તેમ આપણાં તરુણ-તરુણીઓ આગળ મિલનાં આકર્ષક કપડાંની લાલચ ઊભી થાય છે. મન વિવેકને સમજાવે છે, "અરે ભાઈ, રોજ નહીં તો નહીં, પણ ક્યારેક એ કલાક માટે નાટક-નૃત્ય માટે તો સારાં કપડાં પહેરી લે! જોને તેમાં કળા કેવી ખીલી ઊઠે છે! ખાદીમાં તો એ સાવ મારી જાય છે." એની વાત સાંભળી બુદ્ધિ સંશયમાં પડી જાય છે. એને થાય છે કે, કાંઈક એવો રસ્તો નીકળે કે જેથી ખાદીધારી પણ કહેવડાવી શકીએ

અને મનની હોંશ પણ પૂરી પડે તો બહુ સારું. જેમ પેલો વૈષ્ણવ એકાદશીનું વ્રત છોડવાયે નથી માગતો અને ભૂખની અગવડ અને ખાવાપીવામાં ઊણપ પણ આણવા નથી માગતો તેમ!

ત્યારે આપણે વિચારી લઈએ કે, ખાદીવાદી અર્થશાસ્ત્રની દૃષ્ટિએ કયા ક્ષેત્ર અને પરિસ્થિતિમાં મિલ-કાપડનો ઉપયોગ કરી શકાય. એકાદશીના વ્રતમાં ઢીલાપણાને માટે અવકાશ શોધનારાએ જ્યારે એ સવાલ પહેલો ઉઠાવ્યો ત્યારે તેણે તંદુરસ્ત માણસ માટે તે ઉઠાવ્યો નહિ. બાળક, બુઢ્ઢાં, માંદાં, ગર્ભવતી અને નાનાં બાળકોવાળી સ્ત્રીઓ વગેરે નાદુરસ્ત માણસોને નામે ઉઠાવ્યો. અને તેમને નામે કેટલીક ચીજોનો પરવાનો મેળવી લીધો. પછી તો માલૂમ પડ્યું કે, આ ચીજો મારફતે પણ સુંદર વાનીઓ બનાવી શકાય છે અને પાકકળા ખીલવી શકાય છે, ત્યારે તંદુરસ્ત—નાદુરસ્તનો ભેદ હતો ચાલ્યો અને બધાને માટે માર્ગ મોકળો થયો તથા પાકકળાનેયે નવું ક્ષેત્ર સાંપડ્યું!

આજે આપણને મિલકાપડ મળી શકતું હોવાથી અને ખાદી પૂરતી બનતી ન હોવાથી જો કોઈ ખાદી-ધારી આપત્તિને પ્રસંગે મિલકાપડનો ઉપયોગ કરે તો તેને કોઈ દોષ નહિ દે. દા. ત. જે લાખો માણસો પોતાનાં ઘરબાર છોડીને અને માલમતા ખોઈ ને બીજા પ્રાંતોમાં ગયા છે, તેમનામાં કોઈ ખાદીના નિયમવાળો હોય અને તેને મિલકાપડ વાપરવું કે કપડાં વિના રહેવું—એ બે વચ્ચે પસંદગી કરવાનો પ્રસંગ આવે તો તેણે મિલનાં કપડાં પહેરવામાં દોષ કર્યો નહીં કહેવાય. શોખને માટે કે શોભા વધારવા માટે તે એ લેતો નથી. પણ આજની મુશ્કેલી નભાવી લઈ, શક્ય તેટલું જલદી ખાદી મેળવવા પ્રયત્ન કરશે.

હવે વરસાદી કોટ, મચ્છરદાની, છત્રી વગેરેનો વિચાર કરીએ. આ ચીજો શોખને ખાતર વપરાતી નથી; એ રોજના ઉપયોગની ચીજો નથી; આજની જીવનવ્યવસ્થામાં જ્યાં એનો ઉપયોગ જરૂરી હોય છે, ત્યાંયે ઘણા ઓછા લોક તેનો ઉપયોગ કરી શકે છે. ઊલટું એમ પણ કહી શકાય કે, આપણા દેશમાં આ વસ્તુઓનો ઉપયોગ હાલ હાલમાં જ થવા લાગ્યો છે. કંઈક આ કારણોથી, કંઈક એ કારણથીયે કે હાથ-કંતામણ અને હાથવણાટ દ્વારા આ વસ્તુઓને માટે ઉપયોગી થઈ શકે એવું કાપડ બનાવવાની કળા હજુ પૂરતી વધી નથી તેને લીધે, મિલોમાં બનેલી આ વસ્તુઓનો ઉપયોગ કરવો પડે છે. અથવા, એમ કહો કે, આ વસ્તુઓ વસ્ત્રઉદ્યોગના એ ક્ષેત્રમાં આવે છે, જેને માટે ખાદીવાદી અર્થશાસ્ત્રમાંયે મિલોને ચલાવવાની પરવાનગી આપી શકાય. આવી બીજી ચીજો પણ બતાવી શકાય. દા. ત. એક બહુ જ ઉપયોગી વસ્તુ તે સીવવાનો દોરો છે. સીવવાના સંચામાં ચાલી શકે એવો હાથકંતામણના સૂતરમાંથી દોરો બનાવવાનો ઉદ્યોગ હજુ ઊભો કરી શકાયો નથી. આથી ખાદીનાં કપડાં સીવવા માટે પણ મિલનો દોરો વાપરવાની જરૂર પડે છે. આ ખામી દૂર કરવા જેવી હોવા છતાં હાલ તો મિલના દોરાને ચાલવા જ દેવો પડે.

આવી કોઈ જરૂર નાટકનૃત્યમાં મિલનાં કપડાં વાપરવા માટે બતાવી શકાય નહીં. કોઈ આપત્તિના નિવારણ માટે કે સાચી જરૂરિયાત પૂરી પાડવા માટે એની જરૂર છે એમ ન કહી શકાય; પણ શોખ કે હોંશની તૃપ્તિ માટે અથવા શોભા માટે છે. કળાને સમજવાનો હું દાવો કરી શકતો નથી. પણ મને એટલું તો જરૂર લાગે છે કે, કપડાં, રંગ, અને રંગીન કિરણો દ્વારા રંગભૂમિને અને પાત્રોને સજાવવાની જે આજકાલ ફૅશન થઈ પડી છે, તેમાં મને કળા કરતાં કળાની ખામી જ વધારે દેખાય છે. સાચી અભિનયકળા પોશાક, પડદા અને રંગબેરંગી કિરણો પર અવલંબિત ન હોવી જોઈએ. બલ્કે, અભિનયકળામાં રહેલી ખામીને ઢાંકવા માટે તે પરથી પ્રેક્ષકોનું ધ્યાન બાજુએ ખસેડવાના ઉદ્દેશથી આવી સજાવટનો ઉપયોગ કરી શકાય છે. મધ્ય કાળમાં જ્યારે સતી થવાની પ્રથા હતી, ત્યારે કેટલીક સ્ત્રીઓને બળાત્કારે સતી કરવામાં આવતી. અથવા એક વાર જોશમાં ને જોશમાં તે ચિતા પર તો ચડી બેસે; પણ બધી સ્ત્રીઓમાં એટલું મનોબળ ક્યાંથી હોય કે અગ્નિની તીખી જ્વાળાને શાંતિથી સહન કરી શકે? આથી ચીસ પડાઈ જવી, રડી દેવું વગેરે સ્વાભાવિક છે. પણ સતી થવું અને ચીસ પાડવી એ બે સાથે કેમ શોભે? એટલે ચિતાને સળગાવવાની સાથે ઢોલ, નગારાં, શરણાઈ વગેરે વાજાં અને જયજયકારનો એટલો કોલાહલ કરવામાં આવતો કે તેમાં એ સ્ત્રીનો અવાજ ડૂબી જ જાય. એ જ પ્રમાણે નટના અભિનય, તાલ, સ્વર વગેરેમાં થતી ભૂલોને અને મોં પર લગાડેલા પાઉડર વગેરેથી ઉત્પન્ન થયેલી કુરૂપતાને ઢાંકવાને માટે જાત જાતના પોશાક,

રંગીન કિરણો, ચિત્ર ભરેલા પડદા વગેરેની યુક્તિઓ યોજવામાં આવે છે. અણસમજથી આપણે —નટ તેમ જ પ્રેક્ષકો— તેમને કળા વધારનારાં અને કળાનાં આવશ્યક સાધનો સમજી બેઠા છીએ. સાચો કળાકાર કંઈ પણ સજાવટ વિનાયે પોતાની કળાને સરસ રીતે રજૂ કરી શકે છે. આપણે જઈએ છીએ નટની કળા જોવા, પણ ફસાઈ જઈએ છીએ પોશાકની ફૅશન, રંગોની રમઝટ, પડદાઓ પરનાં ચિત્રો, રંગભૂમિ પરનો શણગાર વગેરે જોવામાં. વાંચનાર વિચારે કે હું કહું છું તે સાચું છે કે નહીં.

જો ખાદીવાદી અર્થશાસ્ત્ર ખોટું હોય, નકામું હોય, તો તેને પકડી રાખવાનું આપણા પર કોઈ બંધન નથી. જો તે સાચું હોય તો આપણા વર્તન અને પ્રચારથી આપણે આપણા વિચારો લોકોને સમજાવતા રહેવું જોઈએ અને તે માટે લોકમત તૈયાર કરવો જોઈએ. તે માટે આપણે અંગત રીતે ખાદીની બાબતમાં ઢીલાપણું નહીં પણ કડકાઈ રાખવી જોઈશે.

વર્ધા, ૨૫-૧-'૪૮ કિશોરલાલ ઘ. મશરૂવાળા

# સત્યાગ્રહનો દ્રષ્ટા અને પ્રવર્તક

આ એક નોંધપાત્ર વસ્તુ લાગી કે, બાપુને દેશદેશાવરથી સેંકડો અંજલિઓ અપાઈ, પણ ભાગ્યે જ કોઈએ, તે સત્યાગ્રહના દ્રષ્ટા અને પ્રવર્તક છે એ ધ્યાન ઉપર આણી, તેના ઉપર ભાર મૂકીને વાત કરી હોય. એમનો રચનાત્મક કાર્યક્રમ યાદ કરાયો; પરંતુ બાપુની પ્રતિભાનું ખાસ ફળ તો સત્યાગ્રહી લડતની તેમની શોધ ગણાય. જગતના રાજકારણશાસ્ત્રમાં યુદ્ધનો અવેજ શોધી આપનાર એ છે. એટલું જ નહિ, લોકશાહીને સાચી બનાવવા માટે એક ખૂટતી કડી શોધી આપનાર એ છે. લોકમત કેળવવા — વિચાર ફેલાવવા તથા કેળવવાને માટે વાણી વિચાર તથા છાપાં અને સંગઠનની છૂટ હોવી જોઈએ, એમ લોકશાહી આવશ્યક માને છે. પણ તે પૂરતું નથી. ગમે તેવી ઘટતી મર્યાદામાં પણ કાર્યની છૂટ પણ વ્યક્તિને હોવી જોઈએ. તે ભારે જોખમની વાત છે એ ખરું. છતાં તેની જરૂર છે જ. ગાંધીજીએ શોધી આપ્યું કે, એવું કાર્ય શક્ય છે અને અનિવાર્ય પણ બને છે. માત્ર તે કાર્ય સત્યાગ્રહી ઢબનું હોવું જોઈએ. તો તે બંધારણપૂર્વકનાં સાધનમાં ગણાય. અને તો જ લોકશાહી સાચી અને પાકી બને છે. નહિ તો તે કેવળ બહુમતશાહી બની જાય. આ શોધ દુનિયાને ગાંધીજીની એક પરમ ભેટ છે.

પણ કદાચ હિંદ વિષે એ આ બાબતમાં નિરાશ થયા. વરસો સુધી તે માનતા કે હિંદ સત્યાગ્રહને પંથે છે. છેવટે તેમણે જ કહ્યું કે, હિંદનો કહેવાતો સત્યાગ્રહ નિર્બળનો સત્યાગ્રહ હતો; એટલે કે તે 'પૅસિવ રિઝિસ્ટન્સ' જ હતો.

ગાંધીજીની આ શોધને વિષે ઈ. સ. ૧૯૩૪માં પટણામાં મારે એમની જોડે લેખી વાત થયેલી. તેની નોંધ ત્યારની કરેલી અને તેમની પાસે સુધરાવી લીધેલી તે આજ દહાડા સુધી મેં સંઘરી રાખી છે. તે વખતે બાપુ ૧૯૩૦-૪નો સત્યાગ્રહ પોતામાં સમેટી લેવા વિચારતા હતા. એ નિર્ણય એમને માટે ભારે હતો. ઊંડું કોઈ વિચારમંથન હાલવવા માટે આશ્રમવાસીઓની પ્રાર્થનાનું વાતાવરણ હમેશ એમને વિશેષ અનુકૂળ લાગતું. તેવે વખતે તે પોતાનું અંતર ખોલતા. બિહાર ભૂકંપ રાહતને કામે ગયેલા આશ્રમવાસીઓની પ્રાર્થના રોજ સવારે થતી. એટલે તા. ૨૨-૩-૧૯૩૪ની પ્રાર્થનામાં એ વાત એમણે ધરાઈને ચર્ચી. તે મેં બીજે દિવસે શબ્દબદ્ધ કરીને નીચે પ્રમાણે લખીને તેમને મોકલી અને તેમણે ઠીક ઠીક વખત આપીને તે જોઈ આપી :

> "કાલે સવારે આપે જે વાત કરી તે એટલી ઝીણી ને તેથી મહત્ત્વની હતી કે તે વિષેની મારી સમજ મારા શબ્દોમાં મૂકી જાઉં ને તે આપને બતાવીને ચોક્કસ થઈ જાઉં તો ઠીક. એટલે આ લખીને આપું છું."

આટલી પ્રસ્તાવનાની સાથે એ નોંધ પ્રસિદ્ધ કરું છું. તેની સાથે બીજા ખંડમાં અત્યાર સુધી સત્યાગ્રહની જે લડતો તે લડ્યા એની યાદી જોડી છે.

મ.

## ૧

### પટણાની નોંધ

પટના, ૨૭-૩-'૩૪

[તા. ૨૨ મીએ સવારે બાપુએ આશ્રમવાસીઓને બોલાવી, તેમને ઉદ્દેશી એક વાતચીત કરી. તેનો સાર મારી ભાષામાં ટૂંકાવીને તથા તે વિષેની મારી સમજથી સાંકળીને લખી આપ્યો, ને તેમને તે સુધારવા આપ્યો હતો. બીજે દિવસે બાપુએ તેમાંની બે બાબતો પર સુધારા સૂચવી તે વિષે ઠીક મૌખિક વ્યાખ્યાન કર્યું અને કાલે મૌનવારે તે

બરાબર સમય લઈને સુધારી પણ આપ્યું. ઉપર એમ લખીને કે, "એમાં મને સૂઝ્યા તે સુધારા કર્યા છે." તે સુધારવામાં ઠીક વખત આપ્યો, એમ પાછું મૌન પૂરું થયે કહ્યું. તાત્ત્વિક ભાગ જ રાખીને ઘણોખરો વ્યાવહારિક ભાગ તેમણે કાઢી નાંખ્યો છે. તેમના સુધારાવાળી જે નોંધ રહી તેની આ નકલ છે. — મ.]

(૨)

સત્યાગ્રહનો પ્રયોગ હિંદમાં આપે એક પૉલિસી તરીકે ચાલવા દીધો. એ રીતે ૧૯૩૦ સુધી ચાલ્યું ને ૧૯૩૦થી સ્વરાજના આખરી ફેંસલા તરીકે તે આગળ ચાલ્યો. આ બધો વખત આપે તો તાત્ત્વિક દૃષ્ટિએ — એટલે કે, જીવનસાધનાના એક અંગ તરીકે — તે જોયો, વિચાર્યો ને આચર્યો. એનું મહત્ત્વ એ હતું કે, તેથી જ તેનો પૉલિસી તરીકે એકંદરે શુદ્ધ અને સાચો ઉપયોગ શક્ય બન્યો. કેમ કે, જે સત્યાગ્રહને પૉલિસી તરીકે સ્વીકારે છે એ આંટીઘૂંટીને સમયે અથવા અણધારી આકરી પરિસ્થિતિમાં સાચો નિર્ણય નહિ કરી શકે; કારણ કે, એની પાસે શુદ્ધ તાત્ત્વિક સ્વરૂપનું જ્ઞાન નથી. આમ હોવાથી હિંદના પ્રયોગમાં આપે એ જ્ઞાનની આવશ્યક જરૂર પૂરી પાડી છે. આપ સત્યાગ્રહના પ્રણેતા હોવાથી સ્વતંત્ર રીતે પણ આપે જોવાનું હતું કે, એ નવો પ્રયોગ સાંગોપાંગ પાર ઉતારીને જગત આગળ મૂકવો.

આમ હિંદમાં સત્યાગ્રહના પ્રયોગની બે દૃષ્ટિ રહી છે:—

૧. હિંદના રાજપ્રકરણી પ્રયોગની પાછળ રહેવી જોઈએ તે તત્ત્વશુદ્ધ નજર રાખવી, જેથી એ પ્રયોગ આડે માર્ગે ચડી ન જાય.

૨.* સત્યાગ્રહના પ્રણેતા તરીકે આપની વ્યક્તિગત દૃષ્ટિ: એક નવી સામુદાયિક શક્તિ જગત આગળ પ્રયોગસિદ્ધ કરીને જગતના સામાજિક અહિંસા-પ્રયોગના પ્રશ્નમાં મદદ કરવી. (આ દૃષ્ટિમાં આપના ને જગતના ધાર્મિક જીવનની શુદ્ધિ ને વિકાસ રહેલાં છે એ અત્યારે અહીં નથી ચર્ચવા ઇચ્છતો.)

* અહીં આગળ બાપુએ આ નોંધ કરી છે, મેં તેને પ્રથમ મૂકેલું તે પરથી:—

'આ ખરું જોતાં બીજું પદ ભોગવે. પ્રયોગ શરૂ થયો ત્યારે મને ભાન ન હતું કે આ શું થાય છે. મારી સ્થિતિ આ રહી છે:

"કાચે રે તાંતણે મને હરિજીએ બાંધી,
જેમ તાણે તેમ તેમની."'

પહેલી બે દૃષ્ટિ ખાસ કરીને આપની છે ને આપે સંભાળવાની છે; છતાં એ શક્ય હોય કે, આપના શિક્ષણ ને સંસર્ગથી કોઈ વ્યક્તિઓએ એ દિશામાં પોતાનો ઉપયોગ જોયો હોય, એ દિશામાં પોતાની સ્વતંત્ર દૃષ્ટિ કોઈ કેળવતા હોય. કોઈએ સ્વતંત્ર રીતે પણ પોતાની દૃષ્ટિ રચી હોય, જેમ કે બાપટ. આવા વર્ગ માટે આપ માનો છો કે, જો તેઓ ખરી રીતે કેળવી રહ્યા હોય તો તેઓ પોતાની વધારે શુદ્ધ દૃષ્ટિ મારી પણ કરાવે. પણ સામાન્ય રીતે કહી શકાય કે, સત્યાગ્રહના પ્રણેતા તરીકે, આ બાબતમાં આપને જ અત્યારે તો જોવા વિચારવાનું રહે.

(૨)

આટલી પ્રાસ્તાવિક સમાલોચના પછી હવે આપની આજની દૃષ્ટિ વિષે ટૂંકમાં મારી સમજ મૂકી જાઉં છું:

સામુદાયિક સવિનય-ભંગ-પ્રયોગ* આજ ચાલી શકે એવું વાતાવરણ નથી. ચાલતો હતો ત્યારે એ, આપ જેને શુદ્ધ રીત કહો એ પ્રમાણે નહોતો ચાલ્યો. ગમે તે કારણે, પણ આજ સ્થિતિ એ છે કે, રાજપ્રકરણ ક્ષેત્રમાં તેનો વૈયક્તિક પ્રયોગ જ વિહીત મનાયો છે. તેને અંગે આપ એમ માનતા અને હજુ માનો છો કે, એ પ્રયોગમાં યોગ્ય રીતે જેટલા વધે એટલું સારું છે. એમ જ નહિ, પૂનામાં આપે એમ પણ જણાવ્યું કે, એમાંથી સામુદાયિક પ્રયોગ જામી શકે, અને એ યોગ્ય પરિણતિ હશે. એ દૃષ્ટિએ કદાચ આપે ગઈ ઑગસ્ટ ૧ લીએ જેટલાં પડવા માગે એટલાંને નોતર્યાં. ત્યારે પણ આપે પડવા માગનારને તે ખરાખરીના ખેલના ગર્ભમાં શું શું રહેલું છે તે વિષે ચેતવેલા. એ ચેતવણી આજ સવિશેષ રૂપે આપો છો એટલું જ; બાકી તાત્ત્વિક રૂપમાં તો એ જેની તે જ છે. હા, આટલું ખરું કે, જે આપને તે વેળા ઝાંખું જણાતું તે આજે સ્પષ્ટ થયું લાગે છે. એમ પણ હોય કે પૂર્વે એમ કહ્યું 'પાંચ હોય તો પાંચ ચાલે!' હવે તે બદલીને 'જેમ ઓછા તેમ સારું કેમ કે તેથી ભૂલનો ભય ઓછો.'

* 'સામુદાયિક પ્રયોગ' એમ મેં લખેલું — ટૂંકાણ કરવા. તેમાં 'સ૰ વિ૰ ભંગ' ઉમેરતાં બાપુએ નોંધ કરી: "તમે સત્યાગ્રહનો અર્થ કેવળ સ. વિ. ભં. કર્યો લાગે છે, એ બરોબર નથી. સ. વિ ભંગ એનું નાનકડું છતાં મહત્ત્વનું અંગ છે, જેમ મન શરીરનું. એ છોડતાં બાકી બધું તો સામુદાયિક ચાલે જ."

જેઓ સ્વતંત્ર રીતે એમ જ જુએ કે, જેલ-ગમન એ જ સ્વધર્મ છે ને તેથી એના વિના એમની શાંતિ ન જ હોય, એવાઓ તો એમની મેળે જશે. એ આપના આશીર્વાદના જ આકાંક્ષી હશે. પરંતુ જેઓ એમ પૂછે કે, બાપુ, જેલ જાઉં કે બીજું કંઈક કરું, તેઓને આપ બીજું કરવા કહેશો. તેઓ પણ જ્યારે પાછો પ્રસંગ આવશે ત્યારે તો આવવાના જ છે, એ આપની દૃઢ શ્રદ્ધા છે. અને તેવો પ્રસંગ તેમને સારુ આવવાનો છે જ. દરમિયાન તેઓ ઊતરી ન જાય ને પોતાને બંધનમાં ન ફેંકી દે એવી આપ આશા રાખો. તે એવી જ પ્રવૃત્તિમાં ગૂંથાય કે જેથી તેની ધર્મદૃષ્ટિ ને વૃત્તિ વધારે તીવ્ર બને. પણ જે આજથી જ જોઈ ગયા છે કે, આપણે હવે જેલ-ગમનથી મુક્ત જ થવું છે તેઓ કોઈ કાયદી પ્રવૃત્તિમાં પડે ને તેવા જ લોક પડે.

સત્યાગ્રહનો ધર્મ જીવી બતાવવાનું કામ જ્યાં સુધી આપ બેઠા છો ત્યાં સુધી બીજા તેની વધારે પડતી ચિંતા ન કરે તો ચાલે. તેઓ પ્રતીક્ષામાં રહે કે ક્યારે તે ધર્મ તેમનો થવાનો છે. આપના વિદેહ થયા પછી તો તે ધર્મના સંશોધન પાલન વિષે સત્યાગ્રહી વ્યાકુલ થશે જ. ત્યારે જેમ સૂઝે તેમ કરે. અને જ્યાં સુધી આપ સદેહ છો ત્યાં સુધી આપ એ ધર્મ જીવી બતાવશો. એમાં કદાચ મોળા પડો તો આપે કહ્યું કે, માનજો કે બાપુ ચિત્તભ્રાન્ત થયા છે; અથવા જે પ્રકારનું ઘડપણ શુદ્ધ સત્યાગ્રહીને ન છાજે તે આવ્યું છે.

## ૨

### બાપુની સત્યાગ્રહની લડતો

૧. દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહ

૧૧–૯–૧૯૦૬ જોહાનિસબર્ગમાં આરંભ.
૩૦–૧–૧૯૦૭ના રોજ ગાંધી-સ્મટ્સ કરાર થયા.

૧૬–૮–૧૯૦૮ ગાંધી-સ્મટ્સ કરાર ભંગ થવાથી લડત ફરી શરૂ – જોહાનિસબર્ગમાં.
૨૮-૧૦-૧૯૧૩ પ્રખ્યાત હિંદી કૂચ
૨૧–૧–૧૯૧૪ના રોજ સંધિ થઈ અને જુલાઈ, ૧૯૧૪માં લડત પૂરી થઈ. હિંદીઓની માગણીઓનો વિજય થયો.

હિંદમાં આવીને

૨. ૧૯૧૫ વિરમગામ જકાતબારી સામે સત્યાગ્રહની તૈયારી. લડત વગર તેની રાહત મળી ગઈ.
૩. એપ્રિલ, ૧૯૧૭ ચંપારણ્યનો સત્યાગ્રહ.
૪. મે, ૧૯૧૭ ગિરમીટ પદ્ધતિ સામે સત્યાગ્રહ. લડત વગર રાહત મળી.
૫. ૨૬–૨–૧૯૧૮ મજૂર સત્યાગ્રહ, અમદાવાદ.
૬. માર્ચ, ૧૯૧૮ ખેડા સત્યાગ્રહ.
૭. ૬–૪–૧૯૧૯ રૉલેટ કાયદા સામે સત્યાગ્રહ.
૮. ૧–૮–૧૯૨૦ અહિંસક અસહકારની લડત.
૯. ૧૯૨૪ વાઇકોમ સત્યાગ્રહ,
ત્રાવણકોર રાજ્યના આ ગામમાં અમુક રસ્તા પર અસ્પૃશ્યો ન જઈ શકે એવો ધારો હતો. તે સામે આ લડત હતી. તે જ રાજ્યે ૧૯૩૬માં પહેલવહેલો હરિજનો માટે મંદિરપ્રવેશ સ્વીકાર્યો એ પણ નોંધપાત્ર ગણાય.
૧૦. ઑગસ્ટ, ૧૯૨૭ નીલના બાવલા સામે સત્યાગ્રહ.
૧૧. ફેબ્રુઆરી, ૧૯૨૮ બારડોલી સત્યાગ્રહ.
૧૨. ૧૨–૩–૧૯૩૦ સવિનય કાનૂન ભંગ – દાંડીકૂચ. ગાંધી-ઇર્વિન-કરારની રૂએ તહકૂબી.
૧૩. ૩૧–૧૨–૧૯૩૧ ફરી સ્વાતંત્ર્ય-યુદ્ધની શરૂઆત. જુલાઈ, ૧૯૩૪માં પટણામાં મહા-સમિતિએ તે મોકૂફ કરી.
૧૪. ઑક્ટોબર, ૧૯૪૦ વ્યક્તિગત સત્યાગ્રહ – યુદ્ધ-નિષેધની લડત
૧૫. ૮–૮–૧૯૪૨ આખરી લડત – 'હિંદ છોડો.' હિંદ-સ્વાતંત્ર્યનો જન્મ (૧૫–૮–૧૯૪૭).
૧૬. ૩૦–૧–૧૯૪૮ સત્યાગ્રહીની પરમ કુરબાની.

[આ યાદી છાપામાં આવેલી હકીકતો પરથી તારવી છે. તેમાં બીજી કેટલીક લડતો ઉમેરી શકાય— દા૦ નાભા રાજ્ય સત્યાગ્રહ; ગુરુ-કા-બાગ સત્યાગ્રહ. વાઇકોમ અને નીલના બાવલાના સત્યાગ્રહો પેઠે આ બે લડતો પણ સીધી ગાંધીજીએ ઉપાડેલી નથી, એ નોંધવું જોઈએ.]

# કરુણા અને પ્રજ્ઞાનું પ્રાકટ્ય

[આ અંકમાં ગુજરાત વિદ્યાપીઠના જૂના નવા કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓની સભાનો હેવાલ પ્રસિદ્ધ થયો છે. તેમાં વાચક જોશે કે, તે સભાના પ્રમુખ પં૦ સુખલાલજી હતા. તેમણે તે તરીકે શરૂઆતમાં જે બે બોલ કહેલા તે નીચે આપવામાં આવે છે. —મ.]

શ્રી૰ કિશોરલાલભાઈ, કાકા અને નાનાભાઈ જેવાના સંદેશપત્રો સાંભળ્યા પછી કાંઈ પણ કહેવું તે મારે માટે માત્ર ઔપચારિક જેવું લાગે છે. છતાં બાપુજીનો વિયોગ આ શોકસભામાં મૌન પણ મુકાવે છે.

જોકે બાપુજીના શરીર-જન્મને અમુક દેશ-કાળની અને અમુક કુળ-વંશની મર્યાદાઓ હતી, પણ તેમના સંસ્કાર-જન્મ, ચિત્તજન્મ કે આત્મજન્મને એવી કોઈ મર્યાદા ન જ હતી. તેમનું સંસ્કારી ચિત્ત એ કાંઈ વર્તમાન જન્મનું ફળ ન હતું, પણ તે તો અનેક જન્મની સુદીર્ઘ સાધનાના એક જન્મસિદ્ધ પરિપાકરૂપ હતું. તેમના ચિત્તમાં અનેક સુસંસ્કારોનાં બીજ બાલ્યકાળથી જ વ્યક્ત થતાં હતાં; પણ તે બધાંમાંથી તરત જ નજરે ચડે અને પ્રતીતિગત થાય એવાં બે સંસ્કારનાં બીજો તેમની સમગ્ર પ્રવૃત્તિનાં પ્રેરક બન્યાં હતાં. એમાંથી એક સંસ્કાર-બીજ કરુણાનું અને બીજું હતું પ્રજ્ઞાનું. પ્રજ્ઞા પણ બીજાઓમાં હોય છે તેવી લૌકિક નહિ.

બાપુજીની પ્રજ્ઞા લોકોત્તર હતી. જેને યોગશાસ્ત્રે ઋતંભરા તરીકે વર્ણવી છે, તેવી પ્રજ્ઞા બાપુજીને વારસામાં જ મળી હતી. બાપુજીની કરુણા કોઈ પણ દુઃખીનું દુઃખ સાંખી શકે તેવી સાધારણ ન હતી. તે દુઃખિયાનું દુઃખ નિવારીને જ અગર તેને નિવારવાનો સતત પ્રયત્ન સેવીને જ કૃતાર્થતા અનુભવતી. તેમની પ્રજ્ઞા માત્ર ઋતને જ – સત્યને જ ધારણ કરતી. અસત્ય, અન્યાય, અપ્રામાણિકતાની છાયા સુધ્ધાં તે સાંખી ન શકતી. જેને બૌદ્ધ શાસ્ત્રોમાં પારમિતા કહેલ છે તેવી પરમ કોટિની કરુણા અને પ્રજ્ઞાએ જ તેમને ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજકીય જેવી વિવિધ અને વિશાળ જવાબદારીઓના ભારવાળી પ્રવૃત્તિમાં પ્રેર્યા હતા અને તેમનું જીવન ઘડયું હતું.

શરૂઆતમાં કરુણા અને ઋતંભરા પ્રજ્ઞાનાં અમોઘ બીજો જ તેમના ચિત્તમાં વડબીજની જેમ સૂક્ષ્મરૂપે હતાં એ ખરું; પણ તે અપ્રમત્ત જવાબદારીઓનું સિંચન પામી ત્વરિત વેગે માત્ર કબીરવડ રૂપે જ નહિ પણ વિશ્વ-વટ રૂપે વિકસ્યાં અને ફાલ્યાં ફૂલ્યાં. આની પ્રતીતિ છેલ્લે, છેલ્લે દિલ્હીમાં તેમનાં રોજ થતાં પ્રાર્થના-પ્રવચનો અને આજે દુનિયાના ખૂણે ખૂણામાં વરસી રહેલાં આંસુ કરાવે છે.

બાપુજીનો દેહ વિલય પામ્યો. કેમ કે તે સ્થૂળ સાદિ સાન્ત હતો; પણ તેમની કરુણા અને પ્રજ્ઞાનું વટ-વૃક્ષ વિશ્વમાં વ્યાપ્યું છે. પ્રાણીમાત્રના અને વિશેષે કરીને માનવમાત્રના આત્મામાં સત્-ચિત્ અને આનંદનું શુદ્ધ તત્ત્વ રહેલું જ છે. માનવતાના એ સર્વવ્યાપી બ્રહ્મતત્ત્વને પોતાના સ્પર્શ વડે બાપુજીની કરુણા અને ઋતંભરા પ્રજ્ઞાએ સ્પંદન આપ્યું છે— ગતિ આપી છે. એ જ બ્રહ્મભાવ છે. એ જ એમના બ્રહ્મભાવનો અર્થ છે.

મહા કરુણા અને મહાપ્રજ્ઞાનું તેજ અને બળ એટલું બધું વધી ગયું હતું કે, હવે તેનો ભાર બાપુજીનો કૃશ દેહ વહન કરે તે કરતાં માનવતાનો વિરાટ દેહ જ તેને ઝીલે અને વહન કરે એવો કોઈ ગૂઢ ઈશ્વરીય સંકેત હોવાની કલ્પના થઈ આવે છે. તેથી જ તો બાપુજી મરીને પણ અમર થયા છે, એમ આપણે માનવું જોઈએ. આપણામાં વસતા સત્-ચિત્-આનંદના બ્રહ્મતત્ત્વને આપણે બાપુજીની કરુણા અને પ્રજ્ઞા પારમિતાના સ્પંદન બળ વડે પ્રકટાવીએ એ જ આપણા માટે તેમના પ્રત્યેની સાચી શ્રદ્ધાંજલિ છે. એમાંથી જ તેમણે દર્શાવેલ અને નહિ દર્શાવેલ લોક-કલ્યાણકારી પ્રવૃત્તિઓનો માર્ગ આપણા માટે ખુલ્લો થવાનો.

બાપુજી સ્થૂળ દેહે સૌની વચ્ચેથી ગયા છે; પણ પોતાની પારમાર્થિક અને સૂક્ષ્મ જીવન-છાયા વિશ્વમાં મૂકતા અને પાથરતા ગયા છે. તેનો અંત કોઈના રક્તભીના હાથ લાવી શકે નહિ. ઊલટું એવા અપકૃત્યથી તે છાયા વધારે ને વધારે ફેલાવાની, જેની પ્રતીતિ અત્યારથી જ થઈ રહી છે.

પં. સુખલાલજી

प्राणा यथाऽऽत्मनोऽभीष्टाः
भूतानामपि वै तथा ।
आत्मौपम्येन भूतेषु
दयां कुर्वन्ति साधवः ॥

મને જેમ મારો પ્રાણ વહાલો છે તેમ જ બધાં પ્રાણીઓને પણ વહાલો હોય છે. આમ સૌનો જીવ સરખો સમજીને સાધુ પુરુષો તેમના પર દયા ધારણ કરે છે. નીતિ અને ધર્મ માત્રના પાયારૂપી આ દર્શન બાપુ આપણને અમૂલ્ય વારસારૂપે આપી ગયા છે. હિંદ આખાની સમૃદ્ધિ તો એમણે વારસામાં સોંપી જ; પણ એથી મોટો અને ખરો વારસો તો,— અને એમને આપવો ગમે એવો — આ નૈતિક સમૃદ્ધિનો જ છે.

૧૬-૨-'૪૮ મગનભાઈ દેસાઈ

# ગાંધીજીનું જીવંત સ્મારક

ગૂજરાત વિદ્યાપીઠના જૂના ને નવા અધ્યાપકો, નિયામકો અને વિદ્યાર્થીઓની સભા પૂ. ગાંધીજીના શ્રાદ્ધદિને સવારના ૮–૩૦ વાગ્યે પંડિતશ્રી સુખલાલજીના પ્રમુખપણા નીચે ગૂજરાત વિદ્યાપીઠમાં મળી હતી. શરૂઆતમાં સર્વે ભાઈબહેનો વિદ્યાપીઠના મુખ્ય દરવાજા આગળના રસ્તા ઉપર હારબંધ ગોઠવાઈ ગયાં હતાં અને મહાત્માજીનો ભસ્મકુંભ લઈને સરઘસ વિદ્યાપીઠ આગળથી પસાર થતાં સર્વેએ સદ્‌ગતને અંજલિ આપી હતી. ત્યાર બાદ સભા કરવામાં આવી હતી. સભા માટે આવેલા સંદેશાઓમાં કેટલાક નીચે મુજબ હતા :

૧

### શ્રી મોરારજીભાઈનો સંદેશો

બીજાં રોકાણોને કારણે હું પૂ. ગાંધીજીના શ્રાદ્ધદિનને દિવસે ત્યાં હાજર નથી રહી શકચો. ગૂજરાત વિદ્યાપીઠના ઇતિહાસમાં આ દિન મહત્ત્વનો રહેશે. ત્યાં ભેગાં થયેલાં ભાઈબહેનો સાથે મારી નિવાપાંજલિ એમને આથી પહોંચાડું છું. એમણે આદરેલું કેળવણીનું કાર્ય આપણે એમના આદર્શો ધ્યાનમાં રાખીને પાર પાડી શકીએ એમ મારી ઈશ્વરને પ્રાર્થના છે

૨

### શ્રી કિશોરલાલભાઈનો સંદેશો

તમારો કાગળ મળ્યો. મળવાની ઇચ્છા તો થાય છે જ. મળી શકાય એમ નથી એ પણ સાચું. મળવાથી સાંત્વન આપી શકું એમ નહીં, પણ પરસ્પર મળવાથી બધા જ પરસ્પર હળવા થઈ શકીએ તે માટે.

પણ શોક લંબાવવો એ આપણને શોભે એમ નથી. બાપુનું સાન્નિધ્ય જેમ આપણને છેવટે મજબૂત બનાવીને જ છૂટા પાડતું તેમ એમનું મરણ પણ આપણને મજબૂત બનાવનારું થાઓ. એવા અનુભવો યાદ આવતા હશે, જ્યારે બાપુ કાંઈક નવી વાત આપણી આગળ મૂકતા ત્યારે શરૂમાં આપણે ગભરાઈ જતા, અકળાતા, બાપુ સાથે કેમ કામ કરી શકાય, કેમ રહેવાય એમ લાગતું. હિંમત ભાંગ્યા જેવું લાગતું. પણ થોડો વખત ગયો ન હોય ત્યાં એ જ દૃષ્ટિએ આપણે વિચારતા અને કાર્યારંભ કરતા થઈ જતા. આમ પહેલો વિષાદ અને અંધકાર અને પછી ઉત્સાહ અને પ્રકાશ એમ એમના જીવનમાંયે થતું તેમ જ એમના અવસાનથીયે પહેલો વિષાદ અને અંધકાર લાગે છે તે થોડા દિવસ પછી ઉત્સાહ અને પ્રકાશ તથા કર્મપરાયણતામાં ફેરવાઈ જશે એમ આશા રાખું છું. આમ જ

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥

૩

### શ્રી કાકાસાહેબનો સંદેશો

ગૂજરાત વિદ્યાપીઠ એ મહાત્માજીનું સૌથી અગત્યનું સર્જન છે. તેની સ્થાપના વખતે તેમણે પોતાને ઋષિ તરીકે ઓળખાવ્યા હતા. વિદ્યાપીઠના કેળવણી વિષયક નૂતન પ્રયોગોની અસર હિંદમાં સર્વ ઠેકાણે થઈ છે. વિદ્યાપીઠે શિક્ષણના માધ્યમનો સવાલ સફળતાથી ઉકેલી બતાવ્યો છે. વિદ્યાપીઠ એ નવી તાલીમની જન્મદાતા માતૃસંસ્થા છે. સ્વરાજ્યની સરકારે આ વિદ્યાપીઠનો નવી કેળવણી અને ગ્રામોદ્ધારનાં કામો માટે ઉપયોગ કરવો જોઈએ. મહાદેવ વિદ્યાલય એ એક જ એવી સંસ્થા છે, જે પ્રત્યક્ષ સેવાકામ દ્વારા સ્વદેશી સમાજશાસ્ત્રનો વિકાસ કરી રહી છે. મહાત્માજીના સર્વોત્તમ બલિદાનની ભસ્મમાંથી વિદ્યાપીઠે સફળતાપૂર્વક બહાર આવવું જોઈએ.

૪

### શ્રી નાનાભાઈ ભટ્ટનો સંદેશો

આપણે આપણી ગૂજરાત વિદ્યાપીઠના સંસ્થાપક અને કુલપતિને ગુમાવ્યા છે, પણ એ તો જીવન વિદ્યાપીઠના સંસ્થાપક અને કુલપતિ હતા. એટલે

આખાય માનવ સમુદાયનો કુલપતિ ગયો છે. એની ખોટનું માપ કાઢવાનો ગજ મારી પાસે નથી. મારી પાસે તો માત્ર આંસુ છે અને તે પણ હવે તો ખૂટવા આવ્યાં છે.

પણ મગનભાઈ, આ લખું છું એ વખતે થાય છે કે આપણે આંસુ પાડીને ક્યાં સુધી બેસી રહીશું? બાપુ તો આપણને કામનો મોટો વારસો સોંપતા ગયા છે અને એ વારસાને દીપાવવો એ જ બાપુની સાચી ભક્તિ છે એમ નહિ?

આપણી વિદ્યાપીઠ એ આવો એક વારસો. એ વિદ્યાપીઠના વિચારથી એમણે આપણા દેશની કેળવણીના પ્રશ્નને છેડ્યો. આપણી કેળવણીની બાપુની કલ્પના કેટલી ભવ્ય છે તે હજુ આજે બરાબર પામ્યા નથી. થોડાંએક વર્ષો જશે અને આપણાં ફેફસાંમાં સ્વાતંત્ર્યની થોડી હવા ભરાશે ત્યાર પછી એ ભવ્યતા આપણે પારખી શકીશું આજે હજુ એ સમજવાને પણ આપણે ઘણા નાના છીએ. મને શ્રદ્ધા છે કે આપણી આવતી કાલની ગુજરાત યુનિવર્સિટી એ ગુજરાત વિદ્યાપીઠની નવી સુધારાવધારાવાળી આવૃત્તિ થશે અને બાપુની આખી કલ્પનાને દેશકાળનો પટ લગાડી મૂર્તિમંત કરશે.

તમે સૌ આજે બાપુને શ્રદ્ધાંજલિ આપવા એકઠા મળ્યા છો તેવે વખતે મારું આ નાનુંશું ફૂલ અર્પણ કરી હું કૃતાર્થ થાઉં.

૫

(સ્નાતક શ્રી. હરિપ્રસાદે લખેલો પત્ર)

પરમ પૂજ્ય જગતહિતૈષી બાપુજીના અણચિંતવ્યા થયેલા દુઃખદ સ્વધામગમનને લીધે દરેકને ભારે આઘાત થયો છે. આપે એમના પુણ્ય આત્માને નિવાપાંજલિ આપવા વિદ્યાપીઠના જૂના નવા કાર્યકરો તથા વિદ્યાર્થીઓની સભા તા. ૧૨મીએ રાખી છે, એ યોગ્ય કર્યું છે. પૂ. બાપુજીના આદેશ મુજબ ગુજરાત કૉલેજનો ત્યાગ કરનાર અને ગૂજરાત મહાવિદ્યાલયમાં દાખલ થનાર પ્રથમ ત્રણ વિદ્યાર્થીઓમાંના એક હોવાનું મને અભિમાન છે. અને મારી આવે પ્રસંગે આપની બધાની વચ્ચે હાજર રહેવાની પવિત્ર ફરજ છે. પણ મુસાફરી યોગ્ય તબિયત નહિ હોવાથી મારાથી આવી નહિ શકાય એ બાબતનો મને વસવસો રહેશે.

સને ૧૯૧૬માં ગોધરાના સ્ટેશન ઉપર કર્મવીર ગાંધીજીનાં પ્રથમ દર્શને મને જે અદ્‌ભુત અનુભવ થયો અને રોમાંચ સાથે હર્ષાશ્રુ ઊભરાયાં, એ હું જીવનભર ભૂલ્યો નથી અને ભૂલનાર પણ નથી. એવા પુણ્યશ્લોક ઈશ્વરાવતારી કુલપિતાની છાયા નીચે રહેવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હતું એથી હું મારી જાતને ધન્ય માનું છું.

વિદ્યાપીઠની સ્થાપના કર્યા પછી રાજકીય કામનું ઘણું દબાણ હોવા છતાં પણ એઓ તેને ભૂલ્યા નહોતા. અમે વારંવાર આશ્રમમાં જઈ એમની પાસે બેસતા અને ઘણી વખત વિવિધ વિષયો પર પ્રશ્નો પૂછતા જેના એઓશ્રી પ્રેમથી અને મીઠાશથી ઉત્તરો આપતા. એક વખતે તો અમારી પ્રાર્થના સ્વીકારી ચોવીસ કલાક સુધી અમારી સાથે મહાવિદ્યાલયના છાત્રાલયમાં રહ્યા હતા. અમારા આનંદનો ત્યારે પાર રહ્યો ન હતો. તે દિવસે અમારી સાથે બેસી એઓ ચર્ચા કરતા હતા, એટલામાં આફ્રિકાથી આવેલા બે ગૃહસ્થો એમનાં દર્શને આવ્યા. એકની સાથે વાતો ચાલતી હતી એવામાં બીજા ભાઈ મોટેથી રડી પડ્યા. બાપુજી જે દેશકાર્ય કરી રહ્યા હતા તેનાથી લાગણીવશ થઈ એ રડતા હતા, એ જોઈ એમણે એમને મીઠો ઠપકો આપી કહ્યું કે, એમ ઢીલા થઈ રડવા કરતાં તો પોતાથી બને તે દેશકાર્યમાં લાગી જવું એ જ ખરું કર્તવ્ય છે. ગુજરાત કૉલેજની સામે આવેલી જે ચાલીમા અમે રહેતા હતા ત્યાં પણ આવ્યા અને દરેકની રૂમમાં ઝીણવટથી તપાસ કરી સૂચનાઓ આપી અમારી સંભાળ લીધી. દરમિયાન શ્રી જયકર અસહકારની બાબતમાં ચર્ચા કરવા આવ્યા અને એક વિદ્યાર્થીની ઓરડીમાં જ એમની વચ્ચે લાંબી વાતચીત થઈ હતી આમ ઘણી વખત તેઓ અમારી સંભાળ લેતા. એમના જવાથી વિદ્યાપીઠને ભારે ખોટ પડી છે. એટલું જ નહિ પણ સમસ્ત માનવજાતના હિતચિંતક અને પરદુઃખભંજક પૂ. બાપુજીના જવાથી સમસ્ત જગતને એમની ખોટ પડશે. દુનિયાની શાંતિ માટે જીવનભર અનાસક્તિયોગ આચરનાર પ્રશાંત આત્માને માટે આપણે શાંતિ ઇચ્છનાર કોણ? આપણે તો માત્ર એ મહાન આત્માને પ્રાર્થના કરવાની રહી કે, આપણા ઉપર અનુગ્રહ કરી આપણા ઉપર શાંતિરૂપી અમૃત વર્ષાવી આપણા શોકને હળવો કરી આપણને આપણા કર્તવ્યપંથે દોરે.

સંદેશાઓ વંચાઈ રહ્યા બાદ પંડિત સુખલાલજીએ પ્રાસ્તાવિક બે શબ્દો કહ્યા હતા. (તે આ અંકમાં અલગ લેખ રૂપે આપ્યા છે.) ત્યાર બાદ શ્રી મગનભાઈ દેસાઈએ નીચેનો ઠરાવ મૂક્યો હતો. તે ઉપર શ્રી ઝીણાભાઈ દેસાઈ અને શ્રી વાડીલાલ લલ્લુભાઈએ ટેકારૂપે થોડું વિવેચન કર્યું હતું. અને પછી સૌએ ઊભા રહી તે ઠરાવ મંજૂર રાખ્યો હતો.

ઠરાવ

ગૂજરાત વિદ્યાપીઠના જન્મદાતા તથા આજીવન કુલપતિ, આપણા રાષ્ટ્રપિતા પૂ. બાપુજીના શ્રાદ્ધદિને,

ગૂજરાત વિદ્યાપીઠના જૂના તથા નવા અધ્યાપકો, કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓની આ સભા પોતાના એ પૂજ્યજનને શ્રદ્ધાભક્તિની અંજલિ આપે છે. તેઓશ્રી રાષ્ટ્રીય શિક્ષણના મંત્રદાતા હતા. સ્વરાજ કે રામરાજ્ય અને રાષ્ટ્રીય શિક્ષણનો વિકાસ એ એમને મન પર્યાય જેવાં હતાં. એના વિકાસને અર્થે ઈ. સ. ૧૯૨૦માં, સ્વરાજપ્રાપ્તિની લડતના એક અંગ તરીકે તેમણે આ વિદ્યાપીઠ સ્થાપી અને ત્યારથી આજ સુધી તેઓશ્રી તેના માર્ગદર્શક અને અધિષ્ઠાતા રહ્યા છે; અને તેનાં નાનાં મોટાં બધાં કામોમાં તથા તેના આખાય ઘડતરની રજેરજમાં, એક કુટુંબના વડીલને છાજે એવી પ્રેમભરી નજર અને ચીવટ રાખી દોરવણી આપી છે. એમની પ્રેરણા સંસ્થાના આખા જીવનમાં ઓતપ્રોત ભરેલી છે. તેઓશ્રીને આ એના મકાનમાં, તેની અગાશી પર, એની ભૂમિ પર રહેતા અને હરતા ફરતા જોયેલા આજે આપણને યાદ આવે છે. એમનાં પદવીદાનસમારંભનાં તથા બીજાં વ્યાખ્યાનો તથા પ્રવચનો આપણા કાનમાં અત્યારે પણ ગુંજે છે. એ બધાથી એમણે આપણને સ્વરાજ અને સ્વતંત્રતાની દીક્ષા આપી અને આપણા શિક્ષણને તથા જીવનને તેજસ્વી બનાવ્યું; ઉપરાંત છેલ્લા ત્રણ દાયકામાં દેશને એમણે જે આપ્યું, તેમાંથી આપણું જીવન ઘડાયું છે. આમ આપણાં જન્મદાતા માતાપિતા કરતાં એમની પાસેથી આપણે અધિક જીવનભાથું અને મોટો વારસો મેળવ્યાં છે. આથી કરીને તે એવા તો આપણા તથા પ્રાંત અને દેશના જીવન સાથે જડાયેલા છે કે, તે ગયા છે એમ માનતાં પણ એક વાર તો મન ખચકાય છે. પરંતુ તે ગયા અને એ એક આપણા જ દેશભાઈના હાથની ગોળી ખાઈને, એથી આ સભાને અતિ દુઃખ થાય છે અને ગ્લાનિ તથા શરમથી હૃદય ગળગળું થઈ આવે છે. છતાં બાપુ તો અમર છે. એમનો આત્મા તથા અમર સંદેશ આપણને જ નહિ આખા દેશને તથા માનવજાતને સદાકાળ પ્રેરણા અને બોધ આપશે. તે કેવળ રાજદ્વારી પુરુષ નહોતા; પરંતુ આ વિદ્યાપીઠને સ્થાપતી વખતે પોતે નમ્રભાવે કહ્યું હતું એમ, તે ઋષિ હતા, ધર્મદ્રષ્ટા હતા, અર્વાચીન કાળના વિરલ યુગપ્રવર્તક હતા. તેમનો સંદેશો સમગ્ર માનવજાતને માટે તે મૂકી ગયા છે. એ તેમના સંદેશાને તથા તેનો અમલ કરવાને માટે શરૂ કરેલાં સેવાકાર્યો અને સિદ્ધાંતોને વધારે ધગશ અને લગનીથી આગળ ચલાવવાનું કામ તેમના અવસાનથી દુઃખી થનાર સૌને માથે આવે છે. એમનું ખરું સ્મારક આ તેમણે સોંપેલા કામને અપનાવવું એ છે. અને એ જ એમને આપણી સાચી શ્રદ્ધાંજલિ હોઈ શકે. એમાં એ મહાપુરુષ માટેની સાચી ભક્તિ અને આ દેશની ખરી સેવા રહેલી છે. આ સભા માને છે કે, ગૂજરાત વિદ્યાપીઠ સદ્ગત રાષ્ટ્રપિતાનું એવું એક સાચું અને મૂર્તિમંત સ્મારક છે, અને તે તરીકે તેને ગુજરાતે અને દેશે હવે ખીલવવું જોઈએ. આ કામમાં આપણે સૌ સાથ અને ફાળો આપીએ તો જ આપણે આપણા કુલપતિજી પ્રત્યેનું ઋણ યત્કિંચિત્ પણ અદા કર્યું ગણાય. આ સભા સ્નાતક સંઘને સૂચના કરે છે કે, ઉપરની બાબત ધ્યાનમાં લઈને તેને અમલમાં આણવાને માટે ઘટતાં પગલાં ભરવા તે પ્રબંધ કરે; અને વિદ્યાપીઠ મંડળને તે વિનંતિ કરે છે કે, વિદ્યાપીઠને હવે બાપુજીના જીવંત સ્મારક તરીકે ગણી તેમણે દર્શાવેલા સિદ્ધાંત અનુસાર ખરી કેળવણીના ધામ તરીકે તેને ગુજરાતની સેવા માટે ખીલવવાનો નિરધાર કરે.

આ ઠરાવ શ્રી દેવદાસ ગાંધીને, કુલનાયક શ્રી સરદારસાહેબને, સ્નાતક સંઘને તથા વિદ્યાપીઠના મહામાત્રને મોકલવામાં આવે; અને શ્રી મહામાત્રને વિનંતિ કરવામાં આવે છે કે તેને બીજાં ઘટતાં સ્થળોએ જાણને માટે મોકલી આપે. વિ૦

## વિનાશના અગ્રદૂત

વિલાસભવન સમો મહેલ,
શિકારભૂમિ સમો દેશ,
મદિરા ઉપર પ્રેમ,
સંગીતમાં આનંદ,
ગગનચુંબી અને કોતરણીવાળાં ભવન;
આમાંની કોઈ પણ એક વસ્તુ વિનાશનો અગ્રદૂત બન્યા વગર
રહેતી નથી.

—હાઓ યાઓ

# શીલરક્ષણાર્થ હિંસા

(એક બહેનના પત્રમાંથી)

તા. ૨૭ જાનેવારી, ઈ. સ. ૧૯૩૮ના 'હરિજનબંધુ'માં 'સ્વરક્ષણનો હક'ના મથાળા નીચે એક લેખ આવેલો છે. તેમાં લાહોર હાઈકોર્ટે એક ખૂનીને સ્વરક્ષણના હકના કારણસર નિર્દોષ ઠરાવી છોડી દીધાની હકીકત છે, તે તમે વાંચી હશે જ. તેમાં ખૂનીના નિર્દોષપણાની બાબતમાં જે લખ્યું છે તે મને બરાબર લાગે છે. પણ તે જ લેખમાં આગળ પર શીલરક્ષણની બાબતમાં જે લખ્યું છે તે મને ઠીક લાગતું નથી. તેમાં કહ્યું છે, "મવાલીના હાથમાં સપડાયેલી સ્રીમાં જો પોતાનું શિયળ સાચવવાનો પ્રયત્ન કરતાં મરી જવાની હિંમત ન હોય . . . તો તેને એ મવાલીનો જીવ લેવાનો પૂરેપૂરો હક છે." એટલે કે, શીલરક્ષણનો પ્રસંગ આવે ત્યારે મરીને તેની રક્ષા કરવી એ સ્રીનો શ્રેષ્ઠ ધર્મ છે. પણ તે શ્રેષ્ઠ ધર્મ આચરવાની શક્તિ જે સ્રીમાં ન હોય, તે તે પ્રસંગે અત્યાચારીનો પ્રાણ લે તોયે હરકત નહિ. આનો અર્થ એ થયો કે પહેલો ધર્મ શ્રેષ્ઠ અને બીજો કનિષ્ઠ અથવા ઊતરતો છે, અને આ જ વસ્તુ વાચકના—ખાસ કરીને સ્રીઓના—મન પર ઠસે એવો લેખનો આશય છે. શીલરક્ષણની બાબત જેવા કઠણ પ્રસંગનો દાખલો લેવામાં આવ્યો છે, તેવા પ્રસંગમાં બન્નેના પ્રાણ કરતાં શીલ શ્રેષ્ઠ છે એ વાત લેખમાં નિર્વિવાદપણે માનેલી છે. પરંતુ આવે પ્રસંગે પણ દુષ્ટ કર્મમાં પ્રવૃત્ત થયેલા મનુષ્યની કિંમત સ્રીએ પોતાના પ્રાણ કરતાં વધારે કાં સમજવી તે કાંઈ સમજાતું નથી. કયા ન્યાયથી તેણે તે મનુષ્યનો પ્રાણ પોતાના પ્રાણ કરતાં વધારે કીમતી સમજવો, કઈ વિચારસરણીથી આવી સ્થિતિમાંયે પોતાના કરતાં તે જ જીવતો રહેવાને વધારે પાત્ર છે એમ માનવું, એ બાબતમાં લેખકે કંઈ જ ખુલાસો આ લેખમાં કર્યો નથી. ગમે તેવી વિકટ પરિસ્થિતિ આવે તોયે સ્રી બીજાનો પ્રાણ લઈ પોતાનું રક્ષણ કરી શકે એ કલ્પના જ આપણને અશક્ય કોટિની લાગતી હોવાથી, પોતાનો પ્રાણ દઈને તેણે પોતાના શીલનું રક્ષણ કરવું એ જ આવે પ્રસંગે તેનો શ્રેષ્ઠ ધર્મ છે એમ આપણે માનતા આવ્યા છીએ, અને તેનું જ તેને સૂચવતા અને શીખવતા આવ્યા છીએ. સ્રી અને સ્વરક્ષણનું સામર્થ્ય એ બે વસ્તુઓ સાથે રહી શકે એવું આપણને શક્ય ન લાગતું હોવાથી, કઠણ પરિસ્થિતિમાં પોતાનો પ્રાણ દેવાનો સંસ્કાર આપણે તેના મન પર ઠસાવતા આવ્યા છીએ. પરંતુ દુષ્ટ કર્મમાં પ્રવૃત્ત થયેલા મનુષ્ય સામે કોઈ સાધારણ ઉપાય ચાલી શકે એમ ન હોય ત્યારે, જે સ્રીમાં તેનો પ્રાણ લેવાની શક્તિ હોય, તેણેયે તેવે પ્રસંગે દુષ્ટનો પ્રાણ બચાવી પોતાનો પ્રાણ આપવો, એ તેને માટેયે શ્રેષ્ઠ ધર્મ છે એમ કહી શકાય કે? અસહાય અને નિરુપાય સ્થિતિમાં વિકટ પ્રસંગ આવી પડતાં અશક્તિને કારણે સ્રીઓને આત્મહત્યા કરવાની કલ્પના એકાએક સૂઝી આવે અને કોઈ કે તેનું આચરણ કરી બતાવ્યું હોય તે પરથી તે જ તેનો સદાયને માટે આવે પ્રસંગે શ્રેષ્ઠ ધર્મ છે એમ આપણે આજ સુધી તેના મન પર ઠસાવતા આવ્યા છીએ. તેવે પ્રસંગે જે સત્ય ધર્મ તેણે આચરવો જોઈતો હતો, તે તેને દુર્બલતાને લીધે કદી સૂઝ્યો નહિ, અને ચાલી આવેલી પરંપરાને છોડીને આપણેયે તેનો કદી વિચાર કર્યો નથી. ઊલટું શીલરક્ષણને પ્રસંગે દુષ્ટનો પ્રાણ બચાવી પોતાનો પ્રાણ દેવો એ જ સ્રીનો શ્રેષ્ઠ ધર્મ, અને આવેયે પ્રસંગે દુષ્ટનો પ્રાણ લેવો એ કનિષ્ઠ ધર્મ, એવી સ્રીઓની બાબતમાં જીવનના ખોટા આદર્શને પરિણામે આપણી પોતાની માન્યતા બંધાઈ ગઈ છે. જે વસ્તુના મૂળમાં જ અશક્તિ અને અસહાયતા કારણરૂપે હોય, એવો પોતાનો પ્રાણ દેવાનો ધર્મ શ્રેષ્ઠ શી રીતે કહી શકાય? અને કારણો ન જાણતાં અથવા જાણવા છતાં તે વિષે દુર્લક્ષ કરીને તેવી સ્થિતિમાં જે આચરણને આપણે શ્રેષ્ઠ ધર્મ તરીકે બતાવીએ તથા તેની પ્રશંસા કરતા રહીએ તેથી સ્રીઓની દુર્બળતા શી રીતે નાશ પામશે અને તેમના પર પડ્યા કરતી વિટંબણા શી રીતે ટળશે? દુષ્ટ કર્મમાં પ્રવૃત્ત થયેલા માણસના પ્રાણ કરતાં પોતાનો પ્રાણ વધારે કીમતી છે, અને પોતાના પ્રાણ કરતાંયે પોતાનું શીલ અધિક છે એવી વિચારસરણી સ્રીઓના મન પર ઠસે, અને તે વિચારસરણી પ્રમાણે વર્તવાનું સામર્થ્ય, ધૈર્ય (હિંમત) અને સ્વસંરક્ષણ વગેરે યોગ્યતાઓ તેને પ્રાપ્ત થાય, તો કઠણ પરિસ્થિતિમાં પોતાનો ધર્મ શો અને કયો ધર્મ શ્રેષ્ઠ એ તે પોતે જ સમજી શકશે, અને તે મુજબ આચરણ પણ કરવા માંડશે. પોતાનું શીલ અને પોતાનો પ્રાણ બન્નેની રક્ષા કરતાં આવડે એ શ્રેષ્ઠ ધર્મ છે. આ શ્રેષ્ઠ ધર્મ બીજાનો

પ્રાણ લીધા વિના સાધી શકાય તો જરૂર સાધવો. પણ તે સાધતાં દુષ્ટનો પ્રાણ લેવાય કે જાય એ અપરિહાર્ય હોય તો પોતાનો પ્રાણ આપી તેનો પ્રાણ બચાવવાની સ્ત્રી પર કોઈ રીતે જવાબદારી આવી શકતી નથી. તેનો પ્રાણ જાય અથવા ગયા પછીયે, આપણાથી શ્રેષ્ઠ ધર્મનું આચરણ થઈ શક્યું નહિ, એવો તે સ્ત્રીને ખેદ કે વિષાદ લાગવાની જરાયે જરૂર નથી. ઊલટું ખરા અને શ્રેષ્ઠ ધર્મનું પોતાથી પાલન થઈ શક્યું, શીલ અને પ્રાણ બન્નેની રક્ષા થઈ શકી, એ માટે તેને આનંદ અને ધન્યતા લાગવાં જોઈએ. આવી સ્થિતિમાં દુષ્ટનો પ્રાણ જવાનો પ્રસંગ આવે છે તે એ સ્ત્રીના કનિષ્ઠ પ્રકારના ધર્માચરણનું પરિણામ નથી, પણ તેની પોતાની દુષ્ટ બુદ્ધિનું જ તે પરિણામ છે એ નિઃસંશય વાત છે. પરંતુ આ બધી વાતો સમજવા તથા આચરવાને પ્રથમ સ્ત્રીઓના મનમાં પોતાની દુર્બળતા વિષે અત્યંત ચીડ ઉત્પન્ન થવી જોઈએ. દુર્બળતાને ખ્યાલમાં ન લેતાં, તેને તેવી જ કાયમ રાખીને, જે ધર્મ બતાવવામાં આવે તે ધર્મ જ નથી, અને તેવી દુર્બળતામાં થયેલું અકસ્માત્ આચરણ તે ધર્માચરણ પણ નથી.

પ્રસંગ આવ્યે શીલરક્ષા માટે પોતાના પ્રાણ આપ્યાનાં ઉદાહરણ સ્ત્રીજાતિના ઇતિહાસમાં મળશે પણ. પરંતુ બીજાનો પ્રાણ લઈ પોતાના શીલની રક્ષા કર્યાના દાખલા બહુ જ ઓછા મળશે. કારણ, કૌટુંબિક કારણોને લીધે — પજવણી, કલેશ, જુલમ વગેરે અસહ્ય થવાથી—આપઘાત કરીને પોતાનો છુટકારો કરી લેવાની પરંપરા સ્ત્રીવર્ગમાં આજ સુધી ચાલુ છે, તે જ પ્રમાણે શીલરક્ષાનો પ્રસંગ આવી પડે ત્યારે આત્મહત્યા કરી લેવાની રૂઢિ કે સંસ્કાર પણ તેનામાં છે. આવે વખતે આપઘાત કરવાનું ધૈર્ય કહો, કે શીલ જાય તો આખું જીવન જ નષ્ટ થાય એ ધાસ્તીથી ઉત્પન્ન થનારો તાત્કાલિક ક્ષોભ કહો — આવી વૃત્તિ સ્ત્રીવર્ગમાં છે. પણ પ્રસંગ આવ્યે પ્રાણ લેવાનું ધૈર્ય અને સામર્થ્ય સ્ત્રીઓમાં ઉત્પન્ન થયું નથી. આ વિષે સ્ત્રીજાતિની દુર્બળતાનો જ બધોય ઇતિહાસ છે વાલ્મીકિ ઋષિએ રામાયણમાં સીતાને તો સાવ સૌમ્ય જ બતાવી છે, પરંતુ બીજી બધી રીતે અતિશય તેજસ્વી એવી દ્રૌપદીને વ્યાસ મહર્ષિએ પણ કેવી દીન અને અસહાય આલેખી છે! વસ્ત્રહરણ જેવો અત્યંત અસભ્ય અને કરુણ પ્રસંગ છેવટે ઈશ્વરી ચમત્કારથી તેમને સંભાળી લેવો પડ્યો છે. આવા દાખલા પરથી ભીડ વખતે સ્ત્રીઓ પાસેથી આપણે કેવી હિંમતની અપેક્ષા કરીએ છીએ તે દેખાઈ આવે છે. હજુયે આપણે તેને આવું જ કાંઈ શીખવ્યા કરવા ઇચ્છીએ છીએ. તેમની દુર્બળતા કાયમ રાખી તેમના ઉદ્ધારનો માર્ગ તેમને બતાવીએ છીએ. પરંતુ મને લાગે છે કે, પ્રસંગ આવ્યે પોતાનો પ્રાણ આપવા કરતાં દુષ્ટનો પ્રાણ લઈને પોતાના શીલનું રક્ષણ કરનાર સ્ત્રીની યોગ્યતા બધા કરતાં વિશેષ છે. કારણ તે પોતાનું શીલ અને પ્રાણ બન્નેની રક્ષા કરી શકે એટલી સામર્થ્યવાન સાબિત થાય છે. માનવજાતિને આ બેયની અત્યંત જરૂર છે. કારણ આ રીતે સાચવેલું શીલ તેમ જ આવી રીતે બચાવેલો પ્રાણ — બન્ને માનવજાતિની બહુમૂલ્ય સંપત્તિ છે. પાવિત્ર્ય અને બળ જ્યાં એકત્ર રહ્યાં હોય એવી સ્ત્રીની સાથે તુલના થઈ શકે એવી જગતમાં કોઈ વસ્તુ નથી. પાવિત્ર્ય માટે પોતાનો પ્રાણ જેને ખોવો પડે છે તેવી સ્ત્રી કરતાં પાવિત્ર્ય અને પ્રાણ બન્નેનું રક્ષણ કરી શકનારી સ્ત્રી અનેક ગણી શ્રેષ્ઠ છે. કારણ જે પોતાનાં શીલ અને પ્રાણની રક્ષા કરી શકે છે, તે પ્રસંગ આવ્યે બીજી સ્ત્રીનાયે શીલ અને પ્રાણની રક્ષા કરવા જેટલી બળવાન થઈ શકે. શીલરક્ષણાર્થ સ્ત્રીઓ પ્રસંગ આવ્યે પોતાના પ્રાણ પણ અર્પણ કરી શકે છે એવા અનેક અનુભવો હોવા છતાં દુષ્ટોની વૃત્તિમાં ફરક પડી શકતો નથી. પરંતુ શીલરક્ષણ માટે સ્ત્રીઓ બીજાનો પ્રાણ લેતાં અચકાતી નથી એવો અનુભવ આવવા માંડશે ત્યારે દુષ્ટોની દુષ્ટ વૃત્તિ પર અંકુશ મુકાયા વિના રહેશે નહિ. કારણ, મદાંધ મનુષ્યનો મદ, બીજાનો પ્રાણ જવાથી ઊતરતો નથી, પણ પોતાના પ્રાણ વિષે ભય ઉત્પન્ન થતાં જ તે જ મદ એક ક્ષણમાં ઊતરી ગયા વિના રહેતો નથી.

આ જે વિચારસરણી માંડી છે અને ન્યાય તરીકે લખ્યું છે, તેમાં અપવાદ હોવાનોયે સંભવ છે. પોતા ઉપર જેણે અત્યંત ઉપકાર કર્યા હોય તેવી વ્યક્તિની મતિ બગડે અને સ્ત્રી પર પોતાની શીલરક્ષાનો પ્રસંગ આવી પડે, તે વખતનો ન્યાય તે પુરુષના ઉપકારોનું મૂલ્ય તથા તે સ્ત્રીની કૃતજ્ઞબુદ્ધિના ઉપર આધાર રાખે છે. પણ આવે પ્રસંગેયે શીલરક્ષણ એ જ મુખ્ય વસ્તુ રહે. માત્ર કોનો પ્રાણ જાય, તેનો કે પોતાનો, આટલો જ તે સ્ત્રીને તે વખતે કોયડો રહેશે.

ઈ. સ. ૧૯૩૮-૩૯ કેદારનાથ

# स धर्मः किं न सेव्यते

મહાભારતનો આખો ઇતિહાસ નિરૂપ્યા પછી અંતે મહાભારતકાર પોતે જ સાર તારવીને કહે છે:

ऊर्ध्वबाहुर्विरौम्येषः न च कश्चित् श्रृणोति माम् ।
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ॥

"હાથ ઊંચા કરીને હું પોકારું છું, પરંતુ કોઈ મને સાંભળતું નથી: ધર્મ વડે જ અર્થ પણ અને કામ પણ સિદ્ધ થાય; એ ધર્મને કેમ સેવતા નથી?"

અને ધર્મપૂર્વક અર્થ અને કામ (અર્થાત્ સમગ્ર જીવન) વ્યતીત કરતાં આવડ્યું, પછી જેને ચતુર્થ કે તુરીય કહે છે, તે સિદ્ધ થવામાં કશું બાકી રહ્યું ખરું?

ધર્મના અટલ અને વ્યાપક નિયમમાં શ્રદ્ધા એ ગાંધીજીના જીવનકાર્યને સમજવાની વડી ચાવી છે. એ ધર્મનો નિયમ વ્યવહારમાં તેમ જ પરમાર્થમાં, વ્યક્તિગત વ્યવહારમાં કે ગમે તેવા જગદ્વ્યાપી માનવ વ્યવહારમાં, એકસરખો સત્ય છે; તથા તેના પાલનનું કે ઉલ્લંઘનનું પરિણામ અવશ્ય નીપજે છે, ભલે પછી તે અમુક મર્યાદિત દૃષ્ટિએ વહેલું કે મોડું નીપજતું લાગે. ચેતનવસ્તુ અને કર્મવસ્તુ એ બંને એક જ બાબતનું એ જુદે પાસેથી કરેલું નિરૂપણ માત્ર છે. અને તેથી કર્મનો નિયમ અર્થાત્ ધર્મ, ચેતનવસ્તુ જેટલો જ વ્યાપક અને અટળ છે. બીજી રીતે કહીએ તો, ધર્મ અનુસારનું કર્મ એ જ ચેતનકર્મ કે ઈશ્વરકર્મ છે. અને તેથી ધર્મ અને કર્મ બંને એકરૂપ બની રહે, ત્યારે ચેતન પોતાના પૂર્ણ સ્વરૂપે વિરાજ્યું કહેવાય, એને જ ચતુર્થ પુરુષાર્થ — મોક્ષ એવું નામ આપવું હોય તો આપો. જોકે, એ થોડી આડ વાત થઈ.

ગાંધીજી ધર્મના એ વિશ્વનિયમને અનુસરનારા ધર્મપુરુષ હતા. દરેક કર્મ એ ધર્મકર્મ હોવું જોઈએ, ભલે પછી તે કર્મ વૈયક્તિક કે રાજનૈતિક ક્ષેત્રમાં થતું હોય, કે સ્વજન સાથે કે દુશ્મન સામે થતું હોય. હિંસા, વ્યભિચાર, જૂઠ, ચોરી વગેરે જો અધર્મ હોય, તો તે બધાં પોતાના કે પારકા, મિત્ર કે દુશ્મન, એ બધા સાથેના વ્યવહારમાં સરખાં જ અધર્મરૂપ હોય. એટલું જ નહિ, પણ ગમે તેવો સારો હેતુ બર લાવવા માટે એટલે કે અન્યાયી, અત્યાચારી કે જુલમીનો સામનો કરવામાં, ગુલામીમાંથી મુક્ત થવામાં, પોતાનાં કુટુંબીઓનું ભરણપોષણ કરવામાં, કે સ્વદેશસેવા કરવામાં પણ એ અધર્મરૂપ કર્મોનો આશરો ન જ લઈ શકાય. કારણ કે અધર્મથી કદી સારું પરિણામ ન આવે; અધર્મથી તો આપણી સારી મકસદ સાથે આપણો નાશ જ થાય. સાથે સાથે, અન્યાયી, અત્યાચારી, ચોર, જુલમી એવા માણસ, રાજા, કે વેપારીની નોકરી કરવી કે તેના કામમાં સાથ આપવો, કે તેની કારવાઈ માથે ચડાવવી, એ પણ તે તે હિંસા, ચોરી, જૂઠ ઇત્યાદિમાં ભાગ લેવા જેવું જ કહેવાય. ધાર્મિક પુરુષ કદી ગુલામી, અત્યાચાર, કે અનાચાર મૂંગે મોંએ સહન કરી શકે નહિ.

પણ તો પછી અન્યાય અત્યાચારનો પ્રતિકાર ધર્મપૂર્વક શી રીતે કરી શકાય? આ બાબતમાં ગાંધીજીએ આપેલો ફાળો એ તેમનો અદ્વિતીય ફાળો હતો. પાપ એ જો અસત્ છે — અધર્મ છે, તો તેને તેની પોતાની સ્વતંત્ર હસ્તી છે જ નહિ. પાપ પોતે પોતાને જોરે કદી ઊભું રહી શકે નહિ. તેને માતવા માટે કે ઊભું રહેવા માટે સામેથી પાપનું જ બળ જોઈએ. તે તેને મળતું બંધ થાય, તો તે આપોઆપ તૂટી પડે. અત્યાચારી અથવા જુલમી તેનો અન્યાય અને અત્યાચાર ચલાવતો હોય છે, તે તેને તેના અન્યાય-અત્યાચારમાં સામેથી મળતા સહકારથી જ. એટલે પાપી કે અન્યાયી સામેની લડાઈ સૌથી પ્રથમ તે પાપ કે અન્યાય સાથે આપણે પોતે જે સહકાર આપતા હોઈએ તે બંધ કરવાથી, એટલે કે અસહકારથી જ શરૂ થાય. તેનું બીજું નામ આત્મશુદ્ધિ છે. આપણે આપણી નિર્બળતા કે પાપ વડે જ સામાને જુલમી કે અત્યાચારી થવામાં મદદ કરીએ છીએ. એટલે પ્રથમ આપણે એ સહકાર આપવો બંધ કરીએ, અને તે સહકાર વડે જ જાતે ઊભતા કે માતતા બંધ થઈએ, એટલે આપોઆપ અર્ધી લડાઈ કે કદાચ આખી લડાઈ પૂરી થાય છે. કારણ કે, સામા અત્યાચારીનું અર્ધું બળ તેથી ઓછું થઈ જાય છે, અને આપણે પોતે તેટલા પૂરતા વધુ સબળ બન્યા હોઈએ છીએ. આપણે આપણી આત્મશુદ્ધિ સાધી લીધી, એટલે પછી અત્યાચારીને ખતમ કરવા માટે કદાચ બીજું એક જ પગલું બાકી રહે, અને તે તેના અત્યાચારને પ્રાણને ભોગે પણ વશ ન થઈને, તેની સાથે સીધા અથડામણમાં આવવાનું. અર્થાત્ ધર્મને જ દૃઢપણે અનુસરવાનું. એમ કરવું એ અત્યાચારીને પૂરેપૂરો ખતમ કરવામાં સીધા પગલારૂપ કે આખરી

ફેસલારૂપ નીવડે છે. કારણ કે, ધર્મનું સત્ય તે વખતે પેલા અધર્મની સામે સીધું અથડામણમાં આવે છે. અને એ તો ઉઘાડી વાત છે કે, સત્ય સામે અસત્યને ટકી રહેવું એ શકય જ નથી. પરંતુ આપણી મારફત ધર્મનું એ સત્ય અમલી બનાવવું એ સહેલું નથી, અને છે પણ ખરું. કારણ કે, એમાં ધર્મને આત્મબલિદાન જ આપવાનું હોય છે. અને એ બલિદાન જેટલું શુદ્ધ — અર્થાત્ સાચું, તેટલો પેલો ધર્મનો અટળ નિયમ અમલી બનવા લાગવાનો. એ આત્મબલિદાન અથવા તપ, એ અન્યાયી સામેની લડાઈમાં આવતું સીધું — આખરી પગલું છે. ગાંધીજી તેથી જ કહેતા કે, એક જ સાચો સત્યાગ્રહી હોય તોપણ સ્વરાજ આવે જ. કારણ કે તે એકના શુદ્ધ — સાચા બલિદાનથી ધર્મનો વિશ્વનિયમ અમલી બનવા લાગે છે.

બાપુજી પોતે એવા એક સાચા સત્યાગ્રહી થવાનો સતત પ્રયત્ન કર્યે જતા હતા; અને એ વાતની શંકા થઈ શકે તેમ છે ખરી, કે એમના એકલાના એ સાચા સત્યાગ્રહ સામે — કહો કે સત્યના પ્રયોગો સામે હિંદમાં અંગ્રેજી સલ્તનતની અસત્યની ઇમારત હંમેશને માટે કડડભૂસ તૂટી પડી?

બાપુજીના એ આત્મબલિદાન અથવા તપના પ્રસંગોની માળા નીચે સળંગ ઉતારી છે. જેલના પ્રસંગોની પેઠે ઉપવાસના પ્રસંગો પણ અન્યાય, જૂઠ, વગેરે સામે આત્મબલિદાનના કે સીધા પગલાના જ પ્રસંગો કહેવાય. પરંતુ ઉપવાસ એ અમુક વિશુદ્ધ મર્યાદાઓમાં વિચારપૂર્વક લેવાનું એવું નાજુક પગલું છે, કે તેને આમજનતાની લડાઈમાં સામુદાયિક પગલું ન બનાવી શકાય. તે પૂરતા જ ઉપવાસના પ્રસંગોને જેલના પ્રસંગોથી જુદા પાડ્યા છે. પરંતુ તે સત્યાગ્રહી પુરુષની અપેક્ષાએ વિચારીએ, તો તે બધા જ એકસરખા આત્મબલિદાનના — તપના પ્રસંગો જ હતા.

અંતે એક વાત અપ્રસ્તુતપણે પણ ઉમેરતા જવાનું ઠીક લાગે છે. અંગ્રેજો સામેની લડાઈમાં ગાંધીજીએ પ્રજા પાસે આત્મશુદ્ધિ — અસહકારથી માંડીને સીધા આખરી પગલા (આત્મબલિદાન: કરેંગે યા મરેંગે) સુધીનાં પગલાં આચરાવ્યાં. અંગ્રેજો સામે સશસ્ત્ર સામનો કરવો સંભવિત ન હતો એ લાચારીને કારણે પ્રજા થોડેઘણે અંશે ગાંધીજીના એ કાર્યક્રમમાં સામેલ થઈ. અને છતાં, કહો કે એ એક સાચા ધર્મપુરુષ — સત્યાગ્રહીના બળે જ મુખ્યત્વે પોતાની આઝાદીની મકસદ હાંસલ કરી શકી. તે જ પ્રમાણે ગાંધીજી પાકિસ્તાનના પાપ સામે પણ પ્રજાને એ જ રીતે સાંગોપાંગ સફળપણે જરૂર દોરી જાત. ગાંધીજી પાકિસ્તાનને 'પાપ' કહેતા, અને તે એ શબ્દના સાચા અર્થમાં કહેતા. કદી તેમણે મુસલમાનોની ભાગલાની માગણી કોઈ પણ દૃષ્ટિએ સ્વીકારવા યોગ્ય માની નથી. અને જેમ હરિજનોને સવર્ણ હિંદુઓથી જુદા પાડવાના મેકડોનાલ્ડના વિચ્છેદક પગલા સામે તેમણે જાત પણ હોડમાં મૂકી, તેમ જ હિંદ માતાના આ વિચ્છેદ બાબત પણ તેમણે કર્યું હોત; કારણ કે એ વિચ્છેદ તેમને 'પાપ' રૂપ જ લાગતો હતો. પાકિસ્તાન સામેની પોતાની લડત માટે તેમની રીતે પ્રથમ આત્મશુદ્ધિનું પગલું જોરશોરથી પ્રજા પાસે તેમણે શરૂ કરાવવા પણ માંડ્યું હતું. એ આત્મશુદ્ધિના પગલા પછી જરૂર તેમનું પાકિસ્તાન સામેનું સીધું — આખરી પગલું પણ આવત; અને એ એકલા સાચા સત્યાગ્રહી ધર્મપુરુષના બળથી જ મોટે ભાગે એ પાકિસ્તાન સામેનું યુદ્ધ પણ સફળતામાં જ પૂરું થયું હોત — અને કદાચ બધા ધારે તેના કરતાં પણ વધુ જલદીથી. પરંતુ અંગ્રેજો સામેના સશસ્ત્ર યુદ્ધમાં જે લાચારી હતી, તે મુસલમાનો સામેના યુદ્ધમાં લોકોને ન દેખાઈ; એટલે તેઓ ગાંધીજીને પાકિસ્તાન સામેના અહિંસક યુદ્ધમાં અનુસરવા આનાકાની કરવા લાગ્યા. છતાં એ વીરપુરુષ તો પોતાની પ્રજાને પોતાને માર્ગે લેવા હિંમતભેર 'એકલો જાને રે' — ની રીતે મથામણ કરતા જ રહ્યા. પરંતુ મુસલમાનોને તો સશસ્ત્ર સામનાથી જ જલદી પરાસ્ત કરવાની અધીરાઈવાળા આપણે તેમની લડતની જ દોરવણીને appeasement — મુસલમાનોની મનામણી રૂપ માનતા રહ્યા અને છેવટે તેમનું કૂટિયું કાઢીને જ જંપ્યા. પરંતુ જલદી સિદ્ધિ પ્રાપ્ત કરતા દેખાતા સશસ્ત્ર સામનાથી કદી જુલમ, અત્યાચારનો કાયમી નાશ થઈ, સાચી શાંતિ સ્થાપી શકાતી નથી — એ પાઠ યુરોપમાં આપણી નજર સામે ચાલું ચાલ્યા કરતી જાદવાસ્થળીમાંથી પણ આપણે શીખવા માગતા નથી; ભલે એ યુરોપવાળાઓ જ ગાંધીજીએ સફળ રીતે આદરી બતાવેલી અંગ્રેજો સામેની અહિંસક લડતમાંથી સબક શીખવા જેવો માનતા થવા લાગ્યા હોય!

## ગાંધીજીની જેલયાત્રાઓ

### ૧. દક્ષિણ આફ્રિકામાં

૧૯૦૮ જાન્યુ૦ ૧૦: ટ્રાન્સવાલના ખૂની કાયદાને નામે ઓળખાતા, અને એશિયાઈ દફતરમાં દરેક હિંદીએ પોતાનાં નામ નોંધાવી પરવાના મેળવવાને લગતા કાયદા સામેના સત્યાગ્રહમાં જોહાનિસબર્ગમાં પકડાયા: બે માસની સાદી કેદની સજા થઈ. સરકારે સમાધાનની શરતો રજૂ કરતાં, ૨૦ દિવસ બાદ, ૩૦મી જાન્યુ૦ છૂટ્યા.

ઑક્ટો૦ ૧૬: સરકારે વિશ્વાસઘાત કરતાં ફરી સત્યાગ્રહ શરૂ થયો, તેમાં ગાંધીજી ૭મી સપ્ટેમ્બરે વૉલક્રસ્ટમાં પકડાયા, અને બે માસની સખત મજૂરી સાથેની કેદની સજા થઈ. સજા પૂરી કરી ૧૩મી ડિસે૦ છૂટ્યા.

૧૯૦૯ જાન્યુ૦ ૧૫: ટ્રાન્સવાલ ઇમિગ્રેશન ઍક્ટનો ભંગ કરી, નાતાલથી ટ્રાન્સવાલ જતાં વૉલક્રસ્ટમાં પકડાયા; ત્રણ માસની સજા થઈ: ૨૪મી મેને દિવસે છૂટ્યા.

૧૯૧૩ નવે૦ ૬: નવા ઇમિગ્રેશન બિલ સામે હડતાળિયાઓ સાથે ટ્રાન્સવાલમાં દાખલ થતાં પામફર્ડ મુકામે પકડાયા; જામીન ઉપર છોડ્યા.

નવે૦ ૮: સ્ટેંડર્ટન આગળ ફરીથી પકડ્યા: ફરી જામીન ઉપર છોડ્યા.

નવે૦ ૯: ટીકવર્થ મુકામે ફરીથી પકડ્યા અને કેસ ચલાવવા ડંડી લઈ ગયા.

નવે૦ ૧૧: ત્યાં ડંડી મુકામે ૯ મહિના સખત કેદની સજા થઈ.

નવે૦ ૧૭: બીજી કલમ હેઠળ વૉલક્રસ્ટ મુકામે વધુ ત્રણ માસની સખત કેદની સજા.

સરકારે સમાધાનના સંદેશાઓ ચલાવવા ડિસે૦ ૧૮ને રોજ છોડી મૂક્યા.

### ૨. હિંદુસ્તાનમાં

૧૯૧૭ એપ્રિલ ૧૭: ચંપારણમાં તપાસ અર્થે ગયેલા ત્યાં મોતીહારી જિલ્લો છોડવા નોટિસ આપી; ન માનતાં કામ ચલાવ્યું; પણ સજા કરવાને બદલે સરકારે પછી કેસ પાછો ખેંચી લીધો.

૧૯૧૯ એપ્રિલ ૧૦: રાષ્ટ્રીય સપ્તાહ અંગે લોકોના ઉશ્કેરાટને શાંત પાડવા પંજાબ જતાં, દિલ્હી નજીક કોસી પાસે પકડ્યા. પરિણામે લોકોમાં વધુ ઉશ્કેરાટ થતાં, મુંબઈ લાવી છોડી દીધા.

૧૯૨૨ માર્ચ ૧૦: 'યંગ ઇંડિયા' પત્રમાં લખેલા ત્રણ લેખો માટે રાજદ્રોહના આરોપસર પકડી ૭ વર્ષની સાદી કેદની સજા કરવામાં આવી.

યરવડા જેલમાં ઍપેન્ડિસાઇટીસનું દરદ ઊપડતાં ફેબ્રુ૦ ૯, ૧૯૨૪,ના રોજ છોડી મૂક્યા.

૧૯૩૦ માર્ચ ૧૨: ૧૯૩૦ના માર્ચ ૧૨ મીએ દાંડી-કૂચ આરંભી, અને કરાડીમાં મીઠાના કાયદાનો ભંગ કર્યો; પણ પકડ્યા નહિ. પછી બે માસની ત્રીજી તારીખે રાતે તેમને ૧૮૨૭ના રેગ્યુલેશન ૨૫ હેઠળ પકડી, કેસ ચલાવ્યા સિવાય મેની ૫મી તારીખે યરવડામાં પૂર્યા.

ગાંધી-ઇર્વિન કરારનામાની વાટાઘાટો માટે ૧૯૩૧ના જાન્યુ૦ની ૨૬મી તારીખે છોડ્યા.

૧૯૩૨ જાન્યુ૦ ૪: ૧૯૩૧ ડિસે૦ ૩૧ના રોજ ફરી સત્યાગ્રહની લડત શરૂ કરવામાં આવી. ૧૯૩૨, જાન્યુ૦ ૪ના રોજ સરદાર પટેલ સાથે મુંબઈમાંથી ૧૮૧૮ના રેગ્યુલેશન ૩ હેઠળ પકડી, કેસ ચલાવ્યા વિના યરવડામાં પૂરી દીધા.

૧૯૩૩ના મેની ૮મી તારીખે ૨૧ દિવસના હરિજન-ઉપવાસ શરૂ કરતાં તેમને સરકારે તે જ દિવસે છોડી દીધા.

૧૯૩૩ જુલાઈ ૩૧: વૈયક્તિક સત્યાગ્રહ શરૂ કરતાં પકડી યરવડામાં થોડા દિવસ અટકમાં રાખ્યા પછી ૪થી ઑગસ્ટે નિયંત્રણ હેઠળ છોડી દીધા.

૧૯૩૩ ઑગસ્ટ ૪: પરંતુ ગાંધીજીએ તે નિયંત્રણનો તે જ દિવસે સવિનય ભંગ કરતાં તેમને ૧ વર્ષની સાદી કેદની સજા ફરમાવીને યરવડામાં પૂરી દીધા.

દરમ્યાન મૅકડૉનાલ્ડના કોમી ચુકાદા અંગે ઉપવાસ શરૂ કરતાં તેમને ઑગસ્ટની ૨૩ મીએ છોડી મૂક્યા. પરંતુ ગાંધીજીએ સજાનો સમય પૂરો થાય ત્યાં સુધી, એટલે કે ૧૯૩૪ના ઑગસ્ટની ૪થી તારીખ સુધી માત્ર અસ્પૃશ્યતા-વિરોધી કામકાજ કરવાનો જ નિર્ણય કર્યો.

૧૯૪૨ ઑગસ્ટ ૯: 'ક્વિટ ઇંડિયા' લડતને અંગે મુંબઈથી પકડી, હિંદ સંરક્ષણ-ધારાની કલમ ૨૬મી હેઠળ આગાખાનના મહેલમાં અટકમાં રાખ્યા.

૧૯૪૪ના મેની ૬ઠ્ઠી તારીખે બીમારીને કારણે તેમની જિંદગી જોખમ ભરેલી થઈ ગયેલી જણાતાં છોડી દીધા.

## ગાંધીજીના ઉપવાસો

૧૯૧૩ : ફીનિક્સ: આશ્રમના બે સાથીઓની નબળાઈ અંગે પ્રાયશ્ચિત્ત રૂપે એક અઠવાડિયાનો ઉપવાસ. પછી પણ સાડાચાર માસ સુધી એક જ ટંક જમ્યા.

૧૯૧૪ : ફીનિક્સ: એવાં જ કારણોસર ૧૪ દિવસના ઉપવાસ.

૧૯૧૮ : અમદાવાદ: (માર્ચ ૧૨) અમદાવાદના મિલ-હડતાળિયાઓ સમાધાન થતા સુધી પોતાની હડતાળ ચાલુ ન રાખે અથવા મિલના કામકાજને હમેશને માટે છોડી ન દે, ત્યાં સુધી અન્નનો સ્પર્શ ન કરવાની પ્રતિજ્ઞા. ૩ દિવસના ઉપવાસ બાદ સમાધાન થયું.

૧૯૧૯ : સાબરમતી: (એપ્રિલ ૧૩) નડિયાદ પાટા ઉખેડવાના પ્રયત્નના પ્રાયશ્ચિત્ત રૂપે ત્રણ દિવસનો ઉપવાસ. લોકોને પણ તે જાતનો એક દિવસનો ઉપવાસ કરવા જણાવ્યું. ગુનો કરનારાઓને જાતે હાજર થઈ જવાની અપીલ.

૧૯૨૧ : મુંબઈ: (નવેમ્બર ૯-૧૩) પાંચ દિવસનો ઉપવાસ, પ્રિન્સ ઑફ વેલ્સના આગમન પ્રસંગે થયેલાં તોફાનો અંગે પ્રાયશ્ચિત્ત તરીકે.

૧૯૨૨ : બારડોલી: (ફેબ્રુઆરીના બીજા અઠવાડિયામાં) ચૌરીચૌરાનાં રમખાણો અંગે પાંચ દિવસના ઉપવાસ.

૧૯૨૪ : દિલ્હી: (સપ્ટેં૦ ૧૮) કોહાટનાં હિંદુ-મુસલમાન રમખાણો પછી હિંદુ-મુસલમાન એકતા માટે ૨૧ દિવસનો ઉપવાસ.

૧૯૨૫ : સાબરમતી: (નવેં૦ ૨૪) આશ્રમના સાથીદારોની ચૂકને અંગે સાત દિવસનો ઉપવાસ.

૧૯૩૨ : યરવડા જેલ: (સપ્ટેં૦ ૨૦ની બપોર) મૅકડૉનાલ્ડના કોમી ચુકાદા સામે મરતા સુધીનો ઉપવાસ. સપ્ટેંબરની ૨૬મી તારીખે સાંજના પાંચ વાગતાં સરકારે બદલેલા નિર્ણયની જાણ તેમને કરવામાં આવતાં તેમણે ઉપવાસ છોડ્યો.

૧૯૩૨ : યરવડા જેલ: (ડિસેં૦ ૨૨) આપ્પાસાહેબ પટવર્ધનને જેલમાં માગેલું ભંગીનું કામ તેમને ન મળતાં, તેમણે આદરેલા ઉપવાસની સહાનુભૂતિમાં ઉપવાસ. બે દિવસમાં ખાતરી મળતાં ઉપવાસ છોડ્યા.

૧૯૩૩ : યરવડા જેલ: (મે ૮) ૨૧ દિવસના હરિજન-ઉપવાસ. સરકારે તે જ દિવસે તેમને જેલમાંથી છોડી દીધા હતા. ઉપવાસની પૂર્ણાહુતિ પૂનામાં 'પર્ણકુટી' મુકામે ૨૯મી મેના રોજ થઈ હતી.

૧૯૩૩ : યરવડા જેલ: (ઑગ૦ ૧૬) મેના છુટકારા પહેલાં મળતી સગવડો સરકારે બંધ કરતાં, જેલમાંથી હરિજન-કાર્ય ચલાવવાની છૂટ મેળવવા માટે ઉપવાસ શરૂ કર્યા. ૨૦મી ઑગસ્ટે તેમને કેદી તરીકે જ સાસૂન હૉસ્પિટલમાં ખસેડ્યા. પરંતુ ઑગ૦ ૨૩મીએ તેમની સ્થિતિ ગંભીર થતાં તેમનો બિનશરતી છુટકારો કરવામાં આવ્યો.

૧૯૩૪ : જુલાઈ: હરિજન ચળવળના વિરોધીને એક હરિજન ચળવળના પ્રચારકે લાકડી વડે

મારતાં, ગાંધીજીએ સાત દિવસ તપશ્ચર્યા-રૂપે ઉપવાસ કર્યા.

૧૯૩૯ : રાજકોટ : ( માર્ચ ૩, બપોર ) રાજકોટ નરેશે પ્રજાને આપેલા ગંભીર વચનનો ભંગ કરેલો જણાતાં ઉપવાસ. વાઇસરૉયે મૉરીસ ગ્વાયરને લવાદ નીમતાં માર્ચની ૭મી તારીખે બપોરના ( ૨-૨૦ ) ઉપવાસ છોડ્યા.

૧૯૪૩ : આગાખાન મહેલ : ( ફેબ્રુ૦ ૧૦, બપોરે ) ત્રણ અઠવાડિયાંના ઉપવાસ, સરકારી આક્ષેપો સામે.

૧૯૪૭ : કલકત્તા : ( સપ્ટે. ૧ ) કલકત્તામાં કોમી એખલાસ માટે ઉપવાસ. ૭૩ કલાક બાદ, શહેરમાં સંપૂર્ણ શાંતિનો એક દિવસ પસાર થતાં, અને બધી કોમોના લોકોએ પોતાનાં હથિયારો ગાંધીજી આગળ રજૂ કરી દેવાનું શરૂ કરતાં, અને ખાતરી આપતાં ઉપવાસ છોડ્યા. ( સપ્ટે૦ ૪ )

૧૯૪૮ : નવી દિલ્હી : ( જાન્યુ૦ ૧૩ ) કોમી એખલાસ માટે અનિશ્ચિત મુદત સુધીનો ઉપવાસ. જાન્યુ૦ ૧૮મીએ બધી કોમોના ૧૩૦ આગેવાનોએ કોમી એખલાસ માટે બનતું કરી છૂટવાની પ્રતિજ્ઞા લેતાં, ઉપવાસ છોડ્યા.

જેલ અને ઉપવાસની આ બધી યાતનાઓ, કહો કે તપશ્ચર્યાઓ આ મહાપુરુષે વેઠી વેઠીને જે સફળતાઓ મેળવી છે, જે આંદોલન જગાવ્યું છે, જે હૃદય હલાવ્યાં છે, તે બધાને પ્રતાપે આજે હિંદુસ્તાન, અથવા કહો કે ઘણે અંશે સમગ્ર જગત, શાંતિ અને સ્વતંત્રતાના દર્શનનો અનેરો લહાવો લઈ રહ્યું છે. તેમની આ બધી યાતનાઓનો આ નકશો, તે મહાપુરુષ પ્રત્યે તથા તેમણે આપેલા અમૂલ્ય વારસા પ્રત્યે આપણી જવાબદારીની યાદ કાયમ રાખો.

ગોપાલદાસ પટેલ

# પ્રાર્થના ક્યારે ફળશે?

ગાંધીજી તો જીવનની અગ્નિપરીક્ષામાંથી અદ્ભુત રીતે પાર ઊતરી ચાલ્યા ગયા અને સારાયે જગતની વિચાર કરતી પ્રજાઓનું ધ્યાન હિન્દ ઉપર કેન્દ્રિત કર્યું. આપણે જગતના આ મહાન પુરુષના આત્માની શાંતિ અર્થે પ્રાર્થનાઓ કરીએ છીએ એ ઠીક વાત છે, પણ તેના જીવનની તાજગી અને ખુશબો આપણા સામાન્ય વ્યવહારમાં આપણે લાવી શકીએ ત્યારે આપણી પ્રાર્થના ફળી ગણાય. બાકી સમૂહપ્રાર્થના સમૂહભોજનોની માફક બિલકુલ નકામી નીવડવા સંભવ છે.

ગાંધીજી તો શહીદ થઈ ગયા, પણ 'હિંદુ' નામ ઉપર ભારે કલંક ચોંટી ગયું. આપણામાંના ઘણા મનમાં જે હિંસા અને દ્વેષ સેવી રહ્યા હતા, તેનો પડઘો નાથુરામ વિનાયક ગોડસેએ પાડ્યો છે. ગોડસે ખૂની બન્યો છે તેની નૈતિક જવાબદારી સર્વે હિંસક અને દ્વેષીલી મનોવૃત્તિ સેવનાર તેમ જ પ્રચાર કરનારની છે. આથી આત્મમંથન આદરી, પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવામાં આજની પળનું સાર્થક્ય છે.

આપણી હાલત અત્યંત દયાજનક છે, પણ આપણને તેનો પૂરો ખ્યાલ જ આવ્યો નથી. એટલે આપણા સામાન્ય નફાતોટાના વ્યવહારમાં રાચીએ છીએ. આ પ્રસંગે શ્રી રામકૃષ્ણ પરમહંસે કહેલી એક વાત મને યાદ આવે છે. કોઈ માછીમાર બાઈ માછલાંનો ટોપલો લઈ એક બાગ આગળથી પસાર થતી હતી. આ બાઈને ફૂલની સુગંધ આકરી લાગવા માંડી અને છેવટે એ સુવાસથી એને એટલી બધી અકળામણ થઈ કે એણે જ્યારે માછલીના ટોપલામાં પોતાનું નાક ધર્યું ત્યારે જ તેને શાંતિ મળી. બરાબર આવું જ આપણે વિષે પણ છે.

ઈસુ ખ્રિસ્તને તેની હયાતીમાં દગો દેનાર એક જ જુડાસ નીકળ્યો અને ત્યાર પછીના ખ્રિસ્તીઓનો મોટો ભાગ જુડાસ જેવું જ વર્તન આદરી આત્મનાશને પંથે પળ્યો છે. જુડાસના કરતાં અનેક ગણું વધુ ભીષણ કૃત્ય ગોડસેએ કર્યું છે એ આજની પળે દરેકે સમજી લેવાની જરૂર છે. હિંદુ ધર્મ ખૂનીને ઉત્તેજન આપતો નથી એ આપણે ક્યારે સમજીશું ? જુડાસ અને ગોડસે જેવી આપણી સ્થિતિ ન થાય તે માટે સતત વિચારની જરૂર રહે છે.

ગાંધીજીએ તો એક વ્યક્તિથી શું થઈ શકે તેનું

નમૂનેદાર ઉદાહરણ પૂરું પાડ્યું છે, અને ઐક્ય તથા સાચા લોકશાહી સ્વાતંત્ર્યને રાહે જવા હાકલ કરી છે. ગાંધીજીના આખાયે જીવનનો નિચોડ એ જ શબ્દોમાં વસે છે, 'કરેંગે યા મરેંગે', 'મુકાબલો કરો', 'સામનો કરો'. હરેક પ્રકારનાં અનિષ્ટ અને અન્યાયનો મુકાબલો કે સામનો શાંતિના શસ્ત્રથી કરવાનું એમણે આખાયે જીવનમાં આચરી બતાવ્યું છે અને નિર્ભયતાની ઢાલને સર્વોત્તમ સાધન તરીકે જગત સમક્ષ પોતાના મૃત્યુથી રજૂ કરી છે.

જે ગાંધીજી અત્યારે આખાયે જગતનું ધ્યાન ખેંચી રહ્યા છે તે એક વાર બેકાર બૅરિસ્ટર હતા અને આફ્રિકામાં એમણે અપમાન, મૂઢમાર, જેલવાસ વગેરે સહન કર્યાં ત્યારે આપણા જેવા જ સામાન્ય માનવી હતા. તેમને ઈશ્વર સિવાય કોઈની ઓથ ન હતી. એ એકાકી ક્ષણોમાં એમણે ગીતાપાઠ કરી ઈશ્વરનો સહારો શોધ્યો. એ સહારો એમને મળ્યો કે તરત જ તેમને પોતાનો રાહ સ્પષ્ટ જણાવા લાગ્યો અને તે રાહે આપણને સર્વેને ખેંચવા એ ભગીરથ પ્રયાસ કરવા લાગ્યા.

તેમના આ પ્રયાસની પરાકાષ્ઠા જીવનની અને દેવસની સંધ્યા ટાણે દિલ્હીનાં પ્રાર્થનાપ્રવચનોમાં દેખાવા લાગી અને જ્યારે એમણે સર્વધર્મસમભાવનો પદાર્થપાઠ આ પ્રાર્થનાસભાઓ દ્વારા આપવા માંડ્યો ત્યારે શ્રોતાજનોમાં હિન્દુત્વ ઊખડી આવ્યું અને વિરોધ શરૂ થયો. કેટલીક વાર ગણ્યાગાંઠ્યા શ્રોતા સમક્ષ કોઈ પણ પ્રકારની બળજબરીનો લેશમાત્ર આશરો લીધા વિના તે પોતાની પ્રાર્થના અને પ્રવચન કરવા લાગ્યા અને હિન્દુ ધર્મનો સર્વોત્તમ આદર્શ હિન્દી પ્રજા આગળ રજૂ કર્યો. વ્યવહારમાં રચ્યોપચ્યો પામર માનવી આ સંદેશનું હાર્દ સમજી શક્યો નહિ અને જે વિકૃત માનસના પદાર્થપાઠ ચોરે ને ચૌટે તથા શાળા-કૉલેજોમાં પણ શિક્ષકો અને અધ્યાપકો આપી રહ્યા હતા તેનો પડઘો ગોડસેએ પાડ્યો. ગોડસે ખૂની છે તો આપણામાંના ઘણા ક્યાં ઓછા ખૂની છે!

ગાંધીજીના આત્માની શાન્તિ અર્થે આપણે પ્રાર્થના કરનાર કોણ? એ સ્થિતપ્રજ્ઞ માનવ કર્મપરાયણ જીવન જીવી ગયા. મરણોન્મુખ સ્થિતિમાં પણ એ શાન્તિનો ભંગ થયો નથી.

"છોડીને કામના સર્વે ફરે જે નર નિઃસ્પૃહ<br>અહંતા-મમતા મૂકી તે પામે શાન્તિ ભારત.<br>આ છે બ્રહ્મદશા, એને પામ્યે ના મોહમાં પડે,<br>અંતકાળેય તે રાખી બ્રહ્મનિર્વાણ મેળવે."

(ગીતા ૨, ૭૧-૨)

૫-૨-'૪૮ વિજયશંકર મંછારામ ભટ્ટ

# આટલું વંચાવું જોઈએ

શાળામાં ભણતા વિદ્યાર્થીઓને શાળાના અભ્યાસક્રમ ઉપરાંત બીજા વિષયોનું જ્ઞાન પણ આપવામાં આવે છે. આ બધા વિષયો પૈકી એક વિષય 'ઇતર વાચન'નો હોય છે. ઇતર વાચનના સમયમાં વિદ્યાર્થીઓને શાળાના અભ્યાસક્રમ બહારનાં પુસ્તકો વાંચવા માટે આપવામાં આવે છે. મારી પેઠે બધા શિક્ષકોનો અનુભવ હશે કે, માધ્યમિક શાળાનાં ૪થી ૭ ધોરણના વિદ્યાર્થીઓમાં વાચનની ભૂખ સારી પેઠે ઊઘડેલી હોય છે. આ ભૂખને સંતોષવા વિદ્યાર્થીઓ પોતાના વર્ગ-પુસ્તકાલયનાં યા શાળા-પુસ્તકાલયનાં પુસ્તકોમાંથી પોતાને મનપસંદ પુસ્તકો મેળવે છે અને વાંચે છે. મોટે ભાગે આવાં પસંદ કરેલાં પુસ્તકો વાર્તા યા નવલકથાનાં હોય છે. પરિણામ એ આવે છે કે, જે હેતુ માટે આ આખીયે યોજના કરેલી હોય છે તે માર્યો જાય છે, અને વિદ્યાર્થી કેવળ કલ્પનામાં રાચતો એક તરંગી જીવ બની રહે છે. એને રામાયણ મહાભારત જેવાં પુસ્તકોના સંસ્કાર યા સંસ્કૃતિના પ્રવાહો વિષે જાણવાનું મળી શકતું નથી. એટલું જ નહિ પણ આજુબાજુની દુનિયાનો એને કશો જ વાસ્તવિક ખ્યાલ આવતો નથી. મનને વિશાળ કરવા ઊર્ધ્વમુખ થવાની યા વિરાટતા અનુભવવા સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરવાની એનામાં તમન્ના દેખાતી નથી. આ કારણે વિદ્યાર્થીઓનો ઘણો મોટો ભાગ છૂટી-છવાયી માહિતીઓ જાણનારો અને એમાં રાચનારો કૂપમંડૂક બની રહે છે. વિદ્યાર્થીઓની અભ્યાસક વૃત્તિને ઉત્તેજવા આથી વધુ કંઈ પણ શાળાઓ કરી શકે એમ હોતું નથી. પરિણામ એ આવે છે કે, કેટલાયે વિદ્યાર્થી યોગ્ય દોરવણીને અભાવે સામાન્ય જ્ઞાન-વિજ્ઞાનની યોગ્યતાથી વંચિત રહી જાય છે.

આવા જિજ્ઞાસુ વિદ્યાર્થીઓને મદદરૂપ થઈ પડે

અને જીવનમાં અભ્યાસ તેમ જ ઘડતર તરીકે કામ આવે એ દૃષ્ટિએ માધ્યમિક શાળાનાં ૪ થી ૭ ધોરણ સુધીમાં 'વિદ્યાર્થીએ વાંચી જવાં જોઈએ' એવાં ૧૦૦ પુસ્તકની એક કલ્પના અહીં મૂકું છું. આ યોજનામાં જીવનને ઉન્નત બનાવનાર અને સંસ્કાર માટે આવશ્યક લેખાય એવા કેટલાક સર્વસામાન્ય-સાધારણ વિષયોની વરણી કરી છે. શાળાંના કેટલાક વિષયોને એમાં સ્થાન નથી મળ્યું એનું કારણ એની 'જીવનઘડતરની દૃષ્ટિની જુદાઈનું છે.

ચાર વર્ષ દરમિયાન વિદ્યાર્થી કયાં ૧૦૦ પુસ્તક વાંચે એ નક્કી કરવામાં સહાયભૂત બને એ માટે જ નીચેની સૂચિ આપવામાં આવી છે. વિષયની સૂચિ ઠીક ઠીક મોટી દેખાય છે પણ એથી ભડકવાની જરૂર નથી. સૂચિના હિસાબે એકાદ વિષયનાં ૫–૬ ઉત્તમ પુસ્તકો હોઈ શકે છે, તો કોઈ ત્રણ ચાર વિષયો સામટા એક જ પુસ્તકમાં પણ સમાવેશ પામ્યા હોય એમ પણ બને. સામાન્ય રીતે વિદ્યાર્થીઓ આથી અનેક ગણું વાચન કરી જતા હોય છે.

સૂચિમાં જાતીય પ્રશ્નોના પુસ્તકને સ્થાન આપવું ઉચિત લાગ્યું નથી. જે ઉંમર માટે આ યોજનાં વિચારી છે એમાં શુદ્ધભાવે પણ એ પ્રકારનું પુસ્તક 'શરાબી વાંચન' થઈ ન પડે એમ સમજી એને ટાળ્યું છે.

શિક્ષકો અને બીજા કેળવણીકારોને આ ૧૦૦ પુસ્તકોની યાદી બનાવવામાં મને મદદ કરવા વિનંતી કરું છું. 'પુસ્તકપસંદગી માટે ખ્યાલ એ રાખવાનો છે કે, એ પુસ્તક જિજ્ઞાસુની જિજ્ઞાસા પોષે એટલું જ નહિ પણ એને વધુ વિકસાવવામાં સહાયભૂત બને. કોઈ એક વિષયનો ઊંડો અભ્યાસ કરવો હોય તોપણ એના પાયાના એક આધારભૂત ગ્રંથ તરીકે પણ એ કામ આવે એવું હોવું જોઈએ. આમ છતાંય આ પુસ્તકો એવાં ભારે ન હોવાં જોઈએ કે જેના માટે એમની પસંદગી કરવામાં આવી છે તે વિદ્યાર્થી એને વાંચી યા પચાવી ન શકે. યોજનાનો મૂળ હેતુ વિદ્યાર્થીની વાચનની ભૂખને અભ્યાસક વૃત્તિમાં બદલવાનો છે.

આપેલી સૂચિને લાંબી ટૂંકી કરી શકાય એમ છે. કેળવણીમાં રસ લેતાં ભાઈબહેનો આ સંબંધે પોતાના વિચારો લખશે તો આભારી થઈશ.

ચરોતર કેળવણી મંડળ
આણંદ
છોટુભાઈ સુથાર

નોંધ :- પુસ્તકો ગુજરાતી ભાષાનાં હોય એ ખાસ જોવાનું છે.

### સૂચિ

૧. આત્મકથા અને જીવન-ચરિત્ર.
૨. વાર્તા – નવલકથા
૩. કાવ્ય વ૦ સાહિત્ય
૪. જગતનો ઇતિહાસ
૫. ધર્મ
૬. ગીતા + કુરાન
૭. મહાભારત + રામાયણ
૮. સંત કવિ પરિચય
૯. આકાશ-વિજ્ઞાન
૧૦. જીવ-વિજ્ઞાન
૧૧. પશુપક્ષી અને કીટસૃષ્ટિ
૧૨. ભૂસ્તરની સમજ
૧૩. સમાજશાસ્ત્ર
૧૪. પડોશી લોકો (ચીન વ૦)
૧૫ ખાદીકામ
૧૬. પાયાની કેળવણી
૧૭. ગામડાંના પ્રશ્નો
૧૮. વૈદક + પ્રાથમિક ઉપચાર
૧૯. વ્યાયામ + આસનો
૨૦. ખેતી અને ઢોર
૨૧. આપણું શરીર
૨૨. આપણો ખોરાક
૨૩. કળા (લલિત)
૨૪. પુરાતત્ત્વ
૨૫. પ્રવાસ
૨૬. રાષ્ટ્રભાષા
૨૭. અન્ય ભાષા પરિચય
૨૮. ગુજરાતી ભાષાશુદ્ધિ
૨૯. મહાન લેખકો અને વિચારકો
૩૦. યંત્રવિદ્યા + ગ્રામઉદ્યોગ
૩૧. વિજ્ઞાનોની આછી રૂપ-રેખા
૩૨. સંસ્કૃત નાટકો
૩૩. સંસ્કૃતિના પ્રવાહો
૩૪. નાગરિકની ફરજો વ૦

# સત્યની સંતાકૂકડી

મનુષ્ય અવતાર આવ્યા પછી જો સૌથી કરુણમાં કરુણ અને, બીજી રીતે જો જોઈ શકીએ તો, વિનોદીમાં વિનોદી ખેલ જેવી બીના કોઈ હોય તો તે એ છે કે, સત્ય રૂપે જે કાંઈ આપણને લાગે તે રૂપે તેનો અમલ કરવા જઈએ તો તે પરિપૂર્ણ ન કરી શકીએ; અને એવી નિર્બળતાની સામે હમેશ લડી લડીને તેનો અમલ કરવા જઈએ તોય તેમાં મર્યાદા આંકવી પડે, છૂટછાટ મૂકવી પડે, — પૂરેપૂરો અમલ કર્યાનું સમાધાન ન જ મળી શકે. આમાં જે કરુણતા રહેલી છે તે તો ઉઘાડી છે. કરવા જવું અને સતત તેમાં ઊણપ જ રહેવી — એક રીતે પાછાં જ પડયા કરવાનો અનુભવ જીવનમાં સતત બન્યો રહેવો — એ ઓછું કરુણ છે? પરંતુ ભગવાનની દયા છે કે, એમાંય માણસ સમાધાન રાખી જીવનનો ઢસરડો કરી શકે છે.

પરંતુ, તેમાં જો ભાળી શકીએ તો સતત સંતાકૂકડી રમવાનો ખેલ પણ ત્યાં રે નથી? સત્યને જો પકડવાનું છે તો તે જીવનથી જ બની શકે એમ છે.

તર્ક, કલ્પના, બુદ્ધિબળ, શ્રદ્ધા વગેરે આંતરિક વિભૂતિઓ અને ધન, મિત્ર, પરિસ્થિતિ, સંજોગ, જમાનો ઇ૦ બાહ્ય અનુકૂળતાઓ — એ જીવનનું જ પૃથક્કરણ કરીને ગણાવી શકાતી વસ્તુઓ છે. તેમાંની કોઈ એકલી સત્યને ન પમાડી શકે; સમગ્ર જીવન વડે જ તે પામી શકાય. એ પામવા તેને ખોળવું, વળી ખોળવું, એમ જીવનભર ખોળાખોળ કરતા રહેવું, એ એક સંતાકૂકડી જ નથી? એ રમનારા ભિક્ષુઓ આપણા સમકાલીન માનવબંધુઓ છે. તેઓમાં રોણીઓ હોય, પક્ષો હોય; છતાં એ એક ભારે વિનોદપૂર્ણ સંતાકૂકડી તો ગણાય જ. જો એમ હોત કે, સત્યની આવી રમતમાં ' હિરણ્યમય પાત્રથી ઢંકાયેલું ' તે સત્ય તો જડી જ ન શકે, તો તો આને રમત ન કહી શકાત; તે એક નિતાન્ત કરુણ મશ્કરી ક્રૂરતા કે જુલમ જ બની જાત. માનવ-હૃદય ઊંડે ઊંડેથી સાક્ષી પૂરે છે ( અને તે વગર એ જીવી જ નથી શકતું ) કે, આ મહાન સંતાકૂકડીમાં જીતી તો શકાય જ છે. છેવટે પણ સત્ય ભિક્ષુને ખોળી કાઢી શકાય છે. જગતભરના તેના મહાન ખેલાડીઓ એવી સાબિતી ઇતિહાસમાં મૂકતા ગયા છે. આવી શક્યતામાં માનવું એને જ, છેવટે જઈને જોતાં, શ્રદ્ધા કે આસ્તિકતા કહી છે. સામાન્ય લોકભાષામાં કહેવાતી આસ્તિકતા કે ઈશ્વરશ્રદ્ધાનું હાર્દ, ઉપર પ્રમાણેની મૂળગત હૃદયનિષ્ઠા છે. જેણે એ નિષ્ઠા પોતાના હૃદયમાં જોઈ છે, તે ભલે દેવમંદિરો ને પૂજા ઇ૦માં માને ન માને, કે કોઈ ધર્મનું લેબલ રાખે ન રાખે; — તે જ સાચો આસ્તિક છે. જગતની ક્રૂરતા, કરુણતા ઇ૦ની પાર ને ઓતપ્રોત રહેલી મજા, કે જેને કેટલાક કવિઓએ વર્ણવી છે, તે તેણે જોઈ છે, અથવા જોશે ને માણી શકશે.

૨

આ તો જગત વિષેના એક સિદ્ધાંતની વાત થઈ. જીવનમાં જતાં તેનું શું? આપણે જોયું કે, સત્યના અમલનું જો મોટું સૂત્ર હોય તો એ છે કે, ઝીણવટ-ભેર તેની તે કાળે જે તથાગત મર્યાદા હોય તે આંકવી જોઈએ. પ્રજ્ઞા, જ્ઞાન, શ્રદ્ધા, નમ્રતા, બુદ્ધિ, સમજ, ડહાપણ, અનુભવ વગેરે ગુણો આ મર્યાદા જોવાને માટે જ જરૂરી છે, કેમ કે તેને તેઓ મદદકર્તા અને ઉપકારક છે. પણ એથીયે વધારે તો એ કે, તેની પાછળ વળગી રહેવા માટે ખંત અને લગની જોઈએ. આને જ અભ્યાસ કહેવાય છે.

પણ આ સત્યની સંતાકૂકડીને સોંઘામાં પહોંચી વળવાની ( જોકે તેમાં ફવાતું નથી, કેમ કે સત્ય કદી છેતરાતું નથી. ) એક અસત્ય યુક્તિ મનુષ્યબુદ્ધિએ શોધી કાઢી છે, જેને દંભ કહેવામાં આવે છે. આ દંભ બે પ્રકારનો હોય છે. એક પ્રકાર એ કે જેને ગીતાકારે ' મિથ્યાચાર ' કહ્યો છે.

> कर्मेन्द्रियाणि संयम्य
> य आस्ते मनसा स्मरन्
> इंद्रियार्थान् विमूढात्मा
> मिथ्याचारः स उच्यते ॥ ३ – ६

મનથી તો તે ઇંદ્રિયારામના પદાર્થોને ઝંખતો હોય છે; તે માટેનો તેનો રાગ તો એ જેવો ને તેવો રાખે છે. મૂળ કરવા જેવું તો તેમાં સુધારવું એ છે. પરંતુ તે તો બાહ્ય ઇંદ્રિયોને ઝાલી રાખે છે. આવું આચરણ મિથ્યા છે, મનને જીતવામાં અથવા સાધનામાં આથી કાંઈ ફળ મળતું નથી.

'આ એક પ્રકારની અણસમજ કે અજ્ઞાન દશામાં' ચાલતો દંભ છે. એમાં મોહાંધતા છે. પરંતુ કેટલાક લોક ગણતરીભેર દંભ કરે છે. અમુક વાત સમાજમાં સારી ગણાય છે, તે મારામાં છે એમ સમાજ જાણે તો મને માન મળે, મારી કે મારી વાતની કદર થાય, આવી ગણતરી કરી સ્વાર્થી લોકો ' પેટ ભરવા તણા પરપંચ ' જેવું ખેલે છે. આ બેવડો ખરાબ દંભ છે. પહેલો પ્રકાર કર્મજડતાનો છે. તેમાં સમજની ભૂલ હોય. જેમ કે માણસ કેવળ કર્મકાંડ કર્યાં કરે છે. એ એમ માને છે કે, આમ કરવાથી કાંઈક સારું થાય છે. એમાં એ સામાને છેતરવા ઇરાદો નથી રાખતો. એક પ્રકારની જડ શ્રદ્ધા જ તેને બેસી ગઈ છે. એક જૂની બાધિતાનુવૃત્તિ કહો.

પણ દંભી માણસ એવો તામસ નથી સેવતો. તે એમાં રાજસ વૃત્તિથી પ્રેરાય છે. એ વૃત્તિનો લાભ જોઈ, તે એનો એક ધંધો બનાવી મૂકે છે. આથી એ પેલી ભૂલની ઉપર પોતાના અભિમાનનો લેપ મારે છે, અને એમ બેવડો બંધાય છે.

આપણે ઉપર જોયું કે, સત્યની સંતાકૂકડીમાં ન ફાવવાથી વિષાદ થાય છે. આ વિષાદ પણ સમજવો જોઈએ. તે બીજા પ્રસંગ પર.

મગનભાઈ દેસાઈ

# માસિક વિવેચન

## "મૃત્યુ મરી ગયું રે લોલ"

કવિએ તો કાવ્ય કર્યું ને કહ્યું કે, મૃત્યુ મરી ગયું, નહિ કે મરનાર. પરંતુ બાપુએ આપણને એ પ્રત્યક્ષ દેખાડ્યું :"અહિંસામૂર્તિ બાપુને મારવા આવનાર• મૃત્યુ પોતે જ મરી ગયું: જીવનનો ઘાત તે ન કરી શક્યું; તેને બદલે જીવન જ સામેથી બાપુએ નિર્માણ કર્યું : કેમ કે એમની ભસ્મમાંથી અપાર જીવન, શાંતિ અને ઉદાત્તતા જન્મતાં આપણે આંખ આગળ જોઈએ છીએ. લોકોની ધર્મધરતીને પણ ખાતર જોઈએ છીએ. પર્વત સમા ધર્મધુરંધરોની જીવનસરિતા એ પૂરું પાડે છે, અને ધરતીને રસાળ કર્યા કરે છે. અને જ્યારે તેઓ દેહથી જાય છે ત્યારે પોતાનું સર્વસ્વ એ જ ધરતી સારુ લૂંટાવતા જાય છે. એવાઓને પછી મૃત્યુ શું! મૃત્યુ વિષેની કવિઓની કલ્પના બાપુ સાક્ષાત્ દેખાડીને ગયા. શાસ્ત્રોના શબ્દમાં બંધાઈ રહી કેદ થઈ રહેલાં કે કેવળ કલ્પનામાં ઊડ્યા કરનારાં કેટલાંય જીવનસત્યોને સજીવન કરી ગયાં. મૃત્યુના સ્પર્શથી જો એવી જીવન-લહાણી જગત આખાને મળી, તો કોણ મર્યું ! બાપુએ મૃત્યોર્મા અમૃતં ગમય—એ આર્ષ પ્રાર્થનામાં શ્રદ્ધા જગવી મૃત્યુને મારવાનો મંત્ર બતાવ્યો.

૨૦–૨–'૪૮

## બે વૃત્તિઓ

બાપુના જવાથી બે પ્રકારની વૃત્તિઓ પેદા થયેલી જોવા મળે છે: એક બાજુ જ્યાં ત્યાંથી સાંભળવાનું મળે છે કે, એમનાં અધૂરાં રહેલાં કામો, એમનાં રચનાકાર્યો ચલાવવામાં આવશે; તે એમનું સાચું સ્મારક છે. કાર્યવાહક સમિતિએ એને માટે ઠરાવ પણ કર્યો છે અને જબરું સ્મારક ફંડ કરવામાં આવશે. બીજી બાજુથી રચનાત્મક કાર્યકર્તાઓમાંથી સાંભળવા મળે છે, અને લોકોમાં પણ એ જોવા મળે છે કે, હવે ખાદીનું શું થશે? હવે હિંદુસ્તાનીનું શું થશે? બંને વૃત્તિઓ પ્રામાણિકપણે નીપજે છે, કેમ કે એ બેઉ ભાવો આપણાં હૃદયમાંથી ઊઠે છે. બાપુનો પ્રેમ એવો જબરો છે કે એમને પ્રિય કામો કરવા માટે કોણ ન તૈયાર થાય? પરંતુ, એમના જીવતાં એ કામો કરવામાં કે આગળ લેવામાં જે મુશ્કેલીઓ હતી તે ઓછી જ દૂર થઈ ગઈ છે! એ કામો કરવાન-કરવા અંગે જે વાંધાવચકા કે પ્રશ્નો હતા અથવા મનની રુચિ-અરુચિઓ હતી તે, આ મહામૃત્યુ આગળ, દબાઈ ગયાં છે. ખરેખરે જો એ દૂર થઈ ગયાં હોય તો કાર્યકર્તાઓમાં નિરાશા જેવું ન જન્મી શકે.

આ દશાની સામે જાગ્રતભાવે લડવું જોઈએ; તો જ આપણે આગળ વધી શકીશું. બાપુના પ્રેમની વરાળને બાવલાં પૂતળાં અને ઈંટમાટીનાં સ્મારકોમાં જો છટકી જવા દઈએ, તો આપણે ખોટો વેપાર કર્યો કહેવાય. સામાન્ય લાગણીઓ ધરાવતા માણસો આપણે છીએ અને સમાજને અમુક રૂપે સ્મારકો પણ જોઈએ કે જેથી ઊછરતી ને નવી આવતી પેઢીઓને પ્રત્યક્ષ પ્રેરણાબળ મળી શકે. આથી કરીને કાંઈક કરવા જેવું લાગે તે જરૂર કરાશે. ખરી જરૂર છે તેમાં મર્યાદા રાખવાની. અને બીજી બાજુએ બાપુની પ્રીત્યર્થે તેમનાં કામોને કરવાના નિયમ લેવાની. જેમ કે ખાદી, હિંદુસ્તાની-પ્રચાર, કોમી એકતા, હરિજન-સેવા, વગેરે. દરેક જણ આ કામો અંગે પોતે શું કરી શકે તે વિચારી લે અને કરવા લાગે, તો એની મેળે ઉપરની બંને વૃત્તિનો મેળ સધાઈને આપણે આગળ વધી શકીશું.

૧૯–૨–'૪૮

## 'કરોડ કાંતનાર આપો'

ઉપર પ્રમાણે જો આપણે વર્તવા માંડીએ તો શ્રી. નારણદાસભાઈ ગાંધીએ દેશને ગાંધીજીના સાચા તર્પણનો માર્ગ સૂચવ્યો તે આપણે તરત ઉપાડી લઈએ. તેમણે તરત દેશ આગળ જે સૂચના રજૂ કરી છે તેનો જો અમલ કરીએ તો એ ભારે પલટો કરી દે એવી છે. તેમણે આ સૂચના કરી—

> "દેશે પૂ૦ બાના સ્મારકમાં એક કરોડ રૂપિયા આપેલ. પૂ૦ બાપુજીના સ્મારકમાં એક કરોડ કાંતનાર આપો."

આજે દેશમાં કરોડો લોકો બાપુના જવાથી ખરેખર દુઃખી થયા છે. તેઓ પોતાનું દુઃખ આ સક્રિય રીતે હળવું કરી શકશે: તેઓ નિયમિત કાંતનારા બને તો બાપુની પ્રેરક સ્મૃતિની ભાવના કરી શકશે અને દેશનાં દુઃખોને દૂર કરવાને માટે જે શોધ બાપુએ કરી આપી છે તે પાળીને દેશનું પણ સાચું કામ તે કરશે. જરૂર છે ચુપચાપ કામે વળગવાની અને પુણ્યશ્લોક બાપુની પવિત્ર આકૃતિનો પાઠ સમજી લઈને તેમનાં રચનાકાર્યોની સર્વતોભદ્ર દૃષ્ટિ અને સમજ અપનાવવાની.

આ કામ ગઈ કાલ સુધી ભલે પ્રજાએ અમુક મર્યાદિત વર્ગનું માન્યું. સ્વરાજ આવતાં અને બાપુ જતાં હવે એની જવાબદારી દરેકની બને છે.

૧૯–૨–'૪૮

## ખાદી અને પાયાની તાલીમ

ખાદી વિષે નિરાશા સેવનારને એક વસ્તુ ખાસ ધ્યાન પર લાવવા જેવી છે. અને શિક્ષકો પણ નવયુગ-સર્જનમાં કેવો ભાગ ભજવી શકે એમ છે તે પણ એમાંથી સહેજે સમજાશે.

'ખાદીવિદ્યાપ્રવેશિકા' ચોપડીની ત્રીજી આવૃત્તિ હમણાં બહાર પાડવામાં આવી તેના નિવેદનમાં એ વસ્તુ આવે છે, જે નીચે ઉતારું છું :—

"આ લખું છું ત્યારે રાષ્ટ્રના પિતા અને ખાદી-વિદ્યાના દ્રષ્ટા પરમ પૂજ્ય શ્રી ગાંધીજી ગયા છે. પણ તેથી કાંઈ એમની અમૂલ્ય ભેટો જઈ શકે ? રેંટિયો—ખાદી એમની મોટામાં મોટી ભેટ આપણને છે. સ્વરાજના સેવાચક્રની નાભિ તે છે. તે શું જઈ શકે? તો તો આપણે તેમના કેવા પાછા વારસો ગણાઈએ ! આ પુસ્તક પાયાની કેળવણીની સેવાર્થે પ્રગટ થયું છે. તે કેળવણીને આજે રાષ્ટ્રે પ્રયોગસિદ્ધ કરીને અપનાવી છે. ગાંધીજીએ એને પોતાની પરમ ભેટ કહી છે. કારણ ગાંધીજીના ખાદી-દર્શનનો મંત્ર એ વિદ્યામાં છુપાયેલો છે. એને પાયાની કેળવણીએ પ્રગટ કરવાનો છે; એમાં એની ફલશ્રુતિ છે. એટલે એ કેળવણીને જો અપનાવીએ જીએ તો ખાદી કઈ રીતે જઈ શકે ?"

## "શિક્ષક-પ્રતિજ્ઞા"

એક ભાવનાશાળી પ્રાથમિક શિક્ષક 'શિક્ષક-પ્રતિજ્ઞા' મથાળા તળે નીચેની સાત વાતો લખી મોકલે છે અને કહે છે કે તે દરેક શિક્ષકને પહોંચાડવી જોઈએ. સાત વાતો સોનેરી છે. તે પહોંચાડવાનો રાજમાર્ગ એ છે કે, જે તે જાણે તે પોતે આચરે અને તેવી રીતે તેને આગળ પોતાનાં શિક્ષક ભાઈબહેનોમાં ચલાવે.

સાત વાતો આ પ્રમાણે તે લખે છે :—

"૧. હું કેળવણીના હેતુને સદા અને સતત મારી નજર સમક્ષ રાખીશ.

૨. હું બાળક પ્રત્યેનો પ્રેમ અને કેળવણી પ્રત્યેનો રસ વધારતો રહીશ.

૩. હું શાળાને મારી પોતાની શાળા માનીને તેના કામકાજમાં મારી ફરજો બરાબર રીતે અદા કરીશ.

૪. હું બીજા શિક્ષક ભાઈબહેનો તરફ પ્રેમ, સહાય, સંપ અને સહકારથી વર્તવા બંધાઉં છું.

૫. હું કોઈ પણ બાળકને કોઈ પણ સંયોગોમાં શારીરિક શિક્ષા કરીશ નહિ; પણ પ્રેમ અને સમજણને જ ઉપાયો તરીકે વાપરવા મથીશ. પ્રત્યેક બાળક સાથે કોઈ પણ જાતની અપેક્ષા કે ઉપેક્ષા વગર ચાહવાના સંકલ્પથી વર્તીશ.

૬. હું જીભથી અપાતી કેળવણી કરતાં જીવનથી અપાતી કેળવણીમાં વધુ શ્રદ્ધા રાખીને, બાળકો પર અદૃશ્યપણે અને અજાણપણે પણ સુંદર, સારી અને સાચી જ અસરો પડે તેવું જાગ્રત જીવન જીવીશ.

૭. હું મારા કાર્યમાં નિશ્ચયી (ભેખધારી–સમર્પિત), મારા જીવનમાં નિઃસ્વાર્થ અને મારી પ્રવૃત્તિઓમાં નિષ્ણાત રહેવા બનતો પ્રયત્ન કરીશ."

## સૌ એમ કરે તો કેવું સારું !

કાઠિયાવાડથી એક શિક્ષક ભાઈ સૌ શિક્ષકોને જાણવા જણાવવા જેવો નીચેનો પોતાનો અનુભવ પત્ર દ્વારા લખી જણાવે છે :—

"હું રાજકોટ હંટર ટ્રેનિંગ કોલેજનો સિનિયર ટ્રેન્ડ શિક્ષક છું. . . . . હું અહીં ગામડામાં આવ્યો ત્યારે ગામડામાં રહેવાનો મારો આ સર્વ પ્રથમ પ્રસંગ. અને તેથી જ આ જીવનથી ટેવાઈ જવામાં ખૂબ પ્રયત્ન કરવો પડયો. વાતાવરણમાં ભળવામાં અને રસ લેતા થવામાં લગભગ એક મહિનો લાગ્યો. અને આ દરમ્યાનમાં ગામડાના વાતાવરણનો અને પ્રશ્નોનો અભ્યાસ કરવાની મને ખૂબ તક મળી.'

"એકંદર ગામડાના લોકોનો સ્વભાવ વિશેષ મળતાવડો અને નવા આવનાર પ્રત્યે માન અને લાગણીથી જોવાનો હોઈ એ લોકોને મારી સાથે હળી જવામાં મુસીબત આવી નહિ. પરંતુ સમય પસાર કરવા માટે મેં એક તુક્કો શોધી કાઢયો અને તે પ્રૌઢોને તાલીમ આપવાનો, તેમને અક્ષરજ્ઞાન આપવાનો. એ વખતે સમય પસાર કરવાના એક સાધન તરીકે મેં આ કામ શરૂ કર્યું. પરંતુ હવે એ કામ છોડવાની વૃત્તિ જરાયે નથી; ઊલટી મને તો મારી ફરજ લાગે છે.

"પહેલાં ત્રણ માણસોથી મેં આ કામ શરૂ કર્યું. બે કોળી અને એક વાઘરીએ તેનો લાભ લેવા માંડયો. થોડા દિવસની તેમની પ્રગતિ જોઈ બે ખોજા, સાત કોળી અને ત્રણ કણબી પણ આ લાભ લેવા લલચાયા. અને અત્યારે કુલ અઢાર માણસો આ વ્યવસ્થિત અને નિયમિત રીતે તાલીમ લઈ રહ્યા છે. અને બીજા સાતેક માણસો હજુ ભળવાના છે. અને ઉનાળાની ઋતુમાં ગામના લગભગ બધા જ અભણ પ્રૌઢો શાળામાં દાખલ થવાનું કહી ગયા છે. કદાચ પાછળથી લાભ નહિ મળી શકે એમ માની ઘણાખરા

તો અત્યારથી જ નામ નોંધી લેવાની વિનંતી કરે છે: આ બધાની ખાસ નોંધપાત્ર હકીકત એ છે કે, માસ્તરની સારપ ઉપર જ બધા લોકો આ બાબતનો લાભ લેવા તત્પર છે. લગભગ ત્રણેક વર્ષ પહેલાં એક માણસ પ્રૌઢશિક્ષણ આપવા તત્પર બન્યો હતો, પણ તેનો લાભ કોઈ પણ વ્યક્તિ લેવાને તૈયાર ન હતી. આ વસ્તુની અસર ખાસ શાળાની હાજરી ઉપર પણ ખૂબ પડી છે. હું અહીં આવ્યો ત્યારે કૅટલૉગ ઉપર ૦૭ વિદ્યાર્થીઓનાં નામ હતાં અને સરાસરી હાજરી બે વિદ્યાર્થીની માંડ માંડ રહી શકતી. તેના બદલે હાલ કૅટલૉગ ઉપર ૨૬ છોકરાં અને ૭ કન્યા મળી કુલ ૩૩ની સંખ્યા છે અને તેમની સરાસરી હાજરી ૨૪ ની છે. અને નોંધપાત્ર હકીકત એ છે કે, ગામના હરિજનો આ શાળાનો લાભ કદી લેતા જ ન હતા, તેના બદલે બે છોકરા અને એક કન્યા મળી કુલ ત્રણ હરિજનો આ શાળાનો લાભ લે છે.

"મારી પહેલા દિવસની છાપ ગામલોકો પર જરા વિચિત્ર થઈ હતી. મારાં ખાદીનાં કપડાં અને ખાદીની ટોપી જોઈ ગામના દરબારો ખાસ સૂગની નજરે જોતા હતા. આ સૂગ માત્ર એટલા જ પૂરતી કે, "ગાંધીવાળા ઢેડાને અહીં ધરમ ડુબાવે છે." . . . . પરંતુ અમુક જાતની મારામાં સારપ છે એવી ગામના લોકોને ખાતરી થતાં હરિજનો પ્રત્યેનો તિરસ્કાર કઢાવી નાખવામાં મને ઝાઝી મુસીબત પડી નથી. અને હાલ હું એટલું ગામ લોકોની ઇચ્છાની સાથે સુસંગત રહીને કરી શક્યો છું કે હરિજન બાળકોને અડવાની કોઈને સૂગ નથી અને વેપારીઓ હરિજનોને હાથોહાથ માલ આપવામાં તેમ જ પૈસા લેવામાં આભડછેટ માનતા નથી."

સ્વતંત્રતા અને રાષ્ટ્રપ્રેમથી પ્રેરાઈને જો સૌ શિક્ષકો આ ભાઈની પેઠે પોતાના સમયનો સદુપયોગ આવી રીતની સેવામાં કરે તો દેશનું કામ થવાની સાથે તેમને પણ સાચો આનંદ મળે. આમ જો થાય તો રાષ્ટ્રીય સરકારો થોડા જ વખતમાં દેશની સિકલ ફેરવી શકે. શિક્ષક મંડળો આનો વિચાર કરે તો કેવું સારું!

૧૮-૨-'૪૮

## હિંદુસ્તાની વિષે સાચી ભાવના

મુંબઈની વાત છે. નવજીવન અને વિદ્યાપીઠનાં પુસ્તકો લેવા માટે એક ભાઈ આવ્યા. તેમણે એક પછી એક પંદરેક પુસ્તકો માગ્યા ને તે લેતા ગયા. મેં જોયું કે તે બધાં ધાર્મિક પુસ્તકો હતાં. તેમાં કેટલાંક ગાંધીજીનાં, ટૉલ્સ્ટૉયનાં હતાં. એટલે કે, ઉદાર અને વ્યાપક અર્થમાં ધર્મવિચારને અંગેનું સાહિત્ય એમણે પસંદ કર્યું. વેચનારે એમને કહ્યું, "આ 'હિંદનો કોમી ત્રિકોણ' પુસ્તક જુઓ; મજાનું છે."

તે ભાઈ કહે, "એમાં શું છે?"

વેચનાર કહે, "હિંદના કોમી પ્રશ્નની ને પાકિસ્તાન વગેરેની ચર્ચા એમાં આવે છે."

તે ભાઈ—"જુઓ ભાઈ, આપણે તો રાજકારણ ન જાણીએ. એનો રસ લેનારા ઘણા છે. હું તો ધર્મ-વિચારનાં પુસ્તકો ચાહું છું."

આમ કહી તેમણે એ ચોપડી જોયા વગર જ બાજુએ મૂકી ને બીજાં પુસ્તકો માગતા ગયા; અને કહે, "ઉર્દૂ લિપિ શિક્ષિકા કરીને ચોપડી છે તે આપો ને?"

વેચનાર ભાઈએ તે આપી. તે તેનાં પાનાં ઉથલાવવા લાગ્યા અને ખરીદી.

મને વિચાર આવ્યો, આ માણસને ઉર્દૂ લિપિની આ ચોપડી ધર્મવિચારના સંબંધમાં શી રીતની સૂઝી? એની પાછળ એમની કઈ વિચારપ્રક્રિયા હશે? ગાંધીજીના અવસાનની ભાવનાથી પ્રેરાઈને તે મહાપુરુષની ધર્મભાવના સમજવા તત્પર બનેલા મનવાળો એ થયેલો હતો, એમ તો ચોખ્ખું દેખાતું હતું. મધ્યમ વર્ગનો સામાન્ય સુખી લાગતો નોકરિયાત માણસ એ લાગતો હતો. એને ગાંધીજીના બે લિપિના હિંદુસ્તાની પ્રચારમાં કાંઈક ધર્મબિંદુ દેખાયું, એ પણ ઉઘાડું છે. એને કોમી રાજકારણની માથાકૂટ ગમતી નહોતી. એ એણે જ કહ્યું હતું. એને ઉર્દૂ લિપિમાં કોમીપણું અથવા સંસ્કૃતિને બગાડનારું નહિ, પરંતુ કાંઈક ધાર્મિક ભાવનાથી જોવા જેવું લાગ્યું. ગાંધીજીની હિંદુસ્તાની પ્રચારની હિલચાલને હિંદુઓ અને મુસલમાનો સૌ કોઈ આ ભાઈ જે ખરેખરી રીતે સમજ્યા એમ સમજે તો કેવું સારું! કેવળ કોમી સંકુચિતતાના આંધળા ઝનૂનથી જ આ ચોખ્ખી વસ્તુ દેખાતી નથી. જીવતાં ગાંધીજી જે સ્પષ્ટ ન કરી શક્યા, તે તેમના અમર મૃત્યુથી આપણે સૌ જો સમજીએ તો કેવું સારું!

૭-૨-'૪૮ મ૦

છે. છેવટમાં ગંભીરનાથજીના પટ્ટશિષ્ય શ્રી પ્રણવાનંદજીનો પરિચય પણ આપ્યો છે. મૂળ બંગાળી પુસ્તકો ઉપરથી પ્રયોજકે આ ચરિત્ર ગુજરાતીમાં ટૂંકામાં ઉતાર્યું છે. તે એકંદરે સરળ છે, પણ કેટલેક ઠેકાણે ભાષા સંસ્કૃતમય અને અઘરી બની છે. ગીતાજીની વ્યાખ્યા પ્રમાણે તો યોગીઓ સર્વ પ્રકારે સમતાવાળા, સ્થિતપ્રજ્ઞ અને કાર્યકુશળ હોવા જોઈએ. પણ સામાન્ય પ્રજાજન ચમત્કાર અને યોગ બન્ને એક છે એમ સમજે છે, એટલે યોગીઓના જીવનમાં ચમત્કાર શોધે છે. આથી યોગીઓનાં જીવનચરિત્રોમાં પણ માનવી જીવનને ઉચ્ચ કરનારા ગુણો અને આદર્શ જીવનના પ્રસંગો કરતાં ચમત્કારોનું વર્ણન વિશેષ કરવામાં આવે છે. તેવું જ આ પુસ્તકમાં પણ ઘણુંખરું દેખાય છે. મહાન યોગીની કસોટી ખરી રીતે ચમત્કાર કરતાં વિશેષ ઊંચા પ્રકારની જીવનસિદ્ધિમાં અને પ્રમુખ્ય આધ્યાત્મિક જીવનમાં રહેલી છે. એ રીતે એમનું જીવન આલેખ્યુ હોય તો વિશેષ લાભકારી થાય. વિ૦

**મહાન વૈજ્ઞાનિકો:** ખંડ ૧; લે૦ શાહના અને શાહ; પ્ર૦ ભારતી સાહિત્યસંઘ લિ.; પૃ. ૯૯; કિં. રૂા ૧-૦-૦.

૧૯૪૩માં મુંબઈના રેડિયો મથકેથી 'શાળાવિભાગ'માં વૈજ્ઞાનિકોનાં જીવનચરિત્ર ઉપર આપેલાં વ્યાખ્યાનોમાંથી સાત વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે.'

જે સમયે આજના જેવી સુસજ્જિત પ્રયોગશાળાઓ નહોતી, વિજ્ઞાન કે વૈજ્ઞાનિકનો ભાવ રાજા, પ્રજા કે ધર્મ કોઈ પૂછતું નહિ, વિજ્ઞાનનો અભ્યાસ કરવો એ જીવનું જોખમ હતું, તે સમયમાં વિજ્ઞાનની ઉપાસના કરનાર વૈજ્ઞાનિકોનો પરિચય આ પુસ્તકમાંથી મળી રહે છે.

હાઈસ્કૂલમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓએ આ પુસ્તક વાંચવા જેવું છે. પુસ્તકના ટાઈપ મોટા છે તેમજ ભાષા સરળ અને વેગીલી છે.

બ'. ગાંધી

# સાભાર સ્વીકાર

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ તરફથી:–

**પાકશાસ્ત્ર:** લેખિકા શ્રીમતી કાશીબહેન ઉર્ફે ગજરાબહેન મણિભાઈ દેસાઈ, કિં. ૨–૮–૦; **કૈલાસપતિ હંસમહારાજ:** અનુ. રમણીક અ. મહેતા, કિં. ૨–૮–૦; **ખેતીનાં મૂળતત્ત્વો:** બા. ૨જો [ખેડ, ખાતર અને બીજ] લે૦ માર્તંડ શિવભદ્ર પંડ્યા, કિં. ૧–૦–૦; **ભક્ત સૂરદાસનાં પદો:** સં. પં. મંગલદે ઉદ્ધવજી શાસ્ત્રી, કિં. ૦–૪–૦; **ભર્તૃહરિકૃત નીતિશતક:** અનુ૦ શ્રી. શાંતિલાલ ઠાકર, એમ એ., કિં. ૦–૩–૦; **પંચીકરણ:** [વેદધર્મસભાએ પ્રસિદ્ધ કરેલ અનુવાદ પ્રમાણે શ્રી. જયકૃષ્ણ વ્યાસની ટીકા સાથે] કિં. ૨–૦–૦.

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, અમદાવાદ તરફથી:–

**લીલી અજાયબ દેશમાં:** અનુ૦ પીતામ્બરદાસ શા. ભારદ્વાજ, કિં. ૧–૮–૦; **ચીનનાં બાળકો:** રૂપાન્તરકાર નીરુ દેસાઈ; કિં. ૦–૬–૦; **વામા:** અનુ૦ રામનારાયણ વિ. પાઠક અને નગીનદાસ પારેખ, કિં. ૨–૮–૦; **સીતા:** (હિન્દી) અનુ૦ કાશીનાથ ત્રિવેદી, લેખક નાનાભાઈ ભટ્ટ, કિં. ૧–૮–૦; **રેલગાડીની સૃષ્ટિ:** લે૦ ઝવેરચંદ મેઘાણી, કિં. ૧–૦–૦; **સોરઠિયા દુહા:** સંપાદક ઝવેરચંદ મેઘાણી, કિં. ૦–૧૨–૦; **પાતાળકૂવો:** લે૦ ઈશ્વર પેટલીકર, કિં. ૩–૦–૦; **રોગ અને આસન:** લે૦ ભૂપતરાય મો. દવે અને શંકરલાલ દવે, કિં. ૩–૦–૦; **સપ્તરંગ:** [ચિત્રસંપુટ] સંપાદક મંત્રી, મેઘધનુ, કિં. ૨–૮–૦; **શિશુરંજના:** લે૦ વિનોદિની નીલકંઠ, પ્રકાશક નવસર્જન કાર્યાલય, મોટા આંકડિયા, કિં. ૦–૧૦–૦; **ઇતિહાસ કથાઓ શ્રીસ–૧:** લે૦ દર્શક, પ્ર૦ નાનાભાઈ ભટ્ટ, આંબલા—સોનગઢ, કિં ૧–૪–૦; **ઇતિહાસ કથાઓ શ્રીસ—૨:** લે૦ દર્શક, પ્ર૦ ઉપર પ્રમાણે, કિં. ૦–૧૨–૦.

અન્ય પ્રકાશકો તરફથી:–

**દીવડા:** લે૦ રસૂલભાઈ વહોરા, પ્ર૦ ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, કિં. ૦–૧૦–૦. **બાલનિબંધ:** (ધોરણ પહેલું) લેખકનું નામ આપેલું નથી; પ્ર૦ રતનશી પુ. અનડા, અમદાવાદ, કિં. ૦–૬–૦. **વીરવાણી**, **વિવેકાનંદ:** અનુ૦ જયંતીલાલ મ ગળજી ઓઝા, પ્ર૦ શ્રી. રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ, કિં. ૦–૮–૦.

# શિક્ષણ અને સાહિત્ય

માર્ચ, ૧૯૪૮

વર્ષ ૭ — અંક ૩

## અનુક્રમણિકા

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

[વર્ષ ૭—અંક ૩] અમદાવાદ [માર્ચ, ૧૯૪૮

## ‘નયી તાલીમ’નો સંદેશ

પાછલાં થોડાં વરસ થયાં ગાંધીજી પોતાના પહેલાંના માનીતા વિષય રેંટિયા કરતાં ‘નયી તાલીમ’ વિષે વધુ બોલતા. એનું કારણ એ નહોતું કે પહેલાં કરતાં રેંટિયો તેમની નજરે ઓછી અગત્યનો બની ગયો હતો. ઊલટું, હાથકંતામણ અને હાથવણાટ સિવાય તેમની કલ્પનાની ‘નયી તાલીમ’નો અમલ કરવો જ અશક્ય છે.

નયી તાલીમ અને રેંટિયા વચ્ચેના સંબંધની ગાંધીજીની કલ્પના સત્ય અને અહિંસા વચ્ચેના સંબંધને જ લગભગ મળતી આવે છે. ગાંધીજીના અભિપ્રાયમાં સત્ય એ ઈશ્વર અને ધ્યેય છે; ત્યારે અહિંસા તેને પ્રાપ્ત કરવાનું સાધન — એકમાત્ર સાચું અને સબળ સાધન છે. તે જ પ્રમાણે નયી તાલીમ એ ધ્યેય છે, અને રેંટિયો તેને સિદ્ધ કરવાનું સાધન છે. અને જેમ અહિંસા એ શબ્દથી કેવળ અહિંસા જ ન સમજતાં તેમાં સંયમ, અપરિગ્રહ વગેરે બીજા યમોનો સમાવેશ કરવાનો હોય છે, તેમ રેંટિયામાં પણ વિશ્વશાંતિનો દૃઢ પાયો નાખવા માટે આવશ્યક એવી ધંધાદારી, સામાજિક, ધાર્મિક, સાંસ્કૃતિક, રાજકીય, આર્થિક વગેરે તમામ માનવપ્રવૃત્તિઓ સમાવી લેવાની છે.

નયી તાલીમને હું જે રીતે સમજું છું, તે પ્રમાણે તે શબ્દ કોઈ પાયાનો ઉદ્યોગ અથવા જેને ‘ઉત્પાદક પ્રવૃત્તિ’ કહેવામાં આવે છે તેની દ્વારા આપવાના શિક્ષણના પર્યાયરૂપ જ કેવળ નથી. તેમ જ, ઘણી વાર કહેવામાં આવે છે તેમ, પાયાના ઉદ્યોગ સાથે અભ્યાસ-પત્રકના બધા વિષયોનો સંબંધ જોડી આપવો કે આયોજન કરી આપવું એટલો જ તેનો ભાવાર્થ નથી. શિક્ષણની એક નવી કળા અથવા પદ્ધતિ કહેવામાત્રથી સૂચિત થાય છે તે કરતાં એમાં ઘણું ઊંડું રહસ્ય રહેલું છે.

વિચાર કરવા જેવો પ્રશ્ન તો એ છે કે, આપણને અત્યારે કયું ધ્યેય સિદ્ધ કરવાને માટે તાલીમ આપવામાં આવે છે? આપણે આપણી બધી કેળવણીવિષયક પ્રવૃત્તિઓથી,—ભલે પછી તે પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ કે નિષ્ણાતને લગતી હોય,— તે બધીથી કઈ જાતનો સમાજ ઊભો કરીએ છીએ કે કરવા માગીએ છીએ? આધુનિક કેળવણીનાં બધાં પગથિયાં પસાર કરાવીને એક મહત્ત્વાકાંક્ષી, બુદ્ધિશાળી યુવાન (કે યુવતી)ને આપણે કઈ કારકિર્દી માટે તૈયાર કરવા માગીએ છીએ? વિદ્યાર્થીને યુદ્ધની તત્પરતા સાથે બંધબેસે તેવી કારકિર્દી માટે તૈયાર કરવા ઇચ્છીએ છીએ, કે શાંતિ-સ્થાપન સાથે બંધબેસે તેવીને માટે? તેને ફરજિયાત લશ્કરી તાલીમ લેવા તથા લશ્કરી નોકરી, મુલકી નોકરી, મોટા પ્રમાણનું ઉત્પાદન, વિરાટ ઉદ્યોગો, પૂરેપૂરી શસ્ત્ર-સજ્જતા, રાજકીય પક્ષોનું સંગઠન વગેરે કરિયરોને માટે તૈયાર કરવામાં આવે છે. તે એક સમર્થ મુત્સદ્દી, એક સફળ પત્રકાર, એક અસરકાર પ્રચારક ઇત્યાદિ બનવા માગે છે. જેમાં તેને સતત વિમાનોમાં ફર્યા કરવાનું થાય, તથા જે અપ-ટુ-ડેટ વિપુલ સાધન-સંપત્તિવાળું હોય એવું જીવન જીવવાની તેને તાલીમ આપવામાં આવે છે. તેનું ચાલે તો તે, ગામડામાં વ્યતીત કરવાનું, જન્મવાથી માંડીને મરતા સુધી ખેતરમાં કે ઢોર સાથે કે હાથસાળ ઉપર કરવાના કામમાં રોકાયેલા રહેવાનું, તથા ગામડાંના પ્રશ્નો ઉપર ધ્યાન આપી ગામડાનું જીવનધોરણ ઊંચું લાવવાના કામમાં ગાળવાનું જીવન પસંદ નહીં કરે. આપણે અત્યારે આપણા લોકોને જે જાતનું શિક્ષણ આપીએ છીએ, તે એક બુદ્ધિશાળી તથા મહત્ત્વાકાંક્ષી યુવાન કે યુવતીને આ જાતના જીવનથી સંતુષ્ટ થતાં નહીં જ કરે. ભલે પછી એ જીવન સાથે એવી બાંયધરી

આપવામાં આવી હોય કે, તે જો કામ કરે તો તેને એક સારુંસરખું ઘર, પેટ ભરીને પથ્ય ખોરાક, પૂરતાં વસ્ત્ર, સારી સોબત, અને નિર્દોષપણે માણી શકાય તેવી સંસ્કારી પ્રવૃત્તિઓ મળી રહેશે. તેને સંતોષ નહીં થાય, કારણ કે તેને નાનપણથી બીજી એક વસ્તુ આ કરતાં વધુ ચાહવાની તાલીમ મળેલી છે; અર્થાત્, હંમેશાં આગળ આવવાની અને આંજી નાખે તેવી પરિસ્થિતિમાં રહેવાની. તેને ધમાલ જોઈએ, શાંતિ નહીં; ભલે પછી તે ધમાલ આગ વરસાવતાં બોમ્બર વિમાનોની અને માનવજાતના નિકંદનની હોય. કોઈ પ્રાણીની જિંદગી માટે, સાદાઈ માટે, અને સદાચરણ માટે તેના મનમાં આદર રહ્યો નથી. સ્વતંત્રતાનો પણ ભોગ અપાય છે. અત્યારની કેળવણીપદ્ધતિનું — પુરાણી તાલીમનું — કેન્દ્રબિંદુ ભૌતિક શાસ્ત્રો દ્વારા સામર્થ્ય વધાર્યે જવાનું છે.

નયી તાલીમનો સંદેશ આનાથી ઊલટો છે. તે ભલાઈનો વિકાસ સાધવા ઇચ્છે છે, સામર્થ્યનો નહીં; પોતાના વિદ્યાર્થીઓમાં — ભલે પછી તે બાળક હોય કે મોટાં હોય — તે લડાઈ અને વિખવાદને બદલે શાંતિ અને સુમેળનો, સાદા આનંદો માટેનો, સાદી સુખ-સગવડો માટેનો, સચ્ચાઈ માટેનો, તથા નીતિમત્તા માટેનો પ્રેમ, કામ કરવાનો આનંદ, અને સ્વાતંત્ર્યનો જુસ્સો ઊભો કરવા માગે છે. જીવતાં પ્રાણીઓને તે એક મોટા યંત્રના દાંતા જેવાં નથી ગણવા માગતો, કે જેથી તેઓ તેમાં બંધબેસતાં થાય તો જ કશી અગત્યનાં રહે, નહીં તો જરાય આનાકાની સિવાય 'ખતમ' કરી નાખવા યોગ્ય ગણાય.

રેંટિયો આ જાતની સંસ્કૃતિની ખિલવણી માટે સૌથી વધુ અગત્યનાં સ્થૂળ સાધનોમાંનું એક છે. તે માત્ર જૂના જમાનાનું સૂતર પેદા કરનારું યંત્ર નથી. તે તો એક એવું કેન્દ્ર છે કે જેની આસપાસ શાંતિની સંસ્કૃતિ ઊભી કરી શકાય. તેથી કરીને, તેને કેળવણીનાં બધાં પગથિયાંએ કેન્દ્રસ્થાન આપવું જોઈએ. નાનપણથી જ રેંટિયો બાળકના જીવનનું એક અંગ ન બને, અને તેના જીવનના અંત સુધી તેવો ન રહે, તો ખાદી પોતે જ જડ ન નાખી શકે. રેંટિયો ગાંધીજીના આખા રચનાત્મક કાર્યક્રમના પ્રતીકરૂપ હોવાથી, 'લોકસેવકસંઘ' ઉપરની પોતાની છેવટની નોંધમાં (જુઓ 'હરિજન', તા. ૧૫–૨–૧૯૪૮) ગાંધીજીએ જે ભાર મૂક્યો છે કે, લોકસેવકે "ગામડાંના લોકોની જન્મથી માંડીને મૃત્યુ સુધીની કેળવણી નયી તાલીમને માર્ગે, હિંદુસ્તાની તાલીમી સંઘે નક્કી કરેલી નીતિ અનુસાર ગોઠવવી જોઈએ," તેથી કશી નવાઈ ઊપજતી નથી.

૧૦ માર્ચ, '૪૮ કિ॰ ઘ॰ મશરૂવાળા
(અંગ્રેજી ઉપરથી)

## સાભાર સ્વીકાર

कमल प्रकाशन मंदिर, अमदावाद તરફથી :—

**શિશુભારતી ગ્રંથમાળા**–પહેલો સેટ; લે॰ રમણલાલ સોની, આખા સેટની કિં. ૫–૦–૦; છૂટક કિં. ૧–૦–૦.

સેટનાં પુસ્તકો :— ગલબા શિયાળનાં પરાક્રમ ભા. ૧લો, ભા. ૨જો, ભા. ૩જો, ભા. ૪થો; જલબાની હુ...રે...રે!; બડેકાનની બહાદુરી.

आर. आर. शेठनी कंपनी, मुंबई તરફથી :—

**જૂનું અને નવું**: લે. ગોવિંદભાઈ અમીન, કિં. ૨–૮–૦; **સૂનાં મંદિર**: અનુ॰ ગોપાળજી ગ. વિદ્વાંસ, કિં. ૪–૮–૦; **જીવનસ્વપ્ન**: લે॰ સુધીર, સં. સવજી ચોકસી, કિં. ૪–૮–૦.

अन्य प्रकाशको તરફથી :—

**भारतकी भाषा**: ले॰ स्वामीनाथ शर्मा, प्र॰ नालंद प्रकाशन — मुंबई, કિં. લખી નથી; **મોત ઉપર મનન**: લે॰ ફિરોઝ કાવસજી દાવર, પ્ર॰ ગુજરાત વિદ્યાસભા (ગુ. વ. સો.) અમદાવાદ, કિં. ૪–૦–૦; **ચંદ**: લે॰ છોટુભાઈ સુથાર, પ્ર॰ તારક મંડળ, આણંદ, કિં. ૩–૦–૦; **અમીન રાજ**: અનુ॰ મૂળશંકર મો. ભટ્ટ, પ્ર॰ ગ્રામ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, આંબલા, કિં. ૧–૦–૦; **કલાકારની સંસ્કારયાત્રા**: લે॰ રવિશંકર રાવળ, પ્ર॰ જયંતીલાલ મણિલાલ શાહ, જોરાવરનગર, કિં. ૪–૧૨–૦.

# શહીદીની તાકાત

[કલકત્તાના જાણીતા અખબાર 'ધિ સ્ટેટ્સમેન'ના એક વખતના તંત્રી મિ૦ આર્થર મૂરે લખેલો નીચેનો લેખ 'ધિ હિંદુસ્તાન ટાઈમ્સ'માંથી અનુવાદ કરીને આપવામાં આવ્યો છે. એક પાશ્ચાત્ય માનસ ઉપર ગાંધીજીની આધ્યાત્મિક અસર કેવી પડે છે તે તેમાંથી સમજાય છે; એટલું જ નહિ, પણ ગાંધીજીએ તેમનો છેલ્લો ઉપવાસ પૂરો કર્યો તે દિવસથી માંડીને, તેમની શહીદીના દિવસ સુધીના ટૂંકા વચગાળામાં, ગાંધીજીનું માનસ કઈ દિશામાં કામ કરતું હતું, તે પણ તેમાંથી કેટલેક અંશે ફલિત થાય છે. —તંત્રી]

મહાપુરુષનું સદેહે આપણી વચ્ચે હયાત હોવું એ એક મોટી બાબત છે. જ્યારે તે આપણી નજર આગળથી દૂર થાય છે, ત્યારે તરત જ આખું જગત ભારે ઊણપવાળું બની ગયું લાગે છે. કારણ કે, આપણને આપણી અંદર રહેતા આત્માનું ગમે તેટલું ભાન હોય તોપણ, આપણા જીવનકાળ દરમ્યાન આપણે શરીરબદ્ધ જ રહીએ છીએ; અને તેથી, આ જગતમાં બુઝાઈ ન જાય તેવા આત્માવાળો એક માણસ આપણી સાથે છે, એ જ્ઞાન આપણને માનવ રીતે હૂંફ અને આશ્વાસન અર્પે છે.

એટલે તેના શારીરિક વિલયનો આપણે શોક કરીએ છીએ, અને યથાર્થપણે જ આપણને તે ખોટ બીજા કશાથી પૂરી ન પડે તેવી લાગે છે. પરંતુ મહાત્માજીના છેલ્લા ઉપવાસ દરમ્યાન અને તેમના અંતકાળ પછી તો ક્યારનો એ પ્રશ્ન મને ચિંતાતુર અવાજે વારંવાર પૂછવામાં આવ્યો છે કે, ગાંધીજીના મૃત્યુ પછી—હવે શું થશે? ઘણા લોકો એમ જ માને છે કે, કરુણ કટોકટીના આ કાળ દરમ્યાન સૌના હિત માટે કામ કરનારી એક મહાશક્તિ, તથા નિર્ણય કરી શકે એવી એક મહાન નિયામક અસરની ચાંપ, વીજળીના પ્રવાહની ચાંપની જેમ, બંધ કરી દેવામાં આવી છે, તથા તે ચાંપ ભાગી નાખવામાં આવી છે, અથવા વીજળીના મુખ્ય પ્રવાહમાર્ગનો જ નાશ કરવામાં આવ્યો છે; કે એક મીણબત્તીને બુઝાવી દેવામાં આવે, તેમ એક જ્યોતને બુઝાવી દેવામાં આવી છે. અને જ્યારે હું એવો જવાબ આપું છું કે, મને જરાય શંકા નથી — બીજી રીતે કહું તો હું ખરેખર જાણું છું કે, મહાત્માજીની અસર અને શક્તિ તેમના જીવનકાળમાં હતી તે કરતાં હવે કલ્પી ન શકાય તેટલી વધી જવાની છે; ત્યારે તેઓ જવાબ આપે છે કે, "તમારું કહેવું સાચું પડે એવું અમે ઇચ્છીએ છીએ." પરંતુ એમ કહેવા છતાં, ખરી રીતે, મારી એ માન્યતા કે ખાતરી મારી અંતર્ગત ઇચ્છાનું જ પ્રતિબિંબ માત્ર છે એવો તેમને ડર હોય, અને તેથી, મહાત્માજીની અસર ચાલુ રહેશે એવી માન્યતા ઉપર કશું પગલું ભરવું એ તો એક સટ્ટો ખેલવા જેવું તેમને લાગતું હોય, એવું દેખાઈ આવે છે. તેઓ પૂછે છે કે, હિંદુસ્તાનમાં અને પાકિસ્તાનમાં કોમી વિખવાદના હાલના ગાંડપણમાં લોકોના જુસ્સાની વાઘબિલાડી હવે કઈ બાજુ છલંગ ભરશે એ કોણ ભાખી શકે?

### લડાઈ પણ ટાળે

જેઓ આ પ્રમાણે પ્રામાણિકપણે આશંકાઓથી મૂંઝાઈ રહ્યા છે, તેઓમાં ગાંધીજીની ગંભીર અને ચોક્કસ શ્રદ્ધાની ઊણપ છે કે, જડતત્ત્વ અને ચેતનતત્ત્વ વચ્ચેની કોઈ પણ સરસાઈમાં અંતે આત્મતત્ત્વ જ હેમખેમ પાર ઊતરવાનું, તથા જડતત્ત્વ ઉપર તેનું જ વર્ચસ્વ રહેવાનું. પરંતુ એ જાતની ખાતરી કરતાં પણ વધુ આગળનું અને ઉપરાંતમાં એક એવું ખાસ કારણ છે કે જેથી આપણે પૂરેપૂરો વિશ્વાસ રાખી શકીએ કે, ગાંધીજીની તીવ્ર અને વ્યાપક અસર હવે હિંદુઓ તેમ જ મુસલમાનો એ બંનેનાં હૃદયો અને ચિત્તોમાં એકસરખી રીતે વધી વધુ તાકાતથી કામ કરશે; અને પરિણામે, સંયુક્ત રાષ્ટ્રસંઘની બેઠકમાં ભાષણ કરનારાઓ જેનો ઘણો જ સંભવ માને છે એવા યુદ્ધના મહાસંકટને ટાળી દેશે,— એ યુદ્ધ કે જે હિંદુસ્તાન અને પાકિસ્તાન બંનેને એકસરખાં જ અનેક પેઢીઓ સુધી પાયમાલ અને વેરવિખેર કરી મૂકે એવું હશે.

અને તે ખાસ કારણ આ છે : મહાત્માજીને શહીદ કરવામાં આવ્યા છે. તેમણે હિંદુ-મુસલમાન વચ્ચેની એકતાના કાર્ય પાછળ પોતાના પ્રાણ અર્પ્યા છે. હવે, એ તો એક આધ્યાત્મિક કાયદો છે (અને હું 'કાયદો' શબ્દ તે શબ્દના અર્થમાં જ વાપરું છું, અર્થાત્ તે બાબતમાં કશો અપવાદ નથી; એ "આધ્યાત્મિક

જગતનો કુદરતી કાયદો" છે,) કે, શહીદો – અર્થાત્ સત્યના શહીદો, કે જેમનો તે સત્ય ખાતર જાન લેવામાં આવ્યો હોય છે, તેઓ પહેલાં કરતાં તેમના મૃત્યુ પછી વધુ શક્તિશાળી બને છે. શહીદોની પવિત્ર હારમાળાનો આખો ઇતિહાસ એની સાબિતીમાં ખડો છે. શહીદોને ઉત્પન્ન કરનાર શ્રદ્ધા કાયમ રહે છે; અને શહીદોના લોહીમાંથી આખું અનુયાયી મંડળ ઊભું થાય છે.

### ઈસુ ખ્રિસ્તનો દાખલો

ઉપરાંત, સૌથી મોટો અને સૌથી વધુ શક્તિશાળી શહીદ તે નીવડે છે કે જેનું મોત તેનાં પોતાનાં માણસોને હાથે નીપજે છે; — અર્થાત્ જેને તેનાં પોતાનાં માણસો ઇન્કારે છે. ઈસુ ખ્રિસ્તની તેમના મૃત્યુ પહેલાંની અસર અને તરત જ પછીની અસર વચ્ચેના તફાવતનો ખ્યાલ કરી જુઓ. જ્યારે તે જીવતા હતા, ત્યારે તેમના શિષ્યો તેમનાથી મુગ્ધ થયા હતા, છતાં તેમના ઉપદેશનું કાંઈ રહસ્ય સમજ્યા નહોતા. કોણ સૌથી મોટો બને એ બાબત તેઓ અંદરોઅંદર તકરાર કરતા હતા; તેઓ આગનું આહ્વાન કરી 'દુશ્મનો'નો નાશ કરવા ઇચ્છતા હતા; થોમસ ફરિયાદ કરતો કે, જિસસ ક્યાં જતો હતો તેની તેઓને ખબર નહોતી, તેથી તેઓને માર્ગની શી ખબર પડે? ફિલિપ કહેતો : 'અમને પિતાનાં દર્શન કરાવો, અમારે માટે એ બસ છે.' અને જ્યારે ઈસુ ખ્રિસ્તની ધરપકડ કરવામાં આવી, ત્યારે તેઓ સસલાની પેઠે ઠેકડા ભરતા નાસી ગયા, અને પિટરે સોગંદ ઉપર જણાવ્યું કે, 'હું તે માણસને ઓળખતો નથી.' અને છતાં થોડાં જ અઠવાડિયાં પછી આપણે તે જ શિષ્યોને નવી ભાવનામાં તરબોળ થયેલા અને સિંહ જેવા હિંમતવાન બની ગયેલા જોઈએ છીએ. તેઓ રોજ દેવળમાં ઉપદેશ આપે છે, હજારોને દીક્ષા આપે છે, અને 'બધા લોકોનો વિશ્વાસ સંપાદન કરે છે.'

પછી સ્ટેફનને શહીદ કરવામાં આવ્યો, અને મરતી વખતે પોતાના ખૂનીઓ માટે પણ પ્રાર્થના કરતા તેના દૈવી ચહેરાએ, પોલ કે જેણે તેનું ખૂન કરાવ્યું હતું, તેના અંતરાત્મા ઉપર એટલી ભારે અસર કરી કે, તેના વડે થોડા જ વખત બાદ દમાસ્કસને રસ્તે પોલનો પોતાનો હૃદયપલટો થવાની ભૂમિકા તૈયાર થઈ ગઈ. પોલ એક શક્તિઉત્પાદક ડાયનેમો બની રહ્યો, અને એશિયામાંના રોમન સામ્રાજ્યના પ્રાંતિક શહેરમાં બનેલી એક બિનઅગત્યની લાગે એવી ઘટનાને તેણે એક વિશ્વ-અગત્યની ઘટનામાં બદલી નાખી. તે ઈસુના ધર્મસંદેશને ખુદ રોમમાં જ લઈ ગયો, અને અંતે ઈસુ ખ્રિસ્તના શિષ્ય બનેલા બીજા યહૂદીઓના મંડળમાંના મોટા ભાગની જેમ તેને અને પિટરને શહીદ કરવામાં આવ્યા. પછી તો ઈસુ ખ્રિસ્તનો ધર્મ જગતભરમાં ફેલાયો, અને છેવટે શહેનશાહ કૉન્સ્ટંટાઇન પોતે ખ્રિસ્તી બન્યો. તેણે ખ્રિસ્તીધર્મને સામ્રાજ્યનો રાજધર્મ બનાવ્યો.

### ઈશ્વરમાં શ્રદ્ધા

તેથી, ભલે હજુ બીજા ઘણાનું શહીદ થવાનું અને બીજા ભયંકર બનાવો બનવાનું બાકી હોય, તોપણ એક બાબતમાં તો કશી જ શંકા નથી કે, હવેથી માંડીને ગાંધીજીની રૂઝવનારી અસર વધતી જ જવાની છે. બીજા ઘણાઓની પેઠે મને પણ ઘણા વખતથી ખાતરી થઈ ગયેલી છે કે, એક બાજુથી ધનની તૃષ્ણાને પોષતી જઈને બીજી બાજુથી વિનાશનાં સાધનો વધાર્યે જતી આ દુનિયાને, અંતર્યામી ઈશ્વરમાં શ્રદ્ધાની પુનઃસ્થાપના સિવાય સ્વવિનાશમાંથી બીજું કાંઈ બચાવી શકે તેમ નથી. પરંતુ સાથે સાથે મને તેટલી જ બીજી ખાતરી છે કે, આખરે અંતર્યામી વિશ્વચૈતન્યનું ભાન સૌને થવાનું જ છે, અને તેનાથી જૂના ધર્મોનું પુનરુજ્જીવન તો થશે જ, પરંતુ સાથે સાથે ઈશ્વરના પિતાપણાની અને માનવમાત્રના ભાઈપણાની ભાવના સાર્વત્રિક બનશે, કે જેથી આખા વિશ્વનું એક સમવાયી રાજ્યતંત્ર શક્ય બનશે.

પરંતુ બધાં બાહ્ય લક્ષણો તો મારી એ ખાતરીની વિરુદ્ધ જાય છે. સ્વતંત્ર પ્રજાકીય સાર્વભૌમત્વ માટેનો જુસ્સો, પ્રજાકીય કીર્તિ અને પ્રતિષ્ઠાની તૃષ્ણા, તથા ઉત્પાદનનાં કેન્દ્રસ્થાનોના ઇજારા માટેનો લોભ વધતાં જતાં હોય એમ દેખાય છે, અને ડહાપણ કે સમજણનો અવાજ નિષ્ફળ જતો લાગે છે. તમે જો આખા વિશ્વના સમવાયતંત્રની વાત કરવા જાઓ, તો મોટે ભાગે તમારો શ્રોતા જવાબ આપે છે : "અલબત્ત, આદર્શ ભાવનાની દૃષ્ટિએ તમે સાચા છો, અને એમ બનશે જ: પરંતુ દુનિયા હજુ તેને માટે તૈયાર નથી, અને ઓછામાં ઓછાં સો વર્ષ સુધી તો તૈયાર નહિ જ થાય."

આનો સામાન્યપણે એટલો અર્થ થાય છે કે, એ જવાબ આપનાર પોતે તે માટે તૈયાર નથી. તે પોતે જાણતો હોય છે કે, પ્રજાકીય અભિમાન અને કીર્તિના જરીપુરાણા થઈ ગયેલા ખ્યાલોને જ તે વળગી રહ્યો છે;

તથા તે ખ્યાલોએ ભૂતકાળમાં ભલે સારું કામ દીધું હશે, પણ હવે તો તેઓ યુદ્ધ અને બીજી અકથ્ય માનવ વેદનાઓની બીજરૂપ બની ગયા છે; તોપણ તે સાચી વાતનો સ્વીકાર કરી પેલા ખ્યાલોને છોડી દેવા તૈયાર નથી. અને અણુબૉંબ, આકાશના ઉપલા થરોમાંથી વરસતાં રૉકેટ, અને જીવાણુઓ વડે લડાતા યુદ્ધની ઘટના તરફ તેને નજર જ કરવી નથી; કારણ કે તે બધાથી તો તેને પૂરતી ચેતવણી મળી જાય કે, બધાનો અંત આવે ત્યાર પહેલાં પોતાના સાર્વભૌમ સ્વાતંત્ર્ય સાથે — કે જે, બધી રીતે જોતાં, ભ્રમરૂપ જ હોવાનું, — પાગલવેડા કરવા માટે તેને પૂરાં સો વર્ષ પણ મળી રહેવાનાં નથી.

## સહાનુભૂતિમાં ઉપવાસ

જે મહાશક્તિ આ પાગલ દુનિયાનો અંતે પલટો કરી નાખશે એવી મને ખાતરી હતી, તે મહાશક્તિ ક્યાં અને ક્યારે પ્રગટ થવાની છે, એ પ્રશ્ન હું મારી જાતને પૂછયા જ કરતો હતો.

ગાંધીજી ઉપવાસ શરૂ કરવાના છે એ ખબર ૧૨મી જાન્યુઆરીએ રાતે સાંભળ્યા બાદ, એક નવી મહાન આશા મારામાં પ્રગટી. આ દુનિયાને આત્માની તાકાતનું નવેસર દર્શન કરાવે તેવો તથા જડવાદનો પ્રતિકાર કરનારો માણસ આ રહ્યો! ૧૩મી જાન્યુઆરીએ હું એ બાબતની ખાતરી લઈને તથા તેમના પ્રત્યે સહાનુભૂતિના મોજામાં તરબોળ થઈને જાગ્યો. મેં નાસ્તો કરી લીધો; પરંતુ જેમ જેમ દિવસ ચડતો ગયો, તેમ તેમ મને વધુ ને વધુ ભાન થતું ગયું કે ગાંધીજીએ હવે તેમના ઉપવાસ શરૂ કર્યા હશે, અને તેથી હું બપોરનું ખાણું ખાઈ શક્યો નહિ. તેમની સાથે સાથે ઉપવાસ કરવા એ મને પોતાને તો અંતરના આદેશરૂપ વસ્તુ બની ગઈ, અને ત્યારથી માંડીને ૧૮મી જાન્યુઆરીએ તેમણે ઉપવાસ છોડ્યાની વાત સાંભળી ત્યાં સુધી, હું સાદા પાણી સિવાય કશાને અડ્યો નહિ.

હું છેવટ સુધી ટકી રહીશ એવી મને ખાતરી થાય ત્યાં સુધી, હું ઉપવાસ કરતો હતો એ વાત મહાત્માજીને કરવાની મને મરજી નહોતી; પરંતુ ત્રીજે દિવસે હું તેમને મળવા ગયો, અને પ્રધાનમંડળના સભ્યો તેમની સાથે મંત્રણા કરતા હોવાને કારણે તેમને મળી ન શકાતાં, તેમને આપવા એક ચિઠ્ઠી મૂકતો ગયો. તેમાં મેં મહાત્માજીને જણાવ્યું હતું કે, જેઓ તમને ઉપવાસ ન કરવાનું સમજાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે તે બધાઓ નહિ, પણ તમે સાચા છો એની મને ખાતરી છે; તથા હું અને કદાચ બીજાઓ પણ તમારી સાથે સહાનુભૂતિમાં ઉપવાસ કરી રહ્યા છીએ. ઉપરાંત મેં તે ચિઠ્ઠીમાં તેમને પુછાવ્યું હતું કે, તેમને નજરે જોવાની તથા વાતો કર્યા સિવાય શાંતિથી તેમની પાસે બેસવાની પરવાનગી મને મળી શકશે કે કેમ; મેં ખુલાસો પણ કર્યો હતો કે, મારો ઉપવાસ એ મારે માટે કોઈ પણ રીતે અગ્નિપરીક્ષા સરખો હોવાનો ઢોંગ કરી શકું તેમ નથી, કારણ કે રોજની માફક હું હરફર કરી શકતો હતો તથા મને શરીરે બહુ જ સારું લાગતું હતું. (એ જ સ્થિતિ છેવટ સુધી ચાલુ રહી હતી, અને કોઈ વખત મને કકડીને ભૂખ લાગ્યાની લાગણી થઈ નહોતી, તથા હું બંધાણી હોવા છતાં મને સિગારેટની પણ તલપ આવી નહોતી.)

## 'અંતરનો આદેશ'

ડૉ. સુશીલા નય્યરે મારી ચિઠ્ઠીનો જવાબ આપ્યો: 'તમારા પત્રની ગાંધીજી ઉપર ઊંડી અસર થઈ છે. તે એમ માને છે કે, તમે ફરતા રહીને તથા લોકોને મળવા દ્વારા તેમના ઉપર અસર પહોંચાડી, વધુ સારું કામ કરી શકો તેમ છો. તેથી તેઓ તમને તમારો ઉપવાસ છોડી દેવાનો આગ્રહ કરવાનું ઇચ્છે ખરા — સિવાય કે તમને એ ઉપવાસ કરવાનો ઉથાપી ન શકાય એવો આંતરિક આદેશ મળ્યો હોય.'

ડૉ. નય્યરે ઉમેર્યું હતું કે, ગાંધીજીને મારી સહાનુભૂતિની ખબર છે; તથા મને તેમની પાસે જવાની અને તેમને મળવાની જરૂર લાગતી હોય તો હું તેમ કરી શકું છું. ત્યાર બાદ તેમને હું રોજ મળવા જતો કારણ કે તે તરત જ સમજી ગયા કે હું એક 'આંતરિક આદેશ'નું જ પાલન કરી રહ્યો હતો. અને મને લાગે છે કે, હું રોજ ત્યાં જતો તેથી તેમને આનંદ થતો.

શનિવારે, એટલે કે ઉપવાસના પાંચમા દિવસે પણ મને તે આનંદી અને તેજભર્યા લાગ્યા, તથા તેમના ગાલ ઉપર ફીકી પણ જુવાનીભરી લાલિમા હતી; અને મેં જ્યારે મહાત્માજીને કહ્યું, કે, આગલા દિવસ કરતાં તમારી આંખો વધુ તેજસ્વી દેખાય છે તથા તમારું શરીર વધુ સ્ફૂર્તિલું લાગે છે, ત્યારે ડૉ. બિધાનચંદ્ર રૉય કે જે તેમને તાજેતરમાં જ તપાસી રહ્યા હતા તથા તેમની સાચી સ્થિતિ જાણતા હતા, તે કાંઈક છેડાઈ

પડયા. ડૉ. રૉયે મને કહ્યું, "તો પછી, તમારી આંખો મારી આંખો કરતાં જુદી રીતે જોતી લાગે છે." અને તેમની ફરજ તો તેમના સ્ફૂર્તિલા દરદીને બને તેટલા શાંત રહેવાનું સમજાવવાની જ હતી, એમાં શંકા નથી. રવિવારે પાછલે પહોરે, મહાત્માજીએ ઉપવાસ છોડયા પછી થોડા કલાકો બાદ, મારે માટે એક મોટો પ્રસંગ બન્યો. તેમણે મને દુનિયાના પ્રશ્નો તથા હિંદુસ્તાન અને પાકિસ્તાનને લગતી વાતો કરી. અને તરત જ હું જાણી ગયો કે, તેમના ઉપવાસના સમાચાર સાંભળતાંવેંત મને જે ખાતરી થઈ હતી, તે સાચી હતી : આધ્યાત્મિક જગતમાં કાંઈક ભારે બની રહ્યું હતું અને હજુ વધારે મોટી ઘટનાઓ પ્રગટ થવાની હતી.

રવિવારે પાછલે પહોરે, ૧૮મી જાન્યુઆરીએ, ગાંધીજી કે જેમણે તે દિવસે પોતાના ઉપવાસ છોડયા હતા, તેમણે મને તેમની પથારીની છેક નજીક બેસવા નિશાની કરી, અને ધીમા પરંતુ ખૂબ જ સ્પષ્ટ અવાજથી મારી સાથે વાત કરવાનું શરૂ કર્યું. તેમના રિવાજ મુજબ તેમણે મજાકભરી રીતે વાતની શરૂઆત કરી, અને મેં મારા ઉપવાસનાં પારણાં કઈ કઈ વસ્તુઓ વડે કર્યાં હતાં તે ચોકસાઈથી કહી સંભળાવવા કહ્યું ! અને મેં જ્યારે કબૂલ કર્યું કે દૂધ વગરની કૉફી અને બે સિગારેટો વડે મેં પારણાં કર્યાં છે, ત્યારે તે રાજી થઈ ડચકારો વગાડવા લાગી ગયા !

પછી તેમણે ક્ષણભર કૅથલિક અને પ્રૉટેસ્ટંટ એ બંને સંપ્રદાયોને માન્ય એવી ઉપવાસની ઓછી વત્તી અગત્ય ખ્યાલમાં રાખી તે બંનેની ભાવનાઓ વિષે વાત કરી. પછી તેમણે એ જાણવા ઇચ્છયું કે, હું હાલમાં કેમ આટલી થોડી લેખનપ્રવૃત્તિ કરું છું. મેં જવાબ આપ્યો, જોકે આ ઉનાળે હું સેવા કરવાની ઇંતેજારીથી જ ઇંગ્લંડથી પાછો ફર્યો છું, પરંતુ હું મારી લેખનપ્રવૃત્તિથી કંઈક ભલું કરી શકીશ એમ હવે મને ભાગ્યે જ લાગે છે. ઘણી વાર તો મને એમ જ લાગે છે કે, કોમી લાગણીઓ આટલી વિકરાળપણે ઉશ્કેરાયેલી છે, ત્યારે લખવા વડે હું ભલા કરતાં ભૂરું જ વધુ કરીશ. આમેય આજકાલ ઘણું જ વધારે બોલવામાં તથા લખવામાં આવે છે, અને છાપાંઓ બહેરા કાનોએ અથડાતી શાબ્દિક અપીલો-અને સલાહોથી ઊભરાઈ જાય છે. વળી હવે હું કોઈ છાપા સાથે જોડાયેલો રહ્યો નથી, એટલે જાહેરમાં સતત અભિપ્રાયો દર્શાવવાની મારે માથે કાંઈ ફરજ પણ નથી.

### વિશ્વ-સમવાય

જવાબમાં મહાત્માજીએ ભારપૂર્વક આગ્રહ કરતાં જણાવ્યું કે, એટલામાત્રે લખવાની ફરજમાંથી હું મુક્ત થઈ શકતો નથી; અને પહેલાં હું જે વિચારોની તરફેણ કરતો હતો તે વિચારોનો પ્રચાર કર્યા કરવાનું મારે માથે છે જ. તે વિચારો એટલે કે, જે પ્રદેશો વચ્ચે યુદ્ધ થાય નહિ તેવા પ્રદેશોનો વિસ્તાર વધતો જાય એ રીતે સમવાયો – જૂથો ઊભાં કરવાં, અને તેનો અંતિમ ઉદ્દેશ એ હોય કે આખા વિશ્વનું એક સમવાયતંત્ર ઊભું કરી તે દ્વારા વિશ્વશાંતિ સ્થાપિત કરવી. વળી તેમણે મને કહ્યું કે, મેં કરેલી બીજી એક સૂચના પણ તેમણે જોઈ છે, અને તેઓ તેનું ભારપૂર્વક સમર્થન કરે છે. તે સૂચના એટલે કે, હિંદુસ્તાન અને પાકિસ્તાનની બંધારણસભાઓ પોતપોતાનાં બંધારણોને આખરી સ્વરૂપ આપી વીખરાઈ જાય ત્યાર પહેલાં, તેમણે બંનેએ એક ભેગી કમિટી નીમીને કે તે બંને સભાઓએ પોતે જ ભેગા બેસીને એ બંને રાજ્યો વચ્ચે યુદ્ધની શકયતા અટકાવે એવી કોઈ સાંકળ ઊભી કરવાની શકયતા અંગે વિચારણા કરવી. હું આ વિચારનો મારા મનમાં હોય તેટલો વિસ્તાર કરીને આ વિષય ઉપર એક યાદી તૈયાર કરી આપું એવી ઇચ્છા ગાંધીજીએ દર્શાવી. પછી તે યાદીનો અભ્યાસ કર્યા બાદ તેનો તે શો ઉપયોગ કરવા ધારે છે, એ વિષે તેમણે મને વાત કરી, તથા એ અંગે હું ઉચ્ચ સરકારી મંડળો સાથે ચર્ચા નોતરું, એમ પણ તેમણે મને કહ્યું.

### યાદી

તે અનુસાર પછી મેં ગાંધીજીને એ યાદી તૈયાર કરીને આપી. તેમાં હિંદુસ્તાન અને પાકિસ્તાનનાં સંયુક્ત રાજ્યોની એક રૂપરેખા હતી. જોકે, સ્વાભાવિક રીતે જ વિગતો અંગેના મારા ખ્યાલોને હું બહુ ઓછી અગત્ય આપું છું. પરંતુ તેનો મૂળભૂત મુદ્દો (અને મેં જેમનો મત પૂછ્યો હતો તેવા મોટા બંધારણીય કાયદાશાસ્ત્રીઓ તેની સાથે સંમત થયા છે, તે) એ છે કે, બંને બંધારણસભાઓ વિખેરાઈ જાય ત્યાર પહેલાં તે બંને વચ્ચે કાંઈક મસલતો થવી જોઈએ. એ તક જો જતી કરવામાં આવશે તો પછી તે પાછી કદી

નહિ મળે; આ પેઢી દરમ્યાન તે પાછી મળે એવું તો હરગિજ નહિ બને.

એ વિચાર કંઈ નવો નથી. કેબિનેટ મિશન અહીં આવ્યું ત્યાર પહેલાં કાયદેઆઝમે બે બંધારણસભાઓની યોજનાની હિમાયત કરી હતી, કે જે સભાઓ અંતે પોતાના કામને સમન્વિત કરવા ભેગી બેસે. કેબિનેટ મિશને પણ એક અખિલ હિંદ બંધારણસભાની સૂચના કરી હતી કે જે સભા વૈધિક રીતે એકઠી મળ્યા બાદ, મિશને સૂચવેલાં 'એ' 'બી' 'સી' એમ ત્રણ જૂથોમાં વહેંચાઈ જવાની હતી, અને પાછી છેવટે ત્રણેનાં સહિયારાં પ્રયોજનો વિચારવા ભેગી બેસવાની હતી.

### દેશી રાજ્યો અને લશ્કર

જોકે, એ બે બંધારણસભાઓની પરિષદ મળે, તો તેમાંથી જે આખરી નકશો તૈયાર થાય, તે મેં સૂચવેલા કરતાં જુદા જ નમૂના પ્રમાણેનો હોય, એમ બને. તોપણ મારી રૂપરેખામાં બે રૂઢી વાતો રહેલી છે. એક તો એ કે, કાસ્મીર અને હૈદરાબાદના પ્રશ્નો તો આપોઆપ અદૃશ્ય થઈ જાય છે; કારણ કે, મોટાં મોટાં દેશી રાજ્યો, અને કદાચ બીજાં રાજ્યોનાં કેટલાંક મોટાં જૂથો એક જ સમવાયી તાંતણે બંધાયેલાં હોઈ, હિંદુસ્તાન અને પાકિસ્તાનનાં સંયુક્ત રાજ્યોમાં સમાન ભાગીદારો બની રહે.

મારી રૂપરેખાનો બીજો ગુણ એ છે કે, આપણે હિંદી લશ્કરના જે ભાગલા પડ્યા છે તેનો ખેદ ભલે કરતા હોઈએ, તોપણ આ યોજના એ ભાગલા રદ નથી કરતી. આ યોજના મુલકી લશ્કર, નૌકાદળ અને હવાઈ દળની નવી રચનાઓ મંજૂર રાખે છે. હિંદુસ્તાની અને પાકિસ્તાની એવી પલટણો રહે જ,— જેમ, ઈંગ્લિશ, આઈરિશ અને સ્કોટિશ પલટણો હોય છે. તેવાં જ હિંદુસ્તાની અને પાકિસ્તાની નૌકાદળો અને હવાઈદળો રહે, —જેમ બ્રિટિશ, ઑસ્ટ્રેલિયન, અને કેનેડિયન નૌકાદળો અને હવાઈદળો હોય છે. પલટણોનાં જુદાં વડાં મથકો, અને ભરતીકેન્દ્રો હિંદુસ્તાન કે પાકિસ્તાન પ્રત્યે સ્થાનિક અભિમાન અને પ્રેમ ઉત્તેજિત કરશે, તથા સામૂહિક રીતે એ પલટણો અને એકમો હિંદુસ્તાન અને પાકિસ્તાનનાં સંયુક્ત રાજ્યોનાં સશસ્ત્ર દળો પૂરાં પાડશે. આવતાં થોડાં વર્ષ સુધી, કોમી સુરક્ષિતતા તેમ જ કોમી એખલાસની સૌથી સારી બાંયધરી પાકિસ્તાનમાં નોકરી બજાવતી હિંદુસ્તાની પલટણો અને હિંદુસ્તાનમાં નોકરી બજાવતી પાકિસ્તાની પલટણો પૂરી પાડી શકે.

મેં આ યાદી મહાત્માજીને જાન્યુઆરીની ૨૪ મી તારીખે આપી; અને કૉંગ્રેસની કારોબારી સમિતિની બેઠકો પૂરી થયા પછીની અમારી મુલાકાત વખતે તે વિષે અમે ચર્ચા કરવાના હતા. તે મુલાકાતનો ચોકસ સમય મને જણાવતા શ્રી. પ્યારેલાલના ટેલિફોન-સંદેશાની રાહ જોતો હું બેઠો હતો, તે વેળાએ જ ખૂનીએ પોતાની ગોળીઓ મહાત્માજીના શરીરમાં ચાંપી.

### વિજયની વધામણી!

એ ખૂનીને ખરેખર ઓળિયો માણસ જ કહેવો જોઈએ. આ રહ્યા ઇસુ ખ્રિસ્તના શબ્દો. તે ઇસુ ખ્રિસ્તને પણ વડા પુરોહિતો અને આચારશાસ્ત્રીઓ ખતમ કરી નખાય તેવો જ માનતા હતા, પરંતુ તેણે ઉપદેશેલ ધર્મગ્રંથ આખી દુનિયાનું, બારે મહિના અને બત્રીસે દહાડા ચાલુ 'સૌથી વધુ વેચાતું પુસ્તક' રહ્યું છે.

"અને મારા મિત્રો, હું તમને કહું છું કે, જેઓ તમારા શરીરનો નાશ કરવા ઇચ્છે તેમનાથી બીશો નહિ, કારણ કે, પછી વધુ કાંઈ કરી શકાય તેવું તેમની પાસે રહેતું નથી."

આ લેખ લખતી વેળા સેવાગ્રામથી ૪ થી ડિસેંબર, ૧૯૪૦ ના રોજ લખવામાં આવેલો મહાત્માજીનો પત્ર મેં શોધી કાઢ્યો. તેમાં તેમણે લખ્યું હતું:

"શહીદનું મૃત્યુ એ ખરેખર તેના આત્મબલિદાન ઉપર વાગતી છેવટની મહોર છે અને વિજયની વધામણી છે."

એ એવું જ નીવડો!

આર્થર મૂર

---

જ્યારે ઈશ્વર આફત મોકલે છે ત્યારે તેમાંથી ઊગરવાનો રસ્તો હોય છે, પણ જ્યારે આપણે આફત ઊભી કરીએ છીએ ત્યારે જીવવું અશક્ય થઈ પડે છે.

કૉન્ફ્યૂશિયસ

# કાયદો અને પ્રગતિ

દોઢેક વર્ષ પરની એક ખબરની કાપલી અને તે ઉપર મુંબઈના 'ટાઇમ્સે' લખેલી નોંધ મેં ત્યારથી મારી ફાઇલમાં નાંખી મૂકેલી તે હમણાં હાથ આવી. એક સંબંધમાં તે વાચકને અત્યારે આપવા જેવી પ્રસ્તુત લાગે છે.

બૅંગલોરમાં ભાષણ આપતાં (૧૧મી ઑગસ્ટ '૪૬) ફેડરલ કોર્ટના ત્યારના વડા ન્યાયાધીશ સર પૅટ્રિક સ્પેન્સે કહેલું, "બધા સુખનો આધાર સારા કાયદાતંત્ર ઉપર રહે છે."

વકીલ અદાલતીઓને આમ જ લાગે, એ સમજાય એવું છે. દુનિયા જાણે સારા કાયદા વિના જ દુઃખી થતી ન હોય! છતાં સર પૅટ્રિકના કહેવામાં તથ્યાંશ હતો, અને તે પકડી લઈને 'ટાઇમ્સે' (૧૪મી ઑગસ્ટ) અગ્રનોંધ લખી તેમાં ટકોર કરીને આમ કર્યું હતું:—

> "હિંદના વડા ન્યાયધીશે કહ્યું કે, બધા સુખનો આધાર સારા કાયદાતંત્ર ઉપર રહે છે. પરંતુ, ગમે તેટલી પવિત્ર ભાવનાથી વિચારાયેલા અને ઉત્તમોત્તમ કાયદાઓ પણ,— જો બરોબર રીતે અને કાળજીપૂર્વક તે મુજબ ન્યાય ન તોળાય તો વહેવારમાં લગભગ કશા કામના નથી બનતા. . . ."

એટલે ખરા સુખને માટે કેવળ સારા કાયદા જ નહિ, પણ તેમનો યોગ્ય અર્થ કરી આપી અમલ કરાવનાર અદાલતો પણ જરૂરી છે. એ બંને મળીને પ્રજાને દોરે અને પ્રજા સહકારપૂર્વક તેમાં જોડાય, તો જ સુખ જન્મી શકે અને પ્રજા પણ કેળવાય.

પરંતુ પ્રજા સુખ માગે છે તેની સાથે પ્રગતિ અને સુધારો પણ ચાહે છે. અને કાયદો તથા કોરટ એમાં પણ ભાગ ભજવે છે. તેથી તે જ વ્યાખ્યાનમાં સર પૅટ્રિક કહેલું —

> "દુનિયાભરમાં વાત ચાલે છે કે, જીવનનાં અનેક ક્ષેત્રોમાં પુનર્ઘટના કરવી છે. હિંદ અને ઇંગ્લન્ડમાં અનેક કાયદામાં સુધારા થાય એમ ઇચ્છું છું."

પ્રગતિ કરવાને માટે કાયદાએ પણ ભાગ ભજવવાનો હોય છે અને કોરટે પણ. તેથી જ કાયદાનું અધિરાજ્ય સમાજમાં વધારે ને વધારે વ્યાપક થતું જાય છે. ઉદ્યોગમાં, સમાજજીવનમાં, અને ધર્મ તથા ગૃહજીવનમાં પણ આજે કાયદો ઘૂસતો જાય છે. અને યુદ્ધે તો એવું કરી મૂક્યું કે, ખાનપાન અને વસ્ત્ર તથા મકાનને અંગે પણ કાયદો વચ્ચે આવીને ઊભો રહે છે. આજના જમાનાની સમાજવ્યવસ્થાની નીતિનું તથા સમજનું આ એક અતિ સૂચક લક્ષણ છે. અને જ્યાં કાયદો આવે ત્યાં અદાલત અને અદાલતી — એટલે કે જજ અને વકીલો — તો આવવાના જ. આથી કરીને સમાજનાં સુખ શાંતિ અને સુધારો તથા પ્રગતિમાં આ બે સામાજિક સંસ્થાઓ પણ ભાગ ભજવે છે. તેમાં કાયદા ઘડનાર ધારાસભા તો ભાગ ભજવે જ છે; પરંતુ તેનો અમલ કરાવનાર કોરટ પણ ભજવે છે, તે સામાન્યતઃ ઝટ નથી દેખાતું. કોરટ તો ફેંસલો આપે; વધુ શું? — આમ સાધારણ રીતે લોકને લાગે છે. પરંતુ કોરટ કાયદાનો અર્થ કરે છે, આપોઆપ તેને અમુક ભૂમિકામાં તપાસે છે, અને તેના ફેંસલા દ્વારા તેને રૂપ આપે છે, એ ઝટ ધ્યાનમાં નથી આવતું. એથી કરીને, જેમ ધારાશાસ્ત્રીઓની વિચારણા અને દૃષ્ટિ જેવી હોય — ઉદાર કે સંકુચિત, પ્રગતિશીલ કે પ્રતિગામી, સુધારકીય કે સ્થિતિવાદી,— તે પ્રમાણે ધારા બને; તેમ જ (ભલે તેની રીતે, છતાં) અદાલતીઓ જેવી દૃષ્ટિ અને વિચારણાવાળા હોય તેવા તેઓ કાયદાના અર્થ કરે કરાવે છે, અને તે પ્રમાણે સમાજની પ્રગતિ પર અસર કરે છે.

તાજેતરમાં અમદાવાદમાં સ્વામીનારાયણ મંદિર-પ્રવેશ અંગે જે બન્યું તે ઉપરથી ઉપરનું લખવાનું સૂઝ્યું છે. આ વિષે અગાઉ એક અંકમાં લખી ગયો છું. ('દેવદર્શનની દુકાનોનો લૉકાઉટ'— જાનેવારી,'૪૮) ત્યાર બાદ, મેં એ અંગે જે કોરટબાજી અમદાવાદમાં ચાલી તેનો અદાલતી ચુકાદો જોયો. તે પરથી એક બે વધુ ખ્યાલો આવે છે, તે પણ ટાંકવા જેવા છે. પ્રથમ તો ઉપર કરેલી વાતના ઉદાહરણરૂપે આ ચુકાદો જોઈએ. ઈ.સ. ૧૯૪૭માં મુંબઈની પ્રજાકીય ધારાસભાએ હરિજન મંદિરપ્રવેશ હકનો કાયદો કર્યો. આ કાયદામાં એમ સ્પષ્ટ કરવામાં આવ્યું કે, જે દેવસ્થાનમાં સામાન્યપણે બધા હિંદુઓને જવાનો હક છે ત્યાં હરિજનોનેય જવાનો હક છે. તેમાં કોઈ બીજો કાયદો કે કાંઈ આડે ન આવે.

હિંદુ ધર્મવિચારમાં અસ્પૃશ્યોને જ્યાં ત્યાંથી જે જાકારો અને તુચ્છકાર હતો તે સામે સૈકાંથી હિંદુ સુધારકો લડતા હતા. છેવટે કોંગ્રેસે અને ગાંધીજીએ

તેમાં આખર કરી, જેને પરિણામે લોકમત જાગ્યો. એ પરથી ધારાસભાએ ઉપરનો કાયદો કર્યો, અને જે લોકમત પ્રજાસેવકો અને સુધારકોએ ઘડયો હતો, તેને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું, અને તેને લઈને તે આપીય શકાયું.

આ હક મળવાથી અમદાવાદના હરિજનો મંદિરમાં પ્રવેશ કરવાને માટે ગયા. મંદિરવાળાઓએ તરત તો પોતાની મુનસફીથી 'દેવદર્શનનો લૉકાઉટ' જાહેર કરી દીધો — દેવનાં બારણાં જ બંધ કરી દીધાં! કોઈ સવર્ણ કહેવાતા દર્શનાર્થીએ તે સામે પડકાર કર્યો નહિ અને આ મનસ્વી પગલું ચાલી ગયું.

અને બીજી બાજુથી તેઓ અદાલતને બારણે ચડ્યા ને તેનું શરણ માગ્યું કે, આ અંદર ઘૂસનારને રોકો, કેમ કે આ દેવ બધા હિંદુઓનો નથી, અમ 'સત્સંગી'-ઓનો તે છે; અને અમે સત્સંગીઓ હિંદુઓથી જુદા છીએ, એટલે બધા હિંદુને કાંઈ અમારા મંદિરમાં આવવાનો હક નથી; અમે ઇચ્છીએ તેને રોકી શકીએ.

વસ્તુતા અને વ્યવહાર બંનેય સત્સંગીઓના આ દાવાથી જુદાં અને વિરુદ્ધ છે. નવાઈની વાત છે કે, આ સાદી સીધી વાત વકીલો અને કોરટ કેમ ન જોઈ શક્યાં. તે દલીલનો વિષય બની શકયો, એ સત્યની નહિ પણ કોરટબાજીની જ બલિહારી ગણાય. ખેર. શું સત્સંગી હિંદુ નથી એમ? હું જન્મે 'સત્સંગી' નથી; પરંતુ મારાં મોસાળ અને સાસરી 'સત્સંગી' છે. હું તેમનાં મંદિરોમાં ગયો છું; ત્યાં જે કોઈ દેવ છે* તેને મેં ખરા દેવ તરીકે માથું નમાવ્યું છે. અને તેમ માથું નમાવવા આજે પણ જાઉં, પરંતુ જ્યાં હરિજનોને નથી પેસવા દેતા ત્યાં જવા મન નથી થતું. તે મંદિરોમાં મને કોઈએ આજ સુધી રોકયો નથી. હવે મને રોકવા માગે છે એમ? હિંદુ તરીકે

* આમ કહેવાનું કારણ એ છે કે, અદાલતના ફેંસલામાં એમ કહેવામાં આવ્યું છે કે, આ દેવ તો સહજાનંદ સ્વામીનું રૂપ છે. સત્સંગીઓ એમને પોતાના ગુરુ માને અને ગુરુ દેવ તુલ્ય હોઈ તેમને ઇષ્ટ તરીકે પૂજે. પરંતુ એ તો તેમની ભાવના થઈ. ગમતી ભાવના કરવાની છૂટ ભક્તને છે. તેથી જ એક તુલસીને રામ દેખાય ત્યાં એક સુરદાસને કૃષ્ણ દેખાઈ શકે છે. મૂર્તિપૂજા અને બુતપરસ્તીમાં ફેર છે તે આ. સત્સંગીના દેવ બુત નથી, ભગવાનની મૂર્તિ છે. જે ભાવથી નમો તેવા તે ભક્તને ફળે છે.

મને આજ સુધી એ હક* છે જ. સત્સંગીઓ તેમની મિલકતના ઇજારાને બહાને આ મારો પવિત્ર હક પચાવી પાડવા માગે છે એમ? મારે તે વાપરવો કે ન વાપરવો એ મારી મરજીની વાત છે. હું તે નથી વાપરતો કે કોઈ કારણે નથી વાપરવા માગતો તેથી કાંઈ તે મારો મટી જતો નથી. એમ તો સેંકડો 'સત્સંગી'ઓ પણ મળી આવે કે જે મંદિરમાં નહીં જતા હોય. કોરટમાં આવીને ચાર ૭ દુનિયાદારીમાં પ્રતિષ્ઠિત ગણાતા કહે તેથીય તે બાબતમાં શો ફેર પડી શકે? અને ધર્મ તથા અધ્યાત્મની આવી બાબતમાં કોણ મોટા અને કોણ નાના, કોના મતની કિંમત ને કોનાની નહીં, એ નક્કી કરવું એ પણ ભારે ભયાનક ધૃષ્ટતા લાગે છે. ખેર.

વસ્તુતાએ જોતાં પણ, શું સ્વામીનારાયણ પંથ અને તેના દેવ તથા તત્ત્વવિચારો હિંદુ નથી? અદાલતી ચુકાદામાં રમૂજભરેલી ચર્ચા આ વિષે વાંચવા મળે છે. એક કોર્ટ એ ચર્ચા કરે છે એમ ન હોત તો

* અહીં આગળ એક રમૂજભરી હકીકત જાહેર કરવા જેવી છે. અમદાવાદના સ્વામીનારાયણ મંદિરની એ છે. ઈ. સ. ૧૯૩૮માં જ્યારે કૉંગ્રેસ પ્રધાનમંડળ સત્તા પર આવ્યું ત્યાર પહેલાં આ મંદિરનાં દ્વાર પર પ્રવેશ બાબતમાં કશું પાટિયું મારેલું નહોતું. એટલે કે, જે કોઈ ઇચ્છે તે પૂજ્યભાવથી દર્શન કરી શકે, એવો વ્યવહાર અને સમજ તે મંદિરવાળાનાંય હતાં. ૧૯૩૮ બાદ ત્યાં પાટિયું વાગ્યું કે, ફક્ત સવર્ણ હિંદુઓને માટે. એટલે કે, બધા જ હિંદુ — હરિજનો સિવાય — જઈ શકતા. અને મંદિરવાળા પણ એમ માનીને ચાલતા કે, આ મંદિર હિંદુઓ માટે છે. ૧૯૪૮માં મકરસંક્રાંતિની પર્વણી ઉપર આ પાટિયું પણ ચાલ્યું ગયું! અને નીચે મુજબનું નવું પાટિયું વાગ્યું! તે આવું છે,— જાણે કોઈ કાયદાની કલમો ટાંકી ન હોય!:—

"૧. આ મંદિર શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના સત્સંગી અનુયાયીઓ માટે છે.

૨. આ સંપ્રદાયના દરેક સત્સંગી અનુયાયીઓએ આ મંદિરમાં યથાધિકાર પ્રવેશ, દર્શન વગેરે સંપ્રદાયની ધર્મમર્યાદામાં રહી કરવાનાં હોય છે."

એટલે કે, આ કેસ લડવા માટે જે જૂઠી ભૂમિકા કાયદાની બારીથી સાચી લાગે એવી માની, તે પ્રમાણે પાટિયું ચિતરાવી લીધું! આ પાટિયામાં ઇરાદો ચોખ્ખો છે — હરિજનોને દૂર રાખવા. આ ઇરાદો કાનૂનથી ગુનાહિત નથી? આ હકીકત કોરટ પાસે મુકાયેલી કે નહિ તે મને ખબર નથી. પરંતુ આ 'પાટિયા-પુરાણ' જો ધર્મના હ્રાસનું સૂચક ન હોત તો કેવળ રમૂજનો અને બાલિશતાનો નમૂનો ગણાત.

એને વાંચવાય તસ્દી ન લેઉં, એવી વ્યર્થ મને તે લાગી. એમાં ધર્મતત્ત્વ કે કશાની ઝાઝી સમજ પણ નથી દેખાતી. એ બધાની કાનૂની કે અદાલતી જરૂર શી હશે કે શા અર્થે તેમાં પડવામાં આવ્યું તે સામાન્ય જનને ન સમજાય. એ વાંચતાં એમેય લાગે છે કે, જજે ખોદ્યો ડુંગર અને કાઢ્યો ઉંદર! જો તેમને ધર્મતત્ત્વ ૪૦ ના ફેંસલામાં પડવું નહોતું તો પછી એની નાહક ચર્ચા વકીલોનેય શું કામ કરવા દીધી? અને કરવા દીધી તો દીધી, શું કામ એ વાતના ફૂથા કૂટવા વખત લીધો! સામાન્ય જન જાણે છે અને માને છે કે, સંપ્રદાયોનું બધું તત્ત્વજ્ઞાન પણ હિંદુઓનો સમાન વારસો છે. પોતાને જે ગમે તે ઇષ્ટ દેવ અને ઇષ્ટ તત્ત્વમાં શ્રદ્ધા રાખી જીવન દ્વારા સાધના કરવી એ સાચું હિંદુ જીવનતત્ત્વ છે. તેમાં તકરાર કરવી એ અહિંદુપણું છે. એટલે નાનામોટા સંપ્રદાયી ભેદ હોવાથી તે ભેદનાં ફૂંડાળાં કાંઈ ખ્રિસ્તી યહૂદી કે પારસી મુસલમાન જેવા અર્થમાં જુદાં હરગિજ નહોતાં, નથી અને ન થઈ શકે.

પરંતુ કાયદાના રાહ ન્યારા હોય છે. મારા વકીલ મિત્રો જણાવે છે કે, હરિજન મંદિરપ્રવેશ કાયદામાં એક છટકબારી જેવું છે તેનો લાભ તેના વિરોધી સત્સંગીઓએ ખોળ્યો; અક્કલબાજ વકીલોએ તેમાં હાથ દીધો, અને અદાલતે તે મુદ્દા ઉપર પોતે માની લીધેલા* "જૈસે થે"ની મહોર મારી આપી. કોરટ કોરટ છે; તેની સામે થવા ઉપરી-કોરટમાં જવું જોઈએ. વકીલો કહે છે કે, અમુક રીતે તેના અપમાનનો ગુનો હોઈ શકે છે. હું એની મર્યાદામાં રહીને મારું મંતવ્ય રજૂ કરું છું, એમ માનું છું.

* આમ કહેવાનું કારણ એ છે કે 'જૈસે થે' તો એ હતું અને છે કે, મંદિરમાં જેને જવું હોય તે જાય છે અને તેને કોઈ રોકતું નથી. સત્સંગી પણ જાણે છે કે હરિજનો પણ જાય છે. નવું માત્ર હોય તો તે એટલું જ કે, શ્રી. મૂળદાસ વૈશ્ય ભગતનું નામ મરી પાડીને હરિજન ટુકડી લઈને જાહેર જવા માગતા હતા. જો કંઈ નવું હોય તો આવો દેખાવ કરવાની વાત જ નવી હતી. એટલે જો 'સ્ટેટસ કો' જ જાળવવાનો હતો, તો શ્રી. મૂળદાસને આવો દેખાવ કરવાની મનાઈ કરવી એ જ હોઈ શકે. પરંતુ અદાલતનો હુકમ તો તેથી આગળ જઈને વાત કરે છે અને જે ચાલતું હતું તેનેય રોકવાનું એમાં સંડોવે છે. આ શી રીતે 'સ્ટેટસ કો' કહેવાય તે સમજાતું નથી.

ઉપર મેં કહ્યું કે, પ્રગતિશીલ ધારાશાસ્ત્રીઓએ સમાજમાં એક ઇષ્ટ સુધારા માટે જરૂરી કાયદો કર્યો. જેઓ પુરાણ પ્રથાવાદી હતા તેમાંના કેટલાકે આ સામે કાયદાની બારી જોઈ; તેઓ કોરટે પહોંચ્યા. વકીલો માને છે કે, પોતાની આવડનો ઉપયોગ યોગ્ય મૂલ્યથી આ કે તે પક્ષના અસીલને આપવો જોઈએ. તેમાં મુદ્દો સારો નરસો કે સુધારા કુધારાનો છે યા સાચો જૂઠો છે, તે જોવાનું એમને નથી. આવી તટસ્થતા કેટલે દરજ્જે સાચવી શકાતી હશે એ તો અનુભવી કહી શકે. અસ્તુ. મતલબ કે, વકીલો તે મુદ્દામાં પ્રગતિ કે પરાગતિ, સુધારો કે કુધારો છે તે જોઈને ન વર્તે.

આમાં પ્રસ્તુત ત્રીજું સમાજ-અંગ અદાલત, તે પણ સમાજહિતની વિશાળ નજરે જોતાં મર્યાદા ધરાવે છે. કાયદાનો અર્થ કરવામાં તેય ઉદાર-સમજ-ધારી બની શકે છે અથવા 'સ્ટેટસ કો'ને નામે કાયદાનો જડ અર્થ કરી પ્રગતિવાદને પડકારી શકે છે. અને આ ચુકાદામાં એવો સ્પષ્ટ ઉલ્લેખ પણ મળે છે. ચુકાદો કહે છે —

"મને (હરિજનોની) ન્યાયી આકાંક્ષાઓ પ્રત્યે પૂરી સહાનુભૂતિ છે, અને નજીકના ભવિષ્યમાં હરિજનવર્ગ બાકીના સામાન્ય હિંદુઓ સાથે સમાજમાં તેમ જ ધર્મની બાબતમાં સમાન સ્થાન પામે એ જોઈને મારા જેટલો આનંદ બીજા કોઈને નહિ થાય; પરંતુ હું અત્યારે તો કાયદો જે સ્વરૂપે છે તે અનુસાર ફેંસલો આપવા બંધાયેલો છું. અને જ્યારે કેટલાક લોકો ન્યાય માટે અદાલત પાસે આવે, ત્યારે અદાલતે તો તે બાબત પ્રત્યે માત્ર કાયદાની દૃષ્ટિએ જ જોવું જોઈએ, નહિ કે રાજકીય અને સામાજિક વિચારણાઓથી."

આ વાંચીને મને ઈ. સ. ૧૯૨૨નો બ્રૂમફિલ્ડે ગાંધીજીને સજા કરતાં આપેલો ઐતિહાસિક ચુકાદો યાદ આવ્યો. તે જજે કહેલું, હું જાણું છું કે તમે આ દેશમાં પૂજ્ય છો; ઉચ્ચ હેતુથી દેશની સેવા કરનારા છો; પરંતુ કાયદાની નજરમાં તમે ગુનો કર્યો છે અને હું અહીં કાયદો ચૂકવવા બેઠો છું.

આપણે જાણીએ છીએ કે, તે જજ કેવળ કાયદાને નામે ને તેની ઢાલથી સામ્રાજ્યરક્ષા કરી રહ્યો હતો. અંગ્રેજી રાજ્યની અદાલતો વિષે સામાન્યપણે કહેવાતું કે, જ્યાં રાજ્યરક્ષા કે ગોરા વિ૦ કાળાનો સવાલ ન આવે ત્યાં તે ન્યાયનાં પલ્લાં બરોબર કરવા મથે છે.

પરદેશી રાજકર્તાઓનો મળતિયો કે ખાંધિયો જ બની રહ્યો હતો. તે બંનેએ પોતપોતાની જુદી જુદી રીતે, શિક્ષણમાંથી ધર્મને બાકાત રાખવાનું કબૂલ રાખ્યું હતું. પરદેશી રાજકર્તાઓ પાસે તો દેશના જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોનું ઉધાડું બહાનું હતું. અને પૈસો-ટકો તથા હોદ્દો—પ્રતિષ્ઠાની બાબતમાં સધ્ધર બનેલા ભણેલા વર્ગે એ માટે પોતે નવા શીખેલા ૧૯ મી સદીના પાશ્ચાત્ય બુદ્ધિવાદમાંથી ફાવતું કારણ ઘુમાખીભેર શોધી લીધું હતું. એ લોકો જ આજે પણ બોલબાલા-વાળા છે. પરંતુ સ્વાતંત્ર્ય આવતાં તેઓમાં પણ ઊંડો ખળભળાટ જાગ્યો છે. પાકિસ્તાનના જન્મે એ વર્ગમાં પણ કોમવાર વિભાગો પાડી દીધા છે—એ એક રહસ્યપૂર્ણ ઘટના છે. તથા ગાંધીજીની ગોઝારી હત્યા એ એક એવી અંતર ઊથલાવી નાખનારી બીના છે, કે જે ઉપર આપણ સૌએ ઘણી ગંભીર વિચારણા કરવી ઘટે છે. ધર્મ ઉપર રચાયેલો કોમવાદ, કે જે સહિયારી અંગ્રેજ ગુલામી હેઠળ દટાઈ રહ્યો હતો, તે કહેવાતા પ્રગતિશીલ અંગ્રેજ રાજ્યકાળના હવે પૂરા થતા સૈકામાંથી જરા પણ ઈજા પામ્યા વિના સાજોસમો બહાર નીકળી આવ્યો છે. એ રાજ્ય પ્રગતિશીલ એક જ અર્થમાં હતું, અને તે એ કે, પરદેશી રાજ-સત્તાને અનુમતિ અને વ્યક્તિત્વના ઇહલૌકિક અને ધાર્મિક એવા અનિષ્ટકારક વિચ્છેદની ભૂમિકા ઉપર ભણેલા લોકોની એક અલગ નાતનું સર્જન. ધર્મ એ માત્ર ક્રિયાકાંડ કે સાંપ્રદાયિક માન્યતાઓરૂપ નથી. તે તો માનવ આત્માની ઊંડામાં ઊંડી ભૂખનો આવિષ્કાર છે. તે એક એટલી વ્યાપક વસ્તુ છે કે, ઇહલૌકિક કેળવણી પોતે જ એક ધર્મરૂપ બની જાય છે,—અર્થાત્ ઇહલૌકિકતાનો ધર્મ. બુદ્ધિવાદ પણ લગભગ એક ધર્મ જ નહોતો બની રહ્યો! એની જગા પશ્ચિમમાં આજે માનવતાના ધર્મે લીધી છે, એ એક અર્થપૂર્ણ બીના છે. મહાન ઘટનાઓભર્યાં છેલ્લાં ૩૦ વર્ષો દરમ્યાન ગોરી દુનિયાને કારગત નીવડી ન શકવાથી પોતાની પકડ ગુમાવી બેઠેલી માત્ર બુદ્ધિ કરતાં કંઈક વિશેષ તરફ પ્રયાણની તે સૂચક છે. હિંદુસ્તાનમાં પણ આપણે એવી જ કટોકટી સમક્ષ આવીને ઊભા છીએ. ઉપલા વર્ગો અને આમજનતા વચ્ચેનો જાણીતો વિચ્છેદ એ કંઈ એક છૂટીછવાઈ કે થોડાં જ ક્ષેત્રોમાં વ્યાપેલી ઘટના નથી. એ તો આપણા પ્રજાકીય જીવન ઉપર પડેલો સળંગ, ઊંડો તથા છૂટા ભાગલા પાડી નાખનારો વાઢ છે; તેની હાનિકારકતા ઉઘાડી છે; તાત્ત્વિક રીતે તે ખોટો છે; અને એક અર્વાચીન લોકશાહી ઊભી થવામાં તથા વિકસવામાં વિઘ્નરૂપ છે. હિંદુસ્તાનની આમજનતા તેના યુગોજૂના વહેમો, જરીપુરાણી થઈ ગયેલી રૂઢિઓ અને ઊંડા અજ્ઞાન હેઠળ લગભગ દટાઈ ગયેલી છે. અર્વાચીન સૈકાંઓ દરમ્યાન પસાર થયેલો કાળ તેમને એક જ રીતે સ્પર્શી શક્યો છે; અને તે તેમનામાંથી બધી આશા અને જીવનનો આનંદ ગૂંગળાવી નાખવાની. તેઓ આજે હતાશ બનેલા માનવરાશિરૂપે પડેલા છે. તેઓને ફરી તેમના સ્વત્વમાં સ્થાપિત કરવા જોઈએ. સાચા પ્રકારની, સ્વતંત્ર અને સર્વાંગીણ એવી રાષ્ટ્રીય કેળવણી જ તે કામ કરી શકે. તેમાં ધર્મને કંઈ કે સ્થાન છે ખરું? જો હોય, તો તે કેવું હોય! આ આપણી સામેનો પ્રશ્ન છે. તેના માર્ગમાંની મુશ્કેલીઓનો મને ક્શો ખ્યાલ નથી એવી ગેરસમજ વાચકને ન થાઓ. અને એ મુશ્કેલીઓ ધાર્મિક શિક્ષણની બાબતમાં તો ખાસ વિશિષ્ટ પ્રકારની છે. પરંતુ એનો અર્થ એ નથી કે, આપણે એ મુશ્કેલીઓ નીચે શાહમૃગની પેઠે આપણાં ડોકાં દબાવી દઈને જ બચી ગયા એમ માની લઈએ.

એક અંગ્રેજ લેખક જણાવે છે તેમ, આવશ્યકતા તો "એ નક્કી કરવાની છે કે, તેઓ ધર્મ શબ્દથી ચોક્કસ શું શું કહેવા માગે છે, તેમ જ તેનું શિક્ષણ બાળકોને ક્રમાનુક્રમે શી રીતે આપવું જોઈએ."

"ધર્મના વિષય ઉપર આપણા ભવિષ્યના નાગરિકોમાં એક વિશાળ દૃષ્ટિબિંદુ ખીલવવાની અત્યંત આવશ્યકતા છે." ("ધાર્મિક કેળવણીનો કોયડો અને તેનો નવો ઉકેલ"—લે. આડમ્સ ગોવન્સ વ્યાઇટ, પૃ. ૪૪) કોણે તે કરવું જોઈએ, અને કેવી રીતે કરવું જોઈએ, એ પ્રશ્ન એવો છે કે તેને માટે ઘણી વિચારણા અને ઘણા અખતરાઓની જરૂર છે. મેં શરૂઆતમાં જ કહ્યું હતું તેમ, અહીં તો હું આપણી સામેના આ મહાપ્રશ્નની તપાસ કરવામાં આવે, અને તેના ઉપર યોગ્ય વિચારણા થાય, એટલી જ માગણી કરી રહ્યો છું.

૬-૭-૧૯૪૮ મ૦

(અંગ્રેજી ઉપરથી)

રાજકર્તાઓ તેમને વટલાવીને ખ્રિસ્તી બનાવી મૂકશે એવો તેમને કારમો ડર લાગ્યો હતો. એ કારણે જ રાણીના ઢંઢેરામાં તે વખતે આપણને ચોક્કસ ખાતરી આપવામાં આવી હતી કે, આપણી ધાર્મિક તેમ જ ક્રિયાકાંડને લગતી માન્યતાઓ કે આચારોમાં કશી દખલ કરવામાં નહિ આવે. તેની પછી તરત જ સ્થાપવામાં આવેલી અંગ્રેજી કેળવણીપદ્ધતિએ ઢંઢેરાની તે વાતને શાળાઓમાં ધાર્મિક કેળવણી જ ન આપવાના અર્થમાં અપનાવી લીધી; જોકે, તેણે કોમી ધોરણે શાળાઓના વિભાગ તો પાડ્યા. ઇરાદો એ હતો કે, કોઈ પણ એક ધર્મના ક્રિયાકાંડને કે સાંપ્રદાયિક સિદ્ધાંતોને સરકારી શાળાઓમાં શીખવવામાં કે અનુસરવામાં ન આવે. પરંતુ ધાર્મિક કેળવણીનો અર્થ માત્ર ક્રિયાકાંડ કે તેનું આચરણ જ નથી. ખરી રીતે, જ્યારે પણ ધાર્મિક કેળવણીની અગત્ય સ્વીકારવામાં આવે છે ત્યારે, માણસના ઊંડામાં ઊંડા સત્વને બહાર ખેંચી લાવી, તેને માનવ જીવન અને પુરુષાર્થની વિવિધ ભૂમિકાઓએ વ્યાપતું કરવા માટે જ તેને ઇચ્છવામાં આવે છે. આપણા વ્યક્તિત્વનું તે એક ઘટક મૂળતત્ત્વ છે; તેની ઉપેક્ષા કરીએ, તો આપણું વ્યક્તિત્વ વિગલિત—વિચ્છિન્ન જ થઈ જાય. તેના કોઈ પુરાવાની જરૂર હોય, તો હું આપણા દેશની ઇહલૌકિક કહેવાતી અંગ્રેજી કેળવણીથી આવેલાં પરિણામનો દાખલો જ ટાંકું. તેના કેટલાક સમર્થ અન્વેષકોના જ અભિપ્રાયો હું અહીં ઉતારું છું.

હિંદુસ્તાનમાં અંગ્રેજી કેળવણીનો ઇતિહાસકાર આર્થર મેહ્યુ પોતાના પુસ્તક 'એજ્યુકેશન ઑફ ઇન્ડિયા'માં આ પ્રમાણે જણાવે છે:

> " . . . નોકરીના સાધન તરીકે, તથા વિઘાતક ટીકા અને ઇતરાજીનાં શસ્ત્રો જેમાં ઘડાય છે તેવા શસ્ત્રાગાર તરીકે આપણી કેળવણીએ સૌને એક કર્યા છે. પરંતુ હૃદય સુધી પહોંચવાની કે વિધાયક પ્રવૃત્તિનાં મૂળ ઉપર અસર પહોંચાડવાની તેની નિષ્ફળતા વડે તેણે બંને ધર્મોને વિરોધી દળોમાં વહેંચી નાખ્યા છે." (પૃ. ૫૩)

બીજા અનુસંધાનમાં તે જ લેખક જણાવે છે:

> "ધર્મની બાબતમાં આવશ્યક રીતે તટસ્થ—અળગી રહેવા ઇચ્છતી સરકારની, કેળવણીની પદ્ધતિ સાથે એકરૂપતા થવાથી, તે પદ્ધતિમાંથી ધાર્મિક હૂંફ, સુરખી અને રહસ્ય દૂર થયાં છે; તથા એની ઊણપે કેળવણીને, સારા યા નરસા માટે જે લોકોનાં જીવન તત્ત્વતઃ ધાર્મિક વૃત્તિવાળાં છે, તેઓમાં મિથ્યા અને અપ્રતીતિકર બતાવી મૂકી છે, એ વાત ઉપર અગાઉ ભાર મૂકેલો છે. . . ." (સદર, પૃ. ૬૭)

"હિંદમાં ખ્રિસ્તી ઉચ્ચ કેળવણી બાબતનું કમિશન" કે જેના પ્રમુખ બેલિયલ કૉલેજના પ્રિન્સિપાલ એ. ડી. લિન્ડસે હતા, તેના અહેવાલમાં જણાવ્યું છે:

> "છેલ્લાં સો વર્ષના વિકાસનું ફલ પરિણામ એ આવ્યું છે કે, નાતજાતના પુરાણા પાયા ઉપર, સરકારી નોકરિયાતો, વકીલો, દાક્તરો, રાજકારણીઓ, વેપારીઓ, ઉદ્યોગપતિઓ, નાણાવટીઓ વગેરેનો બનેલો શહેરી ધનિક વર્ગ ઊભો થયો છે; પણ ધર્મમંડળના સભ્યો—પાદરીઓ—નો કોઈ વર્ગ ઊભો થયો નથી;—સિવાય કે, રાષ્ટ્રીયતાના પેગંબરોને તે વર્ગમાં ગણવામાં આવે." (પૃ. ૩૬)

બેલિયલના પ્રિન્સિપાલના અહેવાલે કરેલા તીવ્ર અને સચોટ કટાક્ષ તરફ હું વાચકનું ધ્યાન ખેંચું છું. ઉપરાંત, હું તેને બીજી એક બીના પણ લક્ષમાં રાખવાની વિનંતિ કરું છું કે, છેલ્લું અર્ધું સૈકું, અને તેથી પણ વધુ સમય દરમ્યાન આપણા રાષ્ટ્રીય નેતાઓએ રાષ્ટ્રીય કેળવણી આપવા અંગે કરેલા લગભગ બધા પ્રયાસોમાં એક યા બીજા પ્રકારે નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું નહોતું. અને ખરેખર તથા વસ્તુતાએ પણ તેઓ જીવન અને ધર્મ (કે જે ધર્મ સ્વતંત્ર વિકાસના સૌ કોઈના જન્મસિદ્ધ હકને સંપાદન કરવાને લગતો હતો, તે) વિષેના પ્રાણવાન દૃષ્ટિબિંદુના પેગંબરો જ હતા. તે માટે તેમને હિંદી વ્યક્તિત્વને તેના અંતરતમ ઊંડાણમાંથી ચેતનવંતું કરવાનું હતું. અને એકલો ધર્મ જ તેમ કરવા માટેનું પૂરતી તાકાતવાળું બળ છે. આર્થર મેહ્યુએ પોતાના પુસ્તકમાં યથાર્થ જ નોંધ્યું છે કે,

> "ધર્મ વડે પ્રાણવંત ન બનેલી એવી કોઈ કેળવણી સમગ્રપણે હિંદી વ્યક્તિત્વ અને જીવન ઉપર ઘેરી અસર નહિ પાડી શકે. પ્રગતિનો વિરોધ કરનારાં બળોને એવો ધર્મ જ રોકી કે વાળી શકે, કે જે ધર્મ તેઓ જેમના ઉપર તાકાત માટે આધાર રાખે છે, તેમના કરતાં વધુ પ્રાણવાન હોય." (સદર પૃ. ૪)

એટલું લક્ષમાં રાખો કે, શહેરી ધનિકવર્ગ લગભગ એક જુદી નાત જેવો જ, તથા આપણા

એ કોરટોની સ્થાપનાના પાયામાં રહેલો આ એક દોષ હતો. તે દોષ હવે જાય છે. હવે આપણે સ્વરાજ્ય ભોગવીએ છીએ. તેથી સ્વરાજ્યની આપણી કોરટો વધારે માન અને કદરને પાત્ર બને છે. પરંતુ સ્વરાજના નવયુગમાં એક બાબતનો વિચાર તેમને માટે પણ કરવાનો આવે છે, ને તે નોંધવા જેવો માનું છું.

હવે આપણી આઝાદ ધારાસભાઓ આર્થિક, કૌટુંબિક, સામાજિક, કહેવાતા ધાર્મિક, બધાં ક્ષેત્રમાં જઈને સુધારા કરવાને માટે કાયદા ઘડશે.

જાણનારા કહે છે કે, કાયદાની ભાષા ખૂબ ચીવટથી ને ઝીણવટભેર નક્કી થાય તે છતાં તેમાંથી બારી મળે; તેથી તેવી બારીઓ અનુભવે જડે તેમ સિડાય છે. આવી બારીઓ મળવાને પ્રસંગે અદાલતો આખા કાયદાના હેતુને ઉદારતાથી સમજીને વર્તે છે અને કાયદાના અર્થને પ્રગતિના હિતમાં વાળી જાય છે. આમ ક્યારે બને કે જો અદાલતો એવી પ્રગતિશીલતા દાખવે. આથી કરીને, હવે પછી સુધારકોએ સમજી લેવું જોઈએ કે, કોરટો ઉદારમતવાદી હોય ને નયે હોય. અને તેથી કાયદાની બારીઓ અને વકીલોના સાથથી પ્રગતિ-વિરોધી બળો પણ ફાવી શકે. ધારાશાસ્ત્રીઓએ પણ આમાંથી પાઠ લેવા જેવો રહે છે. તેમાંથી પણ સુધારકે પોતાનો માર્ગ આગળ લેવો જોઈએ.

૫–૩–૧૯૪૮ મગનભાઈ દેસાઈ

# ધાર્મિક કેળવણીનો પ્રશ્ન

આપણા દેશને સાચું સ્વાતંત્ર્ય અને સાચી જવાબદારી હાંસલ થતાં, શાળાઓમાં ધાર્મિક કેળવણીનો પ્રશ્ન, પહેલાં કદી નહોતો તેટલો આગળ આવવાનો છે. વસ્તુતાએ, બુદ્ધિશક્તિની દેવીપૂજાનાં અગાઉનાં સૈકાઓમાંથી જન્મેલા, ગયા મહાયુદ્ધ વખતના ઈશ્વરહીન યંત્રદેવવાદે જગતભરમાં માણસોનાં હૃદયોને પ્રક્ષુબ્ધ કરી મૂકીને એ ભાન કરાવ્યું છે કે, આપણા વૈયક્તિક તેમ જ સામુદાયિક જીવનની દોરવણી અને શાસન માટે માત્ર બુદ્ધિ કરતાં કંઈક વિશેષની જરૂર છે. હિંદુસ્તાનના આપણે લોકો વધુ ધાર્મિક વૃત્તિવાળા ગણાઈએ છીએ; અને આપણને કોઈ કોઈ વાર ચેતવવામાં પણ આવે છે કે, શાળાઓમાં ધાર્મિક કેળવણી પ્રત્યે બેદરકાર રહેવાથી, આપણે આપણા પ્રજાકીય જીવનના આત્માને ગંભીર હાનિ પહોંચાડીશું.

હિંદી સરકારના કેળવણીપ્રધાન મૌલાના સાહેબ જેવાએ પણ આ પ્રશ્ન ઉઠાવ્યો છે. ગયા જાન્યુઆરી માસની અધવચ દિલ્હીમાં ભરવામાં આવેલી કેન્દ્રીય સલાહકાર મંડળની ૧૪મી બેઠકને સંબોધીને બોલતાં તેમણે જણાવ્યું હતું: "તમે સૌ જાણો છો કે, ધાર્મિક કેળવણી આપવા બાબત ૧૯મા સૈકાનું ઉદારમતવાદી કહેવાતું દૃષ્ટિબિંદુ ક્યારનુંય વક્કર ગુમાવી બેઠું છે. પ્રથમ મહાયુદ્ધ પછી પણ એ વિષે એક નવી જ સમજ ઊગવા લાગી હતી, અને આ બીજા મહાયુદ્ધને અંતે ઊભી થયેલી બૌદ્ધિક ક્રાંતિએ તો તેને ચોક્કસ સ્વરૂપ આપી દીધું છે. પહેલાં એમ માનવામાં આવતું કે, ધર્મો બાળકના સ્વતંત્ર બૌદ્ધિક વિકાસમાં આડે આવે; પણ હવે એ કબૂલ કરવામાં આવે છે કે, ધાર્મિક કેળવણીનો સદંતર ત્યાગ થઈ શકે નહિ. જો રાષ્ટ્રની કેળવણીમાં એ તત્ત્વનો અભાવ હોય, તો નૈતિક મૂલ્યોની કશી જ કદરે ન રહે, કે માનવતાને માર્ગે ચારિત્ર્યનું ઘડતર જ ન સંભવે. તમે સૌ એ વાત જાણતા હોવા જોઈએ કે, રશિયાને છેલ્લા મહાયુદ્ધ દરમ્યાન પોતાની વિચારસરણી તજી દેવી પડી હતી. ઈંગ્લંડની બ્રિટિશ સરકારને પણ ૧૯૪૪ની સાલમાં પોતાની કેળવણીપદ્ધતિ સુધારવી પડી હતી.

"અલબત્ત, પરદેશી સરકારને તો ધાર્મિક કેળવણીની બાબતમાંથી પોતાની જાતને અળગી રાખવી પડી હતી; પરંતુ રાષ્ટ્રીય સરકાર આ જવાબદારી ઉઠાવવામાંથી ખસી જઈ શકે નહિ. પ્રજાના ઊગતા માનસને યોગ્ય માર્ગોએ ઘડવું એ તેની પ્રાથમિક ફરજ છે. હિંદુસ્તાનમાં આપણે ધર્મ વિનાનું બૌદ્ધિક ખોખું ઊભું કરી શકીએ નહિ."

સ્વાભાવિક રીતે જ આ બાબતે આપણી રાષ્ટ્રીય કેળવણીના આ અગત્યના પ્રશ્ન ઉપર ચર્ચા ઊભી કરી છે. પરંતુ મને ડર છે કે, તેની ગંભીરતા અને અગત્ય પૂરતા પ્રમાણમાં પિછાનવામાં નથી આવ્યાં.

દરેક જણ જાણે છે કે, અંગ્રેજી રાજ્ય સામે ઈ. સ. ૧૮૫૭માં આપણા લોકોને બળવો કરવા પ્રેરનારાં કારણોમાંનું એક એ હતું કે, પરદેશી ખ્રિસ્તી

રાજકર્તાઓ તેમને વટલાવીને ખ્રિસ્તી બનાવી મૂકશે એવો તેમને કારમો ડર લાગ્યો હતો. એ કારણે જ રાણીના ઢંઢેરામાં તે વખતે આપણને ચોક્કસ ખાતરી આપવામાં આવી હતી કે, આપણી ધાર્મિક તેમ જ ક્રિયાકાંડને લગતી માન્યતાઓ કે આચારોમાં કશી દખલ કરવામાં નહિ આવે. તેની પછી તરત જ સ્થાપવામાં આવેલી અંગ્રેજી કેળવણીપદ્ધતિએ ઢંઢેરાની તે વાતને શાળાઓમાં ધાર્મિક કેળવણી જ ન આપવાના અર્થમાં અપનાવી લીધી; જોકે, તેણે કોમી ધોરણે શાળાઓના વિભાગ તો પાડયા. ઇરાદો એ હતો કે, કોઈ પણ એક ધર્મના ક્રિયાકાંડને કે સાંપ્રદાયિક સિદ્ધાંતોને સરકારી શાળાઓમાં શીખવવામાં કે અનુસરવામાં ન આવે. પરંતુ ધાર્મિક કેળવણીનો અર્થ માત્ર ક્રિયાકાંડ કે તેનું આચરણ જ નથી. ખરી રીતે, જ્યારે પણ ધાર્મિક કેળવણીની અગત્ય સ્વીકારવામાં આવે છે ત્યારે, માણસના ઊંડામાં ઊંડા સ્વત્વને બહાર ખેંચી લાવી, તેને માનવ જીવન અને પુરુષાર્થની વિવિધ ભૂમિકાઓએ વ્યાપતું કરવા માટે જ તેને ઇચ્છવામાં આવે છે. આપણા વ્યક્તિત્વનું તે એક ઘટક મૂળતત્ત્વ છે; તેની ઉપેક્ષા કરીએ, તો આપણું વ્યક્તિત્વ વિગલિત—વિચ્છિન્ન જ થઈ જાય. તેના કોઈ પુરાવાની જરૂર હોય, તો હું આપણા દેશની ઇહલૌકિક કહેવાતી અંગ્રેજી કેળવણીથી આવેલાં પરિણામનો દાખલો જ ટાંકું. તેના કેટલાક સમર્થ અન્વેષકોના જ અભિપ્રાયો હું અહીં ઉતારું છું.

હિંદુસ્તાનમાં અંગ્રેજી કેળવણીનો ઇતિહાસકાર આર્થર મેથ્યૂ પોતાના પુસ્તક 'એજ્યુકેશન ઑફ ઇન્ડિયા'માં આ પ્રમાણે જણાવે છે:

> " . . . નોકરીના સાધન તરીકે, તથા વિઘાતક ટીકા અને ઇતરાજીનાં રાસો જેમાં ઘડાય છે તેવા શસ્ત્રાગાર તરીકે આપણી કેળવણીએ સૌને એક કર્યા છે. પરંતુ હૃદય સુધી પહોંચવાની કે વિધાયક પ્રવૃત્તિનાં મૂળ ઉપર અસર પહોંચાડવાની તેની નિષ્ફળતા વડે તેણે બંને ધર્મોને વિરોધી દળોમાં વહેંચી નાખ્યા છે." (પૃ. ૫૩)

બીજા અનુસંધાનમાં તે જ લેખક જણાવે છે:

> "ધર્મની બાબતમાં આવશ્યક રીતે તટસ્થ— અળગી રહેવા ઇચ્છતી સરકારની, કેળવણીની પદ્ધતિ સાથે એકરૂપતા થવાથી, તે પદ્ધતિમાંથી ધાર્મિક હૂંફ, સુરખી અને રહસ્ય દૂર થયાં છે; તથા એની ઊલટું કેળવણીને, સારા યા નરસા માટે જે લોકોનાં જીવન તત્ત્વતઃ ધાર્મિક વૃત્તિવાળાં છે, તેઓમાં મિથ્યા અને અપ્રતીતિકર બતાવી મૂકી છે, એ વાત ઉપર અગાઉ ભાર મૂકેલો છે. . . . ' (સદર, પૃ. ૬૭)

"હિંદમાં ખ્રિસ્તી ઉચ્ચ કેળવણી બાબતનું કમિશન" કે જેના પ્રમુખ બેલિયલ કૉલેજના પ્રિન્સિપાલ એ. ડી. લિન્ડસે હતા, તેના અહેવાલમાં જણાવ્યું છે:

> "છેલ્લાં સો વર્ષના વિકાસનું ફલ પરિણામ એ આવ્યું છે કે, નાતજાતના પુરાણા પાયા ઉપર, સરકારી નોકરિયાતો, વકીલો, દાક્તરો, રાજકારણીઓ, વેપારીઓ, ઉદ્યોગપતિઓ, નાણાવટીઓ વગેરેનો બનેલો શહેરી ધનિક વર્ગ ઊભો થયો છે; પણ ધર્મમંડળના સભ્યો—પાદરીઓ—નો કોઈ વર્ગ ઊભો થયો નથી;— સિવાય કે, રાષ્ટ્રીયતાના પેગંબરોને તે વર્ગમાં ગણવામાં આવે." (પૃ. ૩૬)

બેલિયલના પ્રિન્સિપાલના અહેવાલે કરેલા તીવ્ર અને સચોટ કટાક્ષ તરફ હું વાચકનું ધ્યાન ખેંચું છું. ઉપરાંત, હું તેને બીજી એક બીના પણ લક્ષમાં રાખવાની વિનંતિ કરું છું કે, છેલ્લું અર્ધું સૈકું, અને તેથી પણ વધુ સમય દરમ્યાન આપણા રાષ્ટ્રીય નેતાઓએ રાષ્ટ્રીય કેળવણી આપવા અંગે કરેલા લગભગ બધા પ્રયાસોમાં એક યા બીજા પ્રકારે નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું નહોતું. અને ખરેખર તથા વસ્તુતાએ પણ તેઓ જીવન અને ધર્મ (કે જે ધર્મ સ્વતંત્ર વિકાસના સૌ કોઈના જન્મસિદ્ધ હકને સંપાદન કરવાને લગતો હતો, તે) વિષેના પ્રાણવાન દૃષ્ટિબિંદુના પેગંબરો જ હતા. તે માટે તેમને હિંદી વ્યક્તિત્વને તેના અંતરતમ ઊંડાણમાંથી ચેતનવંતું કરવાનું હતું. અને એકલો ધર્મ જ તેમ કરવા માટેનું પૂરતી તાકાતવાળું બળ છે.-આર્થર મેથ્યૂએ પોતાના પુસ્તકમાં યથાર્થ જ નોંધ્યું છે કે,

> "ધર્મ વડે પ્રાણવંત ન બનેલી એવી કોઈ કેળવણી સમગ્રપણે હિંદી વ્યક્તિત્વ અને જીવન ઉપર ઘેરી અસર નહિ પાડી શકે. પ્રગતિનો વિરોધ કરનારાં બળોને એવો ધર્મ જ રોકી કે વાળી શકે, કે જે ધર્મો તેઓ જેમના ઉપર તાકાત માટે આધાર રાખે છે, તેમના કરતાં વધુ પ્રાણવાન હોય." (સદર પૃ. ૪)

એટલું લક્ષમાં રાખો કે, શહેરી ધનિકવર્ગ લગભગ એક જુદી નાત જેવો જ, તથા આપણા

પરદેશી રાજકર્તાઓનો મર્યાદિત કે ખાંધિયો જ બની રહ્યો હતો. તે બંનેએ પોતપોતાની જુદી જુદી રીતે, શિક્ષણમાંથી ધર્મને બાકાત રાખવાનું કબૂલ રાખ્યું હતું. પરદેશી રાજકર્તાઓ પાસે તો દેશના જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોનું ઉઘાડું બહાનું હતું. અને પૈસા-ટકા તથા હોદ્દો—પ્રતિષ્ઠાની બાબતમાં સધ્ધર બનેલા ભણેલા વર્ગે એ માટે પોતે નવા શીખેલા ૧૯ મી સદીના પાશ્ચાત્ય બુદ્ધિવાદમાંથી ફાવતું કારણ તુમાખીભેર શોધી લીધું હતું. એ લોકો જ આજે પણ બોલબાલા-વાળા છે. પરંતુ સ્વાતંત્ર્ય આવતાં તેઓમાં પણ ઊંડો ખળભળાટ જાગ્યો છે. પાકિસ્તાનના જન્મે એ વર્ગમાં પણ કોમવાર વિભાગો પાડી દીધા છે—એ એક રહસ્યપૂર્ણ ઘટના છે. તથા ગાંધીજીની ગોઝારી હત્યા એ એક એવી અંતર ઊથલાવી નાખનારી બીના છે, કે જે ઉપર આપણ સૌએ ઘણી ગંભીર વિચારણા કરવી ઘટે છે. ધર્મ ઉપર રચાયેલો કોમવાદ, કે જે સદિયારી અંગ્રેજ ગુલામી હેઠળ દટાઈ રહ્યો હતો, તે કહેવાતા પ્રગતિશીલ અંગ્રેજ રાજ્યકાળના હવે પૂરા થતા સૈકામાંથી જરા પણ ઇજા પામ્યા વિના સાજોસમો બહાર નીકળી આવ્યો છે. એ રાજ્ય પ્રગતિશીલ એક જ અર્થમાં હતું, અને તે એ કે, પરદેશી રાજ-સત્તાને અનુમતિ અને વ્યક્તિત્વના ઇહલૌકિક અને ધાર્મિક એવા અનિષ્ટકારક વિચ્છેદની ભૂમિકા ઉપર ભણેલા લોકોની એક અલગ નાતનું સર્જન. ધર્મ એ માત્ર ક્રિયાકાંડ કે સાંપ્રદાયિક માન્યતાઓરૂપ નથી. તે તો માનવ આત્માની ઊંડામાં ઊંડી ભૂખનો આવિષ્કાર છે. તે એક એટલી વ્યાપક વસ્તુ છે કે, ઇહલૌકિક કેળવણી પોતે જ એક ધર્મરૂપ બની જાય છે,—અર્થાત્ ઇહલૌકિકતાનો ધર્મ. બુદ્ધિવાદ પણ લગભગ એક ધર્મ જ નહોતો બની રહ્યો? એની જગા પશ્ચિમમાં આજે માનવતાના ધર્મે લીધી છે, એ એક અર્થપૂર્ણ બીના છે. મહાન ઘટનાઓભર્યાં છેલ્લાં ૩૦ વર્ષો દરમ્યાન ગોરી દુનિયાને કારગત નીવડી ન શકવાથી પોતાની પકડ ગુમાવી બેઠેલી માત્ર બુદ્ધિ કરતાં કંઈક વિશેષ તરફ પ્રયાણની તે સૂચક છે. હિંદુસ્તાનમાં પણ આપણે એવી જ કટોકટી સમક્ષ આવીને ઊભા છીએ. ઉપલા વર્ગો અને આમજનતા વચ્ચેનો જાણીતો વિચ્છેદ એ કંઈ એક છૂટીછવાઈ કે થોડાં જ ક્ષેત્રોમાં વ્યાપેલી ઘટના નથી. એ તો આપણા પ્રજાકીય જીવન ઉપર પડેલો સળંગ, ઊંડો તથા છૂટા ભાગલા પાડી નાખનારો વાઢ છે; તેની હાનિકારકતા ઉઘાડી છે; તાત્ત્વિક રીતે તે ખોટો છે; અને એક અર્વાચીન લોકશાહી ઊભી થવામાં તથા વિકસવામાં વિઘ્નરૂપ છે. હિંદુસ્તાનની આમજનતા તેના યુગોજૂના વહેમો, જરીપુરાણી થઈ ગયેલી રૂઢિઓ અને ઊંડા અજ્ઞાન હેઠળ લગભગ દટાઈ ગયેલી છે. અર્વાચીન સૈકાંઓ દરમ્યાન પસાર થયેલો કાળ તેમને એક જ રીતે સ્પર્શી શક્યો છે; અને તે તેમનામાંથી બધી આશા અને જીવનનો આનંદ ગૂંગળાવી નાખવાની. તેઓ આજે હતાશ બનેલા માનવરાશિરૂપે પડેલા છે. તેઓને ફરી તેમના સ્વત્વમાં સ્થાપિત કરવા જોઈએ. સાચા પ્રકારની, સ્વતંત્ર અને સર્વાંગીણ એવી રાષ્ટ્રીય કેળવણી જ તે કામ કરી શકે. તેમાં ધર્મને કંઈ કે સ્થાન છે ખરું? જો હોય, તો તે કેવું હોય? આ આપણી સામેનો પ્રશ્ન છે. તેના માર્ગમાંની મુશ્કેલીઓનો મને કશો ખ્યાલ નથી એવી ગેરસમજ વાચકને ન થાઓ. અને એ મુશ્કેલીઓ ધાર્મિક શિક્ષણની બાબતમાં તો ખાસ વિશિષ્ટ પ્રકારની છે. પરંતુ એનો અર્થ એ નથી કે, આપણે એ મુશ્કેલીઓ નીચે શાહમૃગની પેઠે આપણાં ડોકાં દબાવી દઈને જ બચી ગયા એમ માની લઈએ.

એક અંગ્રેજ લેખક જણાવે છે તેમ, આવશ્યકતા તો "એ નક્કી કરવાની છે કે, તેઓ ધર્મ શબ્દથી ચોક્કસ શું શું કહેવા માગે છે, તેમ જ તેનું શિક્ષણ બાળકોને ક્રમાનુક્રમે શી રીતે આપવું જોઈએ."

"ધર્મના વિષય ઉપર આપણા ભવિષ્યના નાગરિકોમાં એક વિશાળ દૃષ્ટિબિંદુ ખીલવવાની અત્યંત આવશ્યકતા છે." ("ધાર્મિક કેળવણીનો કોયડો અને તેનો નવો ઉકેલ"—સે. આડમ્સ ગોવન્સ વ્હાઈટ, પૃ. ૪૪) કોણે તે કરવું જોઈએ, અને કેવી રીતે કરવું જોઈએ, એ પ્રશ્ન એવો છે કે તેને માટે ઘણી વિચારણા અને ઘણા અખતરાઓની જરૂર છે. મેં શરૂઆતમાં જ કહ્યું હતું તેમ, અહીં તો હું આપણી સામેના આ મહાપ્રશ્નની તપાસ કરવામાં આવે, અને તેના ઉપર યોગ્ય વિચારણા થાય, એટલી જ માગણી કરી રહ્યો છું.

મ૦

૬–૭–૧૯૪૮

(અંગ્રેજી ઉપરથી)

# જાપાનના રાજવીઓનો દૃષ્ટાંતરૂપ ગાદીત્યાગ

[આજે દેશી રાજાઓ અને તેમને હસ્તક પડેલા હિંદના વિભાગોનો પ્રશ્ન આપણી સામે ચર્ચાઈ રહ્યો છે અને કોઈએ નહિ ધારેલા એવા વેગથી તેનો ઉકેલ આવવા લાગ્યો છે. તે પ્રસંગે દેશના રાજાઓ જો જમાનો પારખી લે અને ક્ષુદ્ર સ્વાર્થ કરતાં દેશપ્રેમ અને પોતાનો સાચો રાજધર્મ નજર આગળ રાખે તો કેટલો બધો ફેર પડે, એ વર્ણવવાની જરૂર નથી.

લગભગ ૧૦૦ વર્ષ પર જાપાન દેશની સ્થિતિ આવી હતી. મિકાડો અને તેનો પેશ્વા 'શોગૂન' કુલ સત્તાધીશ ગણાતા. પરંતુ રાજ્યસત્તા તેમની નીચેના સંખ્યાબંધ અમીર ઉમરાવો અને ભાયાત ઠાકોરો જેવા રાજવીઓમાં વહેંચાઈ જઈ ટુકડા ટુકડા થઈ રહેલી હતી. તેથી, જાપાનનું સાચું બળ જામી કે ખીલી શકતું નહોતું. પરંતુ જ્યાં સુધી બીજાં રાષ્ટ્રો જાપાન ઉપર પોતાના લોભી વેપારની ભૂરી નજર નાખતાં નહોતાં, ત્યાં સુધી આ મધ્યયુગીન ઠકરાતી રાજ્યબંધારણ-રીતિ નભી ગઈ. ઈ. સ. ૧૮૫૮માં અમેરિકાએ જાપાન પર હાથ નાખ્યો, અને જાપાનમાં તેના રાજ્યકર્તાઓમાં એટલો રાષ્ટ્રપ્રેમ હતો કે તેઓ આથી ચમક્યા અને જાગ્યા. તથા કેવળ દશ વર્ષની અંદર પોતાની આંતરિક ક્રાંતિ કરી લઈ, જાપાન નવા યુગનો એક અખંડ અને સંયુક્ત પ્રબળ દેશ બન્યો.

આ ક્રાંતિમાં ઉપર જણાવેલા રાજવીઓએ જે ભાગ ભજવ્યો તે અત્યારે આપણા દેશના રાજાઓને ધડારૂપ બને એવો છે. જાપાની રાજાઓએ તે વખતે જાહેરનામું પ્રગટ કરી પોતાનાં રાજ્યો એકી સાથે મિકાડોનાં ચરણમાં ધર્યાં હતાં. તેમ જ આજના રાજાઓ જો વર્તે તો સ્વતંત્ર હિંદની સિકલ એકદમ બદલાઈ જાય.

જાપાનના ઇતિહાસના આ ભાગનો પરિચય આપતા ત્રણ દસ્તાવેજો ક્રમવાર નીચે ઉતારવામાં આવ્યા છે.

—મ૰]

૧

[શોગૂનનું રાજીનામું રજૂ કરતો ખરીતો, ૮-૧૧-૧૮૬૭]

"જાપાની સામ્રાજ્ય જે વિવિધ પલટાઓમાં થઈને પસાર થયું છે, તે તરફ નજર કરતાં આપણે જોઈએ છીએ કે, જ્યારે શહેનશાહની સત્તા નબળી પડી ગઈ ત્યારે રાજ્યના કારભારીઓ સત્તા પચાવી પડ્યા, અને ત્યાર પછી હોગેન (૧૧૫૬-૫૯) અને હીજી (૧૧૫૯-૬૦)ના વખતના આંતરવિગ્રહોને કારણે તે સત્તા લશ્કરી વર્ગના હાથમાં ચાલી ગઈ. પછીના વખતમાં વળી મારા પૂર્વજ રાજસિંહાસન તરફથી ખાસ કૃપા પામ્યા. (અર્થાત્ તેમની શોગૂન[1] તરીકે નિમણૂક કરવામાં આવી.) તેમની પછી તેમના વારસદારો ક્રમાનુક્રમે ૨૦૦ વર્ષથી તે પદે ચાલ્યા આવે છે. જોકે હું વંશપરંપરાથી એ પદ ઉપર આવ્યો છું, પરંતુ ઘણી વાર કાયદાઓનો અયોગ્ય અમલ થયો છે, અને શરમ સાથે હું કબૂલ કરું છું કે, આજની પરિસ્થિતિ મારી નાલાયકીને પુરવાર કરી આપે છે. હવે જ્યારે પરદેશો સાથેના સંબંધો રોજબરોજ વિસ્તરતા જાય છે, તે વખતે જો રાજ્યવહીવટનું સંચાલન એક જ મધ્યસ્થ કેન્દ્રથી નહિ થાય, તો આખા રાજતંત્રનો પાયો જ ગબડી પડીને ભાંગી જશે. તેથી, જો જૂની વ્યવસ્થા બદલી નાખવામાં આવે, અને રાજ્યવહીવટની સત્તા શાહી દરબારને પાછી સુપરત કરવામાં આવે; તેમ જ દેશની વિચારણાઓ વધુ વિસ્તૃત ભૂમિકાએથી ચલાવવામાં આવે અને તે ઉપર પછી શાહી નિર્ણય માગવામાં આવે; તથા સામ્રાજ્યનું રક્ષણ સંયુક્ત હૃદયોથી અને એકત્રિત પ્રયાસોથી કરવામાં આવે, તો જ આપણો દેશ જગતની બીજી પ્રજાઓ સમક્ષ પોતાનું માથું ઊંચું રાખી શકે. આપણા દેશ પ્રત્યે આ આપણી એક મુખ્ય ફરજ છે; પરંતુ એ બાબતમાં બીજો મત ધરાવતા જો કોઈ હોય, તો તેમણે સંકોચ રાખ્યા વિના તે ખુલ્લંખુલ્લા જાહેર કરવો."

૨

### શોગુનના રાજીનામાનાં કારણો

[જાપાની પ્રધાનોએ પરદેશી પ્રતિનિધિઓને ૧૦મી નવેંબર ૧૮૬૭ના રોજ શોગૂનના રાજીનામાનાં કારણો બાબત સુપરત કરેલું નિવેદન.]

"જાપાનના ટાયકૂને[2] પોતાની રાજીખુશીથી અઢીસો વર્ષથી પણ વધુ સમયથી પોતાના પૂર્વજો મારફત વંશપરંપરા મળેલી રાજ્યવહીવટની સત્તા

૧. 'શોગૂનનો' શબ્દાર્થ 'સેનાધિપતિ' થાય છે. પરંતુ જાપાનના શહેનશાહથી એક પગથું જ ઊતરતા એવા અને જાપાનનો તમામ રાજવહીવટ સંભાળનારા અધિપતિ માટે એ શબ્દ વપરાતો. મરાઠા છત્રપતિના પેશ્વા જેવો એ હતો. શોગૂન એટલે પેશ્વા સમજીએ તો ચાલે.

૨. આ શબ્દનો શબ્દાર્થ 'મહાન અધિપતિ' થાય છે. જાપાનીઓ 'શોગૂન' માટે આ શબ્દ જૂના વખતનાં સંધિપત્રોમાં અને સરકારી પત્રવ્યવહારમાં વાપરતા.

(જાપાનના શહેનશાહ) 'મિકાડોને પરત કરવાનો નિર્ણય કર્યો છે. રાજકીય ફેરફારોની આ પળે, લોકોનાં મન ખોટી અફવાઓ અને ખાલી તુક્કાઓથી ભરમાઈ ન જાય, તે માટે આ વિષેના સંજોગોની નીચે પ્રમાણે સમજૂતી બધા દેશો સમક્ષ રજૂ કરવી અમે આવશ્યક માનીએ છીએ.

"બે હજાર વર્ષ પૂર્વે જ્યારે શાહી કુટુંબના પૂર્વજો સ્વર્ગમાંથી ઊતરી આવ્યા, ત્યારે તેઓ જાતે જ દેશની હકૂમત ચલાવતા હતા; તેમની પછી તેમના વારસો પણ તેમ જ કરતા. તે વખતે તેઓ વસ્તુતાએ (તેમ જ નામથી પણ) જાપાનના સર્વાધિપતિઓ જ હતા, અને પરદેશોમાં મિકાડોના નામથી ઓળખાતા.

"થોડા વખત બાદ દેશની સ્થિતિ બગડતી ચાલી, અને રાજસત્તા શાહી ખાનદાનની એક દૂરની શાખા — ફુજીવારા ખાનદાનના હાથમાં ચાલી ગઈ. રાજા તો મિકાડો જ ગણાતા, પરંતુ રાજવહીવટમાં તેઓ કશો ભાગ લેતા નહોતા. ફુજીવારા ખાનદાને રાજસત્તા અખત્યાર કરી ત્યાર બાદ તેના વંશજો મોજશોખ અને ભોગવિલાસમાં પડી ગયા; અને જોકે શાહી દરબાર મુલકી તેમ જ લશ્કરી બંને ફરજો ભેગી બજાવનારા અધિકારીઓનો બનેલો મનાતો હતો, પણ ખરી રીતે એ વસ્તુ નામમાત્રે ખરી હતી, અને લશ્કરી સત્તા તો વંશપરંપરા ચાલ્યા આવતા લશ્કરી સેનાપતિઓના હાથમાં જ ચાલી ગઈ હતી. જ્યારે જ્યારે દેશમાં કંઈ ગરબડ ઊભી થતી, ત્યારે સરકાર તેનો મુકાબલો કરવા અશક્તિમાન નીવડતી. તેથી, જ્યારે બળવાખોરો ઊભા થતા, ત્યારે તેમને પરાસ્ત કરવા માટે સરકાર પેલા વંશપરંપરા ચાલ્યા આવતા લશ્કરી ઠાકોરો ઉપર આધાર રાખતી. આ લશ્કરી ઠાકોરો મિનામોટો અને તૈરા એ બે મુખ્ય વંશોમાં વહેંચાઈ ગયેલા હતા. તેઓએ દેશને પણ પોતા વચ્ચે વહેંચી લીધો હતો: મિનામોટોવંશીઓ પૂર્વમાં સત્તા ભોગવતા, અને તૈરાવંશીઓ પશ્ચિમમાં. પછી શાહી વારસદાર બાબત તકરાર પડી, અને આખો દેશ બે હરીફ પક્ષો હેઠળ વહેંચાઈ ગયો. અરે, ફુજીવારા ખાનદાન પણ પક્ષાપક્ષીમાં પડી ગયું. પ્રથમ તો તૈરાવંશીઓ વિજયી નીવડ્યા, અને તેઓ ફુજીવારાનો હોદ્દો કબજે કરી બેઠા. તેમણે વીસ વર્ષ દેશ ઉપર રાજ્ય ચલાવ્યું. પરંતુ તેઓ બહુ તુમાખીભરી રીતે વર્તતા, અને પોતાની મનસ્વી કારવાઈઓને ઢાંકવા શાહી નામનો પણ દુરુપયોગ કરતા. એ ઉપરથી મિકાડોએ મિનામોટોવંશીઓને પોતાની મદદે બોલાવ્યા અને તૈરાવંશનો નાશ કરવાની આજ્ઞા આપી. મિનામોટોવંશીઓએ પોતાના જૂના દુશ્મનોનો નાશ કર્યો, અને શાહી ખાનદાનને બચાવી લીધું. શાહી ખાનદાને તેમની તે સેવાના બદલામાં આખા દેશને મિનામોટોની લશ્કરી ઠાકોરશાહી હેઠળ સોંપી દીધો. આ પ્રમાણે લશ્કરી ઠાકોર વર્ગ કેટલાંય વર્ષોની ઘટનાઓને પરિણામે સર્વત્ર આગળ આવી ગયો; અને શાહી દરબાર ની સત્તા તે વર્ગને નિયંત્રણમાં રાખી શકે તેમ ન હોવાથી, દેશના બધા ભાગોમાં લશ્કરી ઠાકોરો સત્તા ઉપર આવી ગયા. રાજવહીવટમાં તે ઠાકોર વર્ગના સભ્યો સિવાય બીજા કોઈની કશી અસર કે સત્તા રહ્યાં નહિ, અને તેઓને તે સત્તા રાજસિંહાસનની સેવા, વંશવારસાહક, અને પ્રજાનો વિશ્વાસ સંપાદન કરવા દ્વારા મળી હતી. ઈ. સ. ની ગણતરી પ્રમાણે આ ઈ. સ. ૧૨૦૦માં બન્યું. આ પ્રમાણે દાખલ થયેલો રાજકીય પલટો ઘણો મોટો હતો. નવા રાજવહીવટદારનો દરબારી ઇલકાબ સેઈ-ઈ-તાઈ શોગૂન હતો. તેનું પદ તેને શાહી દરબાર તરફથી બક્ષવામાં આવ્યું કહેવાતું, પરંતુ તેની સત્તા આખા દેશ ઉપર ચાલતી. આ પ્રમાણે જાપાનના શહેનશાહ હેઠળની રાજસત્તા ઉપર ટાયકૂનનું આધિપત્ય ઊભું થયું હતું.

"ત્યાર બાદ, દેશમાં જેને જેને રાજસત્તા અમાન્ય હોય તે તરત જ શોગૂનના અધિકાર ઉપર જ આક્રમણ કરતું, અને આવા આંતરવિગ્રહો લગભગ ચારસો વર્ષ સુધી ચાલુ રહ્યા; મોટા મોટા ઠાકોરો દેશના બધા ભાગોમાં જામી ગયા, અને એકબીજા સાથે લડવા લાગ્યા; મિકાડો અને શોગૂન બંને નામના જ સત્તાધારી રહ્યા, અને સામ્રાજ્યની સ્થિતિ, પહેલાં કદી ન હતી તેટલી પ્રક્ષુબ્ધ બની ગઈ. . .

"આ સ્થિતિ પ્રવર્તતી હતી તે વેળાએ અમારા ટાયકૂનના પૂર્વજ ટોશોગુ આગળ આવ્યા અને ભગીરથ પરિશ્રમથી તેમણે આ અંધાધૂંધીનો અંત આણ્યો.

"તે વખતના મિકાડોએ ટોશોગુની આ મહાન સેવાઓની કદર કરીને, તેમને શોગૂન તરીકે નીમ્યા, અને દેશની મુલકી તેમ જ લશ્કરી બધી વહીવટી બાબતો તેમને સોંપી. સેવાઓ બજાવવાની બાબતમાં તે પહેલાંના બધા શોગૂનોને ટપી ગયા. તેમની હકૂમત

પણ તેમની પૂર્વે થઈ ગયેલા બીજા કોઈ પણ શોગૂન કરતાં ઘણી વધારે હતી. પરિણામે, તેમણે, દેશભરમાંથી બધા રજવાડી ઠાકોરો, કે જેમણે પહેલાં તરવારને બળે દેશના જુદા જુદા ભાગોમાં હકૂમત જમાવી હતી, અને જેઓ સ્વતંત્ર સત્તા ભોગવતા આવ્યા હતા, તેમને યેડોમાં પોતાને મુકામે એકઠા કર્યા, અને તેમની પાસે પોતા પ્રત્યે વફાદારીના સોગન લેવરાવ્યા. ઉપરાંતમાં તેમણે આ બધા રજવાડી ઠાકોરોને તેમના પ્રદેશો ઉપર હકૂમત બક્ષવાનો તથા છીનવી લેવાનો અધિકાર પણ અખત્યાર કર્યો. આ હકૂમતો ખાસ લેખિત ફરમાનથી બક્ષવામાં આવતી. યેડોમાં તે બધા ઠાકોરોનાં 'ઠેકાણાં' (મહેલાતો) સ્થાપવામાં આવ્યાં, અને ત્યાં દર વર્ષે કે દર ત્રીજે વર્ષે આવીને તહેનાત ભરી જવાની પદ્ધતિ પણ દાખલ કરવામાં આવી. સામ્રાજ્યમાંના નાનામોટા બધા ઠાકોરો અને રાજવીઓએ આ આજ્ઞાઓ માથે ચડાવી, અને તેમનો અમલ કર્યો; તેમની સામે પણ વિરોધી અવાજ ન નીકળ્યો.

"આ પૂર્વજના વારસો એક પછી એક કેટલીય પેઢીઓથી ચાલ્યા આવ્યા છે, અને આ રીતે તેઓ ૨૦૦ વર્ષ કરતાં વધુ સમયથી શાહી દરબારની મંજૂરીથી દેશ ઉપર રાજ્ય કરે છે. બધા ઠાકોરો અને રાજવીઓ તેમના અમલને માથે ચડાવે છે, તથા લોકો શાંતિથી પોતાના કામધંધા કર્યે જાય છે, અને શાંતિના લાંબા ગાળાનાં સુફળ ભોગવે છે.

"અમે ઉલ્લેખેલા લાંબા ગાળાની શરૂઆતમાં પરદેશી જહાજો જાપાન આવતાં, અને જાપાની વહાણો દરિયો ખેડતાં, અને એમ પરદેશી વેપારમાં કશી આડખીલી નહોતી. પરંતુ અમુક એક પરદેશમાંથી મિશનરીઓ આવ્યા, કે જેઓ કેટલાક બળવાખોર જાપાનવાસીઓ સાથે મસલતો કરવા લાગ્યા, તથા તોફાન ઊભું કરવા કાવતરાં કરવા લાગ્યા. દેશની શાંતિ જળવાઈ રહે તે ખાતર, કડક હુકમો બહાર પાડવામાં આવ્યા, એ ધર્મના પ્રચાર સામે મનાઈ કરવામાં આવી, મિશનરીઓને હાંકી કાઢવામાં આવ્યા, અને અંતે પરદેશી વહાણોને કિનારે આવવાની તથા જાપાની વહાણોને પરદેશોમાં જવાની મનાઈ કરવામાં આવી. માત્ર એક કે બે પરદેશો સાથે વ્યાપારની પરવાનગી રાખવામાં આવી, અને તે પણ એકલા નાગાસાકી બંદરે જ. આમ પરદેશો માટે જાપાનનાં બારણાં બંધ કરવાનું પગલું તે સમયના સંજોગોને લઈને અનિવાર્ય બન્યું હતું.

"પરંતુ તાજેતરમાં થોડાં વર્ષ થયાં જગતની પરિસ્થિતિમાં ભારે પલટો આવ્યો છે; અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યો તરફથી એક એલચી આવતાં જાપાનનાં બારણાં ફરી ખુલ્લાં કરવામાં આવ્યાં છે. તે સમયના ટાયકૂન તથા સરકારમાંના એક બે આગેવાન રાજપુરુષો સમજી ગયા કે આધુનિક સમયમાં જ્યારથી માંડીને વરાળથી ચાલતાં વહાણની શોધે બધા દેશોને એકબીજાની નજીક આણી દીધા છે, ત્યારથી પૂર્વના એક ટાપુ-દેશને માટે દુનિયાની બીજી બધી પ્રજાઓ સાથે સંબંધ-વ્યવહારમાં આવવાનો ઇન્કાર કરવો એ અશક્ય છે. તેઓ તેથી (એ એલચીએ રજૂ કરેલ પ્રસ્તાવો સાથે) એકમત થયા, અને પરદેશ સાથે વ્યવહારસંબંધ અને વેપારસંબંધ સ્થાપવાનું, કરારો કરવાનું, અને ટોશોગુના અમલ દરમ્યાન જે જાતની વસ્તુસ્થિતિ હતી તે પુનઃ સ્થાપિત કરવાનું નક્કી કરવામાં આવ્યું.

"દેશના વહીવટમાં આ એક મોટો ફેરફાર હતો, અને જે લોકો જૂની પરિસ્થિતિથી સંતુષ્ટ હતા તેઓ ભારે અસંતુષ્ટ થયા. પરિણામે, 'દેશનાં બારણાં બંધ કરો, અને પરદેશીઓને હાંકી કાઢો'—ની બૂમ બધે સંભળાવા લાગી. ટાયકૂન સરકારે તો સંજોગો અનુસાર વર્તીને ઉપર જણાવેલો (દેશનાં બારણાં પરદેશી માટે ખુલ્લાં કરવાનો) ઉત્તમ અને યથાયોગ્ય નિર્ણય લીધો હતો; પરંતુ જેઓ અસંતુષ્ટ થયા હતા તેઓએ આ પગલાને લડાઈથી ડરી જઈ પરદેશીઓની માગણીને તાબે થઈ જવારૂપ માન્યું. અને તેઓએ શાહી દરબારમાં ટાયકૂનની નિંદા શરૂ કરી, અને એમ જણાવ્યું કે, તેમને સોંપવામાં આવેલી લશ્કરી ફરજમાંથી તે ચૂકયા છે. શાહી દરબાર વસ્તુસ્થિતિ સમજી શક્યો નહિ, અને તેથી તેણે તરત જ તેમની સૂચનાનો સ્વીકાર કરી, ટાયકૂનની સરકારને પરદેશીઓ સાથેનો વ્યવહાર તોડી નાખવાની આજ્ઞા કરી. પરિણામે પરદેશો સાથે ઘણી ગૂંચવણો પેદા થઈ, અને વર્ણવી ન શકાય તેવી મુશ્કેલીઓ ઊભી થઈ. એ બધી બાબતો વિષે તો સર્વ પરદેશી પ્રતિનિધિઓ બરાબર માહિતગાર છે, એટલે તેમનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર નથી.

"અમે શરમ સાથે એ કબૂલ કરીએ છીએ કે, ટાયકૂનની સરકારે પરદેશો સાથે વ્યવહારસંબંધ પુનઃ સ્થાપિત કર્યો ત્યારથી માંડીને તેનાં બધાં પગલાં પૂરેપૂરી રીતે સફળ નીવડ્યાં છે, એમ ન કહી શકાય. તોપણ અમે એટલું જરૂર કહી શકીએ કે, પરદેશો સાથે કરારનામાં કરવામાં આવ્યાં ત્યારથી માંડીને, જેઓ

દેશનાં બારણાં ફરી બંધ કરવાની હિમાયત કરતા હતા તથા પરદેશીઓ સાથે વિરોધભાવ રાખતા હતા, તેમને ધીમે ધીમે દબાવી દેવામાં આવ્યા છે, અને કરારનામાંની દરેક કલમનો અમલ કરવાના પોતાના દૃઢ નિશ્ચયમાંથી ટાયકૂન સરકાર કદી ચલિત નથી થઈ.

"દેશનાં બારણાં ખુલ્લાં મૂકવાના નિયમો નિશ્ચિત કરી શકાયા, અને કરારનામાંની બધી શરતો પૂરી કરી શકાઈ, એ વસ્તુ ખરેખર નિઃશંક રીતે એ બીનાને આભારી છે કે, જાપાનના શાસક તરીકે પોતાના પૂર્વજોની પરંપરામાં આજના શક્તિશાળી અને બાહોશ તથા ઈશ્વરદત્ત બુદ્ધિશક્તિવાળા ટાયકૂન બિરાજે છે. પરદેશી પ્રતિનિધિઓ બરાબર જાણે છે કે, આ વર્ષે તે બધાને તેમણે ઓસાકાના કિલ્લામાં મુલાકાત આપી, ત્યારે તેમણે તેમના પ્રત્યે કેવી હાર્દિક લાગણી દાખવી હતી, કેવી આંતરિક મિત્રતા બતાવી હતી, કરારનામાની શરતોનું પાલન કરવાની કેટલી કાળજી રાખી હતી; અને આજની સ્થિતિ ઊભી થઈ શકી ત્યાર પહેલાં પોતાની ટાયકૂન તરીકેની ફરજોને કારણે આવી પડતી કેટલી બધી મુશ્કેલીઓનો સામનો કરવામાં આવ્યો હતો તથા તેમને વટાવી જવામાં આવી હતી.

"રાજવહીવટનો આ પ્રકાર કે જેની હેઠળ ટાયકૂન આખા દેશ ઉપર શહેનશાહથી એક પદ નીચેના હોદ્દા ઉપર રહીને રાજ્ય ચલાવે છે, તે જાપાનની જ વિશેષતા છે. એ વસ્તુસ્થિતિ અહીંના સંજોગોનું સ્વાભાવિક પરિણામ છે, તથા તે છેલ્લાં છસો વર્ષથી ચાલતી આવેલી છે.

"આ રીતે ધારણ કરવામાં આવેલી હકૂમતને કારણે દેશમાં શાંતિ જાળવવાનું શક્ય બન્યું હતું: પરંતુ હવે જ્યારે આખી દુનિયા સાથે સંબંધો સ્થાપિત થઈ ગયા છે, ત્યારે જે નામ હેઠળ એ બધો વ્યવહાર ચલાવવામાં આવે છે તેને કારણે ઘણી અગવડ ઊભી થાય છે. ઉપરાંત, આજકાલ, આખા દેશમાં લોકોનાં મન એક પ્રકારની ગૂંચવાયેલી સ્થિતિમાં છે, અને મેળવાળાં નથી, તે બીના પણ મુખ્યત્વે એ જ કારણને આભારી છે. તેથી અમારા સમજુ ટાયકૂન આપમેળે જ વિચાર કરીને એ મહાન તથા ગંભીર નિર્ણય ઉપર આવ્યા છે કે, રાજવહીવટની બધી સત્તા મિકાડોને સુપરત કરી દેવી, તથા બધી મોટી મોટી ઠકરાતોના અગ્રણીઓની એક પરિષદ બોલાવી, વર્તમાન પરિસ્થિતિની પૂરી તપાસ કરી, એવા યોગ્ય રાજતંત્રની સ્થાપના કરવી અને એવું બંધારણ ઘડી કાઢવું કે જેને ભવિષ્યમાં કશાથી આંચ આવે નહિ, અને આ રીતે દેશને બીજી પ્રજાઓ સમક્ષ પોતાનું માથું ઊંચું રાખી શકે તેવો, તથા સમૃદ્ધ અને સબળ બનાવવો.

"વસ્તુસ્થિતિ આ પ્રમાણે હાલને તબક્કે આવી પહોંચી છે. પરંતુ એ ફેરફારથી પરદેશો સાથેના અમારા સંબંધો ઉપર કશી માઠી અસર નહિ થાય, અને બધું પહેલાંની પેઠે શાંતિથી અને મેળભરી રીતે ગોઠવાઈ જશે, એ વિષે ખાતરી આપવી અમારે માટે બિનજરૂરી છે. ચિંતા કરવાનું કશું જ કારણ નથી.

"પરદેશી સત્તાઓ સાથે કરવામાં આવેલી સંધિઓની બધી શરતોનું ટાયકૂને પાલન કરેલું છે, અને પરદેશો સાથેના સંબંધોની અગત્ય તે પૂરેપૂરી પિછાને છે. નાનામોટા ઠાકોરોની જે પરિષદ થોડા વખતમાં મળવાની છે, તેમાં પરદેશોને લગતી બાબતોના સંજોગો સમજાવવામાં આવશે કે તરત જ તે બધા જે કાંઈ કરવામાં આવ્યું છે તેને માન્ય રાખશે. અને દર દશ જણમાંથી આઠ કે નવ જણ ટાયકૂનની હકૂમતે બક્ષેલા ફાયદાઓ ભોગવતા આવ્યા છે એ બીના લક્ષમાં લઈએ, તો, ભલે થોડાક લોકો એવા હોય કે જેઓ જૂની સંસ્થાઓની તરફેણ કરતા હોય, તોપણ તેઓ કોઈ ફાવે એવો કાંઈ સંભવ નથી. તેથી કરીને અમે હાર્દિક વિશ્વાસ રાખીએ છીએ કે, પરદેશી પ્રતિનિધિઓ અમારા અભિપ્રાયોને તેમની હરહંમેશની મિત્રાચારીભરી રીતે ટેકો આપશે, અને તેમના દેશોએ સૌ લાગતાવળગતાઓની આબાદી માટે અત્યાર અગાઉ કરેલા પ્રયત્નોની ભાવનાથી, વસ્તુસ્થિતિ જેવી છે તેવી જ તેને નિહાળશે.

"અમે ભૂતકાળની હકીકતો વિષે આ ખુલાસો આપવાની હિંમત કરી છે. બીજી બાબતો વિષે, તો અમારા છેવટના કાગળમાં અમે જણાવ્યું છે તે મુજબ, અમને મિકાડોથી જણાવવામાં આવશે કે તરત જ અમે તમને જાણ કરશું."

### ૩
### મુખ્ય રાજવીઓનો ગાદીત્યાગ

[ પોતાની ઠકરાતો શહેનશાહને સુપરત કરતો ખરીતો, માર્ચ ૧૮૬૯ ૧ ]

૧. આ ખરીતો સુપરત કરનારા મુખ્ય ચાર ઠાકોરો (સત્સુમા, ચોશિઊ, હિઝેન, અને તોસા)ના દાખલાને અનુસરી વર્ષના અંત સુધીમાં ર૭૬ જેટલા ઠાકોરોએ આ પ્રમાણે પોતાની ઠકરાતો શહેનશાહને સોંપી દીધી હતી માત્ર પૂર્વ તરફના ૧૭ ઠાકોરો તે વખતે તેમાંથી બાકાત રહ્યા હતા.

"આપના સેવકો આપ નામદારને ઊંડા આદરપૂર્વક...નિવેદન કરવાની ધૃષ્ટતા કરે છે. મિકાડો (શહેનશાહ)ના રાજવહીવટ અંગે બે બાબતો ખાસ અગત્યની છે: (૧) એક જ મધ્યસ્થ સરકાર અને (૨) એક જ સાર્વત્રિક હકૂમત. આપ નામદારના પૂર્વજોએ આ દેશની સ્થાપના કરી, અને રાજતંત્રનો પાયો નાખ્યો, તે સમયથી માંડીને વિશાળ આકાશમાંની તેમ જ દૂરમાં દૂરની હદ સુધીની પૃથ્વી ઉપરની તમામ ચીજો ઉપર પેઢી દર પેઢી શહેનશાહનો માલકીહક રહેલો છે. આ વસ્તુને અમે 'એક જ મધ્યસ્થ સરકાર' કહીએ છીએ. તથા કાંઈ પણ બક્ષવાની કે જપ્ત કરવાની સંપૂર્ણ સત્તા,—કે જેને લઈને તેમની જમીનને કારણે લોકોને તાબેદાર રાખવાનું અમીરો કે ઠાકોરો માટે અશક્ય બની જાય, જમીનના નાનામાં નાના ટુકડાની પણ તેઓ સ્વેચ્છાએ કશી વેતરણ ન કરી શકે, અથવા સામાન્ય પ્રજાજનોમાંથી એક પણ માણસને પકડીને તેની સાથે જુલમીપણે વર્તી ન શકે,—આ વસ્તુને અમે 'એક જ સાર્વત્રિક હકૂમત' કહીએ છીએ.

"પહેલાં, શહેનશાહોની રાજસત્તા પૂરેપૂરી આ સિદ્ધાંત અનુસાર જ ચલાવવામાં આવતી હતી. તેઓ જાતે જ બધો રાજવહીવટ સંભાળતા. રાજસત્તા નામથી તેમ જ વસ્તુતાએ પણ તેમની જ હતી, અને પરિણામે પ્રજા શાંત તેમ જ સંતોષી રહેતી હતી. પરંતુ મધ્યયુગના સમયથી માંડીને રાજતંત્ર શિથિલ થઈ ગયું, અને શહેનશાહોની હકૂમત રમકડા જેવી થઈ ગઈ. બધા માણસો સત્તા માટે લડવા લાગ્યા, તથા રાજવહીવટમાં એક પછી એક ઝડપી ક્રમે ફેરફારો થવા લાગ્યા. પરિણામે દેશનો અર્ધો ભાગ એવા માણસોના હાથમાં ચાલ્યો ગયો કે જેઓ લોકો તેમ જ મુલક ઉપર આપખુદ અધિકાર ભોગવતા હતા. અંતે તો એવી પરિસ્થિતિ આવી રહી કે જ્યાં ત્યાં બખેડા અને ખુનામરકી સિવાય કાંઈ નજરે જ પડતું નહોતું, સરકાર પાસે બચાવ માટે કશું વહીવટી તંત્ર કે અસરકારક સત્તા રહ્યાં ન હતાં, અને તેથી તે આ વસ્તુસ્થિતિનું નિયંત્રણ કરવા અશક્તિમાન હતી. બધે ઠેકાણે, લાગવગવાળા પરંતુ કોઈ જાતના નીતિસિદ્ધાંત વિનાના માણસો પોતાનો સ્વાર્થ આગળ ધપાવવા ચાલુ અંધાધૂંધીનો ગેરલાભ ઉઠાવવા લાગ્યા, અને નબળા માણસો સબળાઓનો શિકાર બનવા લાગ્યા.

"સૌથી વધુ શક્તિશાળી અમીરો ચૌદ પંદર પ્રાંતોનો કબજો કરી બેઠા, અને તેથી ઓછી સત્તાવાળાઓએ પાંચ-પાંચ છ-સાત હજાર હથિયારબંધ માણસોની ટુકડીઓ ભેગી કરી. એક પછી એક શોગૂનો જ્યાં પોતાને યોગ્ય લાગે ત્યાં મુલક અને લોકો ઉપર કબજો કરવા લાગ્યા, અને આ રીતે પોતાની હકૂમત વધારવા લાગ્યા. અંતે મિકાડોની સરકાર બધી સાચી સત્તા ગુમાવી બેઠી, અને આ રજવાડાંની મરજીને જ સંપૂર્ણપણે તાબે થઈ ગઈ. આ રજવાડાંની રાજશાહીની હદપારની આપખુદી ૬૦૦થી વધુ વર્ષ સુધી ચાલી, અને એ ગાળા દરમ્યાન શહેનશાહની હકૂમતના ઓઠા હેઠળ દગાબાજીથી મુલક અને લોકો ઉપર ભારે જુલમ કરવામાં આવ્યો. અને આ બધી કારવાઈઓ એ કારણે શક્ય બની કે, લોકો ભૂતકાળની પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલિકાઓને વળગી રહીને, પ્રજા તરીકે રાજા પ્રત્યે દાખવવા જોઈતા આદરથી અને નાનામોટા વચ્ચે જે જાતનો સંબંધ હોવો જોઈએ એની ઉચિત ભાવનાથી દોરાતા હતા.

"રજવાડાંમાંથી ટોકુગાવા વંશનું પ્રાચીન ખાનદાન અને તેના ભાયાતો અર્ધા ઉપરનો દેશ કબજે કરી બેઠા હતા, અને તેના સ્વાભાવિક પરિણામરૂપ નવાં ખાનદાનો ચાલુ ઊભાં થયા કરતાં. અને ટોકુગાવા વંશની અસંખ્ય શાખાઓ માટે એ તો લાંબા સમયથી ચાલતી આવેલી રૂઢિને આધારે આજના દિવસ સુધી એક શિરસ્તો જ બની ગયો છે કે, તેઓને પોતાનો મુલક કે પ્રજા સાચી સરકારના ફરમાનથી મળેલાં છે કે નહિ, તે બાબતનો તો ખ્યાલ જ ન કરવો. આ ખાનદાનોના નબીરાઓ સામાન્યપણે એમ જ કહેતા કે, 'આ અમારી મિલકત અમારા બાપદાદાઓની લશ્કરી તાકાતથી મેળવેલી છે.' પરંતુ એ વાતમાં સહેજે શંકા નથી કે, એ એમના બાપદાદાઓએ મૂળે તો, લશ્કરો એકઠાં કરી, શાહી ભંડારો અને કોઠારો લૂંટીને, તેમાંની સંપત્તિ બળાત્કારે આંચકી લીધી હતી, અને પોતાના મનોરથો પાર પાડવામાં મોતની સજાનો પણ ખ્યાલ કર્યો ન હતો. ભંડારો અને કોઠારો ઉપર ધાડ પાડનારાઓ સામાન્ય રીતે લૂંટારુઓ કહેવાય છે; પણ લોકોએ મુલક અને પ્રજાને પડાવી લેનારા આ લોકો તરફ કશી શંકા બતાવી નહિ.

"સાચા અને ખોટા વચ્ચેના વિવેક બાબતનો (પ્રજાનો) આ ગોટાળો ખરેખર ભયાનક હતો.

"આજકાલ છેક જ નવા પ્રકારના રાજતંત્રની સ્થાપના કરવાનો પ્રયાસ ચાલે છે. તે વખતે એક જ મધ્યસ્થ સરકાર અને એક જ સાર્વત્રિક હકૂમત એ બંને બાબતો પૂરેપૂરી જળવાય તે માટે કાળજી રાખવી જોઈએ. (અમે) આપના સેવકો જે મુલક ઉપર રહીએ છીએ, તે મુલક આપ નામદારનો છે, અને અમે જે લોકો ઉપર હકૂમત ચલાવીએ છીએ તે પણ આપનાં પ્રજાજનો છે. એ મુલક કે એ પ્રજાજનો એ બેમાંથી એકે (અમે) આપના સેવકોની માલિકીનાં નથી

"(અમે) આપના સેવકો તેથી કરીને આપ નામદારને વસ્તીનાં બધાં દફતરો સુપરત કરવાની આદરપૂર્વક રજા માગીએ છીએ, અને આપ નામદાર દરેક બાબતમાં આપને યોગ્ય લાગે તે રીતે વર્તો એવી આજીજી કરીએ છીએ. જે કાંઈ આપવું જોઈએ તે આપ આપજો, અને જે કાંઈ લઈ લેવું જોઈએ તે આપ લઈ લેજો. આપ નામદારને આ ખરીતો નિવેદન કરનાર . . . રાજવંશોના મુલકો અને પ્રજાજનોની બાબતમાં આપ નામદારને જરૂરી લાગે તેવાં શાહી ફરમાનો કાઢવાની (અમે) આપના સેવકો વિનંતિ કરીએ છીએ. (અમે) એવી પણ અરજ કરીએ છીએ કે, બધા કાયદાઓ, બધાં ફરમાનો, અને લશ્કરી પોશાક તથા સજાવટ સુધીના પણ બધા લશ્કરી હુકમો મધ્યસ્થ સરકાર જારી કરે; જેથી કરીને રાજકારભારની નાની અને મોટી બધી બાબતો એક જ વડીસભા વડે નક્કી થાય. આ પ્રમાણે રાજસત્તા નામથી અને વસ્તુતાએ સાચી બનશે, અને આ દેશ બીજી પરદેશી રાજસત્તાઓ સાથે સમાન પાયરીનો બનશે.

"આપના સેવકો શહેનશાહની સરકાર ઉપર આજની કટોકટીની ઘડીએ જે ગંભીર જવાબદારીઓ આવી પડેલી છે તેમાં ભાગ ઉઠાવવા તૈયાર છે. એ બાબતે જ તેમને 'તેમના ગાંડા અભિપ્રાયો આપ નામદારની વિચારણા માટે નિવેદિત કરવા પ્રેર્યા છે."

# ગૂજરાત વિદ્યાપીઠ

[ગૂ૦ વિ૦ ના મહામાત્ર તરફથી નીચેની જાહેરાત મળી છે તે પ્રસિદ્ધ કરવામાં આવે છેઃ—]

૧

### વિનીત પરીક્ષા

"ઘણાય વિદ્યાર્થીઓ વિવિધ કારણોને લીધે મૅટ્રિક થતા પહેલાં ભણવાનું છોડી દે છે. તેમને જો ઘેર બેઠાં તૈયારી કરી યોગ્ય પરીક્ષામાં બેસવાની સગવડ મળે તો તેઓ અભ્યાસ કરવા ઇચ્છતા હોય છે. તેવા અનેક યુવકો માટે ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'વિનીત' (મૅટ્રિક) કક્ષાનો એક સ્વતંત્ર અભ્યાસક્રમ યોજવામાં આવ્યો છે. તે પ્રમાણે તૈયારી કરીને કોઈ પણ વિદ્યાર્થી તેની પરીક્ષા આપી શકશે. તેને એનું પ્રમાણપત્ર આપવામાં આવશે. અને બીજી વિદ્યાપીઠોના મૅટ્રિકની માફક તેઓ પણ શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં પ્રવેશને લાયક ગણાશે.

આ સાલની વિનીત પરીક્ષા ૧૦મી જૂનના અરસામાં લેવામાં આવશે, અને તે માટેનાં અરજીપત્રો તા.૨૦મી મે, ૧૯૪૮ સુધી સ્વીકારવામાં આવશે"

૨

### શ્રી મ૦ દે૦ સમાજસેવામહાવિદ્યાલય

"ગઈ સાલથી શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય ગૂજરાત વિદ્યાપીઠમાં શરૂ કરવામાં આવ્યું છે. તેનું નવું વર્ષ તા. ૨૮મી જૂન, ૧૯૪૮ થી શરૂ થશે. તેમાં દાખલ થવા માટે ગૂજરાત વિદ્યાપીઠની વિનીત પરીક્ષા અગર બીજી વિદ્યાપીઠોની મૅટ્રિક પરીક્ષા પસાર કરેલી હોવી જોઈએ અને તેની પ્રાવેશિક પરીક્ષા આપવી જોઈએ. તે માટેની અરજી તા. ૧૨–૬–'૪૮ સુધીમાં કરવાની છે. વિદ્યાલયનો અભ્યાસક્રમ ત્રણ વરસનો છે. તે દરમિયાન સમાજવિદ્યાના જુદા જુદા વિષયોના અધ્યયન ઉપરાંત પોતાની પસંદગીનાં એવાં ક્ષેત્રોમાં પ્રત્યક્ષ તાલીમ લેવાની હોય છે. અભ્યાસને અંતે પરીક્ષા પાસ કરનારને 'સમાજવિદ્યા વિશારદ'ની પદવી આપવામાં આવશે.

"આ વિદ્યાલય તથા ઉપર દર્શાવેલી વિનીત પરીક્ષાની માહિતી અલગ અલગ છાપવામાં આવી છે. તે દરેક માટે ત્રણ ત્રણ આનાની ટિકિટો બીડીને 'શ્રી૦ મહામાત્ર ગૂજરાત વિદ્યાપીઠ, નવરંગપુરા, અમદાવાદ–૯' એ સરનામે લખવાથી જરૂરી માહિતી મોકલવામાં આવશે."

# નિર્ગ્રન્થ—સંપ્રદાય*

[ વર્ષ ૬, અંક ૧૧ થી ચાલુ ]

આ નિબંધના પૂર્વાર્ધમાં જૈન આગમોમાં મળતા, માંસમત્સ્યાદિ સામિષ આહારને લગતા ઉલ્લેખો બાબત પંડિતજીએ ઐતિહાસિક તેમજ તુલનાત્મક દૃષ્ટિએ 'દૃષ્ટિપાત' કરાવ્યો હતો. હવે આ ઉત્તરાર્ધમાં તે જૈન ધર્મના બીજા કેટલાક પ્રાચીન આચારવિચારો પર ઐતિહાસિક દૃષ્ટિપાત કરે છે.

## ૨. સવસ્ત્રપણું કે દિગંબરપણું?

બૌદ્ધ પિટકોમાં (પ્રાચીન શાસ્ત્રગ્રંથોમાં) સ્થળે સ્થળે કોઈ ને કોઈ પ્રસંગે 'નિર્ગ્રંથ જ્ઞાતપુત્ર' (निगंठो नातपुत्तो) તથા 'એકવસ્ત્રધારી નિર્ગ્રંથો' (निगंठा एकसाटका) એવા ઉલ્લેખો મળે છે.+ સૂત્રકૃતાંગ જેવા પ્રાચીન જૈન આગમોમાં (૧. ૨. ૩. ૨૨) મહાવીર ભગવાનને 'જ્ઞાતપુત્ર' (જ્ઞાતવંશી ક્ષત્રિય) કહેલા છે, તથા આચારાંગસૂત્રના અતિપ્રાચીન પ્રથમ શ્રુતસ્કંધમાં ('વિમોહાધ્યયન') વસ્ત્ર વગરના તેમ જ એકવસ્ત્રધારી નિર્ગ્રંથ (જૈન સાધુઓ)ના આચારની પણ વાત આવે છે. ખુદ મહાવીરના જીવનની ચર્ચા કરતા આચારાંગસૂત્રના નવમા અધ્યયનમાં પણ મહાવીરના ગૃહત્યાગનું વર્ણન કરતી વખતે કહેવામાં આવ્યું છે કે, તેમણે શરૂઆતમાં એક વસ્ત્ર ધારણ કર્યું હતું, પરંતુ અમુક સમય બાદ તેનો ત્યાગ કરી, તે 'અચેલક' (નિર્વસ્ત્ર — દિગંબર) બન્યા હતા. મહાવીરે પાર્શ્વનાથની× પરંપરામાં જ દીક્ષા લીધી હતી, અને તેથી શરૂઆતમાં એક વસ્ત્ર ધારણ કર્યું હતું; એ ઉપરથી એટલું તો સમજાય છે કે, પાર્શ્વનાથની પરંપરામાં વસ્ત્ર ધારણ કરવાનો આચાર હતો.'

પરંતુ, આપણી સામે પ્રશ્ન તો એ છે કે, વસ્ત્રરહિત રહેવાપણું (દિગંબરત્વ) મહાવીર ભગવાને જ નિર્ગ્રંથપરંપરામાં પહેલવહેલું દાખલ કર્યું કે, પહેલાંની પાર્શ્વનાથની પરંપરામાં પણ તેવો આચાર હતો જ, કે જેને મહાવીરે ક્રમશઃ સ્વીકાર્યો? હવે ઉત્તરાધ્યયન સૂત્રમાં (૨૩, ૧૩) કેશી-ગૌતમ સંવાદમાં પાર્શ્વનાથની પરંપરાના પ્રતિનિધિ કેશી દ્વારા મહાવીરના મુખ્ય શિષ્ય ગૌતમ પાસે એ પ્રશ્ન મૂકવામાં આવ્યો છે કે "ભગવાન મહાવીરે તો 'અચેલક' (વસ્ત્ર વગરનો) ધર્મ કહ્યો છે, અને પાર્શ્વનાથે 'સચેલ' (વસ્ત્ર સાથેનો) ધર્મ કહ્યો છે. જો બંનેનો ઉદ્દેશ એક જ છે, તો પછી બંને જિનોના ઉપદેશમાં આવો તફાવત કેમ?" આ પ્રશ્ન ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, પ્રશ્ન પૂછનાર કેશી અને ઉત્તર આપનાર ગૌતમ એ બંને આ બાબતમાં તો એકમત હતા કે, નિર્ગ્રંથપરંપરામાં અચેલ ધર્મ (વસ્ત્રરહિત આચાર) ભ૦ મહાવીરે જ ચલાવ્યો. ઇતિહાસ પણ એમ જ કહે છે કે, ભ૦ મહાવીર પહેલાંના ઐતિહાસિક યુગમાં નિર્ગ્રંથપરંપરાનું કેવળ સચેલ (સવસ્ત્ર) સ્વરૂપ જ હતું.

પછી ભ૦ મહાવીરે જ્યારે નિર્વસ્ત્રપણાનો આચાર દાખલ કર્યો, ત્યારે તેમના બાહ્ય આધ્યાત્મિક વ્યક્તિત્વથી ખેંચાઈને પાર્શ્વનાથપરંપરાના તેમ જ નવા અનેક નિર્ગ્રંથો 'અચેલક' (વસ્ત્રત્યાગી) પણ બન્યા. તોપણ પાર્શ્વનાથની પરંપરામાં એક વર્ગ એવો પણ હતો કે જે મહાવીરના શાસનમાં આવવા તો માગતો હતો. પણ તેને સર્વથા અચેલત્વ (નિર્વસ્ત્રપણું) પોતાની શક્તિ બહાર લાગતું હતું. તે વર્ગની શક્તિ, અશક્તિ અને પ્રામાણિકતાનો વિચાર કરીને ભ૦ મહાવીરે અચેલત્વ (નિર્વસ્ત્રપણા)નો આદર્શ રાખવા છતાં, સવસ્ત્રપણાનું મર્યાદિત વિધાન કર્યું, અને પોતાના સંઘને પાર્શ્વનાથીય પરંપરા સાથે જોડવાનો રસ્તો ખુલ્લો કર્યો. આમ ભ૦ મહાવીરના સમયમાં નિર્ગ્રંથ પરંપરાનાં 'સચેલ' અને 'અચેલ' એવાં બંને રૂપ સ્થિર થયાં, અને સચેલમાં પણ એકશાટક (એકવસ્ત્ર-રાખવાપણું) જ ઉત્તમ આચાર મનાયો.

ભ૦ મહાવીરના સમયમાં અથવા થોડા સમય બાદ સચેલત્વ અને અચેલત્વના પક્ષપાતીઓમાં કંઈક ખેંચાતાણી અથવા પ્રાચીનતા-અર્વાચીનતાના મુદ્દા ઉપર વાદવિવાદ થવા લાગ્યો. ત્યારે ભ૦ મહાવીરે અથવા તેમના સમકાલીન શિષ્યોએ સમાધાન કર્યું કે જુદા જુદા અધિકારીની દૃષ્ટિએ બંને આચાર ઠીક છે; અને જોકે પ્રાચીનતાની દૃષ્ટિથી તો સવસ્ત્રપણું જ મુખ્ય છે, તો પણ નિર્વસ્ત્રપણું નવીન હોવા છતાં પણ ગુણદૃષ્ટિથી મુખ્ય છે.

પરંતુ એ સમાધાન પણ ભ૦ મહાવીરની પછી લગભગ બસોઅઢીસો વર્ષ સુધી બરાબર ચાલતું રહ્યું. પછી, બંને પક્ષોનાં અભિનિવેશ અને ખેંચાતાણને કારણે નિર્ગ્રંથ પરંપરામાં એવી વિકૃતિઓ આવી કે જેને લઈને પછીના સમયનું નિર્ગ્રંથ-સાહિત્ય પણ એ મુદ્દાની બાબતમાં વિકૃત જેવું જ થઈ ગયું છે.

## ૩. તપ

બૌદ્ધ પિટકોમાં અનેક ઠેકાણે 'નિર્ગ્રંથ' શબ્દ સાથે 'તપસ્વી' (तपस्सी), 'દીર્ઘતપસ્વી' (दीघतपस्सी) એવાં

---

* ઉત્તરાર્ધ: લેખક, પંડિત શ્રી. સુખલાલજી સંઘવી; પ્રકાશક, શ્રી જૈન સંસ્કૃતિસંશોધન મંડલ, પો. ઓ. બનારસ હિંદુ યુનિવર્સિટી. પૃ. ૨૮; કિં. ૦-૬-૦.

+ मज्झिम० सुत्त ५६; अंगुत्तर० वो. ३, पृ. ३८३

× જૈનો ૨૪ તીર્થંકરો માને છે, જેમાં છેલ્લા મહાવીર છે. પાર્શ્વનાથ તેમની પહેલાંના ૨૩મા તીર્થંકર છે. તે ઈ. સ. પૂ. ૮૧૭માં કાશીમાં જન્મ્યાનું કહેવાય છે તે પહેલાંના તીર્થંકરોનો સમય ઐતિહાસિક કાળગણનાની મર્યાદા ઓળંગી જતો કહેવાય.

વિશેષણ આવે છે. એ જ પ્રમાણે કેટલાંક બૌદ્ધ સૂત્રોમાં રાજગૃહી આદિ સ્થાનોમાં તપસ્યા કરતા નિર્ગ્રંથોનાં વર્ણન છે, અને ખુદ તથાગત બુદ્ધ દ્વારા કરવામાં આવેલી નિર્ગ્રંથોની તપસ્યાની ટીકા પણ છે. (મજ્ઝિમ૦ સુ૦ ૫૬, તથા ૧૪.) જૈન આગમોમાં પણ આચારાંગસૂત્રના પ્રથમ શ્રુતસ્કંધમાં ભ૦ મહાવીરની ઉગ્ર તપસ્યાનાં વર્ણન છે; તે ઉપરાંત આગમોના સર્વ પ્રાચીન થરોમાં જ્યાં ક્યાંક કોઈએ પ્રવ્રજ્યા (દીક્ષા) લીધાનું વર્ણન આવે છે, ત્યાં શરૂઆતમાં જ આપણે જોઈએ છીએ કે, તે દીક્ષા લેનાર નિર્ગ્રંથ તપ જ આચરવા લાગે છે.

વળી ભ૦ મહાવીરે પાર્શ્વનાથની નિર્ગ્રંથપરંપરામાં જ દીક્ષા લીધી હતી, અને દીક્ષાની શરૂઆતથી જ તે તપ તરફ ઝૂકયા હતા તે યાદ રાખીએ, તો પાર્શ્વનાથની પરંપરાનો ઝુકાવ પણ તપ તરફ જ હતો, તેની ખબર આપણને પડી જાય છે. ભ૦ પાર્શ્વનાથનું જે જીવન જૈનગ્રંથોમાં વર્ણવેલું છે તે જોવાથી પણ આપણે એ જ કહી શકીએ છીએ કે, પાર્શ્વનાથની પરંપરા પણ તપશ્ચર્યાપ્રધાન જ હતી અને એ વાતનો પુરાવો આપણને બીજી તરફથી પણ મળી આવે છે. જ્યાં બુદ્ધે પોતાના પૂર્વ-જીવનનું વર્ણન કરતી વખતે અનેકવિધ તપસ્યાઓની નિઃસારતા પોતાના શિષ્યો આગળ વર્ણવી છે (મજ્ઝિમ૦ ૨૬), ત્યાં નિર્ગ્રંથોની તપસ્યાનો પણ નિર્દેશ કર્યો છે. બુદ્ધે જ્ઞાતપુત્ર મહાવીર પહેલાં જ જન્મ લીધો હતો, અને ગૃહત્યાગ કરી તપસ્વી-માર્ગ સ્વીકાર કર્યો હતો. તે સમયમાં પ્રચલિત અન્યાન્ય પંથોની પેઠે બુદ્ધે નિર્ગ્રંથ પંથનો પણ થોડા સમય માટે સ્વીકાર કર્યો હતો, અને પોતાના સમયમાં પ્રચલિત નિર્ગ્રંથ તપસ્યાનું આચરણ પણ કર્યું હતું. તેથી જ જ્યારે બુદ્ધ પોતાની પૂર્વઆચરિત તપસ્યાઓનું વર્ણન કરે છે, ત્યારે તેમાં આબેહૂબ નિર્ગ્રંથ તપસ્યાઓનું સ્વરૂપ પણ આવે છે, જે હવે જૈનગ્રંથો અને જૈનપરંપરા સિવાય બીજે ક્યાંય જોવા નથી મળતું. મહાવીર પહેલાંની જે નિર્ગ્રંથ-તપસ્યાનું બુદ્ધે અનુષ્ઠાન કર્યું હોય, તે તપસ્યા પાર્શ્વનાથની પરંપરા સિવાય બીજી કોઈ નિર્ગ્રંથપરંપરાની હોવાનો સંભવ નથી. કારણ કે મહાવીર તો ત્યારે જન્મ્યા પણ ન હતા, અને બુદ્ધના જન્મસ્થાન કપિલવસ્તુથી માંડી તેમની સાધનાનાં સ્થળ રાજગૃહી, ગયા, કાશી વગેરેમાં પાર્શ્વનાથીય નિર્ગ્રંથ પરંપરાનું જ નિર્વિવાદ અસ્તિત્વ અને પ્રાધાન્ય હતું.

આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે, ઓછામાં ઓછું પાર્શ્વનાથથી માંડીને તો નિર્ગ્રંથપરંપરા તપપ્રધાન જ રહી છે. હવે અહીં આપણી સામે બે પ્રશ્ન આવે છે: એક તો એ કે, બુદ્ધે વારંવાર નિર્ગ્રંથ તપસ્યાઓનો જે વિરોધ યા તો ખંડન કર્યાં છે, તે કેટલે દરજ્જે સાચાં છે, અને બીજો એ કે, મહાવીરે પૂર્વપ્રચલિત નિર્ગ્રંથતપસ્યામાં કોઈ વિશેષતા લાવવાનો પ્રયત્ન કર્યો છે કે નહિ.

૧. નિર્ગ્રંથતપસ્યાનું ખંડન કરવા પાછળ બુદ્ધની દૃષ્ટિ મુખ્યત્વે એ જ રહી છે કે, તપ એ કાયક્લેશ છે, દેહદમન માત્ર છે. તેના દ્વારા દુઃખસહન કરવાનો અભ્યાસ વધે છે, પરંતુ તેનાથી કોઈ આધ્યાત્મિક સુખ કે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત નથી થતાં. નિર્ગ્રંથપરંપરા પણ દેહદમન અથવા કાયક્લેશને ત્યાં સુધી જ સાર્થક માને છે કે, જ્યાં સુધી તેનો સંબંધ આધ્યાત્મિક શુદ્ધિ સાથે હોય. તો પછી બુદ્ધે તેનો વિરોધ કેમ કર્યો, એ પ્રશ્ન સહેજે થાય છે. બુદ્ધને જ્યારે ઉગ્ર દેહદમનથી સંતોષ ન થયો, ત્યારે તેમણે તેને એક અંતિમ છેડો કહીને છોડી દીધું, અને ધ્યાનમાર્ગ, નૈતિક જીવન તથા પ્રજ્ઞા ઉપર જ મુખ્ય ભાર મૂક્યો. તેમને તે દ્વારા આધ્યાત્મિક સુખ પ્રાપ્ત થયું, અને તે તત્ત્વ ઉપર પોતાનો નવો સંઘ તેમણે સ્થાપિત કર્યો. પરંતુ સામાન્ય જનતા સ્થૂલદર્શી હોવાથી બાહ્ય ઉગ્ર તપ અને દેહદમન વડે સહેલાઈથી તપસ્વીઓ તરફ ખેંચાય છે. પાર્શ્વનાથની પરંપરાના અનુયાયીઓને તપસ્યાનો સંસ્કાર જન્મસિદ્ધ હતો, અને મહાવીર તથા તેમના નિર્ગ્રંથસંઘની ઉગ્ર તપશ્ચર્યા દ્વારા સાધારણ જનતા અનાયાસે જ નિર્ગ્રંથો પ્રત્યે ઝૂકતી હતી; અને તપાચરણ પ્રત્યે બુદ્ધનું ઢીલું વલણ દેખી તેમને પ્રશ્ન કર્યા કરતી હતી કે આપ તપમાં કેમ નથી માનતા, જુઓને બધા શ્રમણો તપ ઉપર ભાર મૂકે છે? ત્યારે પોતાના અભિપ્રાય સામેનો આક્ષેપ દૂર કરવા માટે બુદ્ધને તપમાર્ગની કડક ટીકા કરવી પડી હોય એ બનવા જોગ છે. અને તે ટીકામાં તે સફળ ત્યારે જ થઈ શકે, કે જ્યારે તે બતાવે કે તપ કેવળ કષ્ટમાત્ર છે. તે સમયે અનેક તપસ્વી-માર્ગ એવા પણ હતા કે જેઓ કેવળ બાહ્ય વિવિધ ક્લેશોમાં જ તપની ઇતિશ્રી સમજતા. તે બાહ્ય તપોમાર્ગની નિઃસારતાને લાગેવળગે છે ત્યાં સુધી તો બુદ્ધે કરેલું તપસ્યાનું ખંડન યથાર્થ છે; પરંતુ આધ્યાત્મિક શુદ્ધિ સાથે સંબંધ રાખનારી નિર્ગ્રંથતપસ્યાઓનો બુદ્ધે જે ખુલ્લંખુલ્લા અનેક વાર વિરોધ કર્યો છે, તેનો અર્થ એટલો જ સમજવો જોઈએ કે તેમણે તેના ઉગ્ર બાહ્ય તપ જેટલા અંશ તરફ જ લક્ષ રાખીને તે કર્યો છે; અને જૈન ગ્રંથોમાં આવતાં કેટલાંક વર્ણનોને આધારે (ઉત્તરા૦ ૧૭) આપણે એમ કહી પણ શકીએ છીએ કે, બધા જ નિર્ગ્રંથ તપસ્વીઓ એવા ન હતા કે જેઓ પોતાના તપ અથવા દેહદમનને કેવળ આધ્યાત્મિક શુદ્ધિમાં જ ચરિતાર્થ કરતા હતા.

૨ બીજા પ્રશ્નનો જવાબ આપણને જૈન આગમોમાંથી જ મળી જાય છે. બુદ્ધની માફક મહાવીર પણ કેવળ દેહદમનને જીવનનું લક્ષ્ય સમજતા ન હતા. કારણ કે, એવા અનેકવિધ ઘોર દેહદમન કરનારાઓને ભ૦ મહાવીરે તાપસ અથવા મિથ્યા તપ કરનારા કહ્યા છે. (ભગવતી૦ ૩.૧; ૧૧.૯) મૂળ પાર્શ્વનાથની પરંપરા પણ તપસ્યાની બાબતમાં માત્ર દેહદમન અથવા કાયક્લેશપ્રધાન હોવાને બદલે

આધ્યાત્મિક શુદ્ધિ તરફ લક્ષ રાખનારી જ હતી. પરંતુ કાળના પ્રવાહમાં પડીને અને માનવસ્વભાવની નિર્બળતાને આધીન થઈ એ પરંપરા, આજની મહાવીરની પરંપરાની માફક — મુખ્યત્વે દેહદમન તરફ ઝૂકી ગઈ હતી, અને તેનું આધ્યાત્મિક લક્ષ બાજુએ જ રહી ગયું હતું. ભ૦ મહાવીરે કર્યું તે એટલું જ કે, તે પરંપરાગત સ્થૂલ તપનો સંબંધ આધ્યાત્મિક શુદ્ધિ સાથે અનિવાર્યરૂપે જોડી દીધો, અને જાહેર કર્યું કે, સર્વ પ્રકારના કાયક્લેશ, ઉપવાસ આદિ શરીરેંદ્રિયનું દમન કરનારાં જે તપ છે, તે 'બાહ્ય' તપ છે; 'આંતરિક' નથી. (ઉત્તરા૦ ૩૦.) આંતરિક અથવા આધ્યાત્મિક તપ તો જુદું જ છે, કે જે આત્મશુદ્ધિ સાથે અનિવાર્ય સંબંધ રાખે છે, અને ધ્યાનજ્ઞાન આદિરૂપ છે. તેથી કરીને એમ કહી શકાય કે, તપોમાર્ગમાં મહાવીરનો ખાસ ફાળો છે, અને તે એ કે, કેવળ શરીર અથવા ઇંદ્રિયોના દમનમાં સમાઈ જતા તપ શબ્દના અર્થનો આધ્યાત્મિક શુદ્ધિમાં ઉપયોગી એવા બધા ઉપાયો સુધી તેમણે વિસ્તાર કર્યો. એ કારણે જ જૈન આગમોમાં ડગલેપગલે આભ્યંતર અને બાહ્ય એમ બંને પ્રકારનાં તપોનો સાથેસાથે જ નિર્દેશ આવે છે.

આમ, બુદ્ધે તપની પૂર્વપરંપરાનો ત્યાગ કરી, ધ્યાનસમાધિની પરંપરા ઉપર જ અધિક ભાર મૂક્યો, ત્યારે મહાવીરે પૂર્વપરંપરા છોડ્યા વિના તેની સાથે આધ્યાત્મિક શુદ્ધિનો સંબંધ જોડીને જ ધ્યાનસમાધિના માર્ગ ઉપર ભાર મૂક્યો. જોકે, આજે બુદ્ધના દેહદમનનો વિરોધ બૌદ્ધ સંઘમાં સુકુમારતામાં પરિણત થયો છે; ત્યારે મહાવીરનું બાહ્ય તપોજીવન જૈન પરંપરામાં કેવળ દેહદમનમાં પરિણત થયું છે. પરંતુ તે તો જનસમુદાયની પ્રકૃતિનો સ્વાભાવિક દોષ છે, નહિ કે મૂળ પુરુષોના આદર્શનો દોષ.

### ૪. આચારવિચાર

બુદ્ધે પોતાના પૂર્વજીવનનું વર્ણન કરતી વખતે અનેકવિધ આચારોનું વર્ણન કર્યું છે, કે જેમનું તેમણે પોતે આચરણ કર્યું હતું. તે આચારોમાં અનેક આચાર એવા છે કે જે કેવળ નિર્ગ્રંથ પરંપરામાં જ જાણીતા છે; અને આજે પણ તે બધા 'આચારાંગ,' 'દશવૈકાલિક' આદિ પ્રાચીન જૈન સૂત્રોમાં નિર્ગ્રંથોના આચાર તરીકે વર્ણવેલા છે. (જેવા કે :– નગ્નત્વ; સામે લાવીને આપેલી ભિક્ષા, પોતાને ઉદ્દેશીને બનાવેલી ભિક્ષા તથા નિમંત્રણની ભિક્ષાનો અસ્વીકાર; જે વાસણમાં રસોઈ રાંધી હોય તેમાંથી સીધી આપેલી ભિક્ષાનો અસ્વીકાર; ગર્ભિણી સ્ત્રીએ, કે બાળકને ધવરાવતી સ્ત્રીએ આપેલી ભિક્ષાનો અસ્વીકાર; ઉત્સવ, મેળા વગેરે પ્રસંગે કરેલાં સામુદાયિક જમણવારની ભિક્ષાનો અસ્વીકાર; જ્યાં વચમાં કૂતરા જેવું પ્રાણી આશાએ ઊભું રહ્યું હોય કે માખીઓ બણબણતી હોય તેવા સ્થળની ભિક્ષાનો અસ્વીકાર; ઇ૦.) બૌદ્ધ ગ્રંથોમાં વર્ણવેલા એ આચારો (દીઘ૦ મહાસીહનાદ સુત્ત૦ ૮) સાથે જૈન આગમોમાં વર્ણવેલા નિર્ગ્રંથ આચારોને સરખાવી જોઈશું તો એ બાબતમાં સંદેહ નથી રહેતો કે બુદ્ધની સમકાલીન નિર્ગ્રંથ પરંપરાના તે જ આચાર હતા જે આજે પણ અક્ષરશઃ સ્થૂલરૂપે જૈન પરંપરામાં જોવામાં આવે છે એવું જરૂર કહી શકાય કે, ઓછામાં ઓછા પાર્શ્વનાથથી માંડીને આખી નિર્ગ્રંથપરંપરાના આચાર એકસરખા જ ચાલ્યા આવે છે.

### ૫. ચાર 'યામ' (चतुर्याम)

બૌદ્ધ ગ્રંથોમાં (દીઘ૦ સુ૦૨; સંયુત્ત૦ પુ. ૧. ૬૬) મહાવીરની મુલાકાત લઈ આવેલા કેટલાક (અજાતશત્રુ – કુણિક, નિં વગેરે લોકો બુદ્ધ સમક્ષ મહાવીરનું વર્ણન કરતાં એમ જણાવે છે કે, તે 'ચતુર્યામ' એટલે કે ચાર મહાવ્રતમાં માને છે અર્થાત્ બુદ્ધના સમયમાં અથવા તેમની પછી (બૌદ્ધ પિટકોએ પોતાનું અંતિમ સ્વરૂપ પ્રાપ્ત કર્યું ત્યાં સુધી) પણ બૌદ્ધ પરંપરા મહાવીર અને મહાવીરના અન્ય નિર્ગ્રંથોને ચાર મહાવ્રતધારી તરીકે જ ઓળખતી રહી હતી. જૈન આગમોમાં સદ્ભાગ્યવશાત્ કેટલાક પ્રાચીન થર એવા સુરક્ષિત રહી ગયા છે, (જુઓ 'ભગવતી સૂત્ર' તથા 'ઉત્તરાધ્યયન સૂત્ર') જે ઉપરથી જણાય છે કે પાર્શ્વનાથની પરંપરાના નિર્ગ્રંથો ચાર મહાવ્રત જ ધારણ કરતા; તેમાંના ઘણાએ પછીથી મહાવીરનું શાસન સ્વીકારીને પાંચ મહાવ્રત ધારણ કર્યાં. ચારના સ્થાનમાં પાંચ મહાવ્રતની સ્થાપના મહાવીરે કેમ કરી તથા ક્યારે કરી એ પણ ઐતિહાસિક સવાલ છે. ભગવાન પાર્શ્વનાથે અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ આ ચાર મહાવ્રતો (યામો)ની પ્રતિષ્ઠા કરી હતી; પરંતુ પછી ધીમે ધીમે નિર્ગ્રંથપરંપરામાં એની શિથિલતા આવી ગઈ કે, કેટલાક નિર્ગ્રંથો 'અપરિગ્રહ' વ્રતનો અર્થ માત્ર 'ધનનો સંગ્રહ કે માલકી ન કરવાં' એટલો જ કરી, સ્ત્રીઓનો સંગ્રહ કે પરિગ્રહ કરવાની બાબતમાં કશો વાંધો ન સમજવા લાગ્યા આ શિથિલતા દૂર કરવા મહાવીરે પાંચમા બ્રહ્મચર્ય વ્રતને અપરિગ્રહ વ્રતથી જુદું પાડીને નિરૂપ્યું આ બીનાનો આભાસ આપણને ઉત્તરાધ્યયન સૂત્રના કેશી-ગૌતમ સંવાદમાં યથારૂપ મળે છે.

આમ છતાં બૌદ્ધપરંપરા તો મહાવીરે કરેલા આ નવા સુધારાથી અપરિચિત રહીને, કે પ્રાચીન માન્યતા મુજબ તેમને ચાર મહાવ્રતવાળા નિરૂપવાનું જ ચાલુ રાખીને નિર્ગ્રંથોને અને મહાવીરને ચતુર્યામ-યુક્ત જ કહેતી રહી

અહીં એક પ્રશ્ન એ પણ થાય છે કે, મહાવીરે બ્રહ્મચર્યરૂપે નવું જ વ્રત સ્થાપ્યું, કે બીજી કોઈ પરંપરામા પ્રચલિત તે વ્રતને નિર્ગ્રંથપરંપરામાં દાખલ કર્યું? સાંખ્યયોગ પરંપરાના પ્રાચીન થરોમાં તથા સ્મૃતિ આદિ ગ્રંથોમાં આપણને અહિંસા વગેરે પાંચ યામો–મહાવ્રતોનું વર્ણન મળે છે. તેથી નિર્ણયપૂર્વક એમ નથી કહી શકાતું કે, પહેલાં કોણે પાંચ મહાવ્રતમાં બ્રહ્મચર્યને સ્થાન આપ્યું.

### ૬. ઉપોસથ–પૌષધ

વર્તમાન સમયમાં જૈનપરંપરામાં પૌષધ વ્રતનું આચરણ પ્રચલિત છે. એ વ્રત ગૃહસ્થોનું છે; અને સ્ત્રી તથા પુરુષ બંને તેને ગ્રહણ કરે છે. એ વ્રત ગ્રહણ કરનાર કોઈ એકાંત સ્થાનમાં કે ધર્મસ્થાનમાં જઈ, પોતાની રુચિ કે શક્તિ અનુસાર, એક, બે કે ત્રણ દિવસ વગેરેની સમયની મર્યાદા બાંધીને, દુન્યવી બધી પ્રવૃત્તિઓ છોડી, માત્ર ધાર્મિક જીવન વ્યતીત કરવાની પ્રતિજ્ઞા કરે છે. તે ઇચ્છે તો દિવસમાં એકવાર ભિક્ષાની રીતે ખાનપાન લાવીને ખાઈ–પી શકે છે, અથવા સર્વથા ઉપવાસ પણ કરી શકે છે. તે ગૃહસ્થયોગ્ય પહેરવેશ છોડીને સાધુનો પહેરવેશ પણ ધારણ કરે છે. ટૂંકમાં, પૌષધવ્રત લેનારો એટલા સમય માટે સાધુ જીવનનો ઉમેદવાર બની જાય છે

આ વ્રત બાબત આપણે એકે એકે એ પ્રશ્નો વિચારવા માગીએ છીએ કે, (૧) ભ૦ મહાવીરની સમકાલીન તથા પૂર્વકાલીન નિર્ગ્રંથપરંપરામાં પૌષધ વ્રત પ્રચલિત હતું કે નહિ? અને જો હતું, તો તેનું સ્વરૂપ શું હતું? (૨) બૌદ્ધ વગેરે બીજી શ્રમણપરંપરાઓમાં પૌષધનું સ્થાન શું હતું? (૩) પૌષધવ્રતની ઉત્પત્તિનું મૂળ શું છે?

(૧) ઉપાસકદશા નામના અંગસૂત્રમાં મહાવીરના દશ મુખ્ય શ્રાવકોનું જીવનચરિત્ર આવે છે. તેમાં આનંદ વગેરે બધા શ્રાવકોએ પૌષધશાળામાં જઈ પૌષધવ્રત લીધાનું વર્ણન આવે છે ભગવતી સૂત્ર શતક ૧૨, ઉ૦ ૧ માં મહાવીરના પાકા શ્રાવક એવા શંખશ્રાવકનું જીવનચરિત્ર આવે છે; તેમાં શંખે પૌષધશાળામાં ઉપવાસ કરી પૌષધ લીધાનું, અને તેના બીજા સાથીઓએ ખાવાની છૂટ રાખીને પૌષધ લીધાનું વર્ણન છે. આમ પ્રાચીન સમયમાં પૌષધવ્રત ખાનપાન સાથે કે ખાનપાન વિના સ્વીકારવાની પ્રથા હતી, એ સ્પષ્ટ થાય છે. બુદ્ધે પોતે વિશાખા નામની પરમ ઉપાસિકા આગળ નિર્ગ્રંથોના ઉપોસથ (પૌષધ)નો ઉલ્લેખ કર્યો છે, અને એ વર્ણન અંગુત્તર૦ પુ ૧, પૃ. ૨૦૬ માં આવે છે. બૌદ્ધ પિટકની રચના અશોકથી અર્વાચીન નથી, એ ઉપરથી એટલું તો નક્કી થાય છે કે, નિર્ગ્રંથપરંપરામાં ઉપોસથ અથવા પૌષધવ્રત એટલું પ્રાચીન તો અવશ્ય છે જ.

(૨) વળી, નિગ્રંથ પરંપરામાં પ્રચલિત ઉપોસથની નિંદા કરી, પોતે જેને 'આર્ય ઉપોસથ' તરીકે ઓળખાવે છે, એ જાતનું વ્રત પાલન કરવાની બુદ્ધ વિશાખાને ભલામણ કરે છે (અંગુત્તર૦), તે ઉપરથી એટલું પણ સમજાય છે કે, મહાવીર-સમકાલીન અથવા પૂર્વકાલીન નિર્ગ્રંથપરંપરામાં ઉપોસથ અથવા પૌષધવ્રતનો ભારે મહિમા હતો; અને તેને બુદ્ધે પોતાની રીતે પોતાની પરંપરામાં પણ સ્થાન આપ્યું અને જણાવ્યું કે, બીજા સંપ્રદાયવાળા જે ઉપોસથ કરે છે તે આર્ય નથી, પણ હું કહું છું તે પ્રકારનો ઉપોસથ આર્ય છે, તથા મહાફળદાયી છે. ઉપોસથ વ્રત ધારણ કરીને આવેલી વિશાખાને બુદ્ધ ત્રણ પ્રકારના ઉપોસથ વર્ણવી બતાવે છે: "એક તો 'ગોપાલક ઉપોસથ'— અર્થાત્ જેમ સાયંકાળે ગોવાળિયાઓ ગાયો ચરાવી લાવીને તેમના માલિકને પાછી સોંપે છે ત્યારે કહે છે કે, આજ અમુક જગાએ ગાયો ચરી, અમુક જગામાં પાણી પીધું, અને કાલે અમુક-અમુક જગામાં ચરશે તથા પાણી પીશે ઇ૦; તેમ જે લોકો ઉપોસથ લઈને એવી ચર્ચા કરે છે કે, આજ અમે અમુક ખાધું, અમુક પીધું, અને કાલે અમુક ચીજ ખાઈશું, કે પીશું, તેવા લોકોનો ઉપોસથ 'ગોપાલક' અર્થાત્ ગોવાળિયાઓ જેવો ઉપોસથ કહેવાય. બીજો 'નિર્ગ્રંથ' ઉપોસથ. નિર્ગ્રંથો પોતપોતાના શ્રાવકોને બોલાવીને કહે કે, દરેક દિશામાં આટલા યોજનથી બહારનાં જે પ્રાણીઓ છે તેમની હિંસા કરવાનું ત્યાગવાનું વ્રત લો; તથા બધાં કપડાં ત્યાગીને કહો કે હું કોઈનો નથી, અને મારું કોઈ નથી ઇ૦. પરંતુ અમુક મર્યાદા બહારનાં પ્રાણીઓની હિંસા છોડવી એનો અર્થ એ થયો કે તે મર્યાદાની અંદરનાં પ્રાણીઓની હિંસા કરવાનો વાંધો નહિ! વળી એમ કહેવું કે હું એકલો છું, મારાં કોઈ માતાપિતા નથી, એ વળી કેવું? કારણ કે એમ બોલતી વખતે જ તે જાણતો હોય કે, અમુક મારાં માતાપિતા છે, અમુક મારી સ્ત્રી છે, અમુક પરિવાર છે ઇ૦. એટલે એ તો જૂઠું બોલવા જેવું થયું પરંતુ ત્રીજો આર્ય ઉપોસથ કે જે કરવાનું હું ઉપદેશું છું, તે ઉપોસથમાં બુદ્ધ, ધર્મ, સંઘ અને શીલ આદિની ભાવના કરવાનું કહું છું, જેથી ચિત્તના ક્લેશ ક્ષીણ થાય છે ઉપોસથ કરનારો પોતાની સામે અર્હતનો આદર્શ રાખી કેવળ એક રાત, એક દિવસ સુધી પરિમિત ત્યાગ કરે છે. અને મહાન આદર્શોની સ્મૃતિ રાખે છે આ પ્રયત્નથી તેના મનના દોષ આપોઆપ દૂર થાય છે"

ઉપરના બૌદ્ધ ઉતારામાં ઐતિહાસિક દૃષ્ટિએ આપણે તો એટલું જ જોવાનું છે કે, બુદ્ધે જે 'ગોપાલક' અને 'નિર્ગ્રંથ' ઉપોસથનો પરિહાસ કર્યો છે, તે ઉપોસથ કઈ પરંપરાઓમા પ્રચલિત હતા? નિર્ગ્રંથ ઉપોસથ એ નામ ઉપરથી જ જણાય છે કે એ તો નિર્ગ્રંથપરંપરાના ઉપોસથની જ વાત છે. પણ 'ગોપાલક' નામવાળો ઉપોસથ કઈ પરંપરાનો છે? એનો જવાબ જૈનપરંપરામાં પ્રચલિત પૌષધવિધિ અને પૌષધના પ્રકારોને જાણવાથી બરાબર મળી જાય છે. જૈનશ્રાવકો પૌષધને દિવસે ભોજન કરે પણ છે, તેને લક્ષ્યમાં રાખી, બુદ્ધે એ ખાનપાન સાથેના પૌષધને 'ગોપાલક ઉપોસથ' કહીને તેનો પરિહાસ કર્યો છે. અને જૈનશ્રાવક ખાનપાનના ત્યાગપૂર્વક પણ પૌષધ કરે છે, તથા મર્યાદિત સમય માટે વસ્ત્રઅલંકાર, કુટુંબસંબંધ વગેરેનો ત્યાગ કરે છે, તથા અમુક હદથી આગળ ન જવાનો સંકલ્પ પણ કરે છે, એ વાતને લક્ષ્યમાં રાખી બુદ્ધે તેને નિર્ગ્રંથ ઉપોસથ કહીને તેનો પરિહાસ કર્યો છે.

(૩) સંસ્કૃત શબ્દ 'ઉપવસથ'નું પાલી રૂપ ઉપોસથ છે અને પ્રાકૃતરૂપ પોસહ તથા પોસધ છે. ઉપોસથ તથા પોસહ બંને શબ્દોનું મૂળ તો 'ઉપવસથ' શબ્દ જ છે. વૈદિક પરંપરા યજ્ઞ-યાગાદિને માનવાવાળી અને તેથી દેવોનું યજન કરવાવાળી છે. એવાં ખાસ ખાસ યજનોમાં ઉપવાસ વ્રતનું પણ સ્થાન હોય છે. અમાવાસ્યા તથા પૂર્ણિમા એ બે તિથિઓને વૈદિકપરંપરા 'ઉપવસથ' શબ્દથી ઉલ્લેખે છે. કારણ કે, તિથિઓમાં દર્શપૌર્ણમાસ નામના યજ્ઞોનું (કાત્યાયન શ્રૌ. ૪-૧૫-૩૫) તથા ઉપવાસ જેવાં વ્રતોનું વિધાન તે કરે છે. શ્રમણપરંપરા આધ્યાત્મિક પ્રગતિના સાધન તરીકે યજ્ઞયાગાદિમાં તો માને નહિ; તોપણ વૈદિક-પરંપરાએ જે બે તિથિઓ પોતાની માન્યતા મુજબની આધ્યાત્મિક સાધના-યજ્ઞ માટે નિયત કરી હતી, તે બે તિથિઓને શ્રમણપરંપરાએ પણ ઉપવાસ વગેરે આત્મશોધન તથા સ્વરૂપચિંતન માટે સ્વીકારી લીધી; અને પંદર દિવસનો ગાળો લાંબો ગણી, આઠમને વચમાં ઉમેરી લીધી. આમ, પ્રાચીનકાળમાં ઘણે દૂર સુધી નજર કરતાં, પૌષધવ્રતની ઉત્પત્તિ આધ્યાત્મિક પ્રગતિ માટેની સાધના માટે ખાસ દિવસો નક્કી કરવામાંથી થયેલી મળે છે.

### ૭. ભાષાવિચાર

નિર્ગ્રંથપરંપરામાં સાધુઓની 'ભાષાસમિતિ' સુપ્રસિદ્ધ છે. બૌદ્ધગ્રંથ મજ્ઝિમનિકાયના 'અભયરાજ સુત્ત'માં ભાષાપ્રયોગ સંબંધી ચર્ચા કરતાં બુદ્ધ કહે છે કે, જે વાણી અસત્ય હોય તે પ્રિય હો કે અપ્રિય, બુદ્ધ કદી ન બોલે; જે વાણી સત્ય હોય પણ અહિતકર હોય તો તે વાણી પણ તે ન બોલે; પરંતુ જે વાણી સત્ય હોય તે પ્રિય કે અપ્રિય હોય તોપણ હિતદૃષ્ટિથી બોલવાની હોય તો બુદ્ધ તે બોલે. જૈન આગમોમાં પણ (ઉત્તરાધ્યયન, દશવૈકાલિક ઇ૦) ભાષા કેવી તથા કઈ દૃષ્ટિથી બોલવી જોઈએ, તેનું વિસ્તૃત તથા સૂક્ષ્મ વિવેચન આવે છે. શ્રમણત્વનું મુખ્ય અંગ ભાષા-વ્યવહારમૂલક જીવનવ્યવહાર છે. તેથી તેમાં ભાષાના નિયમ સ્થિર થઈ જાય એ સ્વાભાવિક છે. ભાષાસમિતિની શાબ્દિક રચના ભલે બાદમાં થઈ હોય, પણ તેના નિયમ-પ્રતિનિયમ નિર્ગ્રંથપરંપરાના ખાસ મહત્ત્વનાં અંગરૂપ હતા અને તે બધા મહાવીરના સમયમાં તથા તે પહેલાં પણ નિર્ગ્રંથ-પરંપરામાં સ્થિર થઈ ગયા હતા.

### ૮. ત્રિદંડ

પૂર્વકાલીન નિર્ગ્રંથપરંપરામાં ત્રિદંડની પરિભાષા, તથા સંવર નિર્જરાના સિદ્ધાંતો આવે છે. કાયકર્મ, વચનકર્મ તથા મનઃકર્મ એ ત્રણે બંધનનાં મૂળ થતાં હોવાથી નિર્ગ્રંથ પરિભાષામાં કાયદંડ, વચનદંડ અને મનોદંડ કહેવાય છે. હિંસા, જૂઠ વગેરે દોષો અનર્થરૂપ હોય તો તેમાથી બચવું— તેમાંથી વિરત થવું એ જ લાભદાયક કહેવાય. તે પ્રકારના પાપનિરોધને 'સંવર' કહેવામાં આવે છે, કારણ કે તેથી નવા કર્મબંધનનું વારણ થાય છે; અને પૂર્વે બંધાયેલાં કર્મોનો ક્ષય તપ દ્વારા થતો હોવાથી અને કરવો આવશ્યક હોવાથી 'નિર્જરા' તત્ત્વનો પણ સ્વીકાર કરવામાં આવ્યો છે.

બૌદ્ધગ્રંથોમાં બુદ્ધ અથવા તેમના ભિક્ષુઓ આ બધી બાબતોનો સ્વીકાર તો કરે છે. પરંતુ તેમના સ્થાનમાં તે કાં તો માત્ર નવી પરિભાષા બતલાવે છે, અથવા નિર્ગ્રંથ-પરંપરા કરતાં પોતાનો જુદો ભાવ વ્યક્ત કરે છે. જેમ કે બુદ્ધ કહે છે કે, હું કાયદંડ, વચનદંડ, અને મનોદંડને બદલે કાયકર્મ, વચનકર્મ, અને મનઃકર્મ કહું છું. અને નિર્ગ્રંથોની પેઠે કાયકર્મની નહિ પણ મનની પ્રધાનતા માનું છું (મજ્ઝિમ. સુ. ૫૬). એ પ્રમાણે બુદ્ધ કહે છે કે, હિંસા તથા જૂઠ આદિ દોષોને હું પણ દોષ માનું છું, પરંતુ તેમના ફંદમાંથી બચવાનો રસ્તો જે હું બતાવું છું, તે નિર્ગ્રંથો-એ બતાવેલા રસ્તાથી બહુ સારો છે. બુદ્ધ સંવર અને નિર્જરાને માન્ય રાખીને માત્ર એટલું જ કહે છે કે, એ બંને તત્ત્વોને હું માનું છું. પણ હું નિર્ગ્રંથોની પેઠે નિર્જરાના સાધનરૂપે તપનો સ્વીકાર ન કરી, તેના સાધનરૂપે શીલ, સમાધિ, અને પ્રજ્ઞાનું વિધાન કરું છું (અંગુત્તર૦ પુ. ૧, પૃ૦ ૨૨૦).

હવે, કોઈ નવો સુધારક અથવા વિચારક પોતાનો સ્વતંત્ર માર્ગ સ્થાપિત કરે છે, ત્યારે તેને યા તો પુરાણી પરિભાષાઓને સ્થાને થોડી નવા જેવી પરિભાષાઓ ઘડવી પડે છે, અથવા પુરાણી પરિભાષાઓની પાછળ રહેલા પુરાણી પરંપરાના ભાવોને સ્થાને નવા ભાવ બતાવવા પડે છે. અને એમ કરતી વેળા તે જાણ્યેઅજાણ્યે ક્યારેક ક્યારેક પુરાણા મતોની ટીકા પણ કરે છે. ઉદાહરણ તરીકે બ્રાહ્મણ અને યજ્ઞ જેવા શબ્દ વૈદિકપરંપરામાં અમુક ભાવો સાથે પ્રસિદ્ધ હતા. જ્યારે બૌદ્ધ, જૈન આદિ શ્રમણપરંપરાઓએ પોતાનો સુધારો સ્થાપિત કર્યો, ત્યારે તેમને બ્રાહ્મણ અને યજ્ઞ જેવા શબ્દો લઈને પણ તેમનો ભાવ પોતાના સિદ્ધાંતાનુસાર બતાવવો પડયો (ઉત્તરા૦ અ૦ ૨૫; અ૦ ૧૨, ૪૧, ૪૨, ૪૪; ધમ્મપદ ૨૬.) એ ઉપરથી એટલું તો નક્કી થઈ જાય છે કે, જે પરિભાષાઓ અને મંતવ્યોની સમાલોચના નવો સુધારક યા વિચારક કરે છે, તે બધાં જનસમુદાયમાં પ્રતિષ્ઠિત તથા ઊંડાં જડ નાખેલાં હોય છે; નહિ તો તેને તે જૂની પરિભાષાઓનો આશ્રય લેવાની અથવા તેમની અંદર રહેલા રૂઢ પુરાણા ભાવોની સમાલોચના કરવાની કોઈ જરૂર જ ન રહે.

સાંખ્યયોગપરંપરા પણ, નિર્જરાના સાધનરૂપે તપ ઉપર નિર્ગ્રંથપરંપરા જેટલો જ ભાર મૂકે છે. યોગસૂત્રકાર પતંજલિએ અન્ય સાધનો સાથે તપને પણ ક્રિયાયોગરૂપે ગણાવ્યું છે, અને ક્રિયાયોગમાં તપને પ્રથમ સ્થાન આપ્યું છે (૨-૧). એ સૂત્રનું ભાષ્ય કરતાં વ્યાસ જણાવે છે કે, જે યોગી તપસ્વી નથી હોતો; તે પુરાણી ચિત્રવિચિત્ર કર્મવાસનાઓની જાળ તોડી શકતો નથી. નિર્ગ્રંથો

પણ પુરાણાં કર્મોની નિર્જરા (ખંખેરી કાઢવા) માટે તપનું નિરૂપણ કરે છે. બુદ્ધ સિવાયની બધી શ્રમણ-પરંપરાએ તપનું અતિ મહત્ત્વ સ્વીકારે છે. મૂળમાં 'શ્રમણ'નો અર્થ જ 'તપ કરનારો' એવો થાય છે. અને જર્મન વિદ્વાન વિન્ટરનિટ્સના જણાવ્યા મુજબ શ્રામણિક સાહિત્ય વૈદિક સાહિત્યથી પણ પુરાણું છે; તથા તે જુદાં જુદાં રૂપોમાં મહાભારત, જૈન આગમો તથા બૌદ્ધ પિટકોમાં સુરક્ષિત રહ્યું છે. મારો પોતાનો અભિપ્રાય એવો છે કે, સાંખ્યયોગપરંપરા તેના વિશાળ તથા મૂળ અર્થમાં બધી શ્રમણશાખાઓનો સંગ્રહ કરી લે છે. શ્રમણપરંપરાના તપનો ભારતીય જીવન ઉપર એટલો અધિક પ્રભાવ પડ્યો છે કે, કોઈ પણ પ્રાંતમાં, કોઈ પણ જાતિમાં તથા કોઈ પણ ફિરકામાં તે સહેલાઈથી દેખી શકાય છે.

## ૯. લેશ્યાવિચાર

વૈદિકપરંપરામાં ચાર વર્ણની માન્યતા ધીરે ધીરે જન્મના આધાર ઉપર સ્થિર થઈ ગઈ હતી; ત્યારે જન્મ-સિદ્ધ ચાર વર્ણોની માન્યતાની વિરુદ્ધ ગુણકર્મસિદ્ધ ચાર વર્ણોની માન્યતાનો ઉપદેશ તથા પ્રચાર શ્રમણવર્ગે બહુ જોરથી કર્યો, એ વાત ઇતિહાસપ્રસિદ્ધ છે.

બુદ્ધ તથા મહાવીર બંને કહે છે કે જન્મથી કોઈ બ્રાહ્મણ નથી કે ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર નથી. બ્રાહ્મણાદિ ચારે કર્મથી જ માનવા જોઈએ ઇ૦. (ઉત્તરા૦ ૨૫-૩૩, ધમ્મપદ ૨૬-૧૧; સુત્તનિપાત ૭-૨૧.) શ્રમણધર્મના પુરસ્કર્તાઓએ બ્રાહ્મણપરંપરામાં પ્રચલિત ચતુર્વિધ વર્ણવિભાગને ગુણ-કર્મના આધાર ઉપર સ્થાપિત તો કર્યો, પણ તેઓ એટલામાત્રથી સંતુષ્ટ ન થયા. સારાંખોટાં ગુણકર્મની પણ અનેક કક્ષાઓ હોય છે તેથી કરીને તદનુસાર પણ મનુષ્યજાતિનું વર્ગીકરણ કરવું આવશ્યક બને છે. શ્રમણ-પરંપરાના નાયકોએ કદીક એવું વર્ગીકરણ કર્યું પણ છે. પહેલવહેલું કોણે કર્યું એ તો માલૂમ નથી પડતું. પરંતુ બૌદ્ધગ્રંથોમાં બે નામો સાથે એવા વર્ગીકરણની ચર્ચા આવે છે. 'દીઘનિકાય'માં આજીવક મંખલિ ગોશાલકના નામ સાથે એવા વર્ગીકરણનો 'છ અભિજાતિ' રૂપે નિર્દેશ કર્યો છે, ત્યારે અંગુત્તરનિકાયમાં પુરણ કસ્સપના સિદ્ધાંતરૂપે એવા વર્ગીકરણનું 'છ અભિજાતિ' રૂપે કથન છે. (પુ. ૩, પા. ૩૮૩). એ છ અભિજાતિઓ અથવા મનુષ્યજાતિની કર્માનુસાર કક્ષાઓ આ પ્રકારે છે: કૃષ્ણ, નીલ, લોહિત (રક્ત), હરિદ્ર (પીત), શુક્લ, પરમ શુક્લ આ છ પ્રકારોમાં રાખી મનુષ્યજાતિનો સારાં-ખોટાં કર્મની તીવ્રતા-મંદતા અનુસાર સમાવેશ કરી દીધો છે.

પરંતુ બૌદ્ધ ગ્રંથોમાં આ બાબતની નિર્ગ્રંથપરંપરા સંબંધી કોઈ નિર્દેશ નથી મળતો. જોકે, પુરાણામાં પુરાણા જૈન ગ્રંથોમાં (ભગવતી ૧-૨-૨૩, ઉત્તરા૦ ૩૪) નિર્ગ્રંથ-પરંપરાનું મંતવ્ય સુરક્ષિત છે. નિર્ગ્રંથપરંપરા છ અભિજાતિઓનો 'લેશ્યા' શબ્દથી ઉલ્લેખ કરતી આવી છે. કૃષ્ણ, નીલ, કાપોત, તેજ, પદ્મ અને શુક્લ એવી છ લેશ્યાઓ માનીને, તેમાં કેવળ મનુષ્યજાતિનો જ નહિ પણ સમગ્ર પ્રાણીજાતિનો ગુણકર્માનુસાર સમાવેશ તે કરે છે. 'લેશ્યા' શબ્દનો અર્થ છે વિચાર, અધ્યવસાય, તથા પરિણામ. ક્રૂર તથા ક્રૂરતમ વિચાર કૃષ્ણ લેશ્યા છે; અને શુભ તથા શુભતર વિચાર શુક્લલેશ્યા છે. વચ્ચેની લેશ્યાઓ વિચારગત અશુભતા તથા શુભતાનું વિવિધ મિશ્રણ માત્ર છે.

બુદ્ધ કૃષ્ણ અને શુક્લ એવા બે વિભાગોમાં મનુષ્યજાતિને વિભાજિત કરે છે: કૃષ્ણ અર્થાત્ નીચ, દરિદ્ર, દુર્ભગ; શુક્લ અર્થાત્ ઉચ્ચ, સંપન્ન, સુભગ. પછી તે બંને પ્રકારના મનુષ્યોને ત્રણ ત્રણ વિભાગોમાં કર્માનુસાર વહેંચે છે.

## ૧૦. સર્વજ્ઞત્વ

તત્ત્વજ્ઞાનની વિચારધારાઓમાં સર્વજ્ઞત્વ અને સર્વ-દર્શિત્વનો પણ એક પ્રશ્ન છે. આ પ્રશ્ન ભારતીય તત્ત્વજ્ઞાન જેટલો જ પુરાણો છે. પ્રાચીન સમયમાં દરેક સંપ્રદાય પોતાના મુખ્ય પુરુષને સર્વજ્ઞ-સર્વદર્શી માન્યા-મનાવ્યા વિના સંતોષ નહોતો માનતો. તેમ જ સંભવિત હોય ત્યાં સુધી દરેક સંપ્રદાયનો અનુયાયી અન્ય સંપ્રદાયના મુખ્ય પુરુષમાં સર્વજ્ઞત્વ-સર્વદર્શિત્વનો નિષેધ કરવાની કોશિશ કરતો હતો. એ સર્વજ્ઞત્વ-સર્વદર્શિત્વની માન્યતાની પુરાણી સાંપ્રદાયિક કસોટી મુખ્યત્વે સાંપ્રદાયિક શ્રદ્ધા હતી. ખુદ મહાવીરના સમયમાં જ મહાવીર નિર્ગ્રંથપરંપરામાં સર્વજ્ઞ-સર્વદર્શી માનવામાં આવતા હતા; અને (ભગવતી ૯-૩૨-૩૭૯ વગેરે.) જૈન આગમોમાં એવું વર્ણન મળે છે કે, અમુક પાર્શ્વનાથીય નિર્ગ્રંથોએ મહાવીરના શાસનનો સ્વીકાર ત્યારે કર્યો કે જ્યારે તેમને મહાવીરની સર્વજ્ઞતા અને સર્વદર્શિતામાં સંદેહ ન રહ્યો. એ ઉપરથી મહાવીરની પહેલાં પણ નિર્ગ્રંથપરંપરાની મનોવૃત્તિ સર્વજ્ઞ-સર્વદર્શીને જ તીર્થંકર માનવાની હતી, એ સ્પષ્ટ થાય છે.

સર્વજ્ઞત્વ તર્કદૃષ્ટિથી શક્ય છે કે નહિ એની ચર્ચા કરવાનો અહીં ઉદ્દેશ નથી. અહીં તો કેવળ એટલું જ બતાવવું છે કે, પુરાણા ઐતિહાસિક યુગમાં આ બાબતમાં સાંપ્રદાયિકોની-અને ખાસ કરીને નિર્ગ્રંથપરંપરાની મનોવૃત્તિ આ બાબતમાં આવી હતી. જો કોઈએ એ માન્યતાનો પૂરા બળથી સામનો કર્યો હોય તો તે બુદ્ધ છે. બુદ્ધ પોતાને માટે સર્વજ્ઞ હોવાનો દાવો નહોતા કરતા; તેમ જ બીજો કોઈ તેમને માટે તેનો દાવો કરે, તોપણ તે તેમને પસંદ નહોતો. બીજા સંપ્રદાયવાળાઓ પોતાના મુખ્ય પુરુષોને સર્વજ્ઞ માનતા, ત્યારે બુદ્ધ કોઈ ને કોઈ તાર્કિક સરણીથી તેનું ખંડન પણ કરતા. (અંગુ૦ પુ. ૪. પૃ. ૪૨૯; મજ્ઝિમ૦ ૬૩) જોકે, બુદ્ધ દ્વારા કરવામાં આવેલા એ પ્રતિવાદથી પણ તે સમયની સર્વજ્ઞત્વવિષયક મનોવૃત્તિનો પત્તો લાગી જ જાય છે

* * *

આ પ્રમાણે પંડિતજી, શ્રમણસંપ્રદાય, કે જે વૈદિક ધર્માનુયાયી સંપ્રદાયનો વિરોધી સંપ્રદાય હતો, તથા તેમના મત પ્રમાણે "ભારતવર્ષમાં સંભવતઃ વૈદિક સંપ્રદાયનો પ્રવેશ થતા પહેલાંથી જ કોઈ ને કોઈ રૂપમાં અને કોઈ ને કોઈ પ્રદેશમાં અવશ્ય મોજૂદ હતો," તેમાંની એક મુખ્ય શાખા-રૂપ જૈનસંપ્રદાયના પ્રાચીન સ્વરૂપ ઉપર (અર્થાત્ ભ૦ પાર્શ્વનાથના સમયથી એટલે કે ઈ. સ. પૂ. ૮૦૦થી માંડી અશોકના સમય સુધીના સ્વરૂપ ઉપર) "થોડોક ઐતિહાસિક પ્રકાશ" નાખી જાય છે. તેમાં પણ જૈનસંપ્રદાય સાથે સંબંધ નાખનારી ગણીગાંઠી એટલી જ બાબતો એમણે હાથ ઉપર લેવાની મર્યાદા રાખી છે કે, જે બૌદ્ધ પિટકોમાં એક અથવા બીજા રૂપમાં મળે છે, અને જેમનું સમર્થન કોઈ ને કોઈ રૂપમાં પ્રાચીન નિર્ગ્રંથ આગમોથી પણ થાય છે. પંડિતજી કહે છે:

"અજ્ઞાન, ભ્રમ અને વહેમ. કે જે ભિન્ન ભિન્ન જાતિઓ અને સંપ્રદાયો વચ્ચે લાંબીપહોળી ખાઈ પેદા કરે છે, અર્થાત્ એમનાં દિલોને એકબીજાથી દૂર રાખે છે, તેનો સહેલાઈથી નાશ કરી, દિલો વચ્ચેની ખાઈ દૂર કરવાનું એક માત્ર સાધન ઐતિહાસિક દૃષ્ટિનો ઉપયોગ છે. આ કારણે અહીં (આ નિબંધમાં) અમે નિર્ગ્રંથ સંપ્રદાય સાથે સંબંધ રાખનારી કેટલીક બાબતોની ઐતિહાસિક દૃષ્ટિથી તપાસ કરીને તેમનું ઐતિહાસિક મૂલ્ય પ્રગટ કરવા ઇચ્છીએ છીએ."

કહેવાની જરૂર નથી કે પંડિતજીએ આ કામ ભારે વિદ્વત્તાથી, તેમ જ તેટલી જ તર્કશુદ્ધતાથી — અને છતાં એટલી સરળતાથી કર્યું છે કે, તેમણે લીધેલા આ ખાસ શ્રમથી તેમના પ્રત્યે દરેક વાચકનું હૃદય કૃતજ્ઞતાની લાગણીથી નમશે. માંસાહારને લગતો પ્રશ્ન તો તેમણે જે નીડરતાથી અને છતાં સત્ય પ્રત્યેની નિષ્ઠાથી હાથ ધર્યો છે, તે તો તેમના પોતાનાં વ્યક્તિત્વની અનોખી બલિહારી જ છે.

ગો૦

# માસિક વિવેચન

## ગુજરાતનો નવો નકશો

કદાચ પ્રાચીન પુરાણયુગ પછી પહેલી જ વાર, ૧૫-૧૨-'૪૮ના રોજ એક સૌરાષ્ટ્ર પ્રાંતનો જન્મ થયો હોય એમ ઇતિહાસ મળે તો નવાઈ નહિ. ઇતિહાસ-કાળમાં એ પ્રાંતના કેટલા બધા ટુકડા પડી ગયા હતા! પંડિત જવાહરલાલજીએ સાવ સાચું કહ્યું કે, એ બનાવ તો હિંદમાં નવો ઇતિહાસ સરજે છે. ગાંધીજી અને સરદારશ્રીની રાહબરીમાં છેલ્લા બે ત્રણ દસકાથી કાઠિયાવાડની સેવામાં પલોટાઈ તૈયાર થયેલા પ્રજાસેવકોના હાથમાં હવે આ નવસર્જનની લગામ આવે છે. આપણા દેશી રાજાઓ પણ કેટલા ઝપાટાથી સમજ્યા અને પ્રસંગ પ્રમાણે વર્તતાં શીખ્યા! વેલેસ્લીની ગુલામકારી ફોજી સહાયપદ્ધતિ અને બ્રિટિશ સર્વોપરિતા-વાળી પરદેશી રાજની નિશાળમાં બેજવાબદારીભેર ઊતરતા જ જતા હતા, તેઓ સ્વરાજ આવતાં તરત જાગી ગયા અને પોતાના સ્વાર્થની ઉપર મને કમને કાબૂ સ્વીકાર્યો. ગમે તેમ તોય આને માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે. દેશી રાજાઓ છેવટે આ દેશના છે; તેમની અને પ્રજાની વચ્ચેથી લડાવી મારનાર પરદેશી જાય તો તેઓ અને તેમની પ્રજા સમજી જાય એવું વાતાવરણ સહેજે પેદા થશે; અને બ્રિટિશ હિંદનો ફેંસલો થાય તો દેશીરાજ્યોનો સવાલ સહેલો થઈ જશે. આ સિદ્ધાંત પર ગાંધીજીએ હિંદનાં રાજકારણમાં કામ કર્યું. આજે તે સાવ સાચા ઠર્યા છે.

સૌરાષ્ટ્ર હજી હિંદ જોડે મળી નથી જતું, એ વાત ખરી. એ વિષે ફરિયાદ કરનારો એક મત છે તે પણ સમજાય એવો છે. છતાં ઘોડાવેગે આવતાં પૂર પણ, ગમે તેવાં ઝડપી છતાં, તેના ક્રમે જ આગળ વધે છે. લગભગ ૮-૧૦ વર્ષ પર સરદારશ્રી અને ગાંધીજીને થાપ આપવા મથેલાં એ રાજ્યો છે અને તેમની પ્રજા છે, એ ભૂલવું ન જોઈએ.

પછી રહે છે વડોદરા રાજ્ય, કચ્છ તથા બીજાં અનેક નાનાં રાજ્યો. તેમનો ઉકેલ પણ હવે હાથવેંત હોય એમ લાગે છે. વડોદરા રાજ્ય જવાબદાર રાજ્ય-બંધારણ ઘડી શકશે એમ જાહેરાત થવાની છે. અને નાનાં રાજ્યો દક્ખણનાં રાજ્યો પેઠે મુંબઈ પ્રાંતમાં મળી જશે. એથી ૨૭ હજાર ચોરસ માઈલનો અને ૨૬ લાખની વસ્તીનો દોઢ કરોડની આવકવાળો પ્રદેશ ગુજરાત પ્રાંતમાં ઉમેરાશે. કચ્છ શું વિચારે છે તે હજી સ્પષ્ટ નથી થયું.

આમ ગુજરાતનો નકશો પલટાય છે, તે પેશવાઈ પછી એક મોટો બનાવ ગણાય. ગુજરાતી બોલનાર પ્રજા એક પ્રાંતીય હકૂમત તળે આવે એવું સ્વપ્ન ફળવાનું પણ આથી નજીક આવી શકશે.

પણ મોટી વાત તો આ પ્રદેશો, કે જે વરસોથી આપખુદ રાજાશાહીમાં સબડતા રહ્યા હતા અને જુદી રીતે કેળવાયા હતા, તેમને એકસમાન કરવા જોઈશે, એ છે. આ એક મોટું ક્રાંતિકારી કામ છે અને તેના

વહીવટદારો તથા આગેવાનોની પૂરી કસણી કરશે. આવું આવું બધું કરી શકાય, તે માટે જ ત્યારે સ્વરાજ્ય પણ માગતા હતા અને હવે તે મેળવ્યું છે ને?

૨૫-૩-'૪૮

## 'મહાગુજરાત' કે ગુજરાત?

૧૯૪૭ના ઑગસ્ટ પછી જે ક્રાંતિ થઈ છે તેથી ભાષામાં પણ કેવા ગોટાળા થવા લાગ્યા છે! જેમ કે, તે પહેલાં હિંદના જે પ્રદેશોને 'દેશી' રાજ્ય કહેતા તેને હવે શું કહેવું? 'દેશી રાજાઓ' શબ્દ તો કદાચ પણ ચાલી જાય. પણ 'બ્રિટિશ હિંદ'થી અલગ એવું 'દેશી' હિંદ તેને હવે શું કહેવું? અને 'બ્રિટિશ' હિંદને શું કહેવું?

એવો જ બીજો પ્રશ્ન—ગુજરાતી બોલતી પ્રજાનો આખો મુલક ગુજરાત છે. પરંતુ કચ્છ કાઠિયાવાડ, તેમની રાજકીય જુદાઈને લઈને, જાણે જુદાં હોય એમ લોકમાં બોલાતું. કેટલાય લોકો તો ગુજરાતથી કચ્છ-કાઠિયાવાડને સાવ જુદાં જ વર્ણવતા. હવે તે 'દેશી' ગુજરાતનાં રાજ્યો 'બ્રિટિશ' ગુજરાત જોડે મળી જવા લાગ્યાં, ત્યારે કેટલાક આ નવ પ્રદેશને માટે 'મહા ગુજરાત' શબ્દપ્રયોગ વાપરતા જોવા મળે છે. આ પણ એક વિચિત્ર પ્રયોગ જ છે. ગુજરાતમાં કચ્છ, કાઠિયાવાડ અને વડોદરા રાજ્ય તથા અનેક બીજાં નાનાં રાજ્યો સમાઈ જાય છે. ગુજરાતી ભાષાના વિસ્તારનો આખો પ્રદેશ ગુજરાત છે. કોઈ ભાષાશાસ્ત્રી એનો નકશો તૈયાર કરીને બહાર પાડે તો સારું થાય.

૨૬-૩-'૪૮

## નવી વિદ્યાપીઠ માટે શાળાઓ ક્યાં છે?

કેટલાય લોકો અનેક વેળા જાત જાતની વાતો લખે છે અને પૂછે છે તેનો સાર મારી ભાષામાં નીચે કહું છું:

"નવી વિદ્યાપીઠો સ્થાપવાનો પ્રશ્ન એક રીતે જોતાં હવે રાષ્ટ્રીય કેળવણીનો જ પ્રશ્ન બની રહે છે. કેમ કે હવે આપણે પૂરા સ્વતંત્ર બન્યા છીએ અને સરકારો પ્રજાકીય બને છે. આથી રાષ્ટ્રીય શિક્ષણનો જૂનેથી ચાલતો પ્રકાર આજે બેવડી જવાબદારીમાં આવે છે: તેણે પોતે હવે નવા સંજોગોમાં પોતાનું કામ આગળ વિચારવું ને યોજવા માંડવું જોઈએ; અને તેણે આ બાબતમાં દોરવણી આપવી જોઈએ. નહિ તો કાલ સુધીની રાષ્ટ્રીય શિક્ષણપ્રથા ભલે આજે નામે રાષ્ટ્રીય ગણાવા લાગે, પરંતુ કામે તો તે ઝાઝું નવું ભાગ્યે જ કાંઈ કરશે કે કરી શકશે. એ રીતે જોતાં, ગાંધીજીનો 'નવી વિદ્યાપીઠો'વાળો લેખ આજે બહુ જ સમયસરની દોરવણી આપે છે. એક બાજુથી તે ચાલુ શિક્ષણને સુધારવાને માટે સરકારોને જણાવે છે; પણ બીજી બાજુ રાષ્ટ્રીય શિક્ષણને પણ કાંઈક સૂચવે છે એમ નહિ? જેમ કે, તે જણાવે છે:

"નવી વિદ્યાપીઠો થાય તેના પહેલાં તેની ભૂમિકારૂપે તે ભાષા જ્યાં છેવટ લગી માધ્યમ હોય એવી છેવટ સુધીની કેળવણીવાળી શાળાઓ હોવી જોઈએ. તો વિદ્યાપીઠ જામ્યું કહેવાય. વિદ્યાપીઠ ટોચ છે. પાયો મજબૂત ન હોયે તો મજબૂત ટોચની આશા ન રખાય." —હ૦ બં૦ તા. ૨-૧૧-'૪૭

આવી નવી શાળાઓ કોણ ચલાવે? આજે જે નવી નવી કૉલેજો નીકળીને મુંબઈના આશરા તળે ગોઠવાઈ જાય છે, *તેઓ તો આવું નવસર્જનનું કામ કરવાની નથી જ. તેઓ* તો ચાલતે ચીલે જ પડે છે. તેઓ માધ્યમ પણ બદલશે કે કેમ અને તેય કોણ જાણે ક્યારે, એ સમજાતું નથી. એટલે ગાંધીજી કહે છે તેનું પાયાનું કામ કોણ કરે? તે કામ હવે ગુજરાત વિદ્યાપીઠે ઉપાડવું ન જોઈએ? આદિથી ટોચ સુધીની પૂર્ણ કેળવણીનો નમૂનો તેણે બનાવવો ન ઘટે? તે બાબતમાં તમે લોકો કેમ કશું કહેતા નથી? જેવી વિદ્યાપીઠ ગાંધીજી ભાષાવાર પ્રાંતને માટે ચાહે છે તેવી તેમની સ્થાપેલી વિદ્યાપીઠે આજે હવે બનવું જોઈએ, એ તેમાંથી આપોઆપ નથી ઠરતું? નવાઈની વાત છે કે, આપણે આ કેમ હજી નથી સમજતા!"

આમ, અનેક જણ પૂછે છે તેનો સાર મારી ભાષામાં મેં મૂક્યો છે. નવા રાષ્ટ્રના ઉદયકાળે શાંતિ અને સલાહસંપ પ્રજામાં સ્થાપવાનું પ્રથમ કાર્ય ગણાય છે. અને તે ઉઘાડું અને સાચું છે. પરંતુ, તેમ કરવાની જરૂર શાથી ઊભી થાય છે? તપાસતાં જણાશે કે, પૂર્વથી ચાલતી પ્રજાકીય કેળવણીના દોષમાંથી. એટલે વ્યવસ્થા અને શાંતિ સ્થાપવા માટે પણ તે દોષ દૂર કરવા માટે નવી કેળવણી રચવી જોઈએ; અથવા એમ કહેવું હોય તોય ભલે કે, કેળવણીને સુધારવી જોઈએ. આ ઉપાય સાચો છે; પણ લાંબે ગાળે જઈ ને કામ દે એવો છે એટલું જ નહિ, તે ઉપાયને અમલમાં મૂકવા માટે પણ પૂરતો લાંબો ગાળો જોઈએ. એટલે તે તાત્કાલિક વહેવારમાં આગળપડતો ભલે ન લાગે; છતાં તે વિષે અચૂક લક્ષ રાખવું જોઈએ, એ વીસરવું ન ઘટે.

આ દૃષ્ટિથી ઉપરની ચર્ચા પ્રસ્તુત બને છે. એમાં ઉઠાવાતો મુદ્દો આ અગાઉ 'શિ. સા.'માં આવેલો છે, એટલે તે વિષે અત્યારે ઝાઝું ન કહું. પરંતુ એ

વસ્તુ ખરી કે, ગૂજરાત વિદ્યાપીઠે નવા યુગમાં પોતાના કાર્યનો નકશો તૈયાર કરવો જોઈએ. અગાઉ એક વાર કહેલું એમ, તેનો મોટો આધાર ગુજરાતની પ્રજા ઉપર રહે છે. ગાંધીજીનું જીવંત સ્મારક એ છે, અને તે તરીકે તે ચાલુ રહેશે જ એ તો ચોક્કસ છે.

૨૫-૩-'૪૮

## એક શિક્ષકની આપવીતી

એક સેવાભાવી શિક્ષક પોતાની આપવીતી લખી જણાવે છે અને પૂછે છે કે, આવા સંજોગોમાં મારે શું કરવું તે જણાવશો. તેમના પત્રમાં તે કહે છે,

'હું અત્યારે લો. બો. શાળામાં ગ્રામ-શિક્ષક તરીકે લગભગ સાત માસથી નોકરી કરું છું. ત્યાર પહેલાં . . . નવ વર્ષ સુધી હરિજન શાળામાં શિક્ષક તરીકે નોકરી કરી. પણ હરિજન બાળકોને સરકારી શાળામાં દાખલ કરાવવાથી તે શાળા બંધ કરી છૂટો થયો. . . . હું ફક્ત વ. ફા. પાસ થયેલો છું. . . . અત્યારે હું જે લો બો ગ્રામશાળામાં નોકરી કરું છું તેમાં એક ટ્રેઇન્ડ શિક્ષક હે. મા. તરીકે છે. તેમના વિચારો અને મારા વિચારોને જરા પણ મેળ ખાતો નથી. ફક્ત પેટની ખાતર જ નોકરી કરે છે એમ તેઓ પોતે જણાવે છે. નોકરીમાં મિલમજૂરના અને તેમના જીવનમાં જરા પણ ફેર લાગતો નથી. મિલમજૂર ઉપર કોઈ દેખરેખ રાખનાર હોય છે, જ્યારે તેમને માટે એવું નથી. બાળકોને થોડુંઘણું અક્ષરજ્ઞાન આપી પોતાની જવાબદારી અદા કરે છે, એમ તેઓ માને છે. નથી બાળકોને ઉદ્યોગો શીખવાતા, નથી ચારિત્ર્યની કેળવણી મળતી, કે નથી સામાન્ય વહેવારિક જ્ઞાન મળતું. તો પછી ગ્રામજનતાનો સહેજે સંપર્ક સાધી સાચી કેળવણી બતાવવાનું તેમને ક્યાંથી સૂઝે? એક ટ્રેઇન્ડ શિક્ષક તરીકે પોતે જરા પણ પોતાની જવાબદારી સમજતા ન હોય તેવું તેમનું વર્તન છે. જેઓ પૈસાને જ વધુ મહત્ત્વ આપે છે, અને પોતે કંઈક ભણેલાનો ઘમંડ કરે છે. આવા મારા ઉપરી શિક્ષક છે. હું પણ ઘણો અપૂર્ણ છું. સામાન્ય વિદ્યાભ્યાસ કરેલો યુવક છું. પણ માનું છું કે મારી સાથે કોઈ સારો અનુભવી ગ્રામસેવક હોય તો ગ્રામજનતા પ્રત્યેનું ઋણ મારી શક્તિના પ્રમાણમાં જરૂર અદા કરી શકું. અત્યારે તેવા સંજોગો નથી હું સ્વતંત્ર નથી. ગામડાની શાળાઓમાં હે. મા. સર્વસત્તાધીશ જેવા હોય છે, અને મારા જેવા આસિ૰ ગુલામ જેવા હોય છે. . . . આ નોકરીમાં ઘણી વખત અસત્યનું આચરણ બળાત્કારે કરવું પડે છે. મનને ઘણો કલેશ થાય છે. જેમ કે હે.મા.ના કહેવાથી બાળકોની ખોટી હાજરી મારે પૂરવી પડે છે. શાળામંડળમાં શાળા સંબંધી ખોટા હેવાલો પણ મોકલવા પડે છે. આવી આવી તો ઘણી સામાન્ય બાબતોમાં અસત્યનો આશરો લેવા જેવું થાય છે. કોઈ કોઈ વખત આત્માને દબાવી નહિ શકવાથી વિરોધ કરું છું, પણ હે. મા.ની અવકૃપાથી કદાચ નોકરી છૂટી જશે તો કુટુંબનું શું થશે એ વિચારે ઘણી લાચારી સાથે આત્માને ગૂંગળાવીને અસત્ય કાર્ય કરવું પડે છે અને સાચી ફરજ બજાવતાં અચકાવું પડે છે. . . .'

આ શિક્ષકભાઈએ પૂછેલો પ્રશ્ન અને તેમનો અનુભવ જીવનમાં એક કે બીજી રીતે કોને નથી ઊઠતો? ધર્મ અને સત્ય પહેલાં કે પછી મૂકીને વર્તવું, એ સવાલ આપણી ફાની દુન્યવી જિંદગીમાં સનાતનપણે ઊઠે છે. અને એનો ઉત્તર પણ એવો જ સનાતન છે કે, ધર્મ અને સત્ય જ જીવનનો સર્વોપરી કાયદો છે; આપણે યથાશક્તિ યથામતિ એ જ પાળવો જોઈએ. પણ એ જ અધરું છે. આપણે બધા અરસપરસ મદદ કરી એકબીજાને હૂંફ અને ઓથ આપીએ તો જ આ કાંઈક કેમ બની શકે એવું છે. સદરહુ પત્રમાં એ શિક્ષક પોતાના હેડમાસ્તર વિષે જે કહે છે તે સાચું હોય તો હેડમાસ્તર સહેજે પેલા શિક્ષકને તેના સત્યપાલનમાં ઓથ આપી શકે. તે પોતે તેને પોતાની સત્તાને જોરે શું કામ ખોટા કામમાં પ્રેરે? અને તે શિક્ષક પણ વિનયથી અને બને તેટલી મક્કમતાથી અસત્યમાંથી બચવા મથે એમાં જ શિક્ષણનો અને તેનો પોતાનો પણ વિકાસ રહેલો છે, એ ઉઘાડું છે. કેળવણી એક ખાતું છે; તેથી તેમાં વહેવારમાં કેવું કરવાનું આવે છે તે પણ નોંધવા જેવું છે. શિક્ષણ એક ધંધો છે, નોકરી છે, એ અંગ્રેજી રાજસત્તાના યુગમાં નીપજેલું નોંધપાત્ર સામાજિક પરિવર્તન છે.

૨૨-૩-'૪૮

## ગુજરાતી માટે પરીક્ષાઓ

ભાઈશ્રી છોટુભાઈ સુથાર આણંદથી નીચે મુજબ એક પત્રમાં લખી જણાવે છે, તે વાચકોની આગળ મૂકવા જેવું માનું છું, જેથી તેઓ તે ઉપર વિચાર અને ચર્ચા કરી શકે:

"'શિક્ષણ અને સાહિત્ય'ના (જાનેવારી) અંકમાં મેટ્રિકની કક્ષાની એક પરીક્ષા (પણ રાષ્ટ્રીય દૃષ્ટિએ) લેવાનું વિદ્યાપીઠે યોજ્યાનું વાંચ્યું, એ માટે મારાં આપને અભિનંદન. પણ એક વાત કે જે વિષે મેં કદાચ આપને વાત કરી હશે એ ફરીથી આપના ધ્યાન સમક્ષ લાવું છું. .

"આજનું મેટ્રિક સુધીનું વિદ્યાર્થીનું ગુજરાતીનું અભ્યાસ-ધોરણ ભણતરની રીતે ખૂબ ઊંચું હોય છે, પણ વિદ્યાર્થીની શક્તિના હિસાબે એ જ્ઞાન એને પચેલું દેખાતું નથી. એનું કારણ એની ભાષાની નબળાઈનું છે. શાળાઓમાં અંગ્રેજી પ્રત્યે જેટલી મમતા બતાવવામાં આવે છે તેના દસમા ભાગની મમતા ગુજરાતી તરફ દર્શાવવામાં આવતી નથી. પરિણામ એ આવે છે કે ગુજરાતી લેખન અને વિચારપ્રદર્શન ખૂબ જ કાચાં રહી જાય છે.

"આપે મેટ્રિક કક્ષાની પરીક્ષા યોજી છે એમાં ગુજરાતીને આ સ્થાન અવશ્ય મળશે એમ માનું છું. પણ એથી આગળનું શું?

"આપણે જેમ હિંદુસ્તાનીની પરીક્ષાઓ યોજી છે તેવી, હમણાં, કેવળ ગુજરાતી સાહિત્યની મેટ્રિકથી ઊંચી કક્ષાની પરીક્ષાઓ ન યોજી શકાય? ઓછું ભણેલા પણ જિજ્ઞાસુઓ આનો લાભ ન લે?

"સુરતમાં નર્મદ સાહિત્ય સભાએ આવો એક પ્રયત્ન કર્યો હતો. પણ એ પ્રયત્ન બધે આદર પામ્યો નથી. ગુજરાત વિદ્યાપીઠ જેવી સંસ્થા આવી ભાષાવિશારદ યા ભાષાપ્રવીણ સુધીની પરીક્ષાઓ યોજે તો મારું માનવું છે કે, એ દ્વારા (પછી ભલે પરીક્ષાનાં પ્રમાણપત્ર મેળવવાની ઇચ્છા હોય) ઘણાનું ગુજરાતી સુધરવાનો સંભવ વધશે.

"આશા છે આપ મારી આ વાતને ઠીક લાગે તો વિચારવા કૃપા કરશો."

## 'નિખાલસ' એટલે શું?

શ્રી. કિ૦ઘ૦મ૦ નીચે પ્રમાણે સવાલ પૂછે છે:

નિખાલસ શબ્દ ગુજરાતીમાં આપણે નિષ્કપટ, સરળ, શુદ્ધના અર્થમાં વાપરીએ છીએ. હિંદુસ્તાની-ગુજરાતી કોશમાં 'निखालिस' નો એ જ અર્થ આપ્યો છે. પણ શ્રી. રામચંદ્ર વર્માના ઉર્દૂ-હિન્દી કોષમાં એ શબ્દની નીચે મુજબ સમજૂતી આપી છે:

"वि० (हिं नि + अ. खालिस) १. जो खालिस या शुद्ध न हो। जिसमें मिलावट हो। २. दे० खालिस" બે માંથી શું સાચું?

કાશીની નાગરી પ્રચારિણી સભાનો હિંદી શબ્દસાગર જોતાં, હિંદુસ્તાની-ગુજરાતી કોશ પ્રમાણે જ 'નિખાલસ'નો અર્થ આપેલો મળે છે: वि० [हिं. नि+अ. खालिस] विशुद्ध; जिसमें और किसी चीज़का मेल न हो। શ્રી. રામચંદ્ર વર્માના ઉર્દૂ-હિંદી કોશમાં બીજો અર્થ તો આવો જ આપ્યો છે. પરંતુ પહેલો અર્થ આથી ઊલટો જ કેમ, એ પ્રશ્ન રહે છે. શું ઉર્દૂમાં એ અર્થ ચાલે છે? તપાસ કરતાં માલૂમ પડે છે કે, બોલવા ચાલવામાં તો ઉર્દૂવાળા પણ 'વિશુદ્ધ' અર્થમાં જ વાપરે છે. જેમ કે 'निखालिस दूध दे दो.' ઉર્દૂ કોશ જોતાં તેમાં આ શબ્દ જ સંઘરાયેલો મળતો નથી. 'શબ્દસાગર' આ શબ્દને ગ્રામ-ઉપયોગનો રૂઢ છે એમ બતાવે છે. શ્રી વર્માએ કેવળ વ્યુત્પત્તિ પરથી જ પહેલો અર્થ કલ્પ્યો ન હોય? તોપણ હિં. નિ=ન કેવી રીતે? અને જો તેવો ઉપયોગ ન થતો હોય તો એવો અર્થ કલ્પવો શું કામ?

૨૯-૩-'૪૮

**સુધારો**

ગયા અંકમાં પૉ. ૩૫ ઉપર આપેલા શ્લોક બીજામાં પહેલી લીટીને અંતે कोव्यो છે તે कोट्यो વાંચવું.

મ૦

## પ્રજાધર્મ

સાચા પ્રજાજન (નાગરિક) થવું એટલે શું?

**એટલે**

પોતાના હકો વિષે સદા જાગ્રત રહેવું, પણ સાથે જ તેનો દાવો રજૂ કરતાં પહેલાં બીજાના હકોને માન આપવું;

અને, પોતાનાં વાણી અને કર્મમાં સ્વતંત્ર થવું, પણ સાથે જ બીજાની એવી જ સ્વતંત્રતાને સાચવવી;

અને, પોતાના હાથો વડે ઉપયોગી અને સુંદર સર્જન કરવું તથા બીજાઓએ પ્રેમ અને શ્રદ્ધા વડે કરેલાં સર્જનને પિછાણવું;

અને, શ્રમવડે — કેવળ શ્રમ વડે જ — સંપત્તિ નિર્માણ કરવી, અને જેટલી નિર્માણ કરી હોય તેથી ઓછી ખરચવી, જેથી તમારી પ્રજાને તમારી પછી રાષ્ટ્રના ઓશિયાળા બનવું ન પડે.

—ખલિલ જિબ્રાન

# નવું વાચન

**પુરાણોમાં ગુજરાત : [ ભૌગોલિક ખંડ ]** લે૦ ઉમાશંકર જોષી; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; પૃ૦ ૨૭૬+૪૦; કિં. ૪–૦–૦.

પુરાણોમાંથી ઇતિહાસ અને ભૂગોળને લગતા ઉલ્લેખો તારવવાના જે ઉપયોગી પ્રયત્નો થાય છે અને થવા જોઈએ, તેમાંનો, ગુજરાત પૂરતા ભૌગોલિક ઉલ્લેખો વિષેનો આ મન્થનો પ્રયત્ન છે. ગુજરાત અને તેને લગતા પ્રદેશો, પર્વતો, નદીઓ, ગામો અને સરોવરને લગતાં પંચોતેર જેટલાં નામોને લગતી માહિતી આમાં કક્કાવારીના ક્રમે આપેલી છે. મૂળ પૌરાણિક માહિતી (કે જે મુખ્યત્વે ત્યાં ત્યાં આવેલાં દર્શનીયાદિ તીર્થસ્થાનો કે, તે તીર્થો કે સ્થળોની ઉત્પત્તિને લગતી અલૌકિક કથાઓ પરત્વે હોય છે,) તે ઉપરાંત બહારના જૂના–નવા પરદેશી યાત્રીઓ અને ઇતિહાસકારોનાં બયાનો, તથા આધુનિક વિદ્વાનોએ કરેલી શોધખોળોમાંથી ઉપયોગી ભાગ ઉમેરી આપી, તે માહિતીને સંપૂર્ણ તેમ જ નિશ્ચિત કરવાનો મહેનતભર્યો પ્રયત્ન કરવામાં આવ્યો છે. દાખલા તરીકે, અપરાંત, અર્બુદ, અવંતી, આનર્ત, દ્વારકા, નર્મદા, પ્રભાસ, રૈવત–ઉજ્જયંત, લાટ, શ્રીમાલ અને સરસ્વતી એ અગિયાર નામો પાછળ આખા ગ્રંથનાં સવાબસો પાનમાંથી ખાસાં સવાસો પાનાં રોકાયાં છે. બાકીનાં નામોમાં કર્ણાટક, નાસિક, મહારાષ્ટ્ર, મેવાડ, વિંધ્ય, કોંકણ, કોલ્હાપુર, વિશ્વામિત્રી જેવાં કેટલાંક નામો જાણીતાં છે, અને તેમની પાછળ એક–બે લીટી સિવાય વિશેષ કાંઈ માહિતી પણ આપવી પડી નથી.

લેખક જણાવે છે તેમ, "પુરાણોમાંની તરત ધ્યાન ખેંચતી અને અગત્યની એવી ભૌગોલિક સામગ્રી. . . . આ પ્રથમ ખંડમાં રજૂ કરી છે" અને તેમના અભિપ્રાય મુજબ "મહત્ત્વની દૃષ્ટિએ ગૌણ એવી ઐતિહાસિક, સામાજિક, અને ભાષાવિષયક સામગ્રી જુદા ખંડમાં" આપવામાં આવનાર છે કદાચ અમારી પેઠે, વાચકોમાંના ઘણા એ જુદો ખંડ જ તરત બહાર પડે એની સવિશેષ રાહ જોશે.

**મહાલસા અને અલર્ક :** લે૦ શ્રીરંગ અવધૂત; પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય; પૃ૦ ૮૫ (મધ્યમ કદ); કિં. ૦–૫–૦.

બ્રહ્મવાદિની રાણી મહાલસાની ચમત્કારભરેલી ગદ્યકથાની સાથે વર્ણાશ્રમ, ચિત્તશુદ્ધિ, સર્વસંન્યાસ, સદ્‌ગુરુશરણ, શ્રવણ, મનન, નિદિધ્યાસન, મનભંગ, વાસનાનાશ, યોગાભ્યાસ, સિદ્ધિઓ, યોગીચર્યા, આત્માભ્યાસ, અને આત્મવિજય — એ ક્રમથી સાધનામાર્ગનું નિરૂપણ પદ્યમાં ગોઠવી આપેલું છે.

**ટોમકાકા :** સંક્ષેપકાર: શ્રી મોંઘીબહેન બધેકા; પ્ર૦ શિશુવિહાર, ભાવનગર; પૃ૦ ૧૫૬+૮; કિં. ૧–૬–૦.

ગુલામીના વેપારને તોડવામાં નાનોસૂનો ફાળો ન આપનારી એવી સુપ્રસિદ્ધ વિશ્વકથા 'અંકલ ટોમ્સ કૅબિન'નો આ સરળ સુંદર સંક્ષેપાનુવાદ છે. મૂળ અંગ્રેજી પુસ્તક વાંચેલું હોવા છતાં, આ નાની ચોપડીએ બે વખત તો આંખમાં આંસુ આણ્યાં જ.

આ ચોપડી આટલી સફળ થઈ છે, તેથી જ તેમાં ફરીના મુદ્રણ વખતે કરી લેવા જોઈતા કેટલાક આવશ્યક સુધારા સૂચવતા જઈએ છીએ: આર્થરનો દીકરો જ્યૉર્જ અને ઇલીઝાનો પતિ જ્યૉર્જ એ બે નામો શરૂઆતથી જ સાથે આવે છે; પા. ૧૫૪ ઉપર છેક છેવટે આર્થરના પુત્રને જ્યૉર્જ શેલ્બી કહી જુદો પાડ્યો છે, તે પહેલેથી જ કરી લેવું જોઈએ. તે જ પ્રમાણે ઇલીઝાને આશ્રય આપનાર સાઈમન (પા. ૫૫) અને ઇલીઝાને વેચનાર સાઈમન (પા. ૧૫૩) એ બેને કોઈ પણ રીતે જુદા પાડી આપવા જોઈએ. ગુલામ જ્યૉર્જના માલિકનું નામ શરૂઆતમાં (પા. ૭) આપ્યું નથી; અને પા ૧૫૨ ઉપર એ માલિકના હેરી નામ ઉપરથી જ જ્યૉર્જની બહેન જ્યૉર્જની ભાળ મેળવે છે, એ પણ ખામીભરેલું છે. જ્યૉર્જ કોઈ કારખાનાવાળાને ત્યાં ભાડે રહેલો શરૂઆતમાં (પા ૭) જણાવ્યો છે, ત્યાં કારખાનાવાળાનું નામ નથી આપ્યું; પણ પા. ૪૬ ઉપર જ્યૉર્જ એક હોટેલમાં તેને મિ. વિલ્સન કહી બોલાવે છે, ત્યારે એ જ તેનો કારખાનાવાળો છે, એ સમજતાં મુશ્કેલી પડે છે. પા. ૧૧૬ ઉપર મુલેટો સ્ત્રી (ઈમેલીનની માતા) એટલું જ નામ આપી, પા. ૧૧૯ ઉપર પાછી એક બીજી સ્ત્રીને 'મુલેટો સ્ત્રી' કહીને જ રજૂ કરી છે, તેથી ગોટાળો જ થાય છે; અને પા. ૧૨૦ ઉપર તે મુલેટો સ્ત્રીને સાંબુ માટે આણેલી ધણિયાણી તરીકે ઓળખાવીને, પછી પા. ૧૨૪ ઉપર 'મુલેટો સ્ત્રી લ્યૂસી' એ નામ સાથે જેને રજૂ કરી છે, અને જેને સાંબુ પડખામાં પાટુ મારે છે, તે ખરેખર સાંબુની ધણિયાણી થયેલી મુલેટો સ્ત્રી છે કે કેમ, એ જરાય સમજાતું નથી. પા. ૧૫૨ ઉપર જ્યૉર્જની પરણેતરને 'નોકર બાઈ' કહી છે, અને પછી પા. ૧૫૩ ઉપર તેને માટે "છોકરી કેવી છે?" એવો પ્રશ્ન પૂછ્યો છે, તે ખરેખર જ્યૉર્જની પરણેતર માટે જ છે, એ સમજતાં વાર લાગે છે. પા. ૧ ઉપર આર્થરની પત્નીને એમીલી કહ્યા પછી, પા. ૮૦ ઉપર 'ઈમીલી' નામ આવે છે, તે ખરેખર આર્થરની પત્નીનું જ છે, કે બીજા કોઈનું, એની ગડભાંજ થાય છે.

પા. ૧૩૯ ઉપર 'એનો સાથે રહીને બધું સહન' કરવાનું ટોમ કહે છે, તે કોની સાથે? આગલા વાક્યના "બધા દુઃખી જીવો" ત્યાં સમજવા? "અત્યારે . . . જતો કરું છું, પણ . . . કામ ઊકલશે પછી બરાબર ખબર પાડીશ" (પા. ૧૩૭) એ વાક્યનો શો અર્થ થાય છે?

પા. ૧૪૨ની 'નહેરને' અને પા. ૧૪૩નું 'નહેરામાં' એ એક વસ્તુ છે?

"ઈનાને એકલી રહેવા દે" એ વાકચ (પા. ૬૮) 'એને ન સતાવીશ' એ અર્થનું જ હોય તો ખોટું ભાષાંતર છે.

આ પુસ્તકનાં ચિત્રો બાબતમાં ઠીકઠીક ફરિયાદ કરવાપણું છે પા. ૨૯માં ઇલીઝાને ગોરા વાનની, અને ગુલામ છે એમ પણ ન ઓળખી શકાય તેવી કહેવા છતાં, પા. ૩૪ ઉપર સીધી હબસણ જ ચીતરી છે; એ શું ગોરી સ્ત્રી લાગે છે? અમે અંગ્રેજી ચોપડીમાં ઇલીઝાનું ચિત્ર જોયું છે. તેને સીધી જુવાન યુરોપિયન બાઈ જ ચીતરવામાં આવી છે અને ગોરા કાળાના લગ્નમાં એક બાળક ગોરા વાનનું અને ધારનું પણ થાય છે પા ૩૪ ઉપર બરફનાં ગચિયાંથી ભરેલી ઓહિયો નદી, કે જે ગચિયાં ઉપર ઠેકડા મારતી ઇલીઝા આખી નદી પાર કરી ગઈ, અને પાછળ પડેલા ઘોડેસવારો તેની પાછળ જવાની સરખી હિંમત ન કરી શક્યા, તે ઓહિયો નદી, એક નાનું સાબરમતી જેવું, એક પણ બરફના ગચિયા વિનાનું, ઢીંચણપૂર પાણીનું ઝરણું જ દેખાડયું છે! અંગ્રેજી ચોપડીઓમાં બરફનાં ગચિયાં બરાબર બતાવ્યાં હોય છે. પા ૫૧ ઉપર હબસણ પાસેથી ૧૩ વર્ષનો છોકરો ઝૂંટવી લેવાતો બતાવ્યો છે, તે દેઢેક વર્ષનું ધાવતું બાળક લાગે છે।

**ધર્મની સમજ** : લે૦ ન્યાયવિજયજી; પૃ ૪૮; મૂલ્ય વાચન

સુખની પ્રાપ્તિની ભાવનામાંથી જાગરિત થયેલી ધર્મભાવના, અને સુખશાંતિના ઉદ્દેશે નીકળેલા યા પ્રસરેલા અનેક ધર્મમાર્ગોથી દુનિયાની સુખશાંતિમાં થવો જોઈતો વધુ વધારો; તેને બદલે વસ્તુતાએ ધર્મપંથોથી વધતું કલેશવાતાવરણ, એ પ્રકારના નિરૂપણથી શરૂ કરી, સંકુચિત સાંપ્રદાયિક વાતાવરણમાં તેનું કારણ બતાવતા વિદ્વાન લેખક, ધર્મ એ વાસ્તવમાં સાચા માણસ — ખરા ઇન્સાન બનાવવાની, — બધા ઈશ્વરના બાળ છે એમ સમજી બધા સાથે બંધુભાવ, મૈત્રીભાવ કેળવવાની સાધના છે એમ જણાવે છે. પછી, ધર્મનું અસલી તત્ત્વ અને તેને સાધવા માટેના રીતરિવાજો કે કર્મકાંડો વચ્ચેનો ભેદ બતાવી, તે અનેક દર્શનશાસ્ત્રોના મૂળ સિદ્ધાંતોનો સમન્વય બતાવે છે; અને સત્ય-સંયમ-સેવા આ ત્રણ સસ્સાનું નામ ધર્મ, — એ જ ધર્મની સાદી સમજ બધા પંથોના મૂળમાં રહેલી છે એમ જણાવી, હિંદુમુસલમાન વચ્ચેના મનભેદ દૂર [illegible] આવે છે, અને સાથે જ અસ્પૃશ્યતાનિષેધને સ્પર્શ [illegible], અનેક શાસ્ત્રોમાંથી અવતરણો આપી, ધર્મના સંકુચિત ધાર્મિકતાને બચાવવાની પ્રભુપ્રાર્થના સાથે નિબંધ [illegible] કરે છે.

મો૦

**ચરકમાં નિસર્ગોપચાર** : પ્રયોજક: પંડિત [illegible], પ્ર૦ રામકૃષ્ણ સેવાસમિતિ; કિં. ૦-૮-૦.

આ પુસ્તકનું ઉપરનું નામ રાખવાને બદલે "ચરકમાં સ્વસ્થવૃત્તની ઝાંખી" એવું રાખ્યું હોત તો યોગ્ય થાત, કારણ કે આખાયે પુસ્તકમાં ચરકના કેવળ [illegible] સ્વસ્થવૃત્તનું જ નિરૂપણ કરેલું છે. ઉપવાસ, સ્વેદ, સેક, જલપ્રયોગો, બસ્તિકર્મ, સૂર્યસ્નાન વગેરે જે પ્રકારે સ્વસ્થતા નભાવી રાખવા માટે તેમ જ રોગ થયા પછી ઉપચાર તરીકે ચરકે આપ્યા છે — અને સારા [illegible] આપેલા છે, તેને જ આ પુસ્તિકામાં સ્થાન આપવું [illegible]

આરોગ્યના નિયમોનું કડક પાલન કરી આરોગ્યની [illegible] કરવી, રોગ થવા જ ન દેવો, એ એક વાત. પરંતુ પ્રજ્ઞાપરાધથી અથવા તો અસાત્મ્ય દેશકાલ-ઋતુને લીધે રોગ પેદા થઈ ગયો ત્યાર પછી તેના નિવારણ માટે જે કરવું તેનું જ નામ ઉપચાર. ચરકે આપેલી આખી જ ચિકિત્સા પ્રણાલી (ચિકિત્સાક્રમ) તદ્દન નૈસર્ગિક ગણવી જોઈએ પરંતુ 'નૈસર્ગિક ચિકિત્સાશાસ્ત્ર'ને આજે જે [illegible] સીમાંકિત કરી લેવામાં આવ્યું છે તે પ્રમાણે [illegible] ગણાવ્યા તે પ્રવાહ 'નિસર્ગોપચાર' ગણાવા જોઈએ

પૂજ્ય ગાંધીજીએ રોગનિવારણ માટે 'રામનામ'ને એકમાત્ર રામોપચાર બતાવ્યો છે તેવી રીતનો [illegible] નથી. પરંતુ એનું સદ્‌વૃત્ત [illegible]નુષ્ઠેયમ્ એ વાક્ય પછી [illegible] કંડિકામાં આદર્શ માણસનું જે વર્ણન આપ્યું છે તે ગાંધીજી જેવા સ્થિતપ્રજ્ઞનું જ છે. [illegible]ને એ સ્થિતપ્રજ્ઞ 'રામનામ' વગર શી રીતે થઈ શકે? પરંતુ માનસિક, શારીરિક ને આધ્યાત્મિક દૃષ્ટિએ તે અત્ય[illegible]ન વિસ્તૃત ભાષ્ય માગી લે છે ભવિષ્યના સમગ્ર ચિકિત્સા[illegible] વિજ્ઞાનને એ માર્ગે ગયા વિના છૂટકો નથી.

[illegible]

ચિયેહ અને આઉએ રાજગાદી ખોઈ કારણ કે તેમણે પ્રજા ખોઈ હતી પ્રજાને ખોવી એટલે પ્રજાનાં હૃદય ખોવાં. રાજ્ય મેળવવાનો એક ઉપાય છે :— પ્રજા મેળવો અને રાજ્ય મળી રહેશે. પ્રજાને મેળવવાનો એક ઉપાય છે : — તેમનાં હૃદય જીતી લો અને પ્રજા જિતાઈ જશે. પ્રજાનાં હૃદય જીતવાનો એક ઉપાય છે :— તેમને જે ગમતું હોય તે ભેગું કરવું અને તેમને જે ન ગમતું હોય તે તેમના ઉપર લાદવું નહિ

—કૉન્ફ્યૂશિયસ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये








અંક ૪

એપ્રિલ — નવજીવન, અમદાવાદ — ૧૯૪૮

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૭–અંક ૪] અમદાવાદ [એપ્રિલ, ૧૯૪૮

## ગુજરાતી સાહિત્યમાં ગાંધીજીનો અજોડ ફાળો

[રૉયલ એશિયાટિક સોસાયટીની મુંબઈ શાખાને મથકે પી. ઈ. એન. (અર્થાત્ કવિઓ, નાટ્યકારો, નિબંધલેખકો, તંત્રીઓ, અને નવલકથાકારોની) ક્લબ તરફથી મહાત્મા ગાંધીને શ્રદ્ધાંજલિ અર્પવા કરવામાં આવેલી સભાને પ્રમુખપદેથી મુંબઈ પ્રાંતના વડા પ્રધાન શ્રી. બા. ગં. ખેરે આપેલું ભાષણ.]

ગાંધીજીનું સમગ્ર જીવન તેમ જ ફિલસૂફી ઈશ્વર ઉપરની તેમની શ્રદ્ધાની આસપાસ કેન્દ્રિત થયેલાં હતાં. તેમનો ઈશ્વર ખ્રિસ્તી કે મુસલમાન ઈશ્વરની અપેક્ષાએ ભિન્ન એવો કોઈ હિંદુ ઈશ્વર નહોતો, પરંતુ સર્વવ્યાપી એવો વિશ્વાત્મા જ હતો.

ઘણાય લોકોની ઈશ્વર ઉપરની શ્રદ્ધા ગાંધીજી જેટલી જ તીવ્ર હશે, પરંતુ પોતાની તે શ્રદ્ધાના પ્રકાશમાં જીવનની દરેક ક્ષણે અચૂક રીતે આચરણ કરવાની હિંમત થોડાઓમાં જ હશે. કદાચ, આ પ્રમાણે શ્રદ્ધા અને આચરણ વચ્ચે કઠોર અને ન્યાયશુદ્ધ મેળ રાખવામાં, અર્થાત્ ઉચ્ચમાં ઉચ્ચ સિદ્ધાંતને આચરણરૂપી તેના વ્યાવહારિક પાસામાં મૂર્તિમંત કરવામાં જ ગાંધીજી બીજાઓ કરતાં મહત્તાની પરાકાષ્ઠા પ્રાપ્ત કરે છે.

પી. ઈ. એન. ક્લબ જેવી લેખકોની સંસ્થા ગાંધીજીને શ્રદ્ધાંજલિ અર્પવા આજે ભેગી મળી છે, એ પોતે જ, મહાત્માજીના અનેકમુખી વ્યક્તિત્વનું તેમ જ તે વ્યક્તિત્વે એક આખી પેઢી સુધી આ દેશના જીવનને કેટલી બધી બાજુએથી સ્પર્શીને તેનું ઘડતર કર્યું હતું, તેના એક વધુ નિદર્શનરૂપ છે.

પી. ઈ. એન. ક્લબને રાજનીતિ કે ધર્મસંપ્રદાય સાથે કશી લેવાદેવા નથી; તેને તો સંસ્કૃતિ અને સાહિત્ય સાથે જ લેવાદેવા છે. એ બે બાબતોનો ઉલ્લેખ કરતી વખતે આપણે સામાન્ય રીતે ગાંધીજીનો વિચાર કરતા નથી છતાં, અત્યારે આપણે જોઈશું તેમ તેમને તે બાબતો સાથે પણ ઘણી લેવાદેવા હતી.

અલબત્ત, આપણે આપણા મનમાં 'સંસ્કૃતિ' શબ્દથી સામાન્ય રીતે જીવનના હળવા લાલિત્યને લગતો જે ભાવ સ્ફુરે છે, તે દૂર કરવો પડશે. સંસ્કૃતિ શબ્દનો વધુ ઊંડો અને વ્યાપક અર્થ તો અમુક નિશ્ચિત જીવન-મૂલ્યોના આધાર ઉપર રચવામાં આવેલી જીવનપ્રણાલી થાય છે.

### ધર્મવિહોણી રાજનીતિ નહિ

જ્યારે ગાંધીજી રાજકારણમાં દાખલ થયા, ત્યારે રાજકારણનો પણ આવો જ અર્થ ઘટાવવામાં આવ્યો. અર્થાત્ મારું સ્વદેશાભિમાન એ મારે માટે બાહ્ય સ્વાતંત્ર્ય અને શાંતિ તરફની મારી મુસાફરીમાં એક મજલરૂપ છે. ધર્મવિહોણી રાજનીતિ એ તો વિનાશની ઘાંટી છે; કારણ કે તે આત્માને હણે છે. આ સમજ કેવી ધરમૂળથી ક્રાંતિકારી છે, એ તો આપણે રૂઢિના દાબડા આંખેથી ઉતારી નાખીને જગતના રાજકારણને, ખાસ કરીને આ વર્તમાનયુગમાં તેનું જે સ્વરૂપ છે તેની દૃષ્ટિએ જોઈએ, તો જ સમજી શકાય.

રાજકારણને જો નૈતિક અને ધાર્મિક બનાવવું હોય તો તેમાંથી હિંસાને જાકારો મળવો જ જોઈએ. તેનો પાયો સત્ય ઉપર મંડાવો જોઈએ. સત્યાગ્રહ એ જ તેનો યુદ્ધવ્યૂહ હોઈ શકે. આમ, ગાંધીજીએ રાજકારણને સંસ્કાર્યું છે એટલું જ નહિ, પણ તેમણે તેને ઉપાડીને માનવ આચરણની સર્વોચ્ચ ભૂમિકાએ મૂકી દીધું છે.

પરમાત્મારૂપી અનિર્વચનીય, અને રહસ્યમય શક્તિના સાન્નિધ્યમાં હરઘડીએ અને રોજબરોજ

જીવતા જતાં તેમણે જોઈ લીધું અને આપણને પણ જોતાં શીખવ્યું કે, બધા ધર્મો તાત્ત્વિક રીતે એક છે, અને બધાં મનુષ્યો, તેમનો ધર્મ ગમે તે હોય તોપણ એકબીજાનાં ભાંડુ છે. જે માણસ એક અસ્પૃશ્યમાં પણ આત્માને જ દેહધારી બનેલો જુએ છે, તે માણસ તેને અસ્પૃશ્ય કેવી રીતે ગણી શકે? પછી તે વર્ગવિગ્રહ કે બીજા કોઈ પણ વિગ્રહમાં પણ શી રીતે માની શકે? આ બધાને જો માનવજાત વિષેનું સુધરેલું, ઉન્નતિકારક, અને તાત્ત્વિક રીતે સંસ્કૃતિમૂલક દૃષ્ટિબિંદુ ન કહીએ, તો બીજું શું કહીએ?

### સંસ્કૃતિમાં ફાળો

યંત્રોદ્યોગી ક્રાંતિએ જ્યારથી ઉત્પાદનની પદ્ધતિઓમાં પલટો કરી નાખ્યો, અને એ રીતે આજનું વર્તમાન જગત જે અનિષ્ટોનું દુઃખ સહન કરી રહ્યું છે તેની ભૂતાવળ ખડી કરી, ત્યારથી માંડીને માણસજાત એ બધાં અનિષ્ટો દૂર કરવાના ઉપાયોની શોધ કરી રહી છે. ગાંધીજીએ આપણને કહ્યું હતું કે, આપણે વિપુલતા માટે નહિ પણ શાંતિ માટે આયોજન તેમ જ કાર્ય કરવું જોઈએ. આપણે આપણી જરૂરિયાતો, જીવન, ઉત્પાદનની પદ્ધતિઓ, અને આર્થિક તંત્રને સાદાં કરી નાંખવાં જોઈએ; કારણ કે તો જ આપણે શાંતિને ફરીથી પ્રાપ્ત કરી શકીએ.

ગાંધીજીએ બનાવેલા જીવનમાર્ગનાં આ કેટલાંક વિશિષ્ટ અંગો છે; અને આપણે જોઈ શકીશું કે, તેમના પાયામાં સર્વોચ્ચ આધ્યાત્મિક મૂલ્યો રહેલાં છે. ચાલુ બધી જ ફિલસૂફીઓ અને સામાજિક કાર્યપ્રણાલીઓથી તે એટલાં બધાં તાત્ત્વિક રીતે જુદાં છે, કે તેમને ખરેખર ક્રાંતિકારી કહી શકાય. વસ્તુતાએ તો તે સમગ્ર જગતને પડકારરૂપ છે. આમ, જગતની સંસ્કૃતિમાં ગાંધીજીનો ફાળો જગતને માટે ભારે અર્થપૂર્ણ છે.

ગાંધીજી સ્વભાવે કર્મયોગી હોવાથી તેમની પાસે કળાના સૌંદર્ય સાથે ખેલવાનો સમય કે વૃત્તિ ન હતાં. તેમ છતાં, તેમનાં લખાણોમાં, અને ખાસ કરીને ગુજરાતી લખાણોમાં "પવિત્રતાનું સૌંદર્ય" ધ્યાનપાત્ર રીતે અભિવ્યક્ત થાય છે.

### સાહિત્ય ઉપર અસર

ભાષા અને સાહિત્ય ઉપર ગાંધીજીની અસર ગુજરાતીમાં બહુ ઊંડી રીતે મૂર્તિમંત થઈ છે. ઈ. સ. ૧૯૧૫માં સત્યાગ્રહાશ્રમની સ્થાપના, સાપ્તાહિક પત્ર તરીકે 'નવજીવન'નું પ્રકાશન, અને ઈ. સ. ૧૯૨૧માં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના — એ બધાં 'નવગુજરાત'ના વિકાસમાં આગળપડતા સીમાસ્તંભો છે.

'નવજીવન' કે જેનો ફેલાવો (૨૫ વર્ષ પહેલાં એક સાપ્તાહિક માટે જોઈએ તો) ચાલીસ હજાર નકલ જેટલી મોટી હદે પહોંચ્યો હતો, તથા જેમાં ગાંધીજીના જ શબ્દો ટાંકીએ તો, ગાંધીજીના જીવનની "કેટલીક સૌથી ભારે અગત્યની બાજુઓનો નિચોડ" આવતો હતો, તેણે ગુજરાતી જીવન અને સાહિત્ય ઉપર ઊંડી અસર પહોંચાડી હતી.

ગુજરાત વિદ્યાપીઠ, કે જેણે પોતાની તરફ કેટલાય સાક્ષરો અને વિદ્વાનોને ખેંચ્યા હતા, તેણે પુનરુત્થાન પામેલા ગુજરાત ઉપર ગાંધીજીની અસરને વધુ વ્યાપક બનાવી, તથા ગુજરાતી ભાષા અને સાહિત્યને નવી દિશા આપી.

ગુજરાતી ભાષાનાં ગાંધીજીનાં પોતાનાં લખાણોમાં પણ તેમના જીવનનાં સાદાઈ અને સંયમ સ્પષ્ટપણે પ્રતિબિંબિત થયેલાં આપણે જોઈ શકીએ છીએ. તેમની ભાષાની એ સાદાઈ સમજપૂર્વક કરેલા પ્રયત્નનું પરિણામ પણ છે. માનવ વ્યક્તિત્વના મૂળ ઘટકોની [illegible] સમજ હોવાને લીધે મુખ્યત્વે આમજનતાના બની રહેલા ગાંધીજી લોકો સમજી શકે તેવી ભાષામાં લેખનની અગત્ય સમજતા હતા. તેથી તે (ગુજરાતી) ભાષાને ભારે [illegible] લંકારિક સંસ્કૃત શબ્દોના આડંબરમાંથી છોડાવીને તેને જગાએ સાદી પણ કેટલાય ગણી વધુ પ્રાણસભર ભાષા ઊભી કરવાને કામે લાગી ગયા. એ ભાષા લોકોની જીભ ઉપર રમતી હોવાને કારણે લોકોના હૃદયમાં સોંસરી ઊતરી જતી. તેની સાદાઈ બાઇબલ [illegible] હોવા છતાં, તે ઉપનિષદોની ભવ્યતાને સ્પર્શતી હતી. એ ભાષા આધુનિક ગુજરાતી પદ્ય માટે [illegible] બની રહી [illegible] અનાં અનુસંધાનમાં આપણે ગુજરાતી [illegible] કરતો પ્રમાણભૂત કોશ રચવામાં ગાંધીજી[illegible] ભાગ ભૂલી જઈ શકીએ નહિ. તે કોશ એટલે [illegible] પીઠનો જોડણીકોશ.'

ગાંધીજી ગુજરાતીમાં લખે, અંગ્રેજીમાં લખે, કે હિંદુસ્તાનીમાં બોલે, તોપણ તેમનો મુખ્ય હેતુ પોતાના મંતવ્યને સ્પષ્ટપણે, સ્વાભાવિક રીતે, હાર્દિકતાથી,

અને બીજાઓ સમજી શકે તે રીતે રજૂ કરવાનો જ હતો. તેથી કરીને, જોકે તેમણે ભાષાને માત્ર તેની ઉપયોગિતાને કારણે સ્વીકારી છે, છતાં તેમણે તેની ઉપયોગિતા ઉપરાંત સુંદરતા પણ સાધી છે. આમ જે તેમના હૃદયમાં હોવું, તે તેમને હોઠે આવવું, અને તેમના હાથ વડે અમલમાં મુકાવું. અને એ જ મહાત્માની વ્યાખ્યા છે.

તેથી જ તે મહાત્મા કહેવાય પણ છે.

['હિંદુસ્તાન ટાઇમ્સ' ૩-૪-'૪૮ના અંગ્રેજી ઉપરથી]

# આગ સાથે ખેલ

ગોધરા અને તેની આસપાસનાં કેટલાંક ગામડાંમાં ગયે મહિને જે કરપીણ ઘટનાઓ બની તે બધી રીતે 'આગ સાથે ખેલ'નાં ફળ જ ગણાય. કોઈ ને કોઈ સંજોગોમાં (એ સંજોગો શા હતા શા નહિ એ બધામાં પડ્યા વગર, એટલું તો સ્પષ્ટ છે કે) ઘરોને આગ લગાડવામાં આવી. એમ આગથી કામ લેવાનું શરૂ થયા પછી બાકીનું પછી સંજોગો અને કુદરતે મળીને કરી લીધું, એમ લાગે છે. સંજોગોમાં એક બે ઉઘાડી વાત તો એ હતી કે, શહેરમાં આગ ઓલવવાને માટે પાણી ન મળે અને બંબા પણ જોઈએ તેવા તૈયાર ન મળે! છતાં આગ શું કામ લગાડી ત્યારે? એટલું કેમ ન દેખાય કે, આગ આગનું માગ-કરશે તેને કોઈ હાથ નહિ દઈ શકે? એનું કારણ અંતરની કોમી આગ સાથે જે ખેલ હજી પણ લોકોનાં મનમાં ચાલી રહ્યો છે તેથી સામાન્ય બુદ્ધિ પર આવી જતો પડદો ગણાય. વાત તો એમ છે કે, ગમે તેવો ક્રોધ કે વેરભાવ જાગે, તે વખતે સામાને મારવા, તેનું બાળવા કેમ મન થાય છે! તેમાંય આ કેસમાં તો વળી વ્યક્તિગત ક્રોધ નથી પણ વર્ગ પરત્વે છે અને તેના ભોગ મોટે ભાગે નિર્દોષ બાળક, સ્ત્રી પુરુષ તથા વૃદ્ધોને પણ બનવું પડે છે. એમાં ક્યાંક અસંસ્કારી—અમાનુષી થઈ રહ્યું છે એ આજે જાણે આમ સમજમાંથી ખસી જ ગયું છે કે શું? માણસ જેવો માણસ આજે માણસાઈ ભૂલતો દેખાય છે. નહિ તો સ્થૂલ કે સૂક્ષ્મ આગ સાથે આવાં ચેડાં કરતાં તેની સામાજિક વૃત્તિ તેને રોકે. તેને બે આંખની શરમ આડે આવે. આજે જો આપણા દેશ સામે મોટામાં મોટું કામ આવી પડ્યું હોય તો માનવ હૃદયમાં રહેલી આ સમાજવૃત્તિની પુનઃસ્થાપનાનું છે. ગાંધીજીના ભારે મોંઘા બલિદાન બાદ પણ ગોધરા જેવો બનાવ બને એ એમ બતાવે છે કે, આ કામ કેટલે ઊંડે જઈને કરવાની જરૂર છે.

ગોધરા આસપાસનાં ગામડાંમાં પણ આગ પહોંચી. ત્યાં જે આગ ખેલાઈ તેમાં કેવળ કોમી પલીતા હતા એવું નથી લાગતું. ત્યાં આગળ વર્ગવિગ્રહની આગના પલીતા ચંપાયા લાગે છે. માર્ક્સવાદીઓ—જેમાં હું સમાજવાદી અને સામ્યવાદી બંનેને સમાવી લઉં છું—વર્ગવિગ્રહની સાધન-પ્રક્રિયામાં માને છે. અને પોતાના મનપસંદ વાદને આગળ ચલાવવાને માટે હિંસક કે જેવાં ફાવે તેવાં સાધનો વાપરવામાં વાંધો નથી માનતા. ગોધરા આસપાસનાં ગામડાંની પછાત પ્રજામાં એવી હવા ફેલાવવામાં આવેલી લાગે છે કે જેને લઈને એ લોકો તીરકામઠાં ને ડાંગધારિયાં લઈ સાથે "શેહેરા ગામ પર તૂટી પડ્યા, તેને ઘેરો ઘાલ્યો અને લૂંટી લીધું" તથા બાળ્યું તો એવું કે તે લગભગ આખું ખાખ થઈ ગયું! કહે છે કે, લડાઈની તોપો પણ આવું તો ન કરે એવું ઘોર દૃશ્ય ત્યાં કરી મૂક્યું છે. આવું આતતાયીપણું દિલમાં જન્માવવાને માટે કેવી ઝેરી વાતો ત્યાં રોપાઈ હશે! સ્વરાજ આવવાથી આવી વાતો રોપનારને પણ છૂટો દોર મળે છે એમ? મળવો જોઈએ? મળી શકે ખરો? આને જ મળતાં કારણોથી થોડાક માસ પર થાણાના વારલી લોકોમાંય તોફાનો સળગાવી શકાયાં હતાં. હિંદ પરદેશીની ચૂડમાંથી છૂટે ત્યારે આવું સળગણું માનવ-સાહિત્ય ન હોય એ તો કેમ જ બને? એમાં આદિવાસીઓ અને પછાત દબાયેલી ચુસાયેલી પ્રજાઓ મુખ્ય ગણાય. આ લોકોને સ્વરાજમાં ઊંચે લાવવા જોઈએ, એ કામ તાત્કાલિક અને અવશ્ય કરવું ઘટે. પણ સમાજ સામે ગમે તેમ કરીને તેમને સળગાવી

સંઘરી મૂકવાની 'ગુનેગાર' સ્વતંત્રતા કોઈ નાગરિકને હોઈ ન શકે. સામ્યવાદીઓ તો છડેચોક આવી છૂટ લે છે અને તેમાં માને છે ને તે ચાહે છે; અને તેને 'નાગરિક સ્વાતંત્ર્ય'ના રૂડા નામનું ઓઠું ધરી ઢાંકવા તાકે છે. સમાજવાદીઓ શું માને છે? તેમનાં કાર્યો પરથી તે જોવાનું રહે છે. યુરોપમાંથી ચડી આવેલા આ બંને વાદો રાજસત્તાવાદો છે. ગાંધીવાદ પેઠે તે વાદો સેવાવાદો નથી. એટલે કે, તેઓ પોતાના વાદ પ્રમાણેના આદર્શની સિદ્ધિ ગાંધીજી પેઠે ધર્મનિષ્ઠાપૂર્વક સેવા દ્વારા નહિ, પણ રાજસત્તા કબજે કરવા દ્વારા પૂરી કરી શકે છે, અને તેમાં જ માને છે. તેથી યેન કેન પ્રકારેણ રાજસત્તા લેવા તે તાકે છે. તેથી તેઓ મજૂર ખેડૂત ઇ૦માં કામ કરે તોય તે એ ઉદ્દેશથી કે તે દ્વારા મોજૂદ રાજસત્તા પર હલ્લો કરી શકાય; તેમની નિર્મળ સેવાને માટે નહિ. સમાજવાદીઓ હવે કોંગ્રેસથી છૂટા પડે છે તેની અંદર રહસ્ય હોય તો આ છે. અનેક વિચારણાવાળા વિવિધ વર્ગોની એકત્રિત જમાત તરીકે કોંગ્રેસ કામ કરતી આવી છે. હવે નવું બંધારણ થશે તેની સાથે કોન્ગ્રેસે પોતાનો નવો અવતાર (નવું બંધારણ ઘડીને) લેવાનો છે. એમાં એટલું સ્પષ્ટ છે કે, માર્ક્સવાદીઓની વર્ગવિગ્રહી સાધનપદ્ધતિ કોન્ગ્રેસને માન્ય નથી. સમાજવાદ પેઠે તે કેવળ મજૂર-સંગઠન પક્ષ નથી. તે અત્યારે હિંદ સ્વરાજનું કામ માથે લઈને તેને આગળ ચલાવવા માગે છે અને મથે છે, અને તે સમગ્ર દેશની સર્વોદયી દૃષ્ટિએ. હિંદના સમાજવાદમાં દેશનું આ કામ સંભાળવાની તાકાત નથી; એટલે વાસ્તવિક હકીકત તરીકે પણ દેશ તેમને આજે રાજસત્તા સોંપે એમ દેખાતું નથી. જો કોન્ગ્રેસમાં તેઓ ચાલુ રહે તો તેમનું અંદર વિલોપન જ થઈ જાય, કેમ કે તેમના અને કોન્ગ્રેસના આદર્શમાં ફરક નથી રહ્યો ફરક સાધનમાં. એટલે એવી છૂટ રાખવા તે અલગ થાય છે. તે પક્ષ વર્ગવિગ્રહમાં માને છે; તેને જોરે એને રાજસત્તા કળે કળે કરીને લેવી છે. આમ તેઓ અને સામ્યવાદીઓમાં તે પૂરતી સમાનતા રહેલી છે. એટલે બીતિ એ રહે છે કે, તેઓ પણ ભાંગફોડના માર્ગો ગ્રહણ ન કરે? આ માર્ગોનું ઉપાસન ઈ. સ. ૧૯૪૨માં કરનાર કોન્ગ્રેસી પક્ષ પણ મોટે ભાગે એ સમાજવાદીઓનો હતો. આશા રાખીએ કે હિંદ સ્વરાજ સામે આ ઉપાય વિહિત નહિ મનાય. દેશ સ્વતંત્ર થયો છે એટલે કોઈ પક્ષો જ ન હોય એમ કહેવાનો મુદ્દલ આશય નથી. બલ્કે પક્ષો તો તેના ખરેખરા અર્થમાં હવે થવા લાગશે. અત્યાર સુધી તો બધા જ—હા, સોટકા સામ્યવાદીઓ બાદ કરવા જોઈએ—ગાંધીજીના નેતૃત્વ તળે દેશની આઝાદીના વાદીઓ હતા. આ વાદ અને તે વાદ તો લગભગ પોથી-પાંડિત્ય જેવું હતું. જો કોઈ વાદ હતો તો તે 'ગાંધીવાદ'; પણ તેને કોઈ તે નામ ત્યારે આપતું નહોતું. સ્વરાજ યુગમાં હવે 'ગાંધીવાદ' એક વસ્તુ બને છે; તેની સામે વર્ગવિગ્રહની નીતિ દ્વારા કામ કરતા સાધનવાદો છે, જેમાં સમાજવાદ સામ્યવાદ ઇ૦ આવે છે. તેની સામે કોમવાદીઓય છે, જેઓ પણ ખૂન, આગ અને ગુપ્ત કારસ્તાનો કરવામાં માને છે. તેમની સામે હવે સવાલ આવે છે—તે બધા વાદોએ છૂપી પ્રવૃત્તિ અને ભાંગફોડ કરવાં એ હવે જરૂરી છે? પ્રૌઢ મતાધિકાર દ્વારા તેમને પોતાનું કામ કરવા પૂરતું ક્ષેત્ર નથી મળી રહેતું? હવે દેશની અંદરના રાજદ્વારી પક્ષોએ પોતાના જ ઘડેલા બંધારણમાં રહીને કામ ન કરવું જોઈએ? કોઈ પણ દેશમાં આંતરિક ફેરફારો કરવા માટેના રસ્તાની મર્યાદા શી? તે રસ્તો અહિંસાપ્રધાન ન હોવો જોઈએ? તે બંધારણપૂર્વક ન ચાલે? આનાથી બીજી રીતે જો કામ લેવાય તો દેશની પ્રજાસત્તા અને રાજસત્તાએ તેને કાબૂમાં રાખવાને માટે શું કરવું? રાજસત્તા તો તેના કાયદા અને પોલીસથી કામ લેશે એ ચોખ્ખું છે. તેને પ્રજામત કેવો જવાબ આપશે? અને પોતે શું કરશે? કારણ કે લોકશાહી રાષ્ટ્રની પ્રજાએ પોતે પણ પોતાનો પ્રયત્ન કરવો જોઈએ. લોકકેળવણીનાં સાધનો સાબૂત કરીને તેણે ધારી દિશામાં બળ પ્રગટ કરવું જોઈએ. સાચી લોકશાહી સાવ સરકાર-વશ ન હોઈ શકે કે બની શકે. ગોધરાની કોમી તથા વર્ગીય આગનાં ખેલ પરથી અત્યારે આપણી આગળ આવા આવા પ્રશ્નો ઊઠે છે. પ્રજાનાયકોએ સાવધાન થઈ જવું જોઈએ.

૮-૪-'૪૮ મગનભાઈ દેસાઈ

# હિંદુસ્તાનીના પ્રચારક ગાંધીજી

[પૂજ્ય ગાંધીજી રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીના મહાન પ્રચારક હતા સન ૧૯૦૯થી હિંદુસ્તાની વિષેના એકધારા વિચારોનો અને સતત પ્રચ રકાર્યનો હૂબહૂ ચિતાર આપતી એક પત્રિકા 'હિંદુસ્તાની-કે પ્રચારક ગાંધીજી' નામની શ્રી કાકાસાહેબ કાલેલકરે હિંદુસ્તાનીમાં તૈયાર કરી છે. હિંદુસ્તાની પ્રચાર સંસ્થા, વર્ધાના મંત્રીએ તેને છપાવી પ્રસિદ્ધ કરી છે 'શિક્ષણ અને સાહિત્ય'ના વાચકો માટે તેનો ગુજરાતી અનુવાદ અહીં આપવામાં આવ્યો છે.]

માનવતાના સ્થપતિ (Architect) ગાંધીજીએ અનેક વાર કહ્યું છે કે, હિંદુ-મુસ્લિમ એકતા કાયમ કરવાનું સ્વપ્ન બાળપણથી જ તેઓ જોતા આવ્યા હતા. હિંદુ-મુસ્લિમ એકતા માટે તેમણે શું શું કર્યું અને શું શું સહન કર્યું તેનું વર્ણન કદાચ, દુનિયા સમક્ષ મૂકી નહિ આવી શકે.

આ જ સ્વપ્નની સિદ્ધિ માટે તેમણે રાષ્ટ્રભાષા પ્રચારનું કામ દક્ષિણ આફ્રિકામાંથી જ પોતાના હાથમાં લીધું હતું. આ વિષય સંબંધે તેમના વિચાર ઠેઠ સન ૧૯૦૯ થી આપણને વાંચવા મળે છે અને આશ્ચર્ય થાય છે કે ૧૯૦૯ થી લઈને ૧૯૪૮ સુધીના તેમના વિચાર બિલકુલ એકસરખા અને એક જ પ્રવાહમાં વહેતા આવ્યા છે.

હજારો વરસના હિંદુસ્તાનના ઇતિહાસમાં જો કોઈ સૌથી મોટો અને કઠણ સવાલ હોય તો તે હિંદુ-મુસ્લિમ એકતાનો છે. અને આ સવાલનો ઉકેલ આણવામાં જ હિંદુસ્તાનની શ્રેષ્ઠતા સિદ્ધ થવાની છે. એક બાજુ લોકો કહેતા આવ્યા છે કે, 'મિયાં અને મહાદેવનો ક્યારેય મેળ ખાનાર નથી.' . . . 'તેલ અને પાણી એક નથી થઈ શકતાં.' બીજી બાજુ હિંદુસ્તાનના બધા સંતોએ, સૂફીઓએ, સમાજસેવકોએ અને થોડા રાજાઓએ એ વિશ્વાસ દૃઢ કર્યો છે કે, હિંદુ અને મુસ્લિમ બન્નેની માનવતા તો એક જ છે, બન્ને ધર્મ એક જ ભગવાનની પ્રાર્થના કરે છે, બન્નેનું જીવન એકબીજામાં વણાયેલું છે, અને ભગવાને બનાવેલા નારિયેળના દૂધમાં તેલ અને પાણી મળેલાં જ રહે છે.

ગાંધીજીનું બલિદાન આ જ દૂધથી માનવતાને પોષવા માટે આપવામાં આવ્યું. આ બલિદાન પછી ગાંધીજીના હિંદુસ્તાની પ્રચારના ચાલીસ વરસના મહાન પ્રયત્નનું મૂલ્ય હજાર ગણું વધે છે અને તેમના પ્રયત્નોનો ઇતિહાસ આપણને કહે છે કે, આપણે તેને ભક્તિનમ્ર થઈને વાંચીએ અને જે અમર શ્રદ્ધા ગાંધીજીએ ધારણ કરી તે જ હિંદુ અને મુસલમાન બન્નેના દિલમાં જડ જમાવે.

ગાંધીજીના હિંદુસ્તાની પ્રચારના કાર્યનું વર્ણન બને ત્યાં સુધી તેમના જ શબ્દોમાં આપવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૧

પુણ્યશ્લોક રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ જે રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરી તેમાં રાષ્ટ્રભાષા પ્રચાર પ્રવૃત્તિનું બીજારોપણ બહુ પુરાણું છે. સન ૧૯૦૯ મા પોતાના 'હિંદ સ્વરાજ' પુસ્તકમાં તેઓ આ પ્રમાણે લખે છે:

> 'દરેક કેળવાયેલા હિંદીને સ્વભાષા, હિંદુને સંસ્કૃત, મુસલમાનને અરબી, પારસીને પર્શિયનનું અને બધાને હિંદીનું જ્ઞાન હોવું જોઈએ. કેટલાક હિંદુએ અરબી અને કેટલાક મુસલમાને તથા પારસીએ સંસ્કૃત શીખવું જોઈએ. ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્તાનના હિંદીએ તામિલ શીખવું જોઈએ, આખા હિંદુસ્તાનને જોઈએ તે તો હિંદી હોવી જોઈએ. તે ઉર્દૂ અથવા નાગરી લિપિમાં લખવાની છૂટ ઘટે છે. હિંદુ મુસલમાનના વિચાર ઠીક રહે, તેથી આ બંને લિપિ ઘણા હિંદીએ જાણી લેવાની જરૂર છે. આમ થતાં આપણે એકબીજાની સાથે વ્યવહાર રાખવામાં અંગ્રેજીને હાંકી કાઢી શકીશું.'

૨

આપણા દેશની રાષ્ટ્રભાષા હિંદી જ કેમ હોવી જોઈએ અને અંગ્રેજી કેમ નહિ, હિંદીનું સ્વરૂપ શું હશે, રાષ્ટ્રભાષાની લિપિ કઈ હોય, વગેરે સવાલોની ચર્ચા તેમણે સન ૧૯૧૭માં ભરૂચની ગુજરાત શિક્ષણ પરિષદના પ્રમુખની હેસિયતથી આપેલા પોતાના ભાષણમાં કરી છે. ધ્યાનમાં લેવાનું છે કે, આ તે જમાનો હતો જ્યારે અંગ્રેજીની બોલબાલા હતી, જ્યારે અંગ્રેજ સરકાર માબાપ મનાતી હતી, અને જ્યારે હિંદુસ્તાનીઓ દરેક વાતમાં અંગ્રેજોનું અનુકરણ કરવામાં પોતાની પ્રતિષ્ઠા સમજતા હતા.

ગાંધીજી પોતાના ભાષણમાં કહે છે:

"ત્યારે હવે આપણે એ વિચારીએ કે રાષ્ટ્રીય ભાષાનાં શાં શાં લક્ષણ હોવાં જોઈએ:

(૧) અમલદારોને માટે તે ભાષા સરળ હોવી જોઈએ.

(૨) તે ભાષા દ્વારા ભારતવર્ષનો માંહોમાંહેનો, ધાર્મિક, આર્થિક અને રાજનૈતિક વ્યવહાર થઈ શકવો જોઈએ.

(૩) એ જરૂરી છે કે ભારતવર્ષના ઘણા લોકો તે ભાષા બોલતા હોય.

(૪) રાષ્ટ્રને માટે તે ભાષા સરળ હોવી જોઈએ.

(૫) તે ભાષાનો વિચાર કરતી વખતે કોઈ ક્ષણિક કે અલ્પ-સ્થાયી સ્થિતિ પર જોર આપવું નહિ જોઈએ.

"અંગ્રેજી ભાષામાં આમાંનું એક પણ લક્ષણ નથી.

"અમલદારોની મોટી સંખ્યા હિંદુસ્તાનીઓની જ છે અને તે વધતી જ જશે. આ લોકો માટે હિંદુસ્તાનની કોઈ પણ ભાષાને મુકાબલે અંગ્રેજી મુશ્કેલ છે, એ વાત સૌ કોઈ કબૂલ કરશે.

"બીજા લક્ષણ પર વિચાર કરતાં આપણને માલૂમ થાય છે કે, જ્યાં સુધી આપણો જનસમાજ અંગ્રેજી બોલતો ન થઈ જાય, જ્યાં સુધી તે સંભવિત ન થાય, ત્યાં સુધી આપણો ધાર્મિક વ્યવહાર અંગ્રેજીમાં ચાલી જ ન શકે. સમાજમાં અંગ્રેજીનો આટલી હદ સુધી ફેલાવો થવો અસંભવિત માલૂમ પડે છે.

"ત્રીજું લક્ષણ અંગ્રેજીમાં થઈ જ ન શકે, કારણ કે તે ભારતવર્ષના બહુજન–સમાજની ભાષા નથી.

"ચોથું લક્ષણ પણ અંગ્રેજીમાં નથી, કારણ કે આખા રાષ્ટ્ર માટે તે તેટલી સરળ નથી.

"પાંચમા લક્ષણનો વિચાર કરવાથી આપણને જણાય છે કે આજે અંગ્રેજી ભાષાને જે સત્તા મળી છે તે ક્ષણિક છે. ચિર-સ્થાયી સ્થિતિ તો એ છે કે, હિંદુસ્તાનમાં જનતાનાં રાષ્ટ્રીય કામોમાં અંગ્રેજી ભાષાની જરૂરત બહુ ઓછી રહેશે. હા, અંગ્રેજી સામ્રાજ્યના વ્યવહારમાં તેની જરૂરત રહેશે આપણે ક્યાંય પણ અંગ્રેજી ભાષાનો દ્વેષ નથી કરતા. આપણો આગ્રહ તો એ જ છે કે, આપણે તેને તેની મર્યાદાની બહાર વધવા દેવા નથી માગતા.

"તો પછી કઈ ભાષામાં આ પાંચ લક્ષણો છે? આપણે એ કબૂલ કરી જ લેવું પડશે કે હિંદી ભાષામાં આ બધાં લક્ષણો છે.

"હિંદી ભાષા હું તેને કહું છું જેને ઉત્તરમાં હિંદુ અને મુસલમાન બોલે છે, અને જે દેવનાગરી અથવા ઉર્દૂ લિપિમાં લખાય છે. આ વ્યાખ્યા સામે થોડો વિરોધ જોયો છે.

"એવી દલીલ થતી જોવામાં આવે છે કે, હિંદી અને ઉર્દૂ બે નોખી ભાષા છે. આ દલીલ વાસ્તવિક નથી. ઉત્તર વિભાગમાં મુસલમાન અને હિંદુ બંને એક જ ભાષા બોલે છે. ભેદ શિક્ષિત વર્ગે પાડ્યો છે. એટલે કે, હિંદુ શિક્ષિત વર્ગે હિંદીને કેવળ સંસ્કૃતમય કરી મૂકી છે, તેથી કેટલાક મુસલમાન તે નથી સમજી શકતા. લખનૌના મુસલમાન ભાઈઓ ફારસીમય ઉર્દૂ બોલીને તે હિંદુથી ન સમજાય તેવી કરી મૂકે છે આ બંને પરિભાષા છે ને તેને પ્રજાવર્ગમાં ક્યાંયે સ્થાન નથી. હું ઉત્તરમાં રહ્યો છું, હિંદુ–મુસલમાન સાથે ખૂબ ભળ્યો છું, ને મારું હિંદી ભાષાનું જ્ઞાન ઘણું ઓછું હોવા છતાં મને તેમની સાથે વ્યવહાર રાખવામાં જરાયે અડચણ નથી આવી. જે ભાષા ઉત્તર વિભાગમાં જનસમાજ બોલે છે તેને ઉર્દૂ કહો કે હિંદી, બંને એક જ છે. ઉર્દૂ લિપિમાં લખો તો તે ઉર્દૂ નામે ઓળખો, તે જ વાક્યો નાગરીમાં લખો તો હિંદી કહેવાશે.

"હવે રહ્યો લિપિનો ઝઘડો હાલ તુરત મુસલમાન છોકરા જરૂર ઉર્દૂ લિપિમાં લખશે, હિંદુ ઘણે ભાગે દેવનાગરીમાં લખશે ઘણે ભાગે શબ્દનો પ્રયોગ કરું છું, કેમ કે હજારો હિંદુ આજ પણ પોતાની હિંદી ઉર્દૂ લિપિમાં લખે છે, ને કેટલાક તો દેવનાગરી લિપિ જાણતા પણ નથી. છેવટે જ્યારે હિંદુ–મુસલમાન વચ્ચે જરા પણ શંકાની નજર નહિ રહે, જ્યારે અવિશ્વાસનાં બધાં કારણો દૂર થયાં હશે, ત્યારે જે લિપિમાં જોર રહેશે તે લિપિ વધારે ભાગે લખાશે, ને તે રાષ્ટ્રીય લિપિ થશે. દરમ્યાન મુસલમાન ભાઈઓ અને હિંદુ જેને ઉર્દૂ લિપિમાં અરજી લખવી હશે તેની અરજી રાષ્ટ્રના સ્થાનમાં કબૂલ કરવામાં આવશે — કરવી જોઈએ."

આથી માલૂમ થાય છે કે, રાષ્ટ્રભાષા વિષે ગાંધીજીના વિચાર પહેલેથી છેલ્લે સુધી સાફ અને એકસરખા રહ્યા છે. તેમણે 'હિંદી' શબ્દનો પ્રયોગ 'હિંદુસ્તાની'ના જ અર્થમાં કર્યો છે.

૩

આ સમયે દેશમાં હિંદી સાહિત્ય સંમેલન નામની સંસ્થા, જે સન ૧૯૧૦માં સ્થપાઈ હતી અને પંડિત મદનમોહન માલવીયજી તથા શ્રી. પુરુષોત્તમદાસ ટંડન જેના પ્રાણ હતા, તે હિંદીનો પ્રચાર કરી રહી હતી. સંસ્થાના સંચાલકોએ જોયું કે મહાત્મા ગાંધી જેવી મહાન વ્યક્તિ હિંદીની હિમાયતી છે. તેથી સન ૧૯૧૮માં હિં. સા. સંમેલનના ઇંદોરના અધિવેશનમાં ગાંધીજીને અધ્યક્ષ બનાવ્યા. તેમણે પોતાના ભાષણમાં એ જ વિચાર ફરી વાર રજૂ કર્યા, જે ભરૂચના ભાષણમાં પ્રગટ કર્યા હતા. તેમણે કહ્યું :

"હિંદી ભાષાની વ્યાખ્યાનો થોડોક વિચાર કરવાની જરૂર છે. હું કેટલીય વાર કહી ચૂક્યો છું કે, હિંદી ભાષા તે ભાષા છે કે જે ઉત્તરમાં હિંદુ અને મુસલમાન બોલે છે અને જે નાગરી કે ફારસી લિપિમાં લખાય છે. આ હિંદી સાવ સંસ્કૃતમય નથી, તેમ સાવ ફારસી શબ્દોથી ભરપૂર નથી. જે માધુર્ય ગામડિયાની બોલીમાં મને દેખાય છે, તે લખનૌના મુસલમાન ભાઈઓની બોલીમાં કે પ્રયાગજીના પંડિતોની બોલીમાં જણાતું નથી. એ જ ભાષા શ્રેષ્ઠ કહેવાય કે જે જનસમૂહ સહેલાઈથી સમજી શકે. ગામડિયાઓની બોલી બધા સમજે છે. ભાષાનું મૂળ કરોડો મનુષ્યરૂપી હિમાલયમાંથી મળશે, અને તેમાં જ રહેશે. હિમાલયમાંથી નીકળતી ગંગા અનંત કાળ સુધી વહ્યા કરશે, તેમ ગામડિયાની હિંદીનું ગૌરવ રહેશે; અને જેમ નાના પહાડોમાંથી નીકળતાં ઝરણાંઓ સુકાઈ જાય છે, તેમ જ સંસ્કૃતમય અને ફારસીમય હિંદીની દશા થશે. હિંદુ-મુસલમાન વચ્ચે જે ભેદ કરવામાં આવે છે તે કૃત્રિમ છે. તેવી જ કૃત્રિમતા હિંદી અને ઉર્દૂ ભાષાના ભેદમાં રહેલી છે. હિંદુઓની બોલીમાંથી ફારસી શબ્દોનો સર્વથા ત્યાગ કરવો, અથવા મુસલમાનોની બોલીમાંથી સંસ્કૃત શબ્દોનો સર્વથા ત્યાગ કરવો આવશ્યક નથી. બેનો સ્વાભાવિક સંગમ, ગંગા-યમુનાના સંગમ જેવો શોભાયમાન અને અચળ રહેશે. હું ઉમેદ રાખું છું કે, આપણે હિંદી-ઉર્દૂના ઝઘડામાં પડી આપણું બળ ક્ષીણ નહિ કરીએ. લિપિ બાબત કંઈક તકલીફ જણાય છે. મુસલમાન ભાઈઓ અરબી લિપિમાં જ લખશે, અને હિંદુઓ ઘણુંખરું નાગરી લિપિમાં લખશે. રાષ્ટ્રમાં બંનેને સ્થાન મળવું જોઈએ. અમલદારોને બન્ને લિપિનું જ્ઞાન અવશ્ય હોવું જોઈએ. એમાં કંઈ કઠિનતા નથી. છેવટે, જે લિપિમાં ઝાઝી સરળતા હશે તેનો વિજય થશે."

સંમેલનમાં ભાષણ આપીને ગાંધીજી બેસી ન રહ્યા. તેમણે હિંદીના પ્રચાર માટે સંમેલનને કામે વળગાડ્યું. સંમેલનને અધીન સન ૧૯૧૮માં 'દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા' મદ્રાસમાં સ્થાપી. હિંદુસ્તાનના બીજા પ્રાન્તોને મુકાબલે દક્ષિણ ભારતના ચાર પ્રાન્ત આંધ્ર, તામિલનાડ, કર્ણાટક અને કેરળ — દ્રાવિડી ભાષાઓને કારણે સંસ્કૃતમાંથી પેદા થયેલી હિંદીથી બહુ જ દૂર છે. તેથી ત્યાં જ પહેલવહેલો હિંદીનો પ્રચાર શરૂ કરવામાં આવ્યો. ગાંધીજીએ સ્વામી સત્યદેવ સાથે પોતાના નાના દીકરા શ્રી દેવદાસને હિંદી પ્રચારને માટે મોકલ્યા અને દક્ષિણ ભારતના કેટલાક નવયુવક કાર્યકર્તાઓને હિંદી શીખવા અલ્હાબાદ મોકલ્યા. આ સભાના ગાંધીજી પહેલેથી સભાપતિ રહ્યા. કેટલાંક વરસ પછી કામની સરળતાની દૃષ્ટિથી એ નક્કી કર્યું કે, દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભાને હિંદી સાહિત્ય સંમેલનથી સ્વતંત્ર બનાવવામાં આવે અને સંમેલન દક્ષિણ ભારતમાં પોતાની પ્રવૃત્તિ સ્વતંત્રપણે ન ચલાવે. ત્યારથી આજ સુધી દક્ષિણ ભારતમાં જઈને ગાંધીજીએ ખૂબ પ્રચાર કર્યો, ખૂબ ધન ભેગું કર્યું અને પ્રચારકાર્ય મજબૂત બનાવ્યું. આજે લાખો ભાઈબહેન દક્ષિણ ભારતમાં હિંદી શીખી ચૂક્યાં છે. સભાનું કામ ખૂબ ફેલાયેલું છે.

૪

સન ૧૯૧૯થી કૉંગ્રેસનું સુકાન ગાંધીજીના હાથમાં આવ્યું અને તેમની પ્રેરણાથી કૉંગ્રેસની બેઠકોની કામગીરી ઘણે ભાગે હિંદુસ્તાનીમાં થવા લાગી.

સન ૧૯૨૦માં સરકારી સ્કૂલ-કૉલેજોના બહિષ્કારના આંદોલન* વખતે ગુજરાતમાં 'ગૂજરાત વિદ્યાપીઠ' અને અનેક રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઈ. આ સંસ્થાઓના પાઠ્યક્રમમાં પણ રાષ્ટ્રભાષાના અભ્યાસને જરૂરી સ્થાન આપવામાં આવ્યું.

સન ૧૯૨૫માં કાનપુર કૉંગ્રેસમાં નીચે લખેલો ઠરાવ પસાર થયો:

'આ કૉંગ્રેસ ઠરાવે છે કે (બંધારણની કલમ ૩૩મીને નીચે મુજબ સુધારવામાં આવે કે,) કૉંગ્રેસ, મહાસમિતિ તથા કાર્યવાહક સમિતિનું કામકાજ સામાન્ય રીતે હિંદુસ્તાનીમાં ચલાવવામાં આવશે. જો વક્તા હિંદુસ્તાનીમાં ન બોલી શકે એમ હોય અથવા જ્યારે જ્યારે જરૂર હોય ત્યારે અંગ્રેજી કે કોઈ પ્રાંતીય ભાષા વાપરી શકાશે. પ્રાંતિક સમિતિઓનું કામકાજ સામાન્ય રીતે તે તે પ્રાંતની ભાષામાં ચલાવવામાં આવશે. હિંદુસ્તાનીનો ઉપયોગ પણ કરી શકાય.'

આ પ્રમાણે રાષ્ટ્રભાષા માટે કૉંગ્રેસી નામ 'હિંદુસ્તાની' બન્યું. તેથી હવે રાષ્ટ્રભાષાને 'હિંદી' 'હિંદુસ્તાની' કે 'હિંદી-હિંદુસ્તાની' કહેવામાં આવી.

૫

જોકે હિંદી સાહિત્ય સંમેલને રાષ્ટ્રભાષા તરીકેની ગાંધીજીની હિંદીની વ્યાખ્યાનો સ્વીકાર કર્યો હતો તેથી ગાંધીજી અને તેમના સાથીઓનો સંમેલનને હિંદી પ્રચારમાં સુંદર સહયોગ પ્રાપ્ત થયો અને રાજ-

બરોજ પ્રચાર તેજીથી વધતો ચાલ્યો. ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને શ્રી. જમનાલાલજી બજાજ જેવા કૉંગ્રેસી નેતાઓને સંમેલનના અધ્યક્ષ બનાવવામાં આવ્યા.

સન ૧૯૩૫માં હિંદી સાહિત્ય સંમેલનના ઇંદોરના અધિવેશન માટે ફરીથી ગાંધીજીને અધ્યક્ષપદે ચૂંટવામાં આવ્યા. ફરીથી ગાંધીજીએ તે જ વિચાર પ્રકટ કર્યો, જે તેમણે સન ૧૯૧૮માં પ્રકટ કર્યા હતા. આ વખતે સંમેલનના બંધારણમાં રાષ્ટ્રભાષા તરીકે ગાંધીજીએ હિંદીની જે વ્યાખ્યા આપી હતી તેને ફૂટનોટમાં આપવાનું ઠરાવવામાં આવ્યું.

અત્યાર સુધી દક્ષિણ ભારતમાં હિંદીનો ખૂબ પ્રચાર થઈ ચૂક્યો હતો, તેથી ગાંધીજીએ ઉત્તર હિંદુસ્તાનના અહિંદી પ્રાન્તોમાં હિંદી પ્રચારની પ્રવૃત્તિ શરૂ કરવા માટે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો. અને સન ૧૯૩૬માં ડૉ. રાજેન્દ્રપ્રસાદના પ્રમુખપણા નીચે સંમેલનના નાગપુરના અધિવેશન વખતે અમલી રૂપ આપવામાં આવ્યું. તે વખતે શ્રી. જમનાલાલજી બજાજ અને શ્રી. કાકાસાહેબ કાલેલકરે પોતાના પાછલા અનુભવને લીધે એવો અભિપ્રાય જાહેર કર્યો કે, સંમેલનથી સ્વતંત્ર એવી એક સમિતિ બનાવવામાં આવે જે ઉત્તર હિંદુસ્તાનના અહિંદી પ્રાન્તોમાં હિંદી પ્રચારનું કામ કરે. પરંતુ શ્રી. પુરુષોત્તમદાસ ટંડનજીએ ગાંધીજીને આગ્રહ કર્યો કે સંમેલનની અંદર જ તે સમિતિ બનાવવામાં આવે. ગાંધીજીએ શ્રી. ટંડનજીની વાત માની લીધી અને સંમેલનની અંતર્ગત હિંદી પ્રચાર સમિતિ સ્થાપવામાં આવી. તેનું કાર્યાલય વર્ધામાં રાખવાનું ઠરાવવામાં આવ્યું. ડૉ. રાજેન્દ્રપ્રસાદને સમિતિના અધ્યક્ષ અને શ્રી. કાકાસાહેબ કાલેલકરને ઉપાધ્યક્ષ બનાવવામાં આવ્યા. આ સમિતિ દ્વારા ગાંધીજીએ સિંધ, ગુજરાત, મહારાષ્ટ્ર, મુંબઈ, વિદર્ભ-નાગપુર, બંગાળા, ઓરિસ્સા અને આસામ પ્રાંતોમાં હિંદી પ્રચાર સંગઠનના કામનો પૂરો ભાર શ્રી. કાકાસાહેબ કાલેલકરને સોંપ્યો. પાછળથી આ સમિતિનું નામ 'રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા' રાખવામાં આવ્યું. શ્રી. જમનાલાલજીએ આર્થિક મદદ કરી. પ્રાન્તોના કૉંગ્રેસી નેતા સમિતિમાં લેવાયા અને પ્રાન્તીય સંગઠન થવા લાગ્યાં અને પ્રાન્તોમાં તેજીથી પ્રચાર વધવા લાગ્યો.

સન ૧૯૩૭માં દેશમાં કૉંગ્રેસ-પ્રધાન-મંડળ રચાયાં અને રાષ્ટ્રભાષા પ્રચાર પ્રવૃત્તિને વધુ વેગ મળ્યો. મુંબઈ સરકારે હિંદુસ્તાની બોર્ડ સ્થાપ્યું જેના પ્રમુખ શ્રી. કાકાસાહેબ કાલેલકરને બનાવવામાં આવ્યા. પ્રાંતોમાં પ્રચારની સભાઓમાં હવે રાષ્ટ્રભાષા 'હિંદી' કે 'હિંદુસ્તાની' બન્ને નામથી બોલાવા લાગી. આથી સંમેલનના કેટલાક લોકોમાં અસ્વસ્થતા પેદા થઈ. તેને કારણે રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા, ના ગાંધીજી સમેત લગભગ બધા કૉંગ્રેસી સભ્યોએ શ્રી. ટંડનજીને લખીને પુછાવ્યું કે આ હાલતમાં તેઓ સમિતિમાં કેવી રીતે રહી શકે? છેવટે ૪થી ઑક્ટોબર ૧૯૪૦ની સમિતિની બેઠકમાં શ્રી. ટંડનજીના ઠરાવથી એમ નક્કી થયું કે સમિતિના સભાસદ બીજી સંસ્થાના સભાસદ રહી શકે છે, પરંતુ સમિતિના પદાધિકારી બીજી સંસ્થાના પદાધિકારી રહી શકે નહિ. તેથી શ્રી. કાકાસાહેબે સમિતિમાંથી રાજીનામું આપી દીધું.

૬

તે પછી સન ૧૯૪૧ના ડિસેંબર માસમાં હિંદી સાહિત્ય સંમેલને અબોહર (પંજાબ)ના પોતાના અધિવેશનમાં રાષ્ટ્રભાષા વિષે પોતાની નીતિ એક ખાસ ઠરાવ કરીને સ્પષ્ટ કરી. ઠરાવનો જરૂરી ભાગ નીચે આપવામાં આવ્યો છે:

"વાસ્તવિક રીતે ઉર્દૂ પણ હિંદીથી ઉત્પન્ન થયેલું અરબી-ફારસી મિશ્રિત એક રૂપ છે. હિંદી શબ્દની અંદર ઐતિહાસિક દૃષ્ટિથી ઉર્દૂનો સમાવેશ છે; પરંતુ ઉર્દૂની સાહિત્યિક શૈલી, જે થોડાક આદમીઓની છે, અત્યારે હિંદીથી એટલી બધી ભિન્ન થઈ ગઈ છે કે તેનું અલગ સ્થાન સંમેલન સ્વીકારે છે અને હિંદીની શૈલીથી ભિન્ન માને છે.

"હિંદુસ્થાની' કે 'હિંદુસ્તાની' શબ્દનો પ્રયોગ મુખ્યત્વે એટલા માટે થયા કરે છે કે તે દેશી શબ્દ-વ્યવહારથી પ્રભાવિત હિંદી શૈલી તથા અરબી ફારસી શબ્દવ્યવહારથી પ્રભાવિત ઉર્દૂ શૈલી, બન્નેનો એક શબ્દથી ઓળખને નિર્દેશ કરે. કૉન્ગ્રેસમાં, હિંદુસ્તાની એકેડેમીમાં અને કેટલાક સરકારી વિભાગોમાં આ જ અર્થમાં તેનો પ્રયોગ થયો છે અને થાય છે. કેટલાક લોકો આ શબ્દનો પ્રયોગ તે પ્રકારની ભાષાને માટે કરે છે જેમાં હિંદી અને ઉર્દૂ શૈલીનું મિશ્રણ હોય.

"આ રીતે નિશ્ચિત અર્થમાં ઉર્દૂ અને હિંદુસ્તાની શબ્દોનું ચલન છે. આ વિષયમાં સંમેલનનો કોઈ વિરોધ નથી. પરંતુ સંમેલન સાહિત્યિક અને રાષ્ટ્રીય બન્ને દૃષ્ટિથી પોતાના અને પોતાની સમિતિઓના કામમાં હિંદી શૈલીનો અને એને માટે હિંદી શબ્દનો જ વ્યવહાર અને પ્રચાર કરે છે."

૭

આ પ્રમાણે ગાંધીજીએ હિંદીની જે વ્યાખ્યા આપી હતી અને જે પ્રમાણે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવામાં આવતો હતો તે, સંમેલનના આ નિર્ણય પછી, અસંભવિત થઈ ગયો. પૂ. ગાંધીજી, શ્રી. જમનાલાલજી, શ્રી. રાજેન્દ્રપ્રસાદજી વગેરે બધા કોંગ્રેસી સભ્યોએ શ્રી. ટંડનજીને લખ્યું કે, અમારા અભિપ્રાય પ્રમાણે રાષ્ટ્રભાષા હિંદુસ્તાની છે અને તેના પ્રચાર માટે એક અલગ સંસ્થા સ્થાપવી જરૂરી છે. શ્રી. ટંડનજીએ, સંમેલનની કાર્યસમિતિના અભિપ્રાયથી, જવાબમાં જણાવ્યું કે, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિના સભાસદ રહેતા હોવા છતાં પણ તેઓ અલગ સંસ્થા સ્થાપી શકે છે. ફક્ત બંને સંસ્થાઓના પદાધિકારી એક જ ન હોય. તે દરમ્યાન ફેબ્રુઆરી ૧૯૪૨માં શ્રી. જમનાલાલજીનું આકસ્મિક મૃત્યુ થયું.

સને ૧૯૪૨માં ૫ મી મેએ ગાંધીજીએ 'હિંદુસ્તાની પ્રચાર સભા' વર્ધામાં સ્થાપી. સભાના સભાપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને ઉપસભાપતિ મહાત્મા ગાંધીજી ચૂંટાયા. સભાની સ્થાપનાનો ઉદ્દેશ નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યો:

"લોકોમાં રાષ્ટ્રભાષા ફેલાવવાનું કામ કરવાથી એ જાણવા મળ્યું છે કે, જે ભાષાને કોંગ્રેસે 'હિંદુસ્તાની'નું નામ આપ્યું છે તે ઓતપ્રોત થયેલી ઉર્દૂ–હિંદીનું સરળ રૂપ છે. આ તે ભાષા છે જે ઉત્તર હિંદુસ્તાનમાં બોલાય છે અને સમજાય છે અને જેને જ હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ લોકો ઘણુંખરું સમજે છે અને વાપરે છે. આનાં સાહિત્યિક રૂપ હિંદી અને ઉર્દૂ એકબીજાથી દૂર ખસ્યાં જતાં જાય છે. જરૂર એ વાતની છે કે આ બન્ને રૂપોને પણ એકબીજાની નજીક લાવવામાં આવે. દેશના તે હિસ્સાઓમાં, કે જ્યાં બીજી ભાષાઓ બોલાય છે, ત્યાં હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા પ્રમાણે ફેલાવવામાં આવે. તેટલા માટે અમે એક એવી સભા બનાવવા ઇચ્છીએ છીએ, જે સરળ હિંદી અને સરળ ઉર્દૂ બન્નેનો સાથે સાથે પ્રચાર કરે અને જેનો દરેક સભ્ય હિંદુસ્તાનીનાં આ બન્ને રૂપોને અને લિપિઓને જાણે અને જરૂરતને સમયે ઉપયોગ કરી શકે. આથી એક તો એ થશે કે આખા દેશમાં એક સરળ અને સાફ ભાષા ચાલશે; બીજું, રહેતાં રહેતાં આ સરળ ભાષામાં એવું સાહિત્ય પેદા થવા માંડશે જેમાં ઊંચા વિચાર અને ભાવોને પણ જાહેર કરવામાં આવશે."

(મૂળ હિંદુસ્તાની પરથી) કાકા કાલેલકર

(ચાલુ)

# સાભાર સ્વીકાર

भारती साहित्य संघ, अमदावाद, तरफथी :—

**રંગચુંદડી**: ચિત્રકાર શ્રી વ્રજલાલ ત્રિવેદીનો ચિત્ર-સંપુટ, કિં. ૩–૦–૦; **અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો**: લે૦ રામનારાયણ વિ. પાઠક, કિં. ૩–૦–૦; **રાષ્ટ્રપિતાનાં ચરણોમાં**: સંપા૦ કપિલરાય મ. મહેતા, કિં. ૧–૧૨–૦; **અલંકાર પ્રવેશિકા**: લે૦ ડોલરરાય રં. માંકડ, કિં. ૦–૮–૦; **મહાન વૈજ્ઞાનિકો, ખંડ બીજો**: લે૦ ડૉ. સુરેશ મં. ગોકાણી અને ડૉ. નરસિંહ મૂ. શાહ, કિં. ૧–૦–૦.

गुर्जर ग्रन्थरत्न कार्यालय, अमदावाद, तरफथी :—

**મરથી ગુજરાત**: લે૦ રસિકલાલ જે. જોશી, કિં. ૧–૦–૦; **ટોલ્સ્ટૉયની નીતિકથાઓ**: લે૦ રમણલાલ નાનાલાલ શાહ, કિં. ૦–૮–૦; **ચોથી ચોપડી**: ('ધૂમકેતુ' પ્રૌઢશિક્ષણમાળા – ૫) લે૦ ધૂમકેતુ, કિં. ૦–૧૦–૦; **રજકણ**: લે૦ ધૂમકેતુ, કિં. ૩–૦–૦; **વિજ્ઞાનવિનોદ**: લે૦ નવલકાન્ત નેમચંદ ભાવસાર, કિં. ૦–૧૨–૦; **સ્વપ્નદ્રષ્ટા**: લે૦ કનૈયાલાલ માણેકલાલ મુનશી, કિં. ૫–૦–૦; **સૌરાષ્ટ્રની રસધાર ભા. પમો**: લે૦ ઝવેરચંદ મેઘાણી, કિં. ૩–૦–૦.

अन्य प्रकाशको तरफथी :—

**જ્ઞાનયોગી ચંદુભાઈ સાથેનો અધ્યાત્મ વાર્તાલાપ**: સંપાદક શ્રી નારુશંકર મ. ભટ્ટ, સંપા૦ સદ્ગત શ્રી વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; પ્ર૦ રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, કિં. ૩–૦–૦; **માનવતાનું મીઠું જગત**: પ્રવચનકાર મહારાજશ્રી નાનચંદજી, સંપા૦ સંતબાલ, પ્ર૦ છોગાલાલ કપૂરચંદ ગાંધી, સાંભળી, કિં. ૨–૦–૦; **આત્મગુંજન**: કર્તા કિસ્મત કુરેશી, પ્ર૦ શાન્તિલાલ ભોગીલાલ પારેખ, ભાવનગર, કિં. ૦–૮–૦; **પંચભૂત**: અનુ૦ નગીનદાસ પારેખ, પ્ર૦ કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં. ૨–૮–૦.

# નવો રાષ્ટ્રીય મોરચો

દેશ સ્વતંત્ર થવાથી બધી જ બાબતોની સિકલ ફરી ગઈ છે, તેમ જ રાષ્ટ્રના રચનાત્મક કાર્યક્રમની જૂની હતી તે ભૂમિકા પણ પલટાઈ ગઈ છે. પરંતુ આ મોટું પરિવર્તન જેટલું જોઈએ તેટલું ધ્યાનમાં આવ્યું નથી. એક દાખલો ટાંકીને આ બતાવું.

કૉલેજના છેલ્લા વર્ષમાં ભણતો એક વિદ્યાર્થી વાતચીતના એક પ્રસંગ દરમિયાન કહે, 'હવે ખાદી ક્યાં રહી! હવે તો સ્વરાજ આવી ગયું.' એને મન —અને એની જ પેઠે અનેક લોકોને મન—ખાદી સ્વરાજ લાવવાને માટેના સાધન તરીકે હતી. સ્વરાજ આવી ગયું, પછી એનું સ્થાન ક્યાં રહ્યું? અને એ ન સમજાય તો પછી ખાદીકાર્ય શી રીતે આગળ વધે? સ્વરાજમાં પણ ખાદીને ક્રાંતિકારી સ્થાન છે એ જ્યાં સુધી ન બતાવી શકીએ—લોકમાનસ પર ન ઠસાવી શકીએ, ત્યાં સુધી એ આગળ ન વધી શકે. કાર્યને માટે જરૂરી ભાવનાની ભૂમિકા ન રહે તો કાર્ય આપોઆપ બંધ થઈ જાય એ ઉઘાડું છે. રચનાત્મક કામોમાં આવું ઘણું થવાનો સંભવ છે. તેથી તેની નવી ક્રાંતિકારી ભૂમિકા દેશે વિચારી લેવાની રહે છે. આ વસ્તુની લોકકેળવણી કરવામાં નહિ આવે તો દેશનું પુનર્ઘટનાનું કામ મંદ પડશે.

આ બાબતમાં એક બીજી વસ્તુ પણ વિચારવાની છે. રચનાત્મક કાર્યો અને ખાદી પાછળ તેજ, સ્વરાજ મેળવવું છે—તેને માટે સત્યાગ્રહ કરવો છે, એ હતું. બધાં જ રચનાત્મક કાર્યોની ભૂમિકામાં આની ઝળક હતી. આથી તે બધાં એક માળાના મણકા જેવાં લાગતાં હતાં. સ્વરાજ આવી જવાથી એ ઝળક રહી નહિ. પરિણામે આ બધાં કામો આજે તૂટેલી માળાના વેરાયેલા મણકાના જેવાં લાગે છે. કૉંગ્રેસની અંદર જ એ કામો વિષે એકદૃષ્ટિ, એકનીતિ, એકસમજ જણાતી નથી. રાષ્ટ્રીય સ્વતંત્રતાની પ્રાપ્તિની સર્વ-સમાન ગરજ અને મુખ્ય મુદ્દા આગળ દૃષ્ટિભેદો અને સમજફેરો દબાઈ જતા હતા—તેમને ઉપર કે આગળ આણવામાં કશો લાભ જણાતો નહોતો. સ્વરાજ આવતાં તે દબાણ દૂર થઈ ગયું. પરિણામે કૉંગ્રેસમાં જાત જાતની ખેંચાખેંચી છે એમ દેખાતું થયું. કૉંગ્રેસ સત્તા ઉપર આવી તેથી અંદરોઅંદર કેટલીક ખેંચાખેંચી અને પક્ષાપક્ષી ઊભી થઈ હશે. પરંતુ ઉપરનું દબાણ દૂર થવાથી આપોઆપ પણ ઊભી થઈ છે. સ્વરાજ આવતા સુધી કૉંગ્રેસ બધા પક્ષોને પોતામાં સંઘરી શકતી. તેમાં મૂડીદારો ને મજૂરો, હિંદીવાળા અને હિંદુસ્તાનીવાળા, ખાદી-ગ્રામોદ્યોગવાળા અને યંત્રો-દ્યોગવાળા, સમાજવાદી અને ગાંધીવાદી—બધા જ ભેગા હતા. કૉંગ્રેસ તથા સમાજવાદીઓ હવે જુદા પડે છે તે પણ ઉપરનો જ મોટો ભૂમિકા-ફેર થવાને લઈને. ગઈ કાલ સુધી બધા પક્ષોએ મળીને ત્રીજો ત્રાહિત પરદેશી રાજકર્તાને દૂર કરવાનો હતો; તે દૂર થવાથી હવે પક્ષોને અંદરઅંદર બાંધનારે કયું તત્ત્વ રહ્યું? આ સવાલ છે. એ સવાલના યોગ્ય અને સાચા ઉત્તર ઉપર હિંદ સ્વરાજનું અને રચનાત્મક કામોનું ભાવી અવલંબે છે. અથવા બીજી ભાષામાં કહું તો દેશનાં રચનાકાર્યોને એકસૂત્ર કરનારું મહા-રચનાકાર્ય હતું સ્વરાજની લડત. તેનાથી છૂટાં છૂટાં બધાં કાર્યો તેજસ્વી બનતાં, ક્રાંતિકારી લાગતાં, પ્રેરક બનતાં. હવે શેનાથી એમ થશે? હવે એ ખૂટતું તેજ —એ ખૂટતો માળાનો મેળ ક્યાંથી મળવાનો? એનો જવાબ સાફ છે.

સ્વરાજની લડત યશસ્વી થવાથી તેની જગાએ સ્વરાજના સંચાલનની જવાબદારીનું નવું કામ આપોઆપ આવી જાય છે. તેથી લડતના સ્થાને આ નવી જવાબદારી સહેજે આવીને બેસી જાય છે. તેમાં પૂરી શક્તિ છે કે તે ખૂટતું તેજ અને પૂર્ણ પ્રેરકતા આપી શકે. તો પછી વીખરાતા પક્ષો અને દૃષ્ટિરહિત લાગતાં રચનાકાર્યો તેવાં નહિ રહે. પક્ષો હશે તોપણ તે સમગ્રની દૃષ્ટિએ કામ કરશે. રચનાકાર્યોની જરૂર હવે સવિશેષ છે એમ સમજાશે અને તેમનું સ્વરૂપ સંકુચિતતાથી નહિ, પણ સમગ્ર દેશના બધાના વિકાસની સર્વોદય-દૃષ્ટિથી વિચારાશે. નાના મોટા વિચારભેદો આ ભૂમિકામાં હશે તો તે મદદરૂપ અને પ્રગતિકર બનશે. તેને બદલે જો આ વિશાળ સર્વોદયી ભૂમિકા ન જન્મી તો હિંદમાં તો જૂનો ઇતિહાસ માંહેમાંહે-યાદવી અને તડાતડીનો છે જ. અને હિંદુઓની નાતની વાડાબુદ્ધિ અને ઊંચ-નીચભાવનું ઝેર એવાં ઊંડાં છે કે તે પ્રજાશરીર પર ચડી વાગશે. આમ ન થવા દેવું એ મોટું નવું રચના-કાર્ય છે અને તે દેશના બધા જ પક્ષોને એકસમાન ભૂમિકા પર કામ કરતા કરવાને માટે બસ થાય

એવું છે. લડતકાળમાં જે એકતા હતી — ખભેખભા મિલાવીને કામ કરી શકાતું હતું, તેવું જ આજે કરવાનું શીખું જ છે. તે દૃષ્ટિ અને સમજ હવે પ્રજામાં ઝટપટ જાગ્રત કરવી જોઈએ. રચનાત્મક કાર્યક્રમનાં અનેક કામો એવી લોકકેળવણી સાધવાને માટે ઉત્તમ સાધનો છે.

૫-૪-'૪૮ મગનભાઈ દેસાઈ

# નવાં અંદાજપત્રો

દર સાલ ફેબ્રુઆરીને અંતે પ્રાન્તિક અને મધ્યસ્થ ધારાસભાઓમાં નવાં અંદાજપત્રો રજૂ થાય છે. તે વખતે કરવેરામાં નવા ફેરફારો જાહેર થતા હોવાથી સામાન્ય માણસને પણ તે જાણવાની જરૂર પડે છે. તે છાપાં ઉપરથી ન જાણે તો રોજના વપરાશની કોઈ વસ્તુ મોંઘી-સસ્તી થાય તે ઉપરથી તેને જાણ થાય છે. છાપાં વાંચનાર અને રેડિયો સાથે સંબંધ રાખનાર તરત આવી વસ્તુઓ જાણી લે છે. બીજા તેને તરત ન જાણે તોપણ એ ફેરફારને રોજ-બ-રોજના જીવન સાથે સંબંધ હોવાથી તેમને વહેલામોડા જાણવાની જરૂર પડે છે. પહેલાંના વખતમાં આવા ફેરફારો દર વરસે થતા નહિ. આજે પણ ઘણાં 'દેશી' રાજ્યોમાં એમ થતું નથી. એટલે એ પરિસ્થિતિમાં અંદાજપત્ર કેવું થયું એ કોઈ જાણવા માગતું નથી. પણ પ્રાન્તિક અને મધ્યસ્થ સરકારનાં અંદાજપત્રોમાં શું આવ્યું એ જાણવાની દરેકને જરૂર પડે છે. આ સાલનાં નવાં અંદાજપત્રોની મહત્ત્વની બાબતો નીચે પ્રમાણે છે:

૧

**મધ્યસ્થ સરકારનું અંદાજપત્ર**

**૧૯૪૮-૪૯**

| | રૂ. લાખમાં |
|---|---|
| ખર્ચ | ૨૫,૭૩૭ |
| આવક | ૨૩,૦૫૨ |
| ખોટ | ૨,૬૮૫ |
| નવી રાહતો આપવાથી આવનારી ખોટ | ૬૪૬ |
| કુલ ખોટ | ૩,૩૩૧ |

આ ખોટ પૂરવાની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી છે:

| | | |
|---|---|---|
| નવા કરવેરામાંથી આવક | ૧,૭૭૨ | લાખ રૂ. |
| રેલવેમાંથી | ૪૫૦ | " |
| કંપનીઓના વેરાની જમા પડેલી રકમ | ૧,૦૦૦ | " |
| | ૩,૨૨૨ | " |

આ રીતે આવક ઉમેરતાં છેવટે ૧૦૯ લાખ રૂપિયાની બાકી ખોટ અંદાજવામાં આવી છે. પેટા સમિતિની ભલામણો મુજબ પાછળથી કરવામાં આવેલા સુધારા અનુસાર બાકી ખોટ રૂ. ૧૦૯ લાખને બદલે ૨૧૩ લાખની થશે.

સરકારી કરજ રૂ. ૨,૨૩૧ કરોડનું છે. તેમાંથી તેની સામેની અસક્યામતો બાદ કરતાં ચોખ્ખું દેવું રૂ. ૮૬૪ કરોડનું રહે છે અને તે કુલ રાષ્ટ્રીય આવકના ૫૦ ટકા જેટલું થાય છે. અમેરિકા અને ઇંગ્લન્ડ જેવા યુદ્ધમાં સંડોવાયેલા દેશો કરતાં તે ઓછું છે. (અમેરિકામાં રાષ્ટ્રીય આવકથી દોઢું અને ઇંગ્લન્ડમાં ત્રણ ગણું છે.) છતાંય આપણે ત્યાં ઉપરના કરજ પરનો વ્યાજનો બોજો સરકારની મહેસૂલી આવકના ૧૦½ ટકા જેટલો થાય છે.

નિર્વાસિતોને રાહત આપવા અને પુનર્વસવાટ કરાવવા માટે રૂ. ૩૦ કરોડ જેટલો ખર્ચ થશે.

દેશના રક્ષણ માટે લશ્કરી ખર્ચ રૂ. ૧૨૧ કરોડનો થશે, જે સરકારી કુલ ખર્ચના ૪૭ ટકા જેટલો થાય છે. દેશની અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ સુધરે તો જ આ ખર્ચમાં ઘટાડો થાય અને બીજાં વિશેષ ઉપયોગી કામો માટે પૈસા ખરચી શકાય.

આ બધા ખરચોને પહોંચી વળવા માટે જે નવા કરવેરા નાખવાનું નક્કી થયું છે તેમાં બે બાબતો ખ્યાલમાં રાખવામાં આવી છે:

૧. ૧૯૪૭-૪૮ના અંદાજપત્રની રૂએ ઉદ્યોગો ઉપર પડતા બોજામાંથી ઉદ્યોગવાળાને કંઈક રાહત આપવી.

૨. ગરીબ વર્ગો ઉપર વધુ બોજો ન પડે એવી રીતે ખાધ પૂરવાનો પ્રયત્ન કરવો.

પહેલો હેતુ ખ્યાલમાં રાખવા જતાં એકંદરે ખોટની રકમ વધી છે; અને અંદાજપત્રોની પેટા સમિતિએ સૂચવેલા ફેરફારો મુજબ કરવેરામાં ફેરફારો કરવાથી ખોટ એથી પણ વધી છે.

હવે પેટા સમિતિની ભલામણો વિચારીને ધારાસભાએ મંજૂર કરેલા અંદાજપત્ર મુજબ કરવેરામાં મહત્ત્વના ફેરફારો કેવી જાતના કરવામાં આવ્યા છે તે જોઈએ:

૧. આવક-વેરા માટે ઓછામાં ઓછી મર્યાદા રૂા. ૨૫૦૦ની છે તેને બદલે રૂા. ૩૦૦૦ની થઈ.

૨. બાર ડઝન દીવાસળી ઉપર રૂા. ૧-૧૨-૦ જકાત પડે છે તેને બદલે રૂા. ૨-૮-૦ થયા.

૩. સોપારી પરની જકાત રદ થઈ. તમાકુ અને સિગારેટો પર વધી.

૪. ચા, કૉફી પર રતલે બે આના જકાત લેવાય છે તેને બદલે ત્રણ આના થયા.

૫. ટપાલખાતામાં કાગળો કે પૅકેટો રજિસ્ટર કરવાનો દર ત્રણ આના છે તે ચાર આના થયો.

૬. વનસ્પતિ-તેલ (નકલી ઘી) પર હંડ્રેડવેટે રૂા. ૭ જકાત પડી.

૭. સરકારે માન્ય કરેલી સંસ્થાઓને રૂા. ૨ાા લાખ સુધી દાન આપવામાં આવે તો તે પર આવકવેરો નહિ લેવાય. આ રકમ કરપાત્ર આવકના ૫૦ ટકાથી વધુ ન હોવી જોઈએ એવી મર્યાદા મૂકેલી છે.

૮. વેપારી નફા પરનો વેરો, વિશેષ આવકવેરો, જેવા કરો માટે જે મર્યાદાઓ અગાઉ હતી તે વધારીને વેપારીઓને અને કંપનીઓને રાહત આપવામાં આવી છે.

આ રીતે ઉદ્યોગધંધા કરનારાને રાહત આપવામાં આવી છે અને સામાન્ય માણસ ઉપર વધુ બોજો નાખવામાં નથી આવ્યો. આથી મૂડીદારોને તાત્કાલિક દૂર કરવાની હિમાયત કરનારાઓને સંતોષ થાય તેવું અંદાજપત્ર નથી. પરંતુ જ્યાં સુધી ખાનગી ઉદ્યોગધંધાને સમાજની આર્થિક રચનામાં સ્થાન છે ત્યાં સુધી બીજી રીતે યોજનાઓ ઘડવી વહેવારુ નથી.

૨

## મુંબઈ પ્રાંતનું અંદાજપત્ર

મુંબઈ સરકારના અંદાજપત્રમાં અવનવું ઓછું છે, પણ તેમાં ગ્રામવિકાસ માટે સારી રીતે જોગવાઈ રાખેલી છે. તેના આવક-ખર્ચનો અંદાજ ૧૯૪૮-૪૯ માટે નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે:

| | | |
|---|---|---|
| ખર્ચ | રૂા. ૪,૪૦૨ | લાખ રૂા. |
| આવક | ૪,૧૩૮ | " |
| ખાધ | ૨૬૪ | " |

શિક્ષણ જેવાં પ્રજાઘડતરનાં કામો માટે આમાંથી નીચે મુજબ ખર્ચ થશે:

| | ૧૯૪૭-૪૮ | ૧૯૪૮-૪૯ | વધારો (લાખ રૂ) |
|---|---|---|---|
| શિક્ષણ | ૬૨૦ લાખ રૂા. | ૭૯૩ | ૧૭૩ |
| તબીબી | ૧૪૦ " | ૧૫૬ | ૧૬ |
| જાહેર સુખાકારી | ૧૧૪ " | ૧૪૦ | ૨૬ |
| પશુચિકિત્સા | ૧૪ " | ૧૮ | ૪ |
| સહકારી પ્રવૃત્તિ | ૫૦ " | ૬૩ | ૧૩ |
| ઉદ્યોગો | ૪૦ " | ૬૬ | ૨૬ |
| | | કુલ | ૨૫૮ |

ગામડાંની ગ્રામપંચાયતોને સ્થાનિક જમીનમહેસૂલની આવકમાંથી ૧૫ ટકા જેટલી રકમ સ્થાનિક કામોમાં ખરચવા માટે મળશે. તે મદદ આશરે રૂા. ૨૫ લાખની થશે.

આ ઉપરાંત પુનર્ઘટનાની યોજના મુજબ કૂવા, નહેરો બંધાશે અને વાહનવ્યવહારની સગવડો વધારવામાં આવશે તથા ઔદ્યોગિક અને ગ્રામજીવનની ખિલવણી કરવામાં આવશે. તે ખાતે આશરે રૂા. ૨૦ કરોડ ખરચવાની અલગ જોગવાઈ કરવામાં આવી છે.

સરકારે સંપૂર્ણ દારૂબંધી કરવા માટે ક્રમિક દારૂબંધીની યોજના કરી છે. તે મુજબ દારૂની જકાતમાંથી વાર્ષિક આશરે રૂા. ૯ કરોડની થતી આવક દર વરસે ઓછી થતી જશે. તેને પહોંચી વળવા માટે અને નવાં પ્રજાને ઉપયોગી કામો કરવા માટે થોડા નવા કરવેરા નાખવામાં આવ્યા છે. તેની મહત્ત્વની વિગતો નીચે મુજબ છે:

૧. મોજશોખની ચીજો પરનો વેરો બમણો કર્યો.

૨. રૂબજારના સોદાઓ પર વેરો નાખ્યો (૫૦ ગાંસડીએ ચાર આના).

૩. ઘોડદોડની શરતો પરનો વેરો ૧૨½ ટકા વધાર્યો.

૪. સિનેમા જેવા મનોરંજન કાર્યક્રમો પરનો વેરો ૨૫ ટકા વધાર્યો.

૫. પેટ્રોલ પરના વેચાણવેરામાં ૬¼ ટકાનો વધારો કર્યો.

આ વેરાઓ સામાન્ય રીતે ગરીબ માણસો ઉપર પડે તેવા નથી. તેમાંથી આશરે રૂા. ૧ કરોડની આવક થશે.

ઉપરનાં બન્ને અંદાજપત્રોમાં મુંબઈનું અંદાજપત્ર ગ્રામવિકાસ અને પ્રજાઘડતરની દૃષ્ટિએ વધારે આશાભર્યું લાગે છે. મધ્યસ્થ સરકાર લશ્કરી ખર્ચના ભારે બોજામાંથી મુક્ત નહિ થાય ત્યાં સુધી બીજાં કામો માટે તેને પૈસાની તંગી જ રહેશે.

[વિ૦

# ખોડવાળાં બાળકોની કેળવણી

ઇંગ્લંડમાં વર્ષોથી પ્રાથમિક કેળવણી ફરજિયાત છે. ફરજિયાત કેળવણીના કાયદામાં સુધારા વધારા કરી નવો કાયદો ૧૯૪૪માં પસાર કરવામાં આવ્યો. આ કાયદાને આધારે દરેક પ્રકારની ખોડખાંપણવાળા વિદ્યાર્થીને પણ યોગ્ય હદે કેળવણી આપવાનો પ્રબંધ સ્થાનિક કેળવણી ખાતાને કરવાનો છે. આ ખાતાંઓને માર્ગદર્શન આપવા 'Special Educational Treatment' નામની નાની પુસ્તિકા બ્રિટિશ સરકાર તરફથી બહાર પડી છે. આપણે ત્યાં ફરજિયાત પ્રાથમિક કેળવણીનાં મંડાણ થઈ રહ્યાં છે. એટલે આ વિષયમાં રસ લેનાર શિક્ષકવર્ગ તેમ જ કેળવણીકારોનું ધ્યાન ખેંચવા તેનો સારભાગ અત્રે આપ્યો છે.

રોગ, અપંગતા કે ખોડખાંપણ ઇત્યાદિને કારણે સામાન્ય શાળામાં મળતી કેળવણી જે બાળક ન લઈ શકે તેમ હોય તેમને માટે, તેમની ખોડ પ્રમાણે, ચોક્કસ પ્રકારની ખાસ કેળવણી આપવાનો પ્રબંધ કરવો જોઈએ, એ સરકારની ફરજ છે. આવાં વિદ્યાર્થીઓના શિક્ષણનો વિચાર નીચેના મુદ્દા તળે વિચારી શકાય:

૧. વર્ગીકરણ.
૨. શિક્ષણની વ્યવસ્થા.
૩. શિક્ષકો.
૪. પરિણામ.

ખોડખાંપણવાળા બાળકોનું વર્ગીકરણ નીચે મુજબ કરવામાં આવેલ છે:

૧. અંધ.
૨. ઓછું દેખતાં
૩. બહેરાં
૪. ઓછું સાંભળતાં.
૫. નબળા બાંધાના.
૬. મધુપ્રમેહનાં રોગી.
૭. માનસિક નબળાઈવાળાં.
૮. વાઇયાતાં બાળકો.
૯. અસ્થિર મનવાળાં.
૧૦. અંધ કે બહેરાં ન હોય પરંતુ બીજા જ પ્રકારની ખોડવાળાં.
૧૧. વાણીની ખોડવાળાં.
૧૨ એક કરતાં વિશેષ ખોડ હોય તેવાં બાળકો.

ઉપર જણાવેલાં તમામ પ્રકારનાં બાળકોને જુદાં જુદાં તારવી કાઢવામાં વિદ્યાર્થીનાં માબાપ, શિક્ષક, કુટુંબના દાક્તર, શાળાના દાક્તર તેમ જ અન્ય અનુભવી જાણકાર માણસોના સહકારની જરૂર પડે છે. શિક્ષકને તેની પાસે ભણતાં બાળકમાં કોઈ પણ પ્રકારની ખોડ છે એવો વહેમ આવે ત્યારે તેણે શું કરવું જોઈએ તે સંબંધી કેળવણી ખાતા મારફત તેને સ્પષ્ટ દોરવણી મળવી જોઈએ. પોતાનાં બાળકમાં ખોડ હોવાનો વહેમ આવે તે પ્રસંગે માબાપ પણ યોગ્ય સ્થળેથી દોરવણી મેળવી શકે તેનો પ્રબંધ પણ થવો જોઈએ આવી વ્યવસ્થાથી કેટલાંક બાળકોની ખોડ નાનપણમાં જ સારવારથી સુધરી જવાનો સંભવ રહે છે. વળી માબાપ પણ પોતાનાં છોકરાંની ખોડ જાણતાં થાય તો તેની કેળવણીમાં વિશેષ રસ લઈ શકે અને ખોડીલાં બાળક પ્રત્યે કેમ વર્તવું તે સમજી શકે.

### શિક્ષણની વ્યવસ્થા

જિલ્લા દીઠ ચોક્કસ પ્રકારની ખોડવાળાં બાળકો કેટલાં છે તે નક્કી કર્યા બાદ જ વ્યવસ્થા વિચારી શકાય. સંખ્યા વધારે હોય તો તે જિલ્લામાં તેવાં બાળકો માટે શાળા જોઈએ જ. ઓછી સંખ્યા હોય તેવાં બાળકો માટે ત્રણ ચાર જિલ્લા મળીને શાળા ઊભી કરી શકે. વાઇયાતાં અને મધુપ્રમેહ ('D. Malletus અને Insipidus બંને )નાં દરદી બાળકો માટેની શાળા હોસ્પિટલ યુનિટનો એક ભાગ તરીકે રાખી શકાય, જ્યાં તેમના ખોરાક ઉપર પૂરતી દેખરેખ રહી શકે. વિદ્યાર્થી તંદુરસ્ત થાય ત્યારે તે ત્યાંથી પોતાને ગામ જઈ સામાન્ય શાળામાં ભણે.

બાળકોની ખોડ સ્થાનિક શિક્ષકના ધ્યાન પર આવે અને તે શિક્ષક તે બાળકની કેળવણીમાં રસ લે તો તેને તેમાં ઉત્તેજન આપવું; શિક્ષણ અંગે જોઈતાં સાધન તેને પૂરાં પાડવાં. કેટલેક સ્થળે સામાન્ય શાળા સાથે ખોડવાળાં બાળકોના વર્ગો ચલાવી શકાય. નબળા બાંધાનાં બાળકો માટે છાત્રાલયની વ્યવસ્થાવાળી શાળા જોઈએ, જ્યાં પૌષ્ટિક ખોરાક મળી રહે તેવી વ્યવસ્થા હોય. શાળામાં પણ શિક્ષણના સમય દરમિયાન આરામના સમયની વ્યવસ્થા હોય.

### શિક્ષકો અને તેમની તૈયારી

અંધ અને બહેરા વિદ્યાર્થીઓના શિક્ષકોએ ખાસ શિક્ષણ લેવાની જરૂર પડે છે. શિક્ષકોને તાલીમ આપવાની યોગ્ય વ્યવસ્થા કર્યા બાદ તેમનો પ્રશ્ન પતી જાય છે. બીજા પ્રકારનાં બાળકોના શિક્ષકો માટે ખાસ પ્રકારની તાલીમની વ્યવસ્થા કરવી મુશ્કેલ છે. એટલે સામાન્ય શિક્ષકોમાંથી જેમને આવાં કામ માટે રસ હોય તેમને આ કામ સોંપવું જોઈએ. સંભવ છે કે બહુ સારું પરિણામ ન આવે છતાં આવું શિક્ષણ આપવાના કરેલા પ્રયત્નને પરિણામે ઘણું જાણવાનું મળી રહેશે. એ પ્રયત્ન જ ભવિષ્યમાં શું કરવું તે બતાવશે.

### પરિણામ

આ બધી વ્યવસ્થાને અંગે કેવા પરિણામની આશા રાખી શકાય એ પ્રશ્ન સહેજે ઊઠે.

કેટલાંક બાળકો સ્વતંત્ર રીતે રહી શકે અને પોતાના પગ ઉપર ઊભા રહે તેવાં બનશે. કેટલાંક તો એવાં જ રહેશે કે જેમને જન્મભર બીજાના ઉપર જ નભવું પડે પરંતુ આવાં બાળકો પણ શિક્ષણથી જેમના ઉપર તે નભતાં હોય તેમને ભારરૂપ અને ત્રાસરૂપ નહિ થઈ પડતાં, તેમનો ભાર કંઈક હળવો કરવામાં શક્તિ મુજબનો ફાળો આપશે. ખોડવાળાં બાળકો મગજનું સમતોલપણું કેળવે, પોતાને માટે બીજા કરી છૂટે છે તેનું ભાન કેળવે અને પોતાની તેમના પ્રત્યેની ફરજોનો વિચાર કરતાં થાય તો તે પરિણામ ઓછું ન ગણાય.

બંસીલાલ ગાંધી

# 'લેસે-ફેર' અને 'નૂતન શિક્ષણ'વાદ

['નૂતન શિક્ષણ' કે 'નવી કેળવણી'ના નામથી ચાલતી શિક્ષણ-વિચારણા અંગે એક નોંધ કેટલાંક વરસ ઉપર લખેલી તે આજે પણ રજૂ કરવા જેવી લાગે છે, તેથી તે નીચે ઉતારું છું. શિક્ષણ ને તેની પદ્ધતિ એ પણ એક સામાજિક પ્રવૃત્તિ હોઈને, તેની વિચારણાનાં મૂળ પણ સામાજિક ફિલસૂફીની વ્યાપક નજરે જોવાં જોઈએ; આ કામ ઇતિહાસ અને ફિલસૂફીનું છે — નર્યું શિક્ષણશાસ્ત્રનું નથી. આ નોંધ એ રીતે વિચારાય એવી વિનંતીની સાથે નીચે ઉતારું છું. મ૦]

'શિ૦ સા૦'ના એક અંકમાં 'એક શિક્ષકે' 'શાળામાં રસોપાસના' મથાળે પોતાની એક બે વર્ષ જૂની ચર્ચા, તેના પરના ચર્ચાપત્રના સ્પષ્ટીકરણ મિશે, આગળ ચલાવી હતી. તે તરફ અભ્યાસી શિક્ષકોનું લક્ષ ગયું હશે, એમ માનું છું. નહિ તો, તે ચર્ચા જોવા ભલામણ કરું છું. એ બાબત મને એક બીજો મુદ્દો વિચાર માટે મૂકવા જેવો લાગે છે.

કોઈ પણ બાબતમાં જો સ્વૈર સ્વતંત્રતાથી ચાલીએ, તો આપમેળે તે બાબત વ્યવસ્થિત થાય, એ પ્રકારની સ્વયંશક્તિ માનવ-સમાજતંત્ર વિષે માનીને યુરોપના અર્વાચીન ઇતિહાસમાં તેનો આર્થિક અને રાજકીય ક્ષેત્રમાં કાંઈક અમલ થયેલો જોવા મળે છે. એને આર્થિક ક્ષેત્રમાં 'લેસે-ફેર' — સ્વયંવ્યવસ્થિતિનો ન્યાય કહ્યો છે. આ માન્યતાની પાછળ એક પ્રકારની શ્રદ્ધા રહેલી છે. જગતની વ્યવસ્થા આપમેળે બરોબર થાય, એવી એ શ્રદ્ધા લાગે છે. વિશ્વ એક વ્યવસ્થિતિ છે, અંધાધૂંધી અરાજક નથી, એ પ્રકારના તત્ત્વજ્ઞાન કે ધર્મશિક્ષણમાંથી અજાણ્યે સૂઝેલી એ શ્રદ્ધા હોય.

ઉપરની શ્રદ્ધામાંથી લોભી યુરોપે ૧૮-૧૯મા સૈકામાં 'સ્વૈર વ્યાપાર'ની આર્થિક નીતિ ગ્રહણ કરી. જેને જેમ ફાવે તેમ, પોતાના લોભને તોષવાનું જ તે ઉપર નિયંત્રણ — એ રીતે યુરોપ જગતનો વેપાર લૂંટવા મંડી પડ્યું. એશિયા, આફ્રિકા, દક્ષિણ અમેરિકા, ઑસ્ટ્રેલિયા પછાત હોઈને આ નવા સ્વૈરવિહરણમાં પડી શકે તેવી દશામાં નહોતાં. તેથી યુરોપનો સ્વૈરવેપાર અમુક કાળ રૂડો લાગ્યો: સ્વૈર-વ્યવસ્થિતિની શ્રદ્ધા સફળ દેખાઈ. પણ ખરું જોતાં તેમાં યુરોપનાં આગેવાન રાષ્ટ્રો અંદરઅંદર પડાપડી જ કરતાં હતાં.

આ પડાપડીમાંથી રાજકીય વ્યવસ્થાનો સિદ્ધાંત બરોબર કરવામાં આવ્યો; તે બળ-તુલાનાં બેઉ પલ્લાં બરોબર રાખવાનો. આ જ સિદ્ધાંતને આજ સુધી યુરોપ અનુસરે છે. ફ્રાન્સ માતબર થઈ બળવાન બને, તો ઇંગ્લન્ડ જર્મની એક બની તેને સમબળ થાય. જર્મની જબરું બને તો આજ રશિયા કે જે મળે તેને પડખે લઈ સમતુલા સચવાય.

અને એ રીતે શ્રદ્ધા બની કે, આ સમતુલા પદ્ધતિથી (Balance of Power) કામ લેતાં શાંતિ સચવાશે. આ એક પ્રકારની રાજકીય સ્વૈર-વ્યવસ્થિતિની જ શ્રદ્ધા હતી. પણ, ખરું જોતાં, તેથી વેપારની જેમ રાજકારણ પણ સતત અથડામણ અને સંશય તથા પરસ્પર અવિશ્વાસ ને વ્યૂહબંધીનું જ બાળું બની ગયું. તેમાં અમુક દેશોને સપડાવું જોઈએ; અમુક તેમને સપડાવનાર હોવું જોઈએ. અને આ વ્યવસ્થિતિ સારી છે, ઉત્તમ છે, એવી મનઃસૃષ્ટિ પણ લેખકોએ રચી, લોકનાં મનને ઘેનાવ્યાં ને અવળે પાટે પણ ચડાવ્યાં. છતાં મૂઢરૂપે જગતે માન્યું તો એમ કે, આપણું કામ ઠીક ચાલે છે; સંસ્કૃતિ આગળ ખીલે છે.

આ સ્વૈર-સિદ્ધિવાદની સામે હવે યોજનાવાદ દેખાવા લાગ્યો છે. માણસે બધી પાસથી વિચાર કરી યોજના કરવી જોઈએ; એની મેળે સૌ થઈ રહેશે નહીં. એ પ્રકારની માન્યતા આ નવા યોજનાવાદ પાછળ રહેલી લાગે છે. પરંતુ એ વાદનાય મૂળમાં માનવમાત્રના સર્વોદયની ભાવના જો ન હોય, તો પરિણામે તે વાદ વધારે નિષ્ઠુર ને ભયાનક થવા પૂરો સંભવ છે. આજના યુદ્ધ પાછળ યુરોપના વિવિધ યોજનાવાદ કાંઈક તો છે જ; ત્યારે યુદ્ધ પણ કેવું સર્વભક્ષી બન્યું છે?

આ બધું કહીને મારે જે વાત સૂચવવી છે તે એ કે, 'નવી કેળવણી' નામથી ચાલતી ચળવળ પાછળ એક પ્રકારનો શૈક્ષણિક સ્વૈર-વ્યવસ્થિતિ-વાદ તો નથી? બાળક એની મેળે તો બરોબર રસ્તે જ જાય; બહારનાં બીજાં કારણો જ તેને બગાડે છે કે અન્યગામી કરે છે — આને કેળવણીનો સ્વૈર-વિકાસવાદ ન કહેવાય? યુરોપના સ્વૈર-વેપાર-વાદનો ઇતિહાસ આમાં પણ આપણને કાંઈક બોધ આપી ન શકે?

૨૦-૩-'૪૨ મગનભાઈ દેસાઈ

# શ્રી સ્વામીનારાયણની મનોવેદના

પચીસેક વરસ ઉપર ઉમરેઠના સ્વામીનારાયણ મંદિરમાં બનેલો એક પ્રસંગ મને યાદ આવે છે. ત્યાંનો એક મોચી સ્વામીનારાયણ ધર્મ પાળતો અને મંદિરમાં દર્શન કરવા નિયમિત જતો. હંમેશાં તે પગથિયાં આગળ નીચે ઊભો રહી ભાવભર્યાં દર્શન કરતો, 'સ્વામીનારાયણ'ની ધૂન મચાવતો અને કીર્તન ગાતો પાછો ફરતો. એક દિવસ દર્શન કરતાં તે ભક્તિરસમાં તરબોળ બન્યો અને કીર્તનમગ્ન હાલતમાં ભૂલથી એક બે પગથિયાં ચઢી દર્શન કરવા લાગ્યો. કોઈ સત્સંગીએ આ જોયું એટલે બધા ટોળે મળી મોચીને ઠપકો આપતા કહેવા લાગ્યા: "તમે નીચ વરણને કાંઈ ભાનબાન છે કે નહિ? આ મંદિર અભડાવી માર્યું. ઊતર હેઠો."

ઉપરના ભાવાર્થ કરતાં કંઈક કડક શબ્દો પણ બોલાયા હશે એમ મને લાગે છે; પણ મોચી તો એની ભાવમગ્ન હાલતમાં મસ્ત રહ્યો. પછી તેણે બિલકુલ ગુસ્સે થયા વિના સત્સંગીઓના કહ્યા મુજબ પગથિયાંથી પણ થોડે દૂર ઊભા રહી દર્શન કરવાનો કાર્યક્રમ ગોઠવ્યો.

'આ તો જૂની વાત થઈ અને એક જમાનો પસાર થઈ ગયો. હવે એવું ન બની શકે એમ કોઈ કહે. પણ તેમ કહેવું વ્યર્થ છે; કારણ કે, તાજેતરમાં જ દીવાની અદાલતમાં અમદાવાદના સ્વામીનારાયણના મંદિર તરફથી એવી સફળ દલીલ કરવામાં આવી છે કે, સ્વામીનારાયણના મંદિરોમાં માત્ર તે ધર્મના અનુયાયીઓ સિવાય બીજા કોઈ હકથી દાખલ થઈ શકે નહિ.* આમ હરિજન હિંદુઓને મંદિરમાં દાખલ થતા અટકાવવા માટે ધાર્મિક સંસ્થાએ પણ 'પ્રગટ પુરુષોત્તમ'ને બેવફા નીવડવું પડયું છે.

શ્રી સ્વામીનારાયણ પોતાના અનુયાયીઓના આવા વર્તનથી સાચે જ સમસમી રહ્યા હશે અને વિચારતા હશે:

"આ મંદિરમાં ઉચ્ચ વર્ણનો કહેવાતો હરેક માણસ હકથી આવે છે, દર્શન કરે છે અને પોતપોતાના ક્ષુદ્ર વ્યવસાયમાં મગ્ન રહે છે. છાનો વ્યભિચાર કરનારા મારે દર્શને આવે છે. વરવિક્રય અને કન્યાવિક્રય કરનારા મારે દર્શને આવે છે. બનાવટ કરનારા મારે દર્શને આવે છે. લાંચરુશવત લેનારા અધિકારીઓ મારે દર્શને આવે છે. વ્યવહારમાં આગળપડતા ગણાતા સજ્જનો પોતાના વર્ણાભિમાનમાં મસ્ત બની અહીં આવે છે અને સાચા ભક્તજનોની અવગણના કરે છે. મારા ઉપદેશની આ વિડંબના નથી તો બીજું છે શું? ઊંચનીચભાવ નાબૂદ કરવાના મારા પ્રયાસથી મારા જ સત્સંગીઓ વિમુખ બન્યા છે. સર્વધર્મસમભાવ અને પરમતસહિષ્ણુતાનું રહસ્ય જે મેં મારા પ્રસંગોમાં આવનારને બોધવા પ્રયાસ કર્યો તેનું જ ખૂન મારા અનુયાયીઓ કરી રહ્યા છે!

"આ તો મોચીભગત છે, પણ મારા જીવનકાળમાં મેં ચૂડાથી આવેલી ગંગા નામની એક ઢેડ બાઈને સ્ત્રીઓની સભામાં જગા કરી આપેલી, તે સમયે પણ કેટલીક બાઈઓને તે વાત રુચેલી નહિ. મેં ધીરજથી દલીલ કરી તે બાઈઓને સમજાવ્યું કે, તમારા વર્ણાશ્રમધર્મનું અભિમાન તમોને જરૂર પછાડશે. આ ગંગાબાઈ જેને તમે ઢેડ કહો છો. તે પૂર્વજન્મમાં નાગર બ્રાહ્મણ હતી, પણ બ્રાહ્મણત્વના અભિમાને કરીને પોતાથી ઊતરતી જાતિના ભગવાનના ભક્તોની અવગણના કરવા લાગી. આ દોષથી તે ઢેડવરણમાં જન્મ પામી છે, તમે પણ એવું અભિમાન રાખશો તો તેવી જ ગતિ પામશો.

"ભરતખંડના પામર અને પતિતના ઉદ્ધારને અર્થે બદ્રિકાશ્રમમાં શ્રી નરનારાયણ ઋષિ તપ કરી રહ્યા છે તે વાત મેં કેટલીયે વાર જનસમૂહો આગળ કરી છે. ઉચ્ચવર્ણના આસુરી સંપત્તિપ્રધાન લોકોમાંથી મેં મારા અનુયાયીઓ ગોત્યા નથી. મેં તો સુથાર, દરજી, કડિયા, કણબી, ઢેડ ઇત્યાદિ પરસેવાની રોટી રળતા આમજનોને સંસ્કારી બનાવી ઉચ્ચ જીવન જીવવા બોધ આપ્યો છે. મારા સંદેશનું હાર્દ સત્સંગીઓ સ્વેચ્છાથી સમજશે અને તે પ્રમાણે પોતાનું વર્તન સુધારશે તો ઠીક છે, સૌ રૂડાં વાનાં થશે; અને સમજપૂર્વક વર્તન સુધારવામાં નહિ આવે તો એક એવી શક્તિ જામત બનવાની છે કે જે પરાણે તેમની પાસે યોગ્ય ફેરફારો કરાવશે."

૫-૩-'૪૮ વિજયશંકર મંછારામ ભટ્ટ

* અદાલતના આ કેસ વિષે ગયા અંકમાં 'કાયદો અને પ્રગતિ' એ નામના લેખમાં ચર્ચા છે તે પણ જુઓ. મં૦

# આપણા એશિયાઈ પડોશીઓ

### વિયેટ નામ

આજના ક્રાંતિકારી એશિયામાં હો-ચી. મિન (Ho-Chi. Minh)નું સ્થાન અનોખું છે. આ મહાન ક્રાંતિકારે ઈ. સ. ૧૯૪૫ના ઉનાળામાં જાપાનની પડતી થતાં જ, હાનોઈ અને સાયગોનમાં વિયેટ નામ પ્રજાસત્તાકની સ્થાપના કરી. પરાજય પામેલા જાપાનને શસ્ત્રરહિત કરવાના બહાના નીચે જનરલ ગ્રેસીની સરદારી નીચેની કેટલીક બ્રિટિશ ટુકડીઓએ ભારે ઘર્ષણ પછી વિયેટ નામનો કબજો લીધો. આમ થયું કે તરત જ સુનંદા ફ્રેન્ચ સરદારો પોતાનાં સૈન્યો સાથે આ પ્રદેશ ઉપર ઊતરી પડ્યા. બીજી બાજુ બળ વાપરવું પડે તો તેમ કરીને પણ પોતાની સ્વતંત્રતા ટકાવી રાખવાનો નિરધાર ઇન્ડોનેશિયાની પ્રજાઓએ કર્યો હતો. જાપાનીઓના આક્રમણ વખતે જરાય સામનો કર્યા વિના ફ્રેન્ચ અને ડચ સૈન્યો શરમજનક રીતે પીછેહઠ કરી ગયાં હતાં. તેઓએ હવે મદદ માટે બ્રિટિશો ઉપર દબાણ કરવા માંડયું. આ દબાણને વશ થઈને, આ બાજુના બ્રિટિશ સેનાપતિ માઉન્ટબેટને ૧૯૪૬ના જાન્યુઆરીની પહેલી તારીખે વિયેટ નામમાંથી બ્રિટિશ સૈન્ય પાછું ખેંચી લેવાની જાહેરાત કરી અને ફ્રેન્ચોની સાથે મળીને 'હવેથી વિયેટનામમાં કાયદો અને વ્યવસ્થા જાળવવાનું કામ, ફ્રેન્ચો જ કરશે' એવા ઢંઢેરાને પોતાની સંમતિ આપી.

'કાયદો અને વ્યવસ્થા' જાળવવા જતાં ફ્રેન્ચોને ખબર પડી ગઈ કે વિયેટ નામની પ્રજામાં કેવાં ક્રાંતિનાં બળો પેદા થયાં હતાં. જાપાની આક્રમણ સામે ઊંધી પૂંછડીએ નાસનાર ફ્રેન્ચોની તાકાત કેટલી છે, તે વિયેટ નામ સારી રીતે જાણતું હતું. ફ્રેન્ચો અને તેમના આ સંસ્થાનની પ્રજા વચ્ચે ભારે લડાઈ જાગી. આ વખતે સમયનાં બીજાં કેટલાંક બળો વિયેટ નામની તરફેણમાં હતાં. એક તો હિંદી-ચીનની સમગ્ર પ્રજાએ ફ્રેન્ચ શાહીવાદ સામે સંયુક્ત મોરચો રચ્યો હતો; બીજું બીજા વિગ્રહને અંતે થાકેલા બીજા દેશોની જેમ ફ્રાન્સમાં પણ વ્યવસ્થિત રાજકારોબારની સ્થાપના થઈ શકતી ન હતી; અને ત્રીજું વિયેટ નામના ફ્રેન્ચ સેનાપતિ દ' આર્ગેન્લ્યુ પાસે જરૂરી મનુષ્યબળ અને પૂરતાં સાધનો ન હતાં. આવા વિપરીત સંજોગો જોઈ, મોટી ઉદારતા બતાવવાનો ડોળ કરી દ'આર્ગેન્લ્યુએ ૧૯૪૬ના માર્ચ માસની છઠ્ઠી તારીખે ફ્રાન્સ-વિયેટ નામ સંધિકરારો ઉપર સહી કરી. આ કોલકરાર મુજબ વિયેટ નામનો સ્વતંત્ર દેશ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો; સ્વતંત્ર પાર્લામેન્ટ તેને મળી, પોતાનું સૈન્ય તે ઊભું કરે અને પોતાની આર્થિક નીતિ પોતે નક્કી કરે, એમ ઠર્યું. ફ્રેન્ચોની આ બનાવટી ઉદારતાનું પોત પ્રકાશે તે પહેલાં તો બ્રિટિશ રૂઢિચુસ્તોએ ફ્રેન્ચોની આ નીતિનાં ખૂબ વખાણ કરવા માંડયાં. આ શાબાશી આપવાનું કામ તેઓએ બહુ વહેલું કર્યું, કારણ આ નીતિ અખત્યાર કરવામાં ફ્રેન્ચોના જરાય હૃદયપલટો અને શુભ દાનત ન હતાં, એ તરત જ દુનિયાને જાણવા મળ્યું.

સંધિના કોલકરાર ઉપર સહી કરી કે તરત જ તેની શરતોનો ફ્રેન્ચોએ ભંગ કરવા માંડચો. ફ્રાન્સ તરફથી જેમ જેમ શસ્ત્ર અને સૈન્યની વધુ ને વધુ મદદ મળતી ગઈ તેમ તેમ ફ્રેન્ચોએ વિયેટ નામ ઉપર વધુ ને વધુ આક્રમણકારક નીતિ અખત્યાર કરવા માંડી. ઈ. સ. ૧૯૪૬ના મે માસની ૩૧મી તારીખે વિયેટ નામ પ્રજાસત્તાકના પ્રમુખ હો-ચી. મિન બીજા પ્રતિનિધિઓ સાથે ફ્રાન્સની સરકાર સાથે વાટાઘાટ કરવા ઊપડ્યા. તેને બીજે જ દિવસે દ'આર્ગેન્લ્યુએ સાયગોનમાં ડૉ. નગ્યુયેન ટિન [Nguyen-Tinh]-ના પ્રમુખપણા નીચે કોચીન-ચીનના પ્રજાસત્તાકની સ્થાપના કરી, અને વિયેટ નામથી તેને અલગ પાડી દીધું. 'ભાગલા પાડો અને રાજ્ય કરો'ની પુરાણી શાહીવાદી નીતિનું શરણું લઈ વિયેટ નામની પ્રજાના સંયુક્ત મોરચામાં ભંગાણ પાડવાનો પ્રયત્ન આ રીતે ફ્રેન્ચોએ કર્યો. વિયેટ નામ સાથે જાતીય, સાંસ્કૃતિક કે રાજકીય કોઈ જાતની જુદાઈ ન હોવાથી કોચીન-ચીન ફ્રેન્ચોની આ જાળમાં ફસાય એમ હતું જ નહિ. તે જ સાલમાં નવેમ્બર માસની નવમી તારીખે કોચીન-ચીનના પ્રજાસત્તાકના પ્રમુખ સાહેબ ડૉ. ટિનના પ્રધાનમંડળના નવે સભ્યોએ રાજીનામાં આપ્યાં ત્યારે નવા પ્રધાનમંડળમાં તેની સાથે જોડાવા કોઈ તૈયાર ન થયું.

હવે ફ્રેન્ચોએ બળજબરીથી કામ લેવા માંડયું. માર્ચમાસની સુલેહના કરાર પ્રમાણે બીજી સુલેહ ન થાય ત્યાં સુધી હાનોઈનો ફ્રેન્ચ ગવર્નર જનરલનો બંગલો કોઈનાયે કબજા નીચે ન રહે એમ ઠર્યું

હતું; છતાં જૂન માસની તેરમી તારીખે ફ્રેન્ચોએ આ બંગલાનો કબજો લીધો. આગળ જઈને ૧૯મી જૂને અગત્યનો એવો મોઈનો ઉચ્ચ પ્રદેશ ફ્રેન્ચોએ કબજે લીધો, અને એમ કરવાનું બહાનું એવું બતાવ્યું કે, 'આ પ્રદેશની પ્રજા વિયેટ નામ સરકારના ત્રાસથી ત્રાસી ગઈ છે.' વળી વિયેટ નામ પ્રજાસત્તાકનું જે પ્રતિનિધિમંડળ ફ્રેન્ચ સરકાર સાથે વાટાઘાટ કરવા ગયું હતું, તે વાટાઘાટો પણ તૂટી પડી; કારણ કે ફ્રેન્ચ સરકારે વિયેટ નામ પ્રજાસત્તાકના સ્વાતંત્ર્યનો અને સાર્વભૌમત્વનો અસ્વીકાર કર્યો.

ફ્રેન્ચો વચનભંગ કરવામાં હવે આગળ વધવા લાગ્યા. હવેથી ફ્રેન્ચ પરવાના વિના બહારથી કોઈ માલ વિયેટ નામમાં લાવી શકાશે નહિ, એવી જાહેરાત ફ્રેન્ચ સરકારે સપ્ટેમ્બર માસમાં કરી. પરદેશો સાથેના વિયેટ નામના વેપાર ઉપર અંકુશ જમાવવા વધારામાં હાઈફોન અને લૅંગસનમાં ફ્રેન્ચોએ જકાત ખાતાં ઊભાં કર્યાં. આ બધું કરીને ફ્રેન્ચો માર્ચની સુલેહની પૂરી અવગણના કરતા હતા. વળી આવી જાહેરાતોની વિયેટ નામ સરકારને અગાઉથી જાણ પણ તેઓ કરતા ન હતા. ડિસેમ્બર માસની અધવચમાં તો તેઓએ એક લાખ કસાયેલા સૈનિકોનું લશ્કર ઊભું કર્યું અને બીજું કેટલુંય લશ્કર ફ્રાન્સમાં તૈયાર રાખ્યું. આમ પોતાનાં સંસ્થાનોમાં ચળકતાં હીરા જેવું આ વિયેટ નામ સંસ્થાન પોતાને શરણે લેવા ફ્રેન્ચોએ બધી જ તૈયારીઓ કરી.

સપ્ટેમ્બર માસમાં ફ્રેન્ચો વિયેટ નામમાં પેઠા ત્યારથી વિયેટ નામના એક લાખ પ્રજાજનોનો તો તેઓ સંહાર કરી ચૂક્યા છે. આખી દુનિયામાં શાંતિ સ્થાપવાની મહાન જવાબદારી માથે લેનાર સંયુક્ત પ્રજાઓના સંઘ (યુ. એન. ઓ.)ની જાણ છતાં આ બધું થઈ રહ્યું છે, અને નવાઈની વાત તો એ છે કે, આની સામે મૂડીવાદી સત્તાઓએ હજુ સુધી વિરોધનો સૂર પણ ઉચ્ચાર્યો નથી.

૬ 'આર્ગેન્સ્યુએ ૧૭ મી ડિસેમ્બરે છાપાંના પ્રતિનિધિઓ સમક્ષ નફટાઈપૂર્વક જાહેર કર્યું કે, 'હિંદી ચીનમાંથી ખસી જવાની ફ્રાન્સની ઇચ્છા નથી.' આશ્ચર્યની વાત છે કે, ફ્રાન્સનાં બધાં જ બળો— સમાજવાદી બળોનો પણ આ જાહેરાતને ટેકો છે. દીવા જેવી સ્પષ્ટ વાત છે કે, પોતાનું આ સંસ્થાન જવા દેવાની ફ્રાન્સની મુદ્દલ મરજી નથી. બીજા વિગ્રહ પહેલાં ચોખા, રબર, અને કલાઈ હિંદી ચીન ફ્રાન્સને પૂરાં પાડતું હતું.

પોતાના સ્વાતંત્ર્ય માટે લડતા એશિયાના સર્વ દેશો માટે વિયેટ નામનું સ્વાતંત્ર્યસંગ્રામનું પ્રકરણ ખૂબ જ અગત્યનું છે. વિયેટ નામ અને ફ્રેન્ચો વચ્ચે જે લડાઈ ચાલે છે, તે તેઓ બે પૂરતી મર્યાદિત છે, એમ માનવાની ભૂલ ન થવી જોઈએ. ઇજિપ્તથી ઇન્ડોનેશિયા સુધી બધે જ ગોરો શાહીવાદ પોતાની પકડ મજબૂત કરવા પ્રયત્ન કરી રહ્યો છે. જ્યારે આ શાહીવાદી સરકારો વિગ્રહ દરમિયાન મુશ્કેલીમાં હતી, ત્યારે પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા બળવો પોકારનાર સૌ સંસ્થાનોને આ શાહીવાદી સરકારો આઝાદી બક્ષવાનાં વચનો આપતી હતી. એવાં વચનો જેને મળી ચૂક્યાં છે, એવા સૌ માટે વિયેટ નામની આઝાદીનો પ્રશ્ન કસોટી જેવો છે. જો ફ્રેન્ચો વિજયવંત નીવડશે, તો સ્વાતંત્ર્ય ઇચ્છતાં સંસ્થાનો માટે તે આફતની ઘડી હશે. એક બાજુ શાહીવાદી આક્રમણ અને બીજી બાજુ કચરાયેલી પ્રજાઓની સ્વતંત્રતા એ બેની વચ્ચે ખેલાતા આ જંગમાં વિયેટ નામનો મજબૂત પક્ષ કરી હિંદુસ્તાને સારી દુનિયા ઉપર પોતાની અસર પહોંચાડવી જોઈએ.

### મલાયા

આ પ્રદેશ ત્રણ વિભાગમાં વહેંચાયેલો છે. સિંગાપોર, પેનાંગ, મલાક્કા અને લેબ્યુઆન એટલા સ્ટ્રેઈટ સેટલમેન્ટના નામે ઓળખાય છે, અને તે બ્રિટિશ સરકારના સીધા કબજા નીચે છે. પેરાક, સિલાનગોર, નેગરી, સેમ્બિલન અને પેહેંગ એ એક જૂથને મલાયાનાં સંયુક્ત સંસ્થાનો તરીકે સૌ ઓળખે છે; બીજા જૂથમાં સંયુક્ત નહિ એવાં જોહોર, કેડાહ, પરલિસ, કૅલાંટન અને ટ્રેંગાનૂ એ સંસ્થાનો આવેલાં છે. પાછળનાં બે જૂથમાં દરેકમાં બ્રિટિશ સરકારના રક્ષણ નીચે રહીને મુસ્લિમ રાજકર્તાઓ રાજ કરે છે.

આ બધા પ્રદેશની કુલ પચાસ લાખની વસ્તીમાંથી મુખ્યત્વે મલાયી, ચીનાઓ અને હિંદીઓ છે. મહાન વિગ્રહ પૂરો થયા બાદ જ્યારે અંગ્રેજ સરકારે પોતાની હકૂમત ફરીથી સ્થાપિત કરી, ત્યારે પ્રજામત લીધા વિના તેઓએ મલાયા યુનિયનની રચના કરવાની વાત વહેતી

મૂકી. આ સૂચનાનો મલાયાના સુલતાનો અને પ્રજા બન્નેએ વિરોધ કર્યો. મલાયાની પ્રજાને અંગ્રેજો તરફથી હેરાનગતિ સહન કરવી પડી છે, એટલું જ નહિ પણ જે ચીનાઓ અને હિંદીઓ ત્યાં આવીને વસેલા છે, તેઓ તરફથી પણ સહન કરવું પડ્યું છે. મલાયાની પ્રજામાં આજે જોમ આવ્યું છે, તે વખતે જાગ્રત મલાયા એ સૌએ વિચાર કરવા જેવી બાબત બની રહી છે. જે સ્થાપિત હિતોવાળા છે, તેઓને આ વાત રુચતી નહિ હોવાથી તેઓ મલાયી, ચીનાઓ અને હિંદીઓને એકબીજા સામે લડાવીને મલાયાની પ્રજાકીય ચળવળને કોમીવાદને રસ્તે વાળવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આપણે સૌ આશા રાખીએ કે મલાયાની શાણી પ્રજા આ અવળે માર્ગે જઈને પોતાનો નાશ નહિ વહોરે.

## સિયામ

સદીઓથી એક રાજાના છત્ર નીચેના આ સ્વતંત્ર દેશનું ક્ષેત્રફળ ૨,૦૦,૧૪૮ ચોરસ માઈલનું છે. કુલ ૧,૫૭,૧૮૦૦૦ની તેની વસ્તીમાંથી એકાણું ટકા બૌદ્ધો, સાડાચાર ટકા ખ્રિસ્તીઓ, સાડાત્રણ ટકા મુસ્લિમો અને એક ટકો બીજા છે. ચોખા, તમાકુ, નાળિયેર, પીપર અને કપાસ, એ એની મુખ્ય પેદાશ છે. એન્ટીમની, કોલસો, તાંબું, લોખંડ, સીસું, મેંગેનીઝ, કીમતી અને રંગબેરંગી પથ્થરો તથા જસત એટલાં ખનિજો આ દેશમાંથી મળી આવે છે.

આ સ્વતંત્ર દેશમાં ગોરી પ્રજાઓએ હકો મેળવવાના કોલકરારો કર્યા, ત્યારથી આ પ્રદેશની સ્વતંત્રતા ઉપર મોટો કાપ મુકાયો, એમ કહીએ તો ચાલે. પહેલા મહાન વિગ્રહ વખતે તેની નજીકનાં બ્રિટિશ અને ફ્રેંચ સંસ્થાનોની પરિસ્થિતિ જોઈને અને અરસપરસની ખેંચતાણના કારણે, આ દેશને મિત્ર રાજ્યોની પડખે રહેવું પડ્યું હતું. પહેલા વિગ્રહને અંતે જર્મની અને ઑસ્ટ્રિયાને આ દેશમાંના પોતાના હકો છોડી દેવાની ફરજ પડી. ઇ. સ. ૧૯૨૦માં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોએ પોતાના હકો છોડી દીધા અને ત્યાર બાદ ઈ. સ. ૧૯૨૬માં હોલેન્ડ, ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સે પણ તેમ કર્યું.

લુએંગ પ્રેડિટ — Luang Pradit — નામના એક જુવાન વકીલે પેરિસમાં શિક્ષણ લીધેલું હતું. તેણે બંધારણીય સુધારા મેળવવાની ચળવળ ઉપાડી. જોતજોતામાં આ ચળવળ તરફ લોકોનું આકર્ષણ થયું અને તેથી આ જુવાન વકીલને તેની ચળવળ માટે અસંખ્ય અનુયાયીઓ મળી આવ્યા. ઈ. સ. ૧૯૩૨માં દેશમાં બળવો ફાટ્યો. રાજાએ બંધારણનો એક ખરડો તૈયાર કર્યો અને પ્રજાને સોંપ્યો. પણ બીજે જ વર્ષે કેટલાંક પ્રજાવિરોધી બળોના સાથથી રાજાએ આપેલું બંધારણ પાછું ખેંચી લીધું અને બંધારણ અનુસાર લોકપ્રિય ધારાસભા ઊભી થયેલી તેને પણ વીખેરી નાખી, અને અસલની સ્થિતિ ફરી પાછી કાયમ કરી.

આમ થવાથી બે જ માસના ટૂંકા ગાળામાં ફરીથી બળવો થયો, અને થોડોક સમય આંતરવિગ્રહ ચાલ્યો. લુએંગ પ્રેડિટની અસર અને લાગવગ ખૂબ વધી ગયાં. પ્રજાના પ્રતિનિધિઓની સભા અને કાઉન્સિલ ઑફ સ્ટેટ આ બળવાના પરિણામે અસ્તિત્વમાં આવ્યાં અને રાજા પ્રજાધિપકે ગાદીત્યાગ કર્યો. પ્રજાકીય સરકારે દેશને આધુનિક ઢબનો બનાવવાની અને પ્રજામાં ચેતન અને જાગૃતિ લાવવાની નીતિ અખત્યાર કરી. દેશભરમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવામાં આવી અને દેશની કાયદાની અને આર્થિક સ્વતંત્રતા કાયમ રાખીને, તેણે સમોવડિયા તરીકે પરદેશો સાથે કોલકરાર કર્યા.

ઈ. સ. ૧૯૩૯માં સિયામનું નામ બદલીને નવું નામ થાઇલૅન્ડ (થાઇલૅન્ડનો અર્થ સ્વતંત્ર માણસોનો પ્રદેશ એવો થાય છે) રાખવામાં આવ્યું. ઈ. સ. ૧૯૪૬માં એક બાજુ બ્રિટન અને હિંદુસ્તાન અને બીજી બાજુ થાઇલૅન્ડ એ બે વચ્ચે કરાર થયા. આ કરારથી તેઓ બે વચ્ચેની લડાઈની સ્થિતિનો અંત આવ્યો. ઈ. સ. ૧૯૪૧થી આ બે વચ્ચે લડાઈની સ્થિતિ પ્રવર્તતી હતી કારણ કે તે સાલમાં થાઇલૅન્ડ બીજા વિગ્રહમાં જાપાનની મદદે જોડાયું હતું.

સિયામના યુવાન અને પ્રગતિવાદી રાજા આનંદ મોહીદલનું ગઈ સાલે વિચિત્ર સંજોગોમાં ખૂન કરવામાં આવ્યું હતું.*

**શાંતિલાલ ગાંધી**

* અંગ્રેજી લેખોને આધારે

# વેડછી આશ્રમ ગ્રામસેવક વિદ્યાલય

આ આશ્રમ તરફથી છેલ્લાં ૨૨ વર્ષથી ચાલતી ઉદ્યોગશાળા રાનીપરજ પ્રદેશમાં ચાલતાં રચનાત્મક કાર્યો માટે રાનીપરજમાંથી જ ગ્રામસેવકોને કેળવવાનું કાર્ય કરી રહી છે. તેના પરિણામે વેડછીની આસપાસના રાનીપરજ પ્રદેશમાં ખાદી, શિક્ષણ, સહકારી મંડળી અને ગ્રામસેવાનાં કામોની ખિલવણી જરૂર પ્રમાણે કરી શકાઈ છે.

હવે કોંગ્રેસ સરકારે ગ્રામવિકાસનાં અનેકવિધ કામોને ઉત્તેજન આપવા માંડ્યું હોવાથી આશ્રમે કાર્યકર્તાઓ તૈયાર કરવાનું પોતાનું કાર્ય બને તેટલું વધારવાની યોજના કરી છે. અને તેમાં ગ્રામ પંચાયત, સહકારી મંડળી વગેરે નવાં વિકાસકાર્યોમાં ઉપયોગી થવાની દૃષ્ટિ ખાસ રાખી છે. વેડછી આશ્રમના કાર્યકર્તાઓ પોતાના આજ સુધીના અનુભવથી આ કામ સારી રીતે સાધી શકશે એવો તેમને વિશ્વાસ છે. અહીં ખાદી વગેરે રચનાત્મક કામોનું જીવતું-જાગતું કેન્દ્ર હોઈ પછાત ગ્રામપ્રજા સાથે અંતરનો ગાઢ સંપર્ક બંધાયો છે. સર્વ કામો માત્ર ઉપલકિયા પ્રચાર-પદ્ધતિથી ન કરતાં પ્રજાકેળવણીની ભાવનાથી, એટલે કે જેને મહાત્મા ગાંધી 'નઈ તાલીમ'ની દૃષ્ટિ કહેતા તે રીતે, કરવામાં જ અહીંના કાર્યકર્તાઓને રસ રહ્યો છે. વળી આ આશ્રમમાં પૂ. ગાંધીજીની વિચારસરણી મુજબનું અને સેવાની તાલીમમાં જે ઘણું જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે એવું 'આશ્રમ જીવન' રચવાની અમારી અલ્પ શક્તિ પ્રમાણે પરંતુ પૂરી શ્રદ્ધાથી અમે મહેનત કરતા આવ્યા છીએ.

આજે દેશમાં બે પ્રકારના કાર્યકર્તાઓની જરૂર છે: એક વિવિધ જાતનાં સરકારી તેમ જ બિન-સરકારી ગ્રામ-વિકાસનાં કામો માટે ગ્રામસેવકોની, અને બીજી 'નઈ તાલીમ'નાં વિદ્યાલયો માટે શિક્ષકોની. આ બન્ને પ્રકારના કાર્યકર્તાઓને પોતપોતાના વિશિષ્ટ કર્તવ્યો બજાવવા માટે પોતપોતાના વિષયોની ખાસ તાલીમ આપવી જરૂરની છે. છતાં છેવટે તેઓ સર્વ લોકસેવકો જ હોવાને લીધે તેમની તાલીમનો મોટો ભાગ એકસરખો જ હોવાનો, જેમાં તેઓ રંગાયા હશે તો જ પોતપોતાનાં વિશિષ્ટ કામો તેઓ સાચી ભાવનાથી અને સાચી દૃષ્ટિથી બજાવી શકે.

વેડછી આશ્રમ આ બન્ને પ્રકારના કાર્યકર્તાઓ તૈયાર કરવા નીચેની બે સંસ્થાઓ ચાલુ કરવા ઇરાદો રાખે છે:

૧. વેડછી આશ્રમ ગ્રામસેવક વિદ્યાલય.

૨. વેડછી આશ્રમ 'નઈ તાલીમ' અધ્યાપન મંદિર.

મુંબઈ-સરકારે સ્થાપેલી ગ્રામોદ્યોગ સમિતિ પોતાનું કાર્ય આ જિલ્લામાં, ખાસ કરીને રાનીપરજ વિસ્તારમાં, ફેલાય એમ ઇચ્છે છે. કાર્યકર્તાઓ તૈયાર કરવાની કોઈ યોજના થાય તો તેને ટેકો આપવા અને સરકાર તરફથી જરૂરી મદદ અપાવવા તે ઇન્તેજાર છે. બીજી રીતે પણ ગ્રામસેવક વિદ્યાલય માટે આશ્રમનાં સાધનો અને કાર્યકર્તાઓની પૂરતી જોગવાઈ થઈ છે. તેથી ગ્રામસેવક વિદ્યાલય આવતા એપ્રિલ માસમાં શરૂ કરવાનું ઠરાવ્યું છે.

### ઉદ્દેશ

આ વિદ્યાલયનો ઉદ્દેશ ખાદીકામ અને ગ્રામઉદ્યોગનાં કેન્દ્રો ચલાવવા માટે ગ્રામસેવકો તૈયાર કરવાનો છે, એટલું જ નહીં પણ આવાં કેન્દ્રોના વિકાસનો આધાર જે અનેક ગ્રામસંસ્થાઓના વિકાસ ઉપર અવલંબેલો છે તેવી સંસ્થાઓના સંચાલન માટે પણ ગ્રામસેવકોને તૈયાર કરવાનો છે. આ સંસ્થાઓ એટલે ગ્રામ પંચાયત, સહકારી મંડળી, પ્રૌઢશિક્ષણ વર્ગો, બાલવાડી, ગ્રામ સુધરાઈ, ખેડૂત અને મજૂરોનાં સંગઠન, ખેતીવિકાસ, મદ્યનિષેધ વગેરે ખાસ કાર્યો માટે નીકળતી સંસ્થાઓ.

### અભ્યાસક્રમ

ગ્રામસેવક વિદ્યાલયના અભ્યાસક્રમની રૂપરેખા નીચે પ્રમાણેની રહેશે:

૧. શરીરશ્રમ, સ્વાશ્રય અને કોઈ મનુષ્યને કે કોઈ ધંધાને હલકો ન માનવાના સિદ્ધાન્તો ઉપર રચાયેલું આશ્રમ જીવન.

૨. ખાદી ઉદ્યોગ પૂરો — કામ તેમ જ સિદ્ધાન્ત.

૩. ખેતી ઉદ્યોગ — ખપ પૂરતો.

૪. સુથારી ઉદ્યોગ — ઓજારો સમારવા પૂરતો.

૫. ગોપાલન — ખપ પૂરતું.

૬. સમગ્ર ગ્રામસેવા કેન્દ્ર, ખાદી કેન્દ્ર, જુદા જુદા ઉદ્દેશોવાળી સહકારી સંસ્થાઓ, ગ્રામ પંચાયત, મજૂર અને ખેડૂતોનાં મહાજન અને એ પ્રકારનાં ગ્રામ વિકાસનાં કેન્દ્રોનું સંચાલન — તેનાં તત્ત્વો તથા કાર્યપદ્ધતિ.

૭. ગ્રામસેવાનાં કેન્દ્રો ચલાવવા માટે જરૂરી હિસાબી કામ, પત્રકો, કાર્યવિવરણો, સમિતિઓની નોંધ ('મિનિટ બુક') લખવી વગેરે.

૮. અઢારવિધ રચનાત્મક કાર્યક્રમો અને તેમનું રહસ્ય.

૯. હિંદુસ્તાનનો પ્રગતિનો પંથ રોકનારા નાતજાતના ભેદ જેવા સામાજિક, હાળી પ્રથા જેવા આર્થિક તેમ જ અસ્પૃશ્યતા જેવા ધાર્મિક પ્રશ્નો.

૧૦. ગ્રામજનતાની સાથે સંબંધ ધરાવતા કાયદા-કાનૂનોની જાણકારી.

૧૧. ગ્રામસફાઈ, ગ્રામઉદ્યોગો, ખેતી, કેળવણી, સહકાર વગેરે ગ્રામવિકાસની સરકારી અને બિન-સરકારી યોજનાઓની જાણકારી.

૧૨. હિંદુસ્તાનનાં જન્મમરણ, ઉમર, માંદગી, કેળવણી, ખાદ્યો, ઉદ્યોગો, વેપાર વગેરે સંબંધી આંકડાઓનો અભ્યાસ તથા દેશપરદેશ સાથે સરખામણી.

૧૩. હિંદનું સરકારી તંત્ર અને તેમાં થયેલા વિકાસની જાણકારી, દેશવિદેશનાં બંધારણો.

૧૪. સમાજરચનાના અનેક વાદો અને સર્વોદય, સત્યાગ્રહ, અસહકાર અને 'નઈ તાલીમ'નાં તત્ત્વો ઉપર રચવાની ગ્રામ સમાજ રચના.

૧૫. હિંદુસ્તાન અને બીજા દેશોની સ્વતંત્રતાની લડતો.

૧૬. પ્રચારકલા — જનતાનાં હૃદય જીતવા માટે પ્રચાર-સાધનો ખીલવવાં — જેવાં કે ભાષણકળા, કથાવાર્તા કહેવાની કળા, લેખનકળા, નાટ્યપ્રયોગો અને સંવાદો યોજવાની કળા, ઉત્સવો યોજવા તથા પ્રદર્શનો ભરવાની કળા વગેરે.

આ અભ્યાસક્રમ બે વર્ષમાં પૂરો કરવામાં આવશે.

જેઓ આ વિદ્યાલયમાં દાખલ થવા ઇચ્છે તેમણે તેને વિષે વિશેષ જાણવા માટે બોધપત્ર મંગાવવું.

સ્વરાજ આશ્રમ
વેડછી, પો. વાલોડ
જિ. સુરત

જુગતરામ દવે.

# શિક્ષક સંગઠન—એક સમીક્ષા

પોતાના નામ ઠામ સાથે એક રાષ્ટ્રપ્રેમી મિત્ર એક પત્ર મોકલી આપી તેનો જાહેર ઉપયોગ કરવા રજા આપે છે. પત્રનો વિષય છે શિક્ષકવર્ગમાં ચાલતી હિલચાલના પ્રવાહો. તેમાંથી નીચે ઉતારું છું:—

"છેલ્લાં કેટલાંક વરસથી ચાલતી પ્રાથમિક શિક્ષકોની હિલચાલ વિષે ઊંડો વિચાર કરવાની જરૂર છે. આ એક નવી ઘટના છે; તેના મૂળમાં જઈને તે તપાસવી જોઈએ.

પ્રથમ તો એક વસ્તુ એ ખ્યાલમાં લેવાની છે કે, અંગ્રેજી રાજ્યે ઊભા કરેલા અનેક સામાજિક વર્ગોમાંનો એક વર્ગ આ પ્રાથમિક શિક્ષકો છે. જૂની નાતજાતના માનસના પાયા ઉપર આ એક ધંધાદારી નાત જેવો વર્ગ બન્યો લાગે છે. ગયા પરદેશી રાજ્યના જમાનામાં ગામડાના બેચારેક મુખ્ય જે સરકારી ટેકા રૂપ નોકરવર્ગો, તેમાં પ્રાથમિક શિક્ષક એક હતો. બીજા ત્રણેએ તો તલાટી, મુખી. આ ત્રણે પ્રથાનાં મૂળ તે અગાઉની દેશી પ્રથામાં રહેલાં છે. પ્રાથમિક શિક્ષક જૂની ધૂળી નિશાળના પંડ્યાની, અંગ્રેજી રાજ્યને પાલવે એવી રીતે તેણે સુધારી લીધેલી આવૃત્તિ છે એમ કહી શકાય. આથી જ તેની મારફતે ગયા જમાનામાં રાજકારણી લોક ગામડાંની પ્રજા પર કાબૂ રાખવા તાકતા. પણ એ બાબતમાં વધારે વિવરણ કરવાની અત્રે જરૂર નથી.

૧૯૩૦ બાદ આ વર્ગ સત્યાગ્રહની લડત તરફ કાંઈક વળતો થયો; અને જૂજજાજ પ્રાથમિક શિક્ષકો તે લડતમાં ભાગ પણ લેવા લાગ્યા. ૧૯૪૨માં એ વસ્તુ વળી આગળ વધી અને અનેક જગાએ શિક્ષકો છૂટાછવાયા આ લડતમાં જોડાયા. પ્રજાના અનેક વર્ગો પેઠે આ વર્ગ પર પણ ૧૯૪૨ની લડતની કાંઈ અસર ન થાય એ અસંભવિત હતું

પરંતુ એમનું શિક્ષકો તરીકે ખાસ સંગઠન, સત્યાગ્રહીઓએ કે કોંગ્રેસે કર્યું નહોતું. આજે તેમનું સંગઠન જે જોવા મળે છે તે પોતાના અલગ ઉદ્દેશથી અને જુદા જ નેતાઓની દોરવણીથી ચાલે છે. આ નેતાઓ માધ્યમિક શિક્ષકોમાંથી નીકળતા લાગે છે. જેમ કે ગુજરાતના મંડળના પ્રમુખ શ્રી. પ્રાણલાલ દેસાઈ; ઇલાકા મંડળના પ્રમુખ શ્રી. દોન્દે. આ મંડળો મુખ્યત્વે શિક્ષકોની નોકરી અને પગાર વિષયક હિતોની રક્ષા કરવાનું કામ કરે છે. કહો કે, શિક્ષકોનાં 'યુનિયન' કે મહાજનો તે છે. નોકરી અને પગાર ઇ૦ની ઝીણી ઝીણી કેળવણી-ખાતાશાઈ આંટીઘૂંટીઓ અને રીતરસમો જાણતા હોય અથવા તેમાં રસ લઈ શકે એવા હોય તેઓ જ આ મંડળોના નેતા બને અને તેમને તે ફાવે અને પાલવે પણ, એ સ્વાભાવિક છે.

જમાનો બદલાતો ચાલ્યો તેમ આ નેતાગીરી પાસે નવા નવા (અને કાંઈક અંશે કદાચ અણધાર્યા) પ્રશ્નો પણ આવવા લાગ્યા. જેમ કે, છેલ્લાં થોડાં વરસથી અસ્પૃશ્યતા-નિવારણનો પ્રશ્ન જાગ્યો. સુરત બાજુ આ સવાલે એક રૂપ પકડ્યું, ખેડા અમદાવાદ તરફ બીજું. અમદાવાદ ટ્રેનિંગ કૉલેજનો દાખલો મશહૂર છે. એની વિગતોમાં કે ગુણદોષમાં અહીં ઊતરવાની જરૂર નથી. પ્રસ્તુત છે તે એટલું જ કે, આ પ્રશ્ન વખતે શિક્ષક મંડળને તેના નેતાઓએ કેવી દોરવણી આપી. આપણા દેશની પ્રગતિ માટે આ જરૂરી સુધારાથી પ્રતિગામી અને લગભગ સામેની દોરવણી મળી હતી, એ સૌ કોઈ જાણે છે. અને થોડા માસ ઉપર જ્યારે પી. આર ટ્રેનિંગ કૉલેજના શિક્ષકો ઉપવાસ ઉપર ઊતર્યા ત્યારે શિક્ષક મંડળોએ તેને વિષે લગભગ મૌન સેવી રાખ્યું! આવી નેતાગીરી હવે ન ચાલે એમ લાગવાથી કે શાથી, શિક્ષકોએ ૧૯૪૬ બાદ કોંગ્રેસના માણસો તરફ જોવા માંડ્યું કોંગ્રેસ સત્તા પર આવતી હતી તે જ વખતે ૧૯૪૬માં તેમણે પગાર-હડતાલ પાડી. અમદાવાદના શિક્ષકોના પગાર સારા હતા; તેમને સરદાર વલ્લભભાઈ જેવાએ પણ સંબોધીને કહ્યું કે, અમદાવાદે હડતાલ પાડવા કારણ નથી; છતાં ત્યાં પણ હડતાલ પાડવામાં આવી. ખેરસાહેબે સત્તા ઉપર આવીને તે પાછી ખેંચાવી અને હડતાલનો પગાર આપવો એ કોઈ રીતે નીતિરૂપ ન ગણાય છતાં તે આપવા સુધીની ઉદારતા બતાવી.

હડતાલના આ દિવસને શિક્ષકોએ પછી પોતાનો 'ડે' બનાવવાનો પ્રયત્ન આદર્યો.

પગાર-હડતાલના આવા દિન સામે ખેરસાહેબની સરકારે ચેતવણી આપી તે છતાં, એમની હડતાલ ઉકેલી આપનાર સામે જ ૨૦મી ફેબ્રુઆરીની હડતાલ પાડવામાં આવી! અને એ પ્રકરણ હજી ચાલે છે.

આ ઉપરથી હું એ બતાવવા માગું છું કે, શિક્ષકોના આ સંગઠનનું સ્વરૂપ શું છે તે કાંઈક કળી શકાય તો સમાજે કળવું જોઈએ. સાંભળ્યા પ્રમાણે, હમણાં કેટલાક વખતથી શિક્ષકોના આગેવાનોને એમ લાગતું થયું છે કે, કોંગ્રેસના માણસોને પોતામાં ખેંચવા જોઈએ. તેમણે નડિયાદમાં સંમેલન ભર્યું તે પરથી આ જણાય છે. તેના અનુભવ પરથી કે શાથી, સુરતમાં તેમણે નડિયાદ બાદ જે સંમેલન ભર્યું તેમાં વળી નવી દિશા બતાવી. તેમણે કોંગ્રેસમાંથી નીકળનારા સમાજવાદ પક્ષના શ્રી. જયપ્રકાશ નારાયણને પ્રમુખ બનાવ્યા અને શ્રી ઈશ્વરલાલ દેસાઈને સ્વાગત પ્રમુખ પસંદ કર્યા. અને અમદાવાદ બાજુ જોઈએ તો અમદાવાદ મંડળના પ્રમુખ શ્રી પ્રાણલાલ દેસાઈ હતા તેમની જગાએ શ્રી. ઠાકોરભાઈ ઠાકોરને લીધા. જોકે શ્રી પ્રાણલાલ દેસાઈ આખા ગુજરાતના મંડળના પ્રમુખ ચાલુ છે.

અમદાવાદ મંડળમાં થયેલા આ પરિવર્તનનો શો અર્થ એ જોવું હોય તો તે મંડળે હમણાં માર્ચમાં પાડેલી હડતાલ પરથી સમજવો જોઈએ. અમદાવાદના પગારો ગુજરાતમાં સારામાં સારા ગણાય છે. અને તે ઉપરાંત બીજા વધારા મળવાના હતા એમ જાણતાં છતાં, હડતાલ પાડવા સુધી શિક્ષકો દોડી ગયા. અને કોંગ્રેસ અને કોંગ્રેસી સરકાર સામે આવું પગલું ભરવાને કોંગ્રેસમાંથી જ તેમને આગેવાન મળે અને મેળવ્યો, એ વસ્તુ બારે સૂચક નથી? અને એ પણ નોંધવા જેવું છે કે, ફેબ્રુઆરી ૨૦મીની હડતાલ પેઠે જ આ અમદાવાદી હડતાલ સામે બેરસાહેબે ચોખ્ખી સલાહ આપી કે તે બંધ કરવી જોઈએ, છતાં તે માનવામાં નથી આવતું! આ હડતાલોમાં જૂના અને નવા માધ્યમિક શિક્ષકો જે ભાગ ભજવે છે તેય નોંધપાત્ર છે. એ બાબતમાંય ઊંડું ઊતરવા જેવું છે.

શિક્ષકમંડળો સ્વરાજમાં હવે કેવો ભાગ ભજવશે તે વિષે સમાજે સમજવાની જરૂર છે. શિક્ષણમાં કામ કરતો આ નોકર વર્ગ રાજકારણથી પર રહેવો જોઈએ એવો નિયમ તો છે જ, પરંતુ આજ તો સરકારી નોકરો પણ જે રાજદ્વારી પક્ષોની ઓથ પોતાને કામ દે તે લઈને હડતાલો અને ગમે તેવાં પગલાં ભરે છે. જુઓ કલકત્તાની હડતાલ. તો પછી શિક્ષકોનું શું પૂછવું? છતાં આજના સંધિકાળમાં જ આવું બની શકે. સામાન્ય વ્યવહાર એવો કદી ન હોઈ શકે. એ ઉત્પન્ન કરવો જોઈએ, એવી સમજ સમાજ કે લોકમતમાં અત્યારે હોય એમ ઝાઝું નથી લાગતું. પણ એ હવે આવવી જોઈએ. નહિ તો કોઈ પણ સામાજિક તંત્ર વ્યવસ્થાસર અને નિયમથી ચાલી ન શકે. ઉપરની છૂટક વાતો નોંધી છે તે આ મુખ્ય વિચાર મેરવવાના હેતુથી લખી છે."

આ વાંચીને મને શ્રી. સંતબાલે આ વિષે તેમના પાક્ષિક પત્રમાં તા. ૧-૩-૧૯૪૮ના રોજ લખેલો મનનીય અગ્રલેખ યાદ આવ્યો. તેનું મથાળું છે નવા હિંદમાં શિક્ષકોનું સ્થાન. તેમાંથી, ઉપરના પ્રશ્નને પ્રસ્તુત ભાગ નીચે ઉતારું છું. જેમને રસ હોય તેમણે એ આખો લેખ મૂળમાં જોવા જેવો છે.

". . . શિક્ષકોની થયેલી પામર હાલતમાં તેઓની બેદરકારી, પ્રમાદ અને અજ્ઞાનતાએ બહુ ભાગ ભજવ્યો છે, એમ હું નમ્રપણે છતાં દૃઢપણે માનું છું. શિક્ષકવર્ગની આ ભૂલોને ભૂંસવામાં સમાજે અને સરકારે મદદ કરવી, એમ હું અવશ્ય કહું છું. પણ એ ભૂંસવાનું મુખ્ય કામ તો શિક્ષકોએ જાતે જ કરવાનું છે. મારે આ પ્રસંગે ભારે હૈયે કહેવું જોઈએ કે, આજે તેઓની દોરવણી કશિત હાથોમાં નથી. એ કમનસીબીને તેઓએ સીધી પડેલી ફગાવી દેવી જોઈએ. આજે તેઓ જાણ્યેઅજાણ્યે મેલી રાજરમતનાં સોગટાં બની જતા જણાય છે તાજો દાખલો ટાંકું :

અમદાવાદ જિલ્લાના પ્રાથમિક શિક્ષકો મારી અને મહારાજની પાસે તા ૨૦ મીની (ફેબ્રુઆરી) રજા પાળવા માટે સ્કૂલ બોર્ડને સમજાવવાની મદદ ઇચ્છતા હતા અમારા તરફના આવા વિશ્વાસની ખૂબ કદર કરું, પણ હું કાઠિયાવાડ ભણી આવ્યો. મેં મહારાજનું ધ્યાન ખેંચ્યું જ હતું પણ પાછળથી મને પત્રિકા મળી. તેઓ સ્કૂલ બોર્ડની સંમતિ મેળવ્યા વિના આ ઉતાવળું પગલું ભરી જ નાખશે એવી જાતની મને એમાં સ્પષ્ટ ગંધ આવતાં મેં તારથી મારી સલાહ આપી છે. પણ આજે આ વાત તેઓ સ્વીકારશે કે કેમ, એની મને શંકા છે. પગારવધારા માટેની લડત તેઓએ જે સંજોગોમાં ઉપાડી તેમાં હું નહિ ઊતરું. પણ મને તેઓએ જે રીત સ્વીકારી તે લગારે ગમી નથી તો પછી તે દિવસની સ્મૃતિ રાખવાનો શો અર્થ છે, તે મને સમજાતું નથી. એ વર્ગના પગાર-વધારાનો પ્રશ્ન જેટલો મહત્ત્વનો છે તેના કરતાં તે વર્ગની પ્રતિષ્ઠા અને ગૌરવનો પ્રશ્ન મારે મન વધુ મહત્ત્વનો છે. અને પ્રતિષ્ઠા તથા ગૌરવનો આધાર પોતાની સર્વતોમુખી દૃષ્ટિ, સદાચાર અને સંયમ ઉપર છે. હડતાલનો જેમ સર્વત્ર પવન વાયો છે તેમ આ વર્ગ કરશે તો આજે છે તેના કરતાંય તે ઊતરી જશે. તે વર્ગ વતી સમાજ બોલે તેવું તેમણે કરવું રહ્યું, અને સમાજ તે વર્ગ વતી તો જ બોલશે કે જો તેઓ જાતે જ સમાજને પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવશે. એટલે સમાજ, સરકાર, સ્કૂલ બોર્ડ ઉપર છે તેના કરતાં પોતાનું સ્થાન નવા હિંદમાં નક્કી કરવાનો વધુ આધાર તો શિક્ષકોના પોતાના ઉપર જ છે હું આશા રાખું છું કે શિક્ષક વર્ગ મારા આ કથન પરત્વે ગંભીરપણે વિચારી પોતાનો રાહ નક્કી કરશે ' (૨૧-૨-'૪૮)

# 'નવી વિદ્યાપીઠો' વિષે સાવધાન

તા. ૨–૧૧–'૪૭ના હરિજનબંધુના અંકમાં નવી વિદ્યાપીઠોના શિર્ષક નીચે એક તલસ્પર્શી લેખ લખીને 'નવી વિદ્યાપીઠોનો વા દેશમાં ચાલી રહ્યો છે' તે સંબંધમાં ગાંધીજીએ આપણને સાવધાન કર્યા છે અને આજને સમે એ દિશામાં શું કરવું હિતાવહ છે તેને અંગે માર્ગદર્શન પણ કર્યું છે. પરંતુ આપણે જૂની ઘરેડમાં ચાલવાને એવા તો ટેવાઈ ગયા છીએ અને પશ્ચિમની અસર આપણા હાડમાં એટલી તો ઊંડી ઊતરી ગઈ છે કે ગાંધીજીની સલાહ તથા તેમની દોરવણીનો આપણને ફાવતો અર્થ કરીને આપણે તેમણે બનાવેલે માર્ગે પ્રયાણ કરીએ છીએ એમ માન્યા કરીએ છીએ એટલું જ નહિ, બીજાઓને એમ મનાવવાનો પણ પ્રયત્ન કરીએ છીએ. આનો સુંદર નમૂનો જોઈએ તો નવી વિદ્યાપીઠો અંગે ગાંધીજી સાથેની પોતાની વાતચીતનો શ્રી ગણેશ વાસુદેવ માવળંકરે બહાર પાડેલો હેવાલ છે.

નવી વિદ્યાપીઠોના સંબંધમાં ગાંધીજીએ પોતાના લેખમાં રજૂ કરેલા મહત્ત્વના મુદ્દા તેમના જ શબ્દોમાં નીચે મુજબ છે:

> ૧. પ્રથમ પગલા લેખે ભાષાવાર પ્રાન્તો થવા જોઈએ.
>
> ૨. નવી વિદ્યાપીઠો થાય તેના પહેલાં તેની ભૂમિકારૂપે તે ભાષા જ્યાં છેવટ લગી માધ્યમ હોય એવી છેવટ સુધીની કેળવણીવાળી શાળાઓ હોવી જોઈએ. તો જ વિદ્યાપીઠનું વાતાવરણ જામ્યું કહેવાય. વિદ્યાપીઠ ટોચ છે. પાયો મજબૂત ન હોય તો મજબૂત ટોચની આશા ન રખાય.
>
> ૩. વળી, હજુ આપણે પશ્ચિમના પ્રભાવમાંથી મુક્ત નથી થયા. . . . પરદેશી રાજ્યથી સ્વતંત્ર થયા એટલે પરદેશી ભાષા કે વિચારના દબાણમાંથી છૂટ્યા છીએ એમ કહેવાય નહિ. તેથી ડાહ્યા માણસોનો ધર્મ છે કે, નવી વિદ્યાપીઠ સ્થાપવાની ખટપટમાં પડતાં પહેલાં થોડો શ્વાસ લે.
>
> ૪. કેળવણીમાત્ર (નાગરી મેં કર્યું છે.) પોતાના પ્રાન્તની ભાષામાં અપાવી જોઈએ.

નવી વિદ્યાપીઠોને અંગે આ ચાર મહત્ત્વના મુદ્દા રજૂ કરીને ગાંધીજી પોતાના લેખના છેવટના ભાગમાં પાંચમો અને સૌથી અગત્યનો મુદ્દો રજૂ કરે છે. અને તે એ કે ઉચ્ચ કેળવણીનું મંડાણ પાયાની કેળવણીનાં પાયા પર થવું જોઈએ. આ સંબંધમાં તે કહે છે:

> 'આ પાયાનો વિચાર કર્યા વિના કે તેની અવગણના કરીને નવી વિદ્યાપીઠો થાય એ દેશને લાભ પહોંચાડે એમ હું માનતો નથી, નુકસાન જ કરે. તેથી બધું વિચારતાં સહુને લાગવું જોઈએ કે, નવી વિદ્યાપીઠ કાઢતાં અચકાવું ઘટે છે.'

આમ છતાં, આ બધી શરતો પૂરી ન પડે ત્યાં સુધી ગાંધીજી આપણને હાથપગ જોડીને બેસી રહેવાનું નથી કહેતા. વચગાળાના સમય માટે પણ તે આપણને પોતાના લેખમાં સ્પષ્ટ માર્ગદર્શન આપે છે:

> 'સ્વતંત્રતા આપણે ઘડી રહ્યા છીએ. ક્યાં જઈને ઊભા રહીશું તે આપણે નથી જાણતા. એ ન જાણીએ ત્યાં લગી ચાલુ વિદ્યાપીઠોમાં જે ફેરફાર થઈ શકે તે કરીએ અને ચાલુ તાલીમી સંસ્થાઓમાં સ્વતંત્રતાનો પ્રાણ રેડીએ તો ઘણું થયું હશે; ને તેમ કરતાં મળેલો અનુભવ નવી વિદ્યાપીઠો સ્થાપવામાં મદદરૂપ નીવડશે.'

હવે આપણે નવી વિદ્યાપીઠો સંબંધમાં ગાંધીજી જોડે પોતાને થયેલી વાતચીતના શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરે પ્રસિદ્ધ કરેલા હેવાલ પર આવીએ. એ હેવાલમાં એ વિષય પરત્વે ગાંધીજીએ શું કહ્યું તે નહિ, પોતે ગાંધીજીને શું શું કહ્યું એ જ વસ્તુ પ્રધાનપણે તરી આવે છે. અને આશ્ચર્યની વાત એ છે કે, એ હેવાલમાં મુખ્યત્વે કરીને તે આપણને 'ગુજરાત વિશ્વવિદ્યાલય' નામના કોઈક મંડળે પ્રકાશિત કરેલા મૂળસૂત (?) (નાગરી મેં કર્યું છે) નિવેદનનો આપણને હવાલો આપે છે. બીજો હવાલો તે આપણને અમદાવાદ એજ્યુકેશન સોસાયટી તથા તેના તરફથી ચાલતી કૉલેજોનો આપે છે. તેની સ્વદેશભક્તિનાં યશોગાન પણ ગાય છે. પણ આટલેથી જ તે અટકતા નથી; આગળ વધીને તે જણાવે છે:

> 'સદરહુ સોસાયટીની સ્થાપના કરી ત્યારે એક કે બે મહાવિદ્યાલયો કાઢવાં એટલા પૂરતો એનો આદર્શ મર્યાદિત ન હતો, પરંતુ તેમાંથી એક આદર્શ વિશ્વવિદ્યાલય ગુજરાતની કેળવણી અને વિકાસ માટે સર્જવું એ સ્વપ્નું સેવેલું હતું. . . . સોસાયટી સ્થપાયે લગભગ ૧૨ વર્ષો થયાં. દરમ્યાન સોસાયટીએ ઠીક ઠીક પ્રગતિ કરી છે, અને

ગુજરાત માટે વિદ્યાપીઠ સ્થાપવાના મંજિલે અમે (નાગરી મેં કર્યું છે.) પહોંચ્યા છીએ.'

ઉપર્યુક્ત સોસાયટીના વિશ્વવિદ્યાલય અંગેના આદર્શ વિષે કે તે આપવાના તેના અધિકાર વિષે આપણે ન પૂછીએ, કેમ કે ગાંધીજી પાસેથી તે આપણને મળ્યો છે. તેના સ્વપ્ના વિષે પણ ન પૂછીએ, કેમ કે રાત જશે અને સવાર થશે એટલે તે લુપ્ત થશે. તેણે સાધેલી પ્રગતિ વિષે પણ ન પૂછીએ, કેમ કે તે જગજાહેર છે. અને 'અમે' એટલે કોણ એની ખબર ન હોવા છતાં, ધૃષ્ટતાનો દોષ વહોરવાના ભયથી, એની પૂછપરછ પણ જવા દઈએ. પણ આપણે એમ ખસૂસ પૂછી શકીએ કે, બાર વરસથી ચાલતી એક સોસાયટી જો એમ માને કે વિદ્યાપીઠ સ્થાપવાની મંજિલે તે પહોંચી છે તો ગુજરાતમાં અને મુંબઈ ઇલાકામાં અન્યત્ર એનાથી ઘણા લાંબા સમયથી ચાલતી આવેલી અને કેળવણીના ક્ષેત્રમાં જેનો ફાળો એના કરતાં ઘણો વધારે ધરખમ છે એવી સોસાયટીઓ પણ માને કે પોતે વિદ્યાપીઠ સ્થાપવાની મંજિલે આવી પહોંચી છે, તો તેમનો એ દાવો વધારે પ્રામાણિક અને નમ્રતાભર્યો તથા વાજબી નહિ લેખાય ?

અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની પ્રેરણામાંથી ઉદ્ભવતા વિદ્યાપીઠ વિષેના શ્રી. માવળંકરના આદર્શ અને ગાંધીજીએ રજૂ કરેલા સંગીન અને સર્વોદયકારી આદર્શ વચ્ચે કેટલું સામ્ય છે તે આના ઉપરથી જોઈ શકાશે. ગાંધીજીનું અને તેમના સિદ્ધાંતોનું નામ રટતા રટતા જાણ્યેઅજાણ્યે જૂને જ ચીલે ચાલ્યા જતા હોઈએ અને છતાં ગાંધીજીએ ચીંધેલા માર્ગને આપણે અનુસરી રહ્યા છીએ એવી ભ્રમણામાં આપણે સદા મશગૂલ રહીએ અને બીજાને તેવા ભ્રમમાં નાખવા મથીએ, એ ગાંધીજીએ કહ્યું છે તેમ, પશ્ચિમની અસરની બલિહારી છે.

શ્રી. માવળંકરના હેવાલમાં છેવટે ગાંધીજીનો તેમના આ હેવાલ પર પ્રકાશ પાડતો પત્ર આપવામાં આવ્યો છે. એમાં ગાંધીજીએ પોતાની લાક્ષણિક શૈલીમાં પોતાનું વલણ ફરી ટૂંકમાં વ્યક્ત કર્યું છે. તારતમ્યદર્શી વાચક જોઈ શકશે કે ગાંધીજી પોતાના મૂળ વલણથી એમાં એક તલભાર પણ ખસ્યા નથી. અત્યારે ગુજરાત માટે નવી વિદ્યાપીઠનો વિચાર ચાલે છે તે વખતે ગાંધીજીના ગુજરાતે આ ભ્રમજાળથી સાવધાન રહેવું જોઈએ.

મણિભાઈ દેસાઈ

# પ્રાણ પછી પાણી જીવન છે

[રોજ વાપરમાં આવતી અનેક પ્રાથમિક બાબતોનું વિજ્ઞાન સમજવા જેવું છે. તેથી સામાન્ય સરળ શૈલીમાં તે વિજ્ઞાનની વિધવિધ શાખાઓને નજરમાં રાખીને ચર્ચો, એવી માગણીના જવાબમાં શ્રી. બંસીલાલે 'પાણી' પદાર્થ લીધો અને તે વિષે વાત શરૂ કરી છે. બાળકો તથા તદ્ન ભણેલા પ્રૌઢોને આ રસપ્રદ ને ઉપયોગી નીવડશે. મ.]

લાખો વરસ પહેલાં માણસ જંગલી દશામાં રહેતો. તે શિકાર કરી કાચું માંસ ખાતો. એને રાંધીને ખાવાની તેની પાસે આવડત નહોતી. ઝાડની છાલ કે ચામડાનાં તે વસ્ત્ર પહેરતો. તે વસ્ત્ર ધોવાની ગરજ નહોતી. નાહવું ધોવું, રાંધવું કે ખેતી એમાંનું કશું નહોતું. સફાઈનો સવાલ જ નહોતો. એવા જંગલી જીવનમાં પીવા પૂરતા ચાર ખોબા પાણીથી માણસને ચાલતું.

ક્રમે ક્રમે માણસ નવું શીખતો ચાલ્યો. દરેક નવી વાતે તેને પાણીની જરૂર પડી. આજે તો માણસ કેટલું પાણી વાપરે છે, ચોખ્ખું પાણી ક્યાંથી મેળવે છે, તેને કેવી રીતે તે સંઘરે છે, ગંદા પાણીનો નિકાલ કેવી રીતે કરે છે, તે ઉપરથી જ તેની સંસ્કૃતિનું માપ મળી રહે.

દાતણ કર્યું, મોઢું ધોવા પાણી જોઈશે. નાહવા પાણીની ડોલ જોઈએ. વાસણ ધોવાં, ચોકડી ધોવી એ બધું પાણી વગર નહિ બને. કપડાં ધોવા પણ પાણી જોઈશે. અનાજ પકવવા પાણી જોઈશે. ઘાસચારો પણ પાણી વગર નહિ થાય. ઢોરને પાવા પાણી જોઈશે. ઘર બાંધવું છે. માટી ચૂનો કે સિમેન્ટ ગમે તે વાપરો પણ પાણીની જરૂર પડવાની જ. ઈંટ કે નળિયાં પણ પાણી વગર નહિ પડાય. વનસ્પતિ, અનાજ કે ખેતી એ તમામ માટે પાણીની જરૂર છે.

વરાળયંત્રો, પાણીથી ચાલતાં પ્રેસ, જાતજાતનાં કારખાનાં અને નાના મોટા ઉદ્યોગો, એ સર્વ પાણી ઉપર જ નભે છે. સારું મીઠું પાણી મળે ત્યાં ગામ વસે, શહેર વસે, અને ધંધા ઉદ્યોગ પણ ત્યાં જ જામે. આપણા દેશ તેમ જ પરદેશનાં મોટાં મોટાં શહેરો નદીકિનારે જ વસેલાં છે. પાણીના ગુણે કરીને જ આપણે નદીને 'લોકમાતા' ગણીએ છીએ. આપણે ત્યાં તો નદીમાત્ર પવિત્ર છે—પતિતપાવની છે.

જીવમાત્રની ઉત્પત્તિ પાણીમાં જ થાય છે. માતાના ગર્ભમાં બાળકનું શરીર પાણીમાં જ બંધાય છે અને પાણી દ્વારા જ પોષણ મેળવે છે. માણસ, પશુપંખીમાત્રના શરીરમાં અનેક કોષો હોય છે. તે બધા કોષોને પોષણ લોહી દ્વારા મળે છે. પણ તે લોહીમાં પાણી ન હોય તો? લોહી જામી જાય, અને પરિણામે મોત નીપજે.

કૉલેરા જેવા રોગોમાં ઝાડા ઊલટી વાટે શરીરનું પાણી ખૂબ નીકળી જાય છે. તેથી લોહી બરાબર ફરી શકતું નથી અને હાથ-પગ ચૂંથાય છે. દાક્તરો મીઠાના પાણીની પિચકારી આપી લોહી ફરતું રાખે છે. કેટલાક જીવ હવા વગર જીવી શકે છે ખરા, પણ પાણી વગર તે જીવી શકતા નથી. પાણીમાં રહેનાર કેટલાક એકકોશી જીવ પાણી સુકાઈ જતાં સુપ્ત અવસ્થામાં પડ્યા રહે છે. ચોમાસું આવતાં ફરી પાણી મળે ત્યારે તે સળવળે છે અને જીવન માણે છે. જીવન જીવવા તો તેમને પણ પાણીની જરૂર પડે જ છે.

જીવમાત્ર—વનસ્પતિ સુધ્ધાંને પાણી વગર તો નહિ જ ચાલે. બંસીલાલ ગાંધી

# કૉંગ્રેસના નવા બંધારણના મૂળ સિદ્ધાંતો

[ ફેબ્રુઆરીના છેલ્લા અઠવાડિયામાં દિલ્હી મુકામે મળેલી કૉંગ્રેસની મહાસમિતિએ તેનું નવું બંધારણ ઘડવા માટે જે મૂળભૂત સિદ્ધાંતો નક્કી કર્યા, તે નીચે આપ્યા છે. તેના આધાર પર હવે આગળ કૉંગ્રેસનું નવું બંધારણ વિગતે વિચારાશે.

ગાંધીજીએ પોતાના દેહાન્તને આગલે જ દહાડે કૉંગ્રેસને સારુ નવા બંધારણને માટે પોતાની સૂચના લખી આપેલી. તેમાં તેમણે અત્યાર સુધીની કૉંગ્રેસનું સ્વરૂપ ટૂંકમાં વર્ણવીને, નવું કયું રૂપ તેણે લેવું જોઈએ, એ બતાવેલું. તે આ પ્રમાણે કહેલું :—

"ભાગલા પડ્યા છતાં હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસે યોજેલાં સાધનો દ્વારા હિંદે રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરી હોવાથી, આજના સ્વરૂપની કૉંગ્રેસનો, એટલે કે પ્રચારના વાહન અને ધારાસભાની પ્રવૃત્તિ ચલાવવાના તંત્ર તરીકેનો તેનો ઉપયોગ હવે પૂરો થયો છે. શહેરો અને કસબાઓથી ભિન્ન એવાં તેનાં સાત લાખ ગામડાંઓની દૃષ્ટિથી હિંદની સામાજિક, નૈતિક અને આર્થિક સ્વતંત્રતા સિદ્ધ કરવાની હજી બાકી છે. લોકશાહીના લક્ષ્ય તરફની હિંદની પ્રગતિ દરમ્યાન લશ્કરી સત્તા ઉપર સરસાઈ સ્થાપવા માટેની મુલકી સત્તાની ઝુંબેશ અનિવાર્ય છે. એને રાજકીય પક્ષો અને કોમી સંસ્થાઓ સાથેની અઘટિત સ્પર્ધાથી અળગી રાખવી જોઈએ. આ અને એવાં બીજાં કારણોને લઈને નીચેના નિયમો અનુસાર મહાસમિતિ કૉંગ્રેસની વર્તમાન સંસ્થાને વિખેરી નાખવાનું અને લોકસેવક સંઘને સ્વરૂપે પ્રગટ થવાનું ઠરાવે. પ્રસંગ અનુસાર એ નિયમોમાં ફેરફાર કરવાની એ સંઘને સત્તા હોય."

આમાં ગાંધીજીએ રાજદ્વારી ક્ષેત્રમાં હવે પછી કૉંગ્રેસનું શું સ્વરૂપ થવું જોઈએ, એ વિષે કાંઈ સ્પષ્ટ કહ્યું નથી. એમની વિચારસરણી લઈએ તો એમને તે કહેવાની જરૂર નહોતી. કારણ કે, એ હમેશ કહેતા આવ્યા છે કે, પ્રજાસેવા એ મુખ્ય છે અને રાજકારણક્ષેત્રમાં જે કામ કરવાનું જરૂરી હોય તે આ વિશાળ પ્રજાસેવાનું એક અંગ છે અને તે એમાંથી જ આપમેળે પ્રગટે છે અને રૂપ પકડે છે.

એટલે ગાંધીજીએ સ્વરાજયુગમાં કૉંગ્રેસનો નવો અવતાર લોકસેવક સંઘ રૂપે થાય એમ સૂચવ્યું અને વિશાળ રચનાત્મક કાર્યક્રમને લોકસેવાના અનેક સન્માર્ગો તરીકે વર્ણવી આપ્યા.

ગાંધીજીનો આ સંદેશ નિર્મળ ઝીલી શકાય એમ હતું નહિ. એટલે કૉંગ્રેસે પોતાની ચાલુ હસ્તીને બને તેટલી જાળવવાની સાથે તેનો પાયો ગાંધીજીની સૂચના પ્રમાણે રચવાનો શુદ્ધ પ્રયત્ન કર્યો, જેનું પરિણામ તેણે ઠરાવેલા પોતાના બંધારણના નીચેના મૂળસિદ્ધાંતો છે. —મ.]

## ઉદ્દેશ

હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઉદ્દેશ હિંદની પ્રજાનું કલ્યાણ અને પ્રગતિ સાધવાનો અને હિંદમાં સહકારના ધોરણ પર સૌનું સહિયારું એવું રાજ્ય સ્થાપવાનો છે; પોતાનો વિકાસ કરવાની તક મળવામાં

તથા રાજકીય આર્થિક અને સામાજિક હકોને વિષે તે રાજ્યમાં સૌને સમાનતા હશે, અને તેનું લક્ષ્ય જગતની શાંતિ અને ભ્રાતૃભાવ હશે.

### મતાધિકાર

કૉંગ્રેસનું ધ્યેય સ્વીકારનાર ૨૧ કે વધુ વર્ષની ઉંમરના કોઈ માણસને કૉંગ્રેસની પ્રાથમિક મૂળ પંચાયતની ચૂંટણીમાં મત આપવાનો હક રહેશે.

### પ્રાથમિક કૉંગ્રેસ પંચાયત

કોઈ પણ ગામમાં કે ગામડાંના સમૂહમાં કે શહેરના ભાગમાં પ્રાથમિક કૉંગ્રેસ પંચાયત બનશે.

આવી પ્રાથમિક પંચાયતોની ચૂંટણી કરવાને માટે દેશના ઠીક પડતા વિભાગો કરવામાં આવશે; અને આ પ્રાથમિક પંચાયતોના ચૂંટાયેલા સભ્યોની સંખ્યા ૫૦૦ વસ્તીએ ૧ એવા પ્રમાણમાં લગભગ હશે.

કોઈ પણ પંચાયત ૫ કરતાં ઓછા માણસની નહિ હોવી જોઈશે.

પ્રાથમિક પંચાયતમાં ચૂંટાનાર ઉમેદવારે નીચેની શરતો પૂરી કરવી પડશે :

"હાથે કાંતેલા સૂતરમાંથી બનાવેલી ખાદી નિયમિત પહેરનાર હોવો જોઈએ; અને તે માદક પદાર્થોનું સેવન કરતો ન હોવો જોઈએ. કોઈ પણ રૂપ કે પ્રકારની અસ્પૃશ્યતાનો તેણે ત્યાગ કર્યો હોવો જોઈએ. કોમી એકતામાં માનનારો અને બધા ધર્મોનું આદરમાન કરનાર તે હોવો જોઈએ. અને જાતિ, ધર્મ કે લિંગના ભેદ વિના, સૌને સમાન દરજ્જો અને સરખા વિકાસની તક હોવી જોઈએ, એ પણ માનતો હોવો જોઈએ."

પ્રાથમિક પંચાયતના સભ્યોને માટે વાર્ષિક લવાજમ ૧ રૂપિયો હશે. પ્રાથમિક પંચાયતમાં આવવા ઊભા થનાર ઉમેદવારે રૂ. ૧ આપવો જોઈએ. તેમાં જે સફળ થાય તેને, પોતે જે વર્ષમાં ઊભો થયો હોય, તે વર્ષની સભ્યની ફી ભરવી નહિ પડે.

### પ્રતિનિધિઓની ચૂંટણી

પ્રાથમિક પંચાયતોના સભ્યો કૉંગ્રેસના પ્રતિનિધિઓને ચૂંટશે, જેઓ પ્રાંતિક સમિતિ પણ રચશે.

પ્રતિનિધિઓ પોતાના હોદ્દાની રૂએ જિલ્લા અને તાલુકા સમિતિના સભ્યો થશે.

દરેક પ્રાંતને પોતાની વસ્તીના દર લાખે એકના પ્રમાણમાં, પ્રતિનિધિઓ કૉંગ્રેસમાં મોકલવાનો હક હશે.

### કાર્યકર્તા સભ્યો

કાર્યકર્તા ('ઇફેક્ટિવ') સભ્યે નીચેની શરતો પૂરી કરવી જોઈશે :

(૧) (જુઓ ઉપર પ્રાથમિક પંચાયતના ઉમેદવારને માટે મૂકેલી શરતો. — 'પ્રાથમિક કૉંગ્રેસ પંચાયત' મથાળા તળે.)

(૨) નિયમિત પોતાનો અમુક સમય તેણે, કૉંગ્રેસ વખતોવખત જે રાષ્ટ્રીય અને રચનાત્મક કાર્ય નક્કી કરે તેમાંના કોઈ ને કોઈમાં આપવો જોઈશે, અને તેને માટે નક્કી કરેલા ફારમ પર એ પ્રકારનો એકરાર કરવો જોઈશે.

બધી જ કૉંગ્રેસ સમિતિઓના સભ્ય થવા માટે માત્ર કાર્યકર્તા ('effective') સભ્યોને જ ઉમેદવારી કરવાનો હક રહેશે. પરંતુ પ્રાથમિક કૉંગ્રેસ સમિતિના સભ્યની ઉમેદવારીને માટેની લાયકાત 'પ્રાથમિક કૉંગ્રેસ પંચાયત'ના મથાળા તળે જે બતાવી છે તે રહેશે.

પ્રાથમિક કૉંગ્રેસ પંચાયતના સુધ્ધાં ચૂંટાયેલી કોઈ કૉંગ્રેસ સમિતિનો સભ્ય, પોતાના અલગ સભ્યો તથા બંધારણ અને કાર્યક્રમ હોય એવા કોઈ બીજા રાજકીય પક્ષનો સભ્ય થઈ શકશે નહિ.

### કૉંગ્રેસ સમિતિની મુદત

પ્રાથમિક કૉંગ્રેસ પંચાયત અને બીજી કૉંગ્રેસ સમિતિઓની મુદત સામાન્યપણે ૩ વર્ષની રહેશે.

### 'દેશી' રાજ્યો

હિંદી યુનિયન સાથે જોડાયેલાં રાજ્યો, કૉંગ્રેસ સંસ્થાને હિસાબે, હિંદના બીજા કોઈ પણ ભાગ જેવાં ગણાશે. આ રાજ્યો યા તો નવા પ્રાંતો બનશે અથવા તો હયાત પ્રાંતો સાથે તેમનું સ્થાન નક્કી કરાશે. કાર્યવાહક સમિતિ પોતાને ઠીક લાગે તેમ આ ઠરાવશે.

### વાર્ષિક અધિવેશન

કૉંગ્રેસનું અધિવેશન દર વર્ષે કરવામાં આવશે.

### માન્યતા

નીચેની સ્વાયત્ત સંસ્થાઓને કૉંગ્રેસ પોતાની માન્યતા આપશે:

૧. ચરખા સંઘ
૨. ગ્રામઉદ્યોગ સંઘ
૩. હિંદુસ્તાની તાલિમી સંઘ
૪. હરિજન સેવક સંઘ
૫. ગોસેવા સંઘ

નોંધ: કૉંગ્રેસ કાર્યકર્તાઓ અને કૉંગ્રેસ પંચાયતોએ પ્રત્યક્ષ જે કાર્યક્રમ પાર પાડવાનો હશે તે કાર્યવાહક સમિતિ નક્કી કરી આપશે.

# ક્રોધ એ ચાંડાળ છે!

હરિકેશ સાધુએ શ્રમણ ભગવાન મહાવીરના સંયમમાર્ગની દીક્ષા લઈને ઉગ્ર તપ આરંભ્યું. વ્રત, તપ, ધ્યાન અને કઠોર દેહદમનમાં કોઈ તેમનો જોટો ન રહ્યો. ઝેરી નાગ જેવા એ ઉગ્ર તપસ્વી એક વખત ફરતા ફરતા વારાણસી નગરી તરફ આવી પહોંચ્યા. નગર બહાર એક તિંદુક વૃક્ષ નીચે તેમણે ઉતારો કર્યો.

તે વૃક્ષ ઉપર રહેતો યક્ષ આ પ્રતાપી સાધુને પોતાના વૃક્ષ નીચે ઉતારો કરતા જોઈ, ઉતાવળો ઉતાવળો નીચે ઉતર્યો અને નમ્રતાથી વારંવાર વંદન કરતો કહેવા લાગ્યો :—"ભગવન્! મારા નિવાસસ્થાને ઉતારો કરી આપે મને અનુગૃહીત કર્યો; આ સેવકને આજથી આપની તહેનાતમાં હરઘડીએ હાજર રહેલો માનજો. મારી સર્વ સિદ્ધિ, મારું સર્વ સામર્થ્ય આપની સેવામાં ન્યોછાવર છે."

ભિક્ષાનો સમય થતાં હરિકેશ સાધુ નગર તરફ જતા, અને મનમાં ધારી રાખેલા નિયમ મુજબ અમુક પ્રખ્યાનાં, કે અમુક ક્રમમાં આવતાં ઘરોમાંથી, કે અમુક દશાની વ્યક્તિએ, અમુક રીતે આપેલી, અમુક ભિક્ષા મળે તો જ લેતા; નહિ તો પાછા આવી, આસન માંડી ધ્યાને લાગી જતા. કહેવાની જરૂર નથી કે, આ રીતે ભિક્ષા કરતાં ઉપવાસના દિવસો જ તેમને વધુ જતા.

કાશીનો રાજપુરોહિત જાણીતો યજ્ઞહોતા હતો. તેના યજ્ઞમાં દેવો જાતે હાજર રહી હવિ ગ્રહણ કરતા, એમ કહેવાતું. દેવોનો આવો એકનિષ્ઠ, કુશળ ઉપાસક અને કૃપાપાત્ર કોઈ જાણવામાં નહોતો.

હરિકેશ સાધુ આજે તેના યજ્ઞમંડપ આગળ ભિક્ષાર્થે આવી પહોંચ્યા. તપથી સુકાઈ ગયેલા, અને જીર્ણ–મલિન–તુચ્છ વસ્ત્ર–પાત્રવાળા તે ગંદા મુનિને અંદર આવતા દેખી, સ્નાનાદિ શૌચની ભારે ચીવટવાળા બ્રાહ્મણો બૂમાબૂમ કરતા બોલી ઊઠ્યા :—"રખે આ ગંદો, અપવિત્ર, અપશુકનિયો જતિ અંદર આવી, બધી સાધનસામગ્રી તથા હોતાઓને અશુચિ બનાવી મૂકે!"

પાસે ઊભેલા રાજપુરોહિતે હરિકેશ પાસે જઈને કહ્યું:—"કાળ–અકાળ, સ્થળ–અસ્થળ, ઉચિત–અનુચિત કશાના ખ્યાલ વિનાના હે મૂર્ખ! દેવકર્મ જ્યાં થાય છે, તેવી આ પવિત્ર ભૂમિમાં તારે આવવાની શી જરૂર છે? વેદબાહ્ય આચારવાળા, અને દેવોના નિંદક એવા તારે માટે સ્મશાનો, તબેલાઓ, કોઢો અને ખંડેરોની શી ખોટ છે, તેથી તારી અપશુકનિયાળ જાતને અહીં યજ્ઞમંડપમાં સામે ધરવા આવ્યો છે?"

હરિકેશ સાધુ એ વેદવાદી કર્મઠ બ્રાહ્મણના આ પ્રકારના આક્ષેપથી સળગી ઊઠી બોલ્યા:—"જેનું મુખ આવા કઠોર, અપવિત્ર શબ્દોથી ભરેલું છે, અને જેના હાથ પશુઓના લોહીથી નીંગળતા છે, તેવા માણસને ઘેર તપ–સંયમના નિર્દોષ માર્ગવાળા શુદ્ધ સાધુએ આવવું એ અનુચિત જ કહેવાય! તારો વેદમાન્ય આચાર, અને વેદમાન્ય વિચાર તને મુબારક હજો!"

રાજપુરોહિત હરિકેશનો આવો તીખો જવાબ સાંભળી વધુ સળગી ઊઠીને બોલ્યો:—"પ્રાચીન ઋષિઓએ પ્રમાણેલા અપૌરુષેય વેદોના માર્ગને ત્યાગી, મૂર્ખ લોકોને મૂંડી પેટ ભરવા ચાલી નીકળેલા પાખંડી શ્રમણના માર્ગને અનુસરનારાને છાજે એવું જ તારું બોલવું–ચાલવું છે!"

હરિકેશે જવાબ આપ્યો:—"વેદોને રચનારો કોણ હતો, જ્ઞાની હતો કે અજ્ઞાની, ડાહ્યો હતો કે ગાંડો એની જ જેમને ખબર નહોતી એવા મૂર્ખોએ પ્રમાણેલા વેદો જ જેમના માર્ગદર્શક છે, તેવા તારા જેવાઓ સર્વજ્ઞ ભગવાને જીવ–અજીવનું રહસ્ય પ્રત્યક્ષ જાણીને ઉપદેશેલા માર્ગને શી રીતે અનુસરી શકે?"

બે જુદા જુદા ધર્મમાર્ગના પુરસ્કર્તાઓએ માંડેલી આ ગાળાગાળી, થોડી જ વારમાં સામાન્ય ઘરસંસારીઓની ગાળાગાળીની માત્રાને પણ ક્યાંય ટપી ગઈ.

ગાજવીજ અને કડાકાઓ પછી વરસાદ, એ ન્યાયે ગાળાગાળી અને બૂમાબૂમ પછી મારામારી આવીને ઊભી રહી.

છેવટે લોહી નીંગળતે શરીરે હરિકેશ સાધુ જ્યારે તિંદુકવૃક્ષ નીચે પોતાને ઉતારે પાછા ફર્યા, ત્યારે મધ્યાહ્નનો સૂર્ય પણ તાપથી સળગી રહ્યો હતો.

યક્ષે રોજના રિવાજ મુજબ સામે આવી નમ્રતાથી વારંવાર પ્રણામ કર્યા, અને કામકાજ ફરમાવવા વિનંતી કરી.

હરિકેશે કહ્યું:—"રોજ કામકાજ ફરમાવવા નોકલીટી તાણે છે, ત્યારે હમણાં બપોરે પેલા બામણા

તીર્થંકર ભગવાનને અને તીર્થંકર ભગવાનના માર્ગને નિંદી મને મારતા હતા, ત્યારે જ પધારવું હતું ને!"

યક્ષે જવાબ આપ્યો :– "ભગવન્! આકાશવ્યાપી એ કોળાહળ સાંભળી બીજાઓની પેઠે હું પણ ત્યાં દોડી આવ્યો હતો; તથા આપને બચાવવા અને દુષ્ટ બ્રાહ્મણને સજા કરવા અંતરિક્ષમાં અદૃશ્ય રહી તપાસ કરવા લાગ્યો હતો. પરંતુ મને તો એ સરખા ચાંડાળો જ લડતા દેખાયા. તેમાં કોણ બ્રાહ્મણ; અને કોણ સાધુ એ હું નક્કી ન કરી શક્યો. એટલે ભૂલમાં આપને જ મારી ન બેસું એ બીકે, હું ત્યાંથી પાછો આવતો રહ્યો!"

[જૈન કથા ઉપરથી] ગો૦

# માસિક વિવેચન

## કરવેરાની ચોરી

વડી સરકારના નાણાં-પ્રધાન શ્રી. ષણ્મુખમ ચેટીએ ગયે મહિને વડી ધારાસભાની એક ચર્ચામાં કહેલી નીચેની વાત ધ્યાનપાત્ર ગણાય. તેમણે કહ્યું,

"પોતાને ભરવાના આવતા કરવેરા આપી ચૂકનાર કોઈ પ્રામાણિક માણસ લક્ષાધિપતિ થયો નથી. આપણા દેશમાં લોક એક જ રીતે લક્ષાધિપતિ થઈ શકે છે અને તે અપ્રામાણિકતાને રસ્તે. આ એક જુદો જ સવાલ છે અને તે એવો છે કે જેના ઉકેલને માટે આપણે બધાએ ભેગા થઈને વિચાર કરવો જોઈએ."

શ્રી. ષણ્મુખમ હિંદના લક્ષાધિપતિઓનો સારો પરિચય ધરાવનારા જ નહિ, તેમની કમાણી અને ધંધાની રીતોના પણ સારી પેઠે ઝીણા અને ઊંડા માહિતગાર ગણાય. તેમના ઉપરના મતનો વિરોધ કરનાર કોઈ ધનપતિ તો ભાગ્યે જ નીકળે.

પણ આ વિધાન ધર્મદૃષ્ટિએ પણ સાચું છે. ગાંધીજીએ ક્યાંક અસ્તેય વ્રતની ચર્ચા કરતાં જણાવ્યું છે કે, અતિ ધનસંચય કે પરિગ્રહની અંદર ક્યાંક ને ક્યાંક ચોરી કે અસ્તેયનો ભંગ તો રહેલો હોય છે. શ્રી. ષણ્મુખમે કરચોરી મુખ્ય ધ્યાનમાં રાખીને વાત કરી છે. આ ચોરી એટલી તો વ્યાપક બની ગઈ છે કે, લોકશાહીને નામે ઘણી વાર પોતાને 'કર ભરનારા' કહીને વાત કરનારને માટે એમ લાગે છે કે તેમને 'કર ચોરનારા' કહીએ તોય ખાસ ખોટું નહિ. સામાન્ય ગરીબ લોક બિચારા સીધો કયો કર ભરતા હશે? કાંઈ કે ધનસંપત્તિવાળાને જ માથે કર બેસે, અને તેમની વૃત્તિ તો બને તેટલો તે ઓછો જ ભરવાની હોય છે. અને ખાસ નોંધપાત્ર તો એ છે કે, એમ કરવામાં તેમને અધર્મ કે અઘટિતતા નથી વસતી. આમાં પ્રજાજન તરીકેની જવાબદારીનું ભાન જ ઓછું હોય છે. પરરાજ્યના જમાનામાં કેટલાક તો દેશાભિમાનની સાથે એમ કહેતા કે પરદેશી સરકારને શું કામ પૈસા આપીએ? તેઓ હવે સ્વરાજ સરકારને કાંઈ દૂધે ધોઈને કર ભરી દેતા હશે? એમ નથી. નહિ તો નાણાં-પ્રધાન આવી તીખી વાત ન સંભળાવત.

૩-૪-'૪૮

## શિક્ષક માટેની તાલીમ

શિક્ષણની મુખ્ય ચાવી શિક્ષક પાસે જ છે અને હમેશ રહેવાની. એટલે તે જેવો કેળવાશે ને તૈયાર હશે તેવું જ શિક્ષણ બનવાનું. આથી તેની તાલીમનો સવાલ ખૂબ અગત્યનો થાય છે. આજે તેની જૂની પરંપરા ચાલે છે. તેની અંદર દેશના નવયુગને અનુરૂપ તથા આપણી સ્થિતિને ફાવતી એવી ઢબે ફેરફારો થવા જોઈએ. આ સવાલ મોટી પુનર્ઘટનાનો છે. દરમિયાન, આજે શું ચાલે છે ને તેમાં શું તત્કાળ કરવા જેવું છે, તે વિષે શ્રી. અજિતરાય ઓઝા (એમ. એ. બી. ટી.) રાજકોટથી લખી મોકલે છે તેમાંથી નીચેનું ઉતારું છું:

"એક જમાનો એવો હતો જ્યારે મનાતું કે ગમે તે શિક્ષક થઈ શકે. જે બીજું કંઈ ન કરી શકે તે શીખવી શકે, એવું જે બર્નાર્ડ શૉનું માનવું છે તે સત્ય હતું. હવે સ્થિતિ પલટાતી જાય છે.

"આજે શિક્ષકને તાલીમ કઈ જાતની અપાય છે? મુંબઈ પ્રાંતમાં તાલીમના બે ભાગ હોય છે: (૧) સિદ્ધાંતો — આમાં થોડું માનસશાસ્ત્ર, શિક્ષણના સિદ્ધાંતો, શાળાનો બંદોબસ્ત, શાળાના વિષયોનું શિક્ષણ, કેળવણીનો ઇતિહાસ અને અખતરાના પ્રશ્નપત્રો. (૨) શિક્ષણના શાળાના વિષયોમાંથી બે ત્રણ પસંદ કરેલ વિષયો ઉપર ગણ્યાગાંઠ્યા ૨૫-૩૦ પાઠ.

આમાં પહેલો ભાગ બહુ ફેર માગતો નથી. થોડા ફેરફારોની જરૂર છે. કેળવણીને લગતું આંકડાશાસ્ત્રનું જ્ઞાન થોડું વધારવું જોઈએ. જે કેળવણીપદ્ધતિ અમલમાં મુકાય તેને લગતા થોડા ફેરફારો પણ આવશ્યક થશે.

"બીજા ભાગની તાલીમ બનાવટી જેવી લાગે છે. એટલે તાલીમ લેતા શિક્ષકોને નમૂનાની શાળાઓમાં

બહોશ નિરીક્ષકોનું માર્ગદર્શન મળે તેવો બંદોબસ્ત થવો જોઈએ. આને માટે ઠેકાણે ઠેકાણે આવી 'મૉડેલ' શાળાઓ સરકાર તરફથી ખોલાવી જોઈએ. પહેલા ભાગનું જ્ઞાન આપવા માટે શાળાનો વખત ના હોય તેવો વખત પસંદ કરવો તદ્દન આવશ્યક છે.

"આ ઉપરાંત રજાઓ દરમ્યાન ટૂંકા તાલીમ વર્ગો, શિક્ષકોનાં સંમેલનો અને શિક્ષણ પરત્વેનાં ભાષણો અને ચર્ચાઓ યોજાય તો તે ખૂબ જ ઉપયોગી થાય. શિક્ષણનાં ક્ષેત્રમાં શોધખોળની બાબતમાં સરકાર તરફથી શિષ્યવૃત્તિઓ અપાવી જોઈએ. તાલીમ લેવા માટે ઉત્તેજન અપાય તેનું પણ ધ્યાન સરકાર તરફથી રહેવું જોઈએ. આજની તાલીમ ખૂબ ખર્ચાળ છે તે પરિસ્થિતિ દૂર કરવા માટે ઠેકાણે ઠેકાણે તાલીમ વર્ગો અને 'મૉડેલ શાળાઓ' ખોલાય તો હાલાકી અને ખર્ચો ઓછો થાય."

૧૮–૪–'૪૮

## હિંદની રાજભાષા અંગ્રેજી પણ?

સ્વતંત્ર હિંદના બંધારણનો ખરડો ઘડનારી આંબેડકર સમિતિએ તેના ખરડાની કલમ ૯૯ (૧) માં એમ મૂક્યું છે કે, હિંદની રાષ્ટ્રસભા (પાર્લમેન્ટ)નું કામ હિંદી અથવા અંગ્રેજીમાં ચલાવવામાં આવશે. તેમાં અપવાદ કરવામાં આવ્યો છે કે, સભ્ય જો ઉપરની બેમાંથી એકે ભાષા બરોબર વાપરી ન જાણતો હોય તો પ્રમુખ તેને સભ્યની સ્વભાષામાં બોલવાની છૂટ આપી શકશે. આવી રીતે સ્વભાષામાં બોલનાર સભ્યના કહેવાનો સાર, પ્રમુખ ઇચ્છે ત્યારે, હિંદી કે અંગ્રેજીમાં આપવાની ગોઠવણ કરશે.

બંધારણ-સભાએ અનેક બાબતોમાં પોતાની ઇચ્છા અને મંતવ્યો સ્પષ્ટ ઠરાવો દ્વારા નક્કી કર્યાં છે. જેમ કે મૂળભૂત હકોની બાબત, વગેરે. પરંતુ હિંદની રાષ્ટ્રભાષા, કે ચોક્કસ શબ્દ હવે વાપરીએ તો, હિંદની રાજભાષા કઈ હશે, એ વિષે બંધારણસભાએ તેની આંબેડકર સમિતિને કશી સૂચના નથી આપી. બલ્કે, આ મોટા સવાલનો નિર્ણય મોકૂફ રાખ્યો છે, અને કૉંગ્રેસ પક્ષે એક સમિતિને એ કામ સોંપી રાખ્યું છે. આમ છતાં આંબેડકર સમિતિએ શું કામ આ ભલામણ કરી? અને કરી તો કરી, પરંતુ તેમાં હિંદુસ્તાનીને બદલે હિંદી શી રીતે હોઈ શકે? અને અંગ્રેજી શી રીતે હોય?

આ વિચિત્ર ભલામણ પર હિંદુસ્તાની પ્રચાર સભાની કારોબારી તા. ૧૨–૩–'૪૮ના રોજ સેવાગ્રામ–વર્ધામાં શ્રી. રાજેન્દ્રબાબુને પ્રમુખપદે મળી, તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે,

"અખબારમેં યહ પઢકર આશ્ચર્ય હુઆ કિ આઝાદ હિન્દકે લિયે આંબેડકર કમિટીને જો વિધાન તૈયાર કિયા હૈ ઉસમેં રાજભાષાકે તૌર પર હિન્દી ઔર અંગ્રેજીકો જગહ દી હૈ. સન્ ૧૯૨૫ સે આજ તક કૉંગ્રેસકી યહી નીતિ રહી હૈ કિ રાષ્ટ્રભાષા ઔર રાજભાષાકી ગદ્દીસે અંગ્રેજીકો હટાયા જાય, ઔર ઉસકી જગહ હિન્દુસ્તાનીકો દી જાય. સભાકી રાય હૈ કિ કાન્સ્ટિટ્યૂઅંટ અસેમ્બલી હિન્દુસ્તાની, જિસે ઉત્તર હિન્દુસ્તાનકે શહરોં ઔર ગાઁવોંકે હિંદુ-મુસલમાન વગૈરહ સબ બોલતે હૈં, સમઝતે હૈં ઔર આપસકે કારોબારમેં બરતતે હૈં ઔર જિસે નાગરી ઔર ઉર્દૂ દોનોં લિખાવટોંમેં લિખા પઢા જાતા હૈ, ઉસીકો રાજભાષાકી જગહ દેં."

સવાલ તો એ થાય છે કે, ખરડા-સમિતિએ અંગ્રેજીનો રાજભાષા તરીકે વિકલ્પ કેમ મૂક્યો? બહુ તો તે એમ કહી શકત કે, જે સભ્ય હિંદુસ્તાનીમાં ન બોલી શકે તે યા તો અંગ્રેજી કે પોતાની માતૃભાષામાં બોલી શકશે. અંગ્રેજીને જો સ્થાન હોય તો આ પ્રમાણે ભલે હો.

અથવા એમણે અંગ્રેજીનો વિકલ્પ મૂક્યો તો એમ પણ કેમ ન કહ્યું કે, આ વિકલ્પ અમુક અવધિનો — પાંચ કે સાત વર્ષ માટે જ છે?

અંગ્રેજી માટે ઘણો આગ્રહ દક્ષિણ ભારતનો છે કે શું? હિંદ જ્યારે આ પ્રશ્નની બાબતમાં ઊંઘતું હતું ત્યારે જાગનાર ગાંધીજીએ ૧૯૧૮ થી દ૦ ભારતમાં રાષ્ટ્રભાષાની પ્રતિષ્ઠા કરી છે. ત્રીસ વરસે તેનો આવો ફેજ તો કેમ હોઈ શકે?

અને હિંદુસ્તાની બદલી હિંદી મૂકવામાં આ સમિતિ કેમ આગળ પડી છે? તેણે શું કામ આવો અનધિકાર દાખવ્યો છે? બંધારણસભાએ આ કલમને સુધારીને દેશની આબરૂ તથા વિશાળ સહૃદયતાને સંભાળવી જોઈએ.

૧૮–૪–'૪૮

## હિંદુસ્તાની પ્રચારકોના તાલીમવર્ગ

દર વરસે ઉનાળામાં હિંદુસ્તાની પ્રચારકોને માટે તાલીમ વર્ગ કાઢવામાં આવે છે, તે પ્રમાણે આ વર્ષે બે સ્થળોએ તે નીકળશેઃ ૧. નવસારીમાં, ૨. ખેડા જિલ્લામાં પીપળાવમાં. નવસારી–વર્ગની વ્યવસ્થા ત્યાંની હાઈસ્કૂલના આચાર્ય શ્રી. ઈશ્વરલાલ

નાયક કરશે, અને તે વર્ગ ૧૦–૫–'૪૮ થી શરૂ થઈ એકવીસ દિવસ ચાલશે. પીપળાવ વર્ગની વ્યવસ્થા આણંદ, ચરોતર કેળવણી મંડળની દા. ન. હાઈસ્કૂલના આચાર્ય શ્રીઃ ઈશ્વરભાઈ પટેલને હસ્તક રહેશે; અને તેની શરૂઆત તા. ૪–૫–'૪૮ થી થઈને તે વર્ગ વીસ દિવસ ચાલશે.

આ વર્ગો દ્વારા પ્રચારકો ધીમે ધીમે કરતાં પોતાની લાયકાત 'કાબિલ' સુધીની કરી લઈ શકે છે. સામાન્ય રીતે દરેક વરસે તેઓ વર્ગમાં જોડાય છે અને આગળના પોતાના કામને માટે તૈયારી કરી લે છે. વર્ગનું કામ બરોબર ૮–૧૦ કલાક રોજ ચાલે છે. એ રીતે આ વર્ગોમાં ત્રણ કક્ષાઓના વર્ગો ચાલે છે. ઉપરાંત સ્થાનિક લોકોમાંથી જેઓ હિંદુસ્તાની ભણવા માગે તેમનો પ્રાવેશિક વર્ગ ચલાવવામાં આવે છે. આમ સહેજે ૧૦૦ ઉપર લોકો, પોતપોતાની કક્ષા પ્રમાણે, આ દિવસોમાં તાલીમ મેળવે છે.

આ ઉપરાંત આ વર્ષે એક વિશેષ વાત એ કરવામાં આવી છે કે, દરરોજ અર્ધો કલાક સમૂહકાંતણ રહેશે. જેમને કાંતણ નહિ આવડતું હોય તેમને શીખવવામાં આવશે.

આ વર્ગોથી હિંદુસ્તાનીના પ્રચારકો સરળતાથી અને સૌની સવડ પ્રમાણે તૈયાર કરી શકાય છે, અને કામ વધારવાનું સારી રીતે ફાવે છે. આ વર્ગોના કામ વિષે ટૂંકમાં ખબરો, તે વર્ગો પૂરા થયે, આપવામાં આવશે.

૧૮–૪–'૪૮

**સૌરાષ્ટ્રમાં હિંદુસ્તાની પ્રચાર**

શ્રી. કહાનજીભાઈ મોહાણ જણાવે છે કે,

"ભાવનગરમાં પ્રજાતંત્ર સ્થપાયું ત્યારથી રાજ્યની શાળાઓમાં પહેલાં ત્રણ ધોરણોમાં હિંદુસ્તાની ભાષા દાખલ કરવામાં આવી છે. શાળાઓમાં હિન્દુસ્તાની શીખવી શકે તેવા શિક્ષકો તૈયાર કરવા માટે સૌરાષ્ટ્ર સરકારની મંજૂરીથી કાઠિયાવાડ રાષ્ટ્રભાષા પ્રચાર કાર્યાલય તરફથી એક તાલીમ વર્ગ તા. ૧૬–૪–'૪૮થી શરૂ થયો છે. તે વર્ગ ૩૧ મે સુધી ચાલશે. તેમાં ગોહિલવાડ વિભાગના તેમ જ સ્થાનિક મળીને કુલ ૩૫ શિક્ષકો સામેલ થયા છે. આવો જ બીજો વર્ગ રાજકોટમાં જલ્દીથી શરૂ થશે."

આમ આ રચનાક્રમ હવે સૌરાષ્ટ્ર ભરમાં એકધારું આગળ વધી શકશે, એ તે એકમ રચવાની ક્રાંતિ કેવી કીમતી પ્રજા-ઘડતર સાધનારી થશે, એ સ્પષ્ટ થાય છે.

મ૦

**સરકારી વ્યવહાર માટે માતૃભાષા**

સરકારનું તંત્ર જૂની ઘરેડમાંથી હવે ધીમે ધીમે ખસે છે. અંગ્રેજ સરકારે પોતાની સગવડ ખાતર આખા દેશમાં અંગ્રેજીને રાજભાષા બનાવી હતી. હવે તેને બદલે પ્રજાકીય તંત્રમાં નવી રાષ્ટ્રભાષાને સ્થાન મળશે અને પ્રાંતોના વહેવારમાં સ્થાનિક પ્રાન્તિક ભાષાને સ્થાન મળશે. અંગ્રેજીમાં થતા વહેવાર માટે અમુક નિશ્ચિત શબ્દાવલિ છે. નવા શરૂ થતા વ્યવહાર માટે તેમ નથી. તેથી નવા શબ્દપ્રયોગો વિચારપૂર્વક યોજીને દાખલ કરવા જોઈએ.

મુંબઈ પ્રાંતમાં હમણાં સ્થાનિક વ્યવહાર માટે સ્થાનિક ભાષામાં વ્યવહાર કરવાનું જાહેર થયું છે. એટલે ગુજરાત માટે ગુજરાતી શબ્દપ્રયોગનો વિચાર કરવો જરૂરી છે. નવી પદ્ધતિમાં જુદા જુદા અમલદારોને શી રીતે સંબોધવા, અરજી કે પત્રવ્યવહાર કેમ કરવો, શરૂઆત શી રીતે કરવી, અંતમાં શું લખવું, તે નક્કી થવું જોઈએ. સામાન્ય રીતે લોકો અધિકારીઓને સારું લગાડવા કંઈ કંઈ જાતનાં વિશેષણો વાપરે છે. તેને બદલે લખાણ માટે, સંબોધન માટે શબ્દાવલિ નિશ્ચિત હોવી જોઈએ.

અહીં એટલું સૂચન કરી શકાય કે, કોઈ પણ અધિકારીને શ્રીમાન કે શ્રી. લખીને સંબોધવામાં આવે તો પૂરતું થાય. (દા. ત. શ્રી. કલેકટર, શ્રી. મામલતદાર.) મહેરબાન કે સાહેબ જેવાં વિશેષણો વાપરવાંની જરૂર નથી. મહેરબાન લખવામાં દયા કરવાનો ભાવ આવે છે અને સાહેબ શબ્દમાં ગોરા સાહેબના અધિકારનો ભાવ આવે છે. રાજ્યમાન્ય રાજેશ્રી (રા. રા.) પણ આ જમાનામાં કાનને ગમે તેવા નથી. માટે તે શબ્દોનો ઉપયોગ રૂઢ કરવા જેવો નથી. અરજીની શરૂઆતમાં 'વિ. સાથે (વિનંતી સાથે) જણાવવાનું કે' એમ લખીને શરૂઆત થાય અને અંતમાં 'લિ. સેવક' લખીને સહી થાય.

વડોદરા રાજ્યમાં આવા વ્યવહાર માટે શબ્દો નક્કી થયેલા છે, પણ તે નવી પરિસ્થિતિમાં બહુ કામમાં આવે તેવા નથી. માટે આ બાબત રસ લેનાર ભાઈઓ વિચારીને સૂચનો કરે એવી વિનંતી છે.

વિ૦

# નવું વાચન

## ચાર પ્રવાસ-પુસ્તકો

પ્રાસ્તાવિક : ગુજરાતી સાહિત્યમાં પ્રવાસ પુસ્તકોની ખોટ રહી છે. કાકાસાહેબે એ ખોટ પૂરવાની શુભ ને સુંદર શરૂઆત કરી, ત્યાર પછી આ જાતના સાહિત્યસર્જન તરફ યુવાન લેખકોનું ધ્યાન દોરાયું છે ખરું.

ગુજરાતી વેપારીવર્ગ દુનિયાના દેશોદેશ ઘૂમી વળ્યો છે. એટલે ગુજરાતમાં પ્રવાસીઓની તો ખોટ નથી. છતાં ગુજરાતનું પ્રવાસ-સાહિત્ય અણખેડાયેલું શાને?

વેપારી પ્રવાસી તથા કુદરતના સૌન્દર્યની પિપાસા તૃપ્ત કરવા નીકળેલા પ્રવાસીમાં ભારે ફેર છે. બન્નેના હેતુ બરાબર ઊંધા છે. એક પૈસા પાછળ ભમે છે, બીજો સૌંદર્યની પાછળ; એક આંખ છતાં જોતો નથી — સિવાય કે પૈસાની દુનિયા! — જ્યારે બીજો પૈસાની પરવા કર્યા વિના જોવા જેવું જોવાનું કશું ચૂકતો નથી. વેપારી પ્રવાસવીર થયો જાણ્યો નથી અને છતાં એ હકીકત છે કે વેપાર અર્થે જ દુનિયાના દેશો એકબીજાને ઓળખતા થયા ને સંબંધમાં આવ્યા ને નવી દુનિયા પણ તેમાંથી જ શોધાઈ! પણ જેમણે ભૌગોલિક ...ધ કરી તે પુરુષો વેપારી નહોતા પણ સાહસી પરાક્રમી ...ષો પણ હતા.

ગાંધીજીના આગમન પછી પ્રજામાં પ્રાણ પુરાવાથી ...રાતી જુવાનોમાં સાહસતત્ત્વ પેદા થયું ને લાંબા ...સો એક શોખનો વિષય થઈ પડ્યા છે. પરદેશી ...ફરોની કથા પણ તેમણે વાંચી. પરિણામે પ્રવાસવર્ણનો ...રાતી સાહિત્યમાં વધવા લાગ્યાં છે, એ એક આનંદ...ક હકીકત છે.

પણ આ પ્રવાસવર્ણનો પર એક સામાન્ય દૃષ્ટિ નાખતાં ...નંદનો ઉછાળો આવે એવું તેમાં નથી. કુદરતનાં સૌંદર્યને ...ી શબ્દબદ્ધ કરવા માટે ભાષાસમૃદ્ધિ જોઈએ, સૂક્ષ્મ ...લોકન જોઈએ અને આબાદ વર્ણનશક્તિ જોઈએ. ...બધું એ પ્રવાસવર્ણનોમાં પૂરતા પ્રમાણમાં નથી હોતું. ...નો કુદરતના ક્ષણે ક્ષણે બદલાતા જતા સૌંદર્યના ...ને બતાવવાને બદલે રીઢાં બની જાય છે; પ્રવાસના ...ોમાં અસાધારણ તત્ત્વને બદલે સામાન્યતા જ આગળ ... આવે છે; અનુભવો અવનવા ને બોધપ્રદ હોવાને બદલે ...જંદા ને રસ વગરના હોય છે; સંવેદન ઊંડું ને તલસ્પર્શી ...ને બદલે છીછરું માલૂમ પડે છે આ દોષો સામાન્ય ...છ, કારણ કે આજના માનસમાં અવલોકનને, સૂક્ષ્મ સંવેદનને અને કુદરતના વૈવિધ્યને માણનારી દૃષ્ટિને પોષવાને આ ઉતાવળના જમાનામાં બહુ સ્થાન નથી, તક નથી.

**હિમાલયનું પર્યટન :** લે૰ હિંમતલાલ તુનારા; પ્રાપ્તિસ્થાન : ભારતી સાહિત્ય સંઘ લિ૰; કાલબાદેવી રોડ, મુંબઈ ૨; કિં૰ ૩-૦-૦.

લેખકમાં પ્રવાસનો ઉત્સાહ છે, ફરવાની ને રખડવાની ધગશ છે. નાનપણથી લાંબા પ્રવાસનાં સ્વપ્નાં સેવેલાં તે આ લાંબા પર્યટનથી સફળ ને સઘન થયાં. હિમાલય પહોંચ્યા પહેલાંની મુસાફરીનું વર્ણન પણ આમાં સમાવેલું છે. મુસાફરને તો ઘરની બહાર ડગ માંડતાં જ નિતનવા અનુભવો થાય છે. તેમ આ લેખકને વિવિધ અનુભવો મળે છે. પણ અનુભવો સામાન્ય ને ખાસ ચમત્કૃતિ વિનાના છે એમ કહેવામાં અત્યુક્તિ નથી; અથવા એમ કહેવું જોઈએ કે નૂતન અર્થશોધક દૃષ્ટિથી એ જોવાયા નથી અને તેથી તેમાં કશું વિશિષ્ટ તત્ત્વ દેખાતું નથી.

કાકાસાહેબે આ પુસ્તકની પ્રસ્તાવનામાં કુદરતના વર્ણન વિષે લક્ષ દોર્યું છે તે વાજબી ને સવેળાનું છે. કુદરતમાં સુંદર જોવા તો ઘણું મળે પણ સૌંદર્યને સુંદર કહી બેસી જતા તેના વર્ણનમાં અર્થચમત્કૃતિ આવતી નથી. કુદરતની વિવિધતાને અનુભવીને તેને આબેહૂબ પ્રતિબિંબિત કરવી એ ભારે આવડતની વાત છે. અનુભવનું પૃથક્કરણ કરી તેને ભાષામાં સંક્રાંત કરતાં મૂળ અનુભવ એકમને રજૂ કરવાની ભાષાશક્તિ જોઈએ. આવી વર્ણનશક્તિ પ્રસ્તુત પુસ્તકમાં નથી. છતાં હિમાલયના પ્રવાસવર્ણનમાં હળવા વાચન માટેનો ખોરાક તો તે પૂરો પાડે છે.

**દક્ષિણ ભારતનાં તીર્થધામો :** લે૰ શાંતિલાલ જી. ગાંધી; ભારતી સાહિત્ય સંઘ લિ૰; કાલબાદેવી રોડ, મુંબઈ ૨; કિં૰ ૨-૦-૦.

પ્રવાસવર્ણનોમાં આ પુસ્તક જુદી ભાત પાડે છે. કિશોરવયના પોતાના પુત્રને ઉદ્દેશીને પત્રરૂપે કટકે કટકે આલેખેલા આ વર્ણનસંગ્રહમાં, તરતના અનુભવોની તાજી યાદ વર્ણનમાં તાજગી પૂરે છે. લેખક પિતા પુત્રને ઉદ્દેશીને લખે છે, એટલે વાત્સલ્યભરી કાળજી ને મમતાભરી નોંધ સ્થળે સ્થળે વર્ણનપત્રોને જીવતા બનાવે છે. તેની સાથે માહિતી આપવાનું કામ શિક્ષકની શૈલીથી કરવામાં આવ્યું છે. તેથી કિશોરો માટે માહિતી પણ તેમાંથી સારી પેઠે મળી રહે તેમ છે. લેખક પોતે સફળ અધ્યાપક હોઈ તેમના આ પુસ્તકમાં પોતાની અધ્યાપનશૈલીથી દક્ષિણનાં યાત્રાધામોનો સાચો પરિચય આપી શક્યા છે. મુસાફરીની ભારે અગવડના દિવસમાં આદરેલા એમના પ્રવાસમાં રમણાશ્રમ અને શ્રી અરવિંદ આશ્રમનો પણ સમાવેશ કરી શક્યા ને તેથી કિશોરોને આજના હિંદના બે મહા ધર્મપુરુષોનો ટૂંકો પણ જોઈતો પરિચય આપી શક્યા છે તે, આ વર્ણનોની વિશેષતા છે. ગુજરાતના કિશોરો આ પુસ્તકનો પૂરતો લાભ ઉઠાવે એ ઇચ્છવા જોગ છે.

**કાશ્મીરનો પ્રવાસ :** લે૰ મોહનલાલ જ. દવે; પ્રાપ્તિસ્થળ: ભારત ટ્રામવે કંપની, ખાંડીપોળ, વઢવાણ શહેર; કિં૰ ૩-૦-૦.

આ પુસ્તકમાં વર્ણન મુખ્ય નથી, પણ માહિતી મુખ્ય છે. કાશ્મીર જનારને માટે તેમાં ત્યાંનાં સ્થળો વિષે સારી પેઠે ઝીણવટભરી નોંધ, નકશા અને ફોટા મળી રહે છે. સ્થળોના ટૂંક ઇતિહાસ સાથે ત્યાં રહેવાની સગવડો અગવડોનું ધ્યાન પણ તેમાં છે. લેખકનો હેતુ કલામય વર્ણનથી વાચકને કાશ્મીર જવા

લલચાવવાનો નથી, પણ ત્યાં જવા ઇચ્છનારને કેવળ ઉપયોગી થઈ પડવાનો છે. તેથી કાશ્મીરના સૌંદર્યને વર્ણનમાં આલેખિત જોવાની આશા અહીં વ્યર્થ છે. છતાં કાશ્મીર ને તેનાં સ્થળો અંગે ઉપયોગી માહિતીપૂર્ણ નોંધો કાશ્મીરના મુસાફરને બેશક ઉપયોગી થાય એવી છે.

**શત્રુંજય :** લે૦ ફૂલચંદ હરિચંદ દોશી; પ્ર૦ ચંદ્રકાન્ત ફૂલચંદ દોશી, પાલિતાણા કિં. ૧–૧૨–૦.

પાલિતાણાના શત્રુંજય ડુંગરની ઉપર આવેલાં જૈનોનાં દેવળો વિષે અતિ ઝીણવટભરી માહિતી આપનાર આ ગ્રંથ જૈનોને જ થોડોઘણો લાભદાયી થાય એવો છે. દરેક દેરાના દેવનો પુરાણ ઇતિહાસ આપતાં લેખક થાકતા નથી. જૈનોમાં પણ જેને પ્રવાસવર્ણનનો શોખ નહિ પણ દેવળ ને તેના દેવો વિષે જાણવાની ભક્તિભાવપૂર્વક દૃઢ ઇચ્છા હોય તેને જ આ પુસ્તકના વર્ણનમાં ને વર્ણનવિષયોમાં રસ પડે તેમ છે. પુસ્તકને પ્રવાસપુસ્તક કહેવું કે કેમ તે પણ એક સવાલ છે. એક જ સ્થળનું તે વર્ણન છે. છતાં પ્રવાસીને તે કેટલેક અંશે ઉપયોગી થાય એમ છે, કારણ કે જૈનોના તીર્થસ્થળ પાલિતાણા ને શત્રુંજય વિષે ઉપયોગી માહિતી તેમાંથી મળી રહે છે. પુસ્તકના આમુખમાં શ્રી રસિકલાલ પરીખે આપેલી સૂચનાને ટેકો આપવો રહ્યો કે "પુસ્તકમાંની ધર્મભાવના માટે પૌરાણિક કથાઓ અને હકીકતો જાણવા માટે ઇતિહાસ એ બંનેને અલગ પાડવામાં આવે તો ગ્રંથ વિશેષ માર્ગદર્શક થઈ પડે." શાં૦ દે૦

**ચીની બાળકો :** મૂળ લેખિકા પર્લ બક (રૂપાંતર કરનાર નીરુ દેસાઈ); પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; પૃ. ૩૨; કિં. ૦–૬–૦.

પર્લ બકનું જાણીતું નામ જોઈને આ નાનકડું પુસ્તક મેં મારી ૧૧ વરસની દીકરીને વાંચવા આપ્યું. જોકે આ વાત તો એથી પણ નાની ઉંમરનાં બાળકોને માટે હોવાનું પુસ્તકમાં આપેલાં ચિત્રો પરથી લાગે છે. મારી દીકરીએ ફરિયાદ કરી કે, ચીનમાં રાત હોય ત્યારે હિંદમાં દિવસ, અને ત્યાં દિવસ હોય ત્યારે આપણે ત્યાં રાત હોય છે, એમ આ પુસ્તકમાં વાર્તા કહેનાર માતા કહે છે એ કેવું વિચિત્ર ! આવું શાથી કહ્યું હશે ?

મેં પુસ્તક લઈને ફેરવી જોયું અને જણાયું કે, વાર્તા કહેનાર માતા અમેરિકન છે અને અમેરિકામાં રહીને પોતાનાં બાળકોને ચીનનાં બાળકોની વાત કહે છે. રૂપાંતર કરતી વખતે રૂપાંતરકારે આ મુદ્દાની વાત ધ્યાનમાં લેવાની દરકાર રાખી નથી એમ લાગે છે. અમેરિકન બાળકો આગળ ચીનનાં બાળકો વિષે ત્યાંનું વાતાવરણ જમાવીને વાત કરવાના ઉદ્દેશમાં આ એક મૂળભૂત ખામી રહી ગઈ છે.

પછી તો હું આખી ચોપડી વાંચી ગયો. મને થયું આ વાર્તા ભાષાંતર (કે રૂપાંતર કહીશું?) માટે શા માટે પસંદ કરવામાં આવી હશે? પર્લ બકનું આન્તરરાષ્ટ્રીય ખ્યાતિવાળું નામ એ જ આકર્ષણનો વિષય બન્યું હશે એમ લાગ્યા વિના નથી રહેતું. તેની વાર્તામાં એમ છે કે, ચીની માતાને એક પછી એક છ છોકરીઓ થાય છે. તેને છોકરો જોઈએ છે. વાતનું રસબીજ આ છે. એ તો સમજ્યા. પણ "ચીની પિતાએ કહ્યું, 'આમ થાકયે કંઈ ચાલે ?' " છતાં ચીની માતા પ્રયત્ન કરવા તૈયાર નહોતી"; "વળી ચીની માતાને એમ લાગ્યું કે, પ્રયત્ન છોડી દેવામાં જરા ઉતાવળ કરી હતી. એટલે એક નવા બાળક માટે તેણે નિર્ણય કર્યો." આ બધી વાકચરચના ને વાર્તાપદ્ધતિ કઈ ઉંમરનાં બાળકોને માટે હોઈ શકે? આ 'પ્રયત્ન' એટલે શું? તેનું નિરૂપણ ૮–૧૦ વરસનાં બાળકો આગળ માતા કરે એવી કયું શિક્ષણશાસ્ત્ર અપેક્ષા રાખે છે તે સમજાતું નથી.

આ વાર્તા ભાષાંતર માટે પસંદ કરવામાં અનુવાદકે કશા પણ ઔચિત્યનો વિચાર કર્યો હોય એમ લાગતું નથી. રૂપાંતર વિષે ઘણું કહી શકાય. પ્રસ્તુત વાર્તાને રૂપાંતર કહેવું પણ ખોટું જ છે. ભાષાંતરની ભાષા પણ શિથિલ ને છીછરી છે. 'એકાદ સ્નાન ખરીદી લ્યે છે' એ પ્રયોગ સામાન્ય ગુજરાતી જાણકાર સમજશે કે કેમ એ વિષે શંકા લાગે છે.

પુસ્તકનાં ચિત્રો જરૂર મજાનાં છે. મૂળ અંગ્રેજી પુસ્તકમાં તો તે રંગીન હોવાથી બહુ જ શોભે છે. પાં૦

**વિજ્ઞાનબાબુ :** ભાષાંતરકાર તથા પ્રકાશક : રમણલાલ સોની; પૃ. ૨૩૫; કિં. ૨–૧૨–૦.

એચ. જી. વેલ્સના 'ટાઈમ મશીન, અને 'ધી કંટ્રી ઑફ ધ બ્લાઇન્ડ' એ બે ગ્રંથોનું આ ભાષાંતર છે. ભાષાંતરમાં, લેખકના જણાવ્યા મુજબ, નામ સિવાય બીજો કશો ફેરફાર કરવામાં આવ્યો નથી.

લંબાઈ, પહોળાઈ અને ઊંડાઈ તેમ જ સમય એ ચાર પરિમાણવાળા વિશ્વની ચર્ચા ઉપરથી વાતનો ઝોક 'કાળયંત્ર' ઉપર આવે છે. આ યંત્ર ભૂતકાળ તેમ જ ભવિષ્યકાળમાં મુસાફરી કરી શકે છે અને તેના બનાવનાર વિજ્ઞાનબાબુ જાતે જ યંત્ર ઉપર બેસી આઠ લાખ વર્ષ દૂરના ભવિષ્યમાં પહોંચી જાય છે. ત્યાંથી પાછા ફર્યા બાદ તે પોતે જોયેલી ભવિષ્યની દુનિયાનું મિત્રો પાસે વર્ણન કરે છે

તે સમયમાં મનુષ્યજાતિમાંથી બે ફણગા પડ્યા હતા. આજના એશઆરામી અને મહેલાતોમાં વસનારા મનુષ્યો તે સમયે 'અલય' જાતિમાં ફેરવાયા હતા અને ખાણોમાં કામ કરનારા 'મલ્લુક' હતા. અલય ખૂબ કોમળ અને બુદ્ધિહીન હતા. કુદરત સાથે તેમને ઝઘડવાનું નહોતું. અને ફળફૂલ તે ખાતા અને મજા કરતા. તેમને ભય માત્ર એક જ હતો : રાત્રે તે સલામત નહોતા. રાત્રે મલ્લુકો તેમનો શિકાર કરતા. શિકાર કરવા અવનવા પ્રકારની મલ્લુકોએ જાળો શોધેલી. મલ્લુકના અણસારામાત્રથી અલયો મૂઠી ઊઠતા. મલ્લુકો સૈકાઓથી જમીનમાં રહેનારા બન્યા હતા. તેમને દિવસે દેખાતું નહોતું અને રાત્રે જ નીકળતા. તેમની આંખ બિલાડી જેવી ચકોર થઈ હતી અને તેઓ યંત્રકામમાં નિષ્ણાત હતા. જમીનમાં તે યંત્રો ચલાવતા. યંત્રોમાં શું બનતું કે કઈ શક્તિથી તે યંત્રો ચલાવતા તે સ્પષ્ટ નથી. પણ એમ લાગે છે કે, 'અલય'ની જરૂરિયાત માટે

તે કપડાં બનાવી તેમને પૂરાં પાડતાં હશે. અલયો તેમનાં પાળેલા ઢોર હોય તેમ તેમને રાખતા. રાત્રે ઇચ્છા મુજબ તેમને પકડી જમીન નીચે તેમનાં રહેઠાણોમાં લઈ જતા અને તેમને ખાઈ જતા. અલયો કરતાં મલ્લુકો વિશેષ બુદ્ધિશાળી હતા. પરંતુ આ દૂરના ભવિષ્યકાળમાં 'માનવતા' નહોતી.

આજનું જગત વૈજ્ઞાનિક સિદ્ધિઓને જોરે જે ચીલે જઈ રહ્યું છે તેનાથી જાણીતા વિચારકો ભડકી ગયા છે અને પ્રગતિને પંથે જતાં કેવી દુર્ગતિ સંભવી શકે તેનો નિર્દેશ કરી રહ્યા છે. આ ગ્રંથ કંઈક આવા જ વિચાર રજૂ કરે છે. જ્યોર્જ બર્નાર્ડ શૉના નાટક 'બૅક ટુ મેથુસિલાહ'માં ચીતરેલા માનવ જાતિનાં ભવિષ્યકાળનાં દશ્યો પણ આ 'વિજ્ઞાનબાણુ'-નાં લખાણ સાથે સરખાવવા જેવાં છે.

'ધી કંટ્રી ઑફ ધ બ્લાઇન્ડ' નું ભાષાંતર 'અંધસ્તાન' નામે છે. 'વિજ્ઞાનબાણુ'ના પુસ્તકમાં આનો પણ સમાવેશ કરેલો છે.

જન્મથી જ અંધ અને અંધ સમાજમાં જ ઊછરેલા અંધ માણસોની વચમાં એક દેખતો માણસ આવી પડે છે. અંધોએ કેળવેલી સ્પર્શ, શ્રવણ તેમ જ ઘ્રાણેંદ્રિયની અદ્ભુત શક્તિ ન સમજનાર આગંતુક આંખ અને તેના વિષયની વાતો કરી પોતાની વિશિષ્ટતા બતાવવા ઇચ્છે છે. પરંતુ અંધસ્તાનમાં કામ કરવાનો સમય રાતનો છે અને રાતે દેખતાની આંખ નકામી પડે છે, તેથી તમામ પ્રકારનાં કામ-કાજમાં આંધળા જ તેને ટપી જાય છે. આમ હોવાથી દેખ-નારનાં આંખ અને સુશિસૌંદર્ય સંબંધીની વાતો એ તેના ગાંડપણમાં ઠરે છે. અને ગાંડપણ મટાડવા અંધસ્તાનનો હકીમ તેના તમામ વૈદકીય જ્ઞાન અને અનુભવ હોડમાં મૂકીને હિંમતથી કહે છે કે એક સહેલું ઑપરેશન કરી નાકથી જરા ઉપર બંને બાજુએ ડાબાજમણી હાલતી લીસી લખોટીઓ કાઢી નાખવાની જરૂર છે છેવટે આંખ ગુમાવવાના ભયે તે દેખતો માણસ જીવને જોખમે પણ ત્યાંથી નાસી છૂટે છે.

એચ. જી. વેલ્સનાં વૈજ્ઞાનિક દૃષ્ટિએ લખાયેલાં લખાણો અંગ્રેજી જાણનાર વર્ગમાં બહુ જ લોકપ્રિય છે. આપણા આમવર્ગમાં પશ્ચિમના જેવી વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવાયેલી નથી અને તેથી સંભવ છે કે અંગ્રેજી ન જાણનાર વર્ગને આ પુસ્તકમાં ઓછો રસ આવે. પરંતુ હાઈસ્કૂલ અને કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓને આ પુસ્તકમાં ખૂબ જ રસ પડવા સંભવ છે. બં. ગાંધી

**લોકસાહિત્યનું સમાલોચન** : વ્યાખ્યાતા શ્રી. ઝવેરચંદ મેઘાણી, મુંબઈ યુનિવર્સિટી, મુંબઈ; પૃ. ૨૫૭; કિં. ૨-૪-૦.

શ્રી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના વ્યાખ્યાતા તરીકે મુંબઈ યુનિવર્સિટીના ઉપક્રમથી શ્રી. ઝવેરચંદ મેઘાણીએ ૧૯૪૩ના જુલાઈ માસમાં 'યુનિવર્સિટી કૉન્વોકેશન હૉલ'માં જે પાંચ વ્યાખ્યાનો આપેલાં એ આમાં ગ્રંથસ્થ કરાયેલાં છે.

લોકસાહિત્યના પોતાના પ્રિય વિષય પરનાં વ્યાખ્યાનો હોઈ શ્રી ઝવેરચંદ આમાં એમના વિદ્વાનમાં વિદ્ વસ્વરૂપમાં પ્રત્યક્ષ થાય છે. આ ભાષણો માટે એમણે હિંદુસ્તાનના બીજા પ્રાંતોના તેમ જ ઓછાવત્તા પ્રમાણમાં પરદેશના લોકસાહિત્યનો પણ ઠીક ઠીક અભ્યાસ કર્યો છે અને એની તાત્ત્વિક દૃષ્ટિએ તેમ જ રસદૃષ્ટિએ ઊંડી ... લક્ષી ચર્ચા કરી છે. એટલે એમનાં કેટલાંક વિધાનો ... મતભેદ ભલે હોય, એમની મહેનત સર્વ રીતે પ્રશંસ... છે, એ વિષે શંકા નથી. એટલું જ નહિ, ગુજરાતી સાહિત્યના હવે પછીના કોઈ પણ વિદ્યાર્થીને આ વ્યાખ્યાનો વાંચ્યા વિના ચાલવાનું નથી.

મુંબઈ યુનિવર્સિટીએ ગુજરાત વિદ્યાપીઠની જોડણી સ્વીકારી હોઈ એનાં ગુજરાતી પ્રકાશનો એ દૃષ્ટિએ અપ્રમાદી અને પૂર્ણતા શિષ્ટ હોય એવી સૌ કોઈ આશા રાખે છે આ ગ્રંથમાં એ આશા સાવ સાચી પડતી જણાતી નથી અને ઠેકઠેકાણે તત્સમ તેમ જ તદ્ભવ શબ્દોની જોડણીમાં મનસ્વીપણું પ્રવર્તતું જણાય છે એ ખેદજનક છે.

**પશુરાજ્ય** : પ્ર૦ ગતિ પ્રકાશન લિમિટેડ, અમદાવાદ. પૃ. ૧૪૯; કિં. ૧-૧૨-૦

**મિસ્તર આદમ** : પ્ર૦ ગતિ પ્રકાશન લિમિટેડ, પૃ. ૯૬; કિં. ૧-૦-૦

'પશુરાજ્ય' એ મિ. જ્યોર્જ ઑરવેલકૃત 'ઍનિમલ ફાર્મ'નો અને 'મિસ્તર આદમ' એ એ જ નામના મિ. પૅટ ફ્રૅન્ક નામક લેખકના મૂળ ગ્રંથની એક સંક્ષિપ્ત આવૃત્તિનો શ્રી જયંતી દલાલે કરેલો અનુવાદ છે.

બંને અનુવાદગ્રંથો, અનુવાદકનો નવો શબ્દ વાપરીએ તો, કથાક્ષિકાઓ છે. અને સચોટ છે. આજે દુનિયા સુધારા અને પ્રગતિને નામે જે ભયંકર ઉત્પાતનો તખ્તો થઈ ચૂકી છે, થતી જાય છે, અને હજી થવાની છે, એનાં શાબ્દિક ઠઠ્ઠાચિત્ર રચીને કરીને નિર્દોષ મનોરંજનની સાથે સાથે ગંભીર ઉપદેશની વ્યંજના કરવી એ આ બંને પુસ્તિકાઓનો હેતુ છે. અને એમાં એ સફળ લાગે છે

'પશુરાજ્ય'માં સર્વસત્તાવાદ અને સરમુખત્યારીની ભારોભાર ઠેકડી ભરેલી છે. અને 'મિસ્તર આદમ'માં અણુ-બૉમ્બના ધડાકાને પરિણામે પુરુષો માત્ર નપુંસક થઈ જાય ને પછી એકાદો પુરુષ વિજ્ઞાનવાળાઓના કે વિજ્ઞાન પર જીવવા માગતા રાષ્ટ્રના હાથમાં આવે તો એની કેવી કરુણ દશા થઈ જાય એનું અત્યંત કરુણ છતાં હસાવે એવું ભયંકર ચિત્ર દોરવામાં આવ્યું છે

નામો જો ગુજરાતી કરી દીધાં હોય તો ... વધારે સહેલાઈથી અને વધારે રસપૂર્વક વંચાય એમ અમને લાગે છે. 'પશુરાજ્ય'માં તો આ ફેરફાર સહેલાઈથી થઈ શકે એમ છે. ચૂ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે

ગોપાલદાસ પટેલ

ઠાકોરભાઈ દેસાઈ

મણિભાઈ દેસાઈ

મગનભાઈ દેસાઈ (તંત્રી)

જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





અંક ૫

નવજીવન, અમદાવાદ ૧૯૪૮

# શિક્ષણ અને સાહિત્ય

મે, ૧૯૪૮

વર્ષ ૭ અંક ૫

## અનુક્રમણિકા

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૭–અંક ૫ ] અમદાવાદ [ મે, ૧૯૪૮


## ઉચ્ચ શિક્ષણનું ધોરણ અને માધ્યમ

એક એવી દલીલ કરવામાં આવે છે કે, યુનિ-
વર્સિટીમાં જે માધ્યમ આજે અંગ્રેજી છે તે ફેરવશો
અને પ્રાંતભાષા કે સ્વભાષા કરશો, તો એક પરિણામ
એ આવશે કે, ઉચ્ચ શિક્ષણનું ધોરણ નીચું ઊતરશે;
કારણ એ કે, નવા માધ્યમમાં જોઈએ તેવી અને તેટલી
ચોપડીઓ નથી, પાઠ્યપુસ્તકો નથી, પરિભાષા નથી;
અને ઉપરાંત તે દ્વારા ભણાવી શકે એવા અધ્યાપકો
નથી. અને જો બહારના પ્રાંતમાંથી લાવીએ તો તેમને
આપણું માધ્યમ ન આવડે એટલે મુશ્કેલી પડે.
પરિણામે ગમે તેવાથી ચલાવીએ તો ધોરણ ઊતરે જ.

અંગ્રેજી માધ્યમ ફેરવીને સ્વભાષા કરવા સામે
કેટલાક આવી દલીલ કરે છે, છતાં નવાઈ તો એ
છે કે, તેઓ પણ કહેવા તો લાગે જ છે કે માધ્યમ
તો ફેરવવું જ જોઈએ; હવે અંગ્રેજી નહિ ચાલે.

આમ એકીસાથે બંને વાતો કરવાનો અર્થ શો
થયો? યા તો તેઓ એમ કહેવા ચાહે છે કે, ધોરણ
નીચું ન પડી જાય એ સંભાળીને કામ લેવું જોઈએ;
એટલે કે ઇષ્ટ ફેરફાર આસ્તે આસ્તે કરવો જોઈએ.

અથવા, કહેવાનો અર્થ એ હોય કે, માધ્યમમાં
સુધારો કરવાના જબરા લોકમત સામે થઈ શકાય
એમ નથી. એટલે આવાં વિઘ્નોને બહાને રૂઢિચુસ્તતા
અને પ્રતિગામિતા તેની પાછળ છુપાયેલી હોય.

આપણે આ બીજો વિકલ્પ જવા દઈએ, જોકે
કેટલાક અંગ્રેજીપ્રેમી જ્યારે વાત કરે છે ત્યારે એમાં
આવું જ હોય એવી છાપ પડે છે. તેઓ સુધારો
કરવાની વૃત્તિ કોઈ ઉતાવળમાં તો નથી જ હોતા.
એમનો અંગ્રેજી માધ્યમ સામે અંતરમાંથી હાડહડતો
વિરોધ નથી હોતો. આવા લોકોની વાત છોડીએ.
તેઓનું ઓસડ તો સ્વરાજપ્રેમી લોકમત અને કાળ-
બળ કરશે. પરંતુ પેલા 'આસ્તેવાદી'ઓનો વિચાર
કરવાનો રહે છે. તેઓ ધીમે ધીમે ફેરફાર કરવા માગે
છે. તેની સામે કોઈને કજિયો હોય નહિ. પણ ધીમે
ધીમેય ફેરફાર થવા લાગવો જોઈએ એ તો ખરું ને?
એને માટે શું કરવું? એ અંગે આ આસ્તેવાદીઓ
શું કરશે? મૌલાના આઝાદે જાહેર કર્યું કે, અંગ્રેજી
એકદમ નહિ કઢાય, તેને પાંચ વર્ષ લાગશે; ત્યારે છૂપા
કે જાહેર બધા અંગ્રેજી માધ્યમના ભક્તો પોતપોતાની
રીતે કે કારણોથી રાજી થયા. મૌલાના સાહેબ પણ
એક આસ્તેવાદી જ ગણાય. તેમણે તથા જેઓ ધોરણની
ચિંતા કરી સ્વભાષા-માધ્યમ-વિરોધ કરે છે તેમણે
પોતાનો કાર્યક્રમ બનાવવો જોઈએ. શ્રી. કિશોરલાલ-
ભાઈ 'હરિજનબંધુ' (તા. ૨૩ મે) માં કહે છે તે
ગંભીર ચેતવણી યોગ્ય છે કે, મૌલાના સાહેબ પાંચ
વર્ષની આ અવધિને પ્રજાને સરકારે આપેલા પવિત્ર
કરારરૂપ માનીને ચાલે. તો તો એમ થયું કે, યુનિ-
વર્સિટીઓએ, અધ્યાપકોએ, કૉલેજોના સંચાલકોએ,
વિદ્વાનોએ ક્રમબદ્ધ કામ ઉપાડવું જોઈએ. જેમ સરકારે
હાઈસ્કૂલનાં પ્રાથમિક ત્રણ ધોરણોમાંથી આસ્તે આસ્તે
અંગ્રેજી દૂર કરવાનો કાર્યક્રમ રચ્યો, તેમ જ આ
ક્ષેત્રમાં પણ રચાવો જોઈએ. હાઈસ્કૂલમાં અંગ્રેજી
ત્રણ વર્ષ પાછળ થશે, એનો અર્થ એ કે, આજથી
૭ વર્ષ પછી જે મૅટ્રિક થશે તેની પાસે અંગ્રેજીનું સાધન
જુદા જ પ્રકારનું હશે એટલે ત્યાં સુધીમાં તો યુનિ-
વર્સિટીએ અંગ્રેજી વગર ચલાવવાને માટે તૈયાર થઈ
જ જવું પડે. એટલો વખત આસ્તેવાદીને સહેજે મળે
અને તે તેમને માટે પૂરતો છે. આજે બી. એ. નાં
૪ + એમ. એ. ઇ૦નાં ૨ = ૭ વર્ષ છે. પ્રથમ વર્ષથી
શરૂ કરતાં ૭ વર્ષે પૂરો ફેર કરાશે. અધ્યાપકોને પણ
તે પ્રમાણે નોટિસ મળવી જોઈએ. વિદ્વાનોએ પુસ્તકો
તૈયાર કરવા મંડવું જોઈએ. આ કામ ન ઉપડે તો
આસ્તેવાદીમાં અને પેલા છૂપા અંગ્રેજી-માધ્યમભક્તોમાં
કશો ફરક ન રહે.

છેવટમાં, અંગ્રેજી જવાથી ધોરણ નીચે ઊતરે એ બીક બાબત. મને લાગે છે કે, આ ધોરણના ધતિંગ વિષે હવે થોડી ચોખ્ખી વાત કરવાની જરૂર છે. આજે ધોરણ શું છે ને તેની ઊંચાઈ તથા ગુણમાં તે કેવું પામર થયું છે, એ સાફ પડેલું છે. કેવળ પરીક્ષા-પરાયણતા શિક્ષણનો આદર્શ બને ત્યાં ધોરણની વાત કેવી વ્યર્થ છે? એટલે ખરું પૂછો તો ધોરણ નીચે પડવાનો તો સવાલ નથી; પણ તેને ખરેખર શી રીતે કાંઈક ઢંગમાં આણવું એ સવાલ છે. અને માધ્યમ બદલીને કુદરતી માધ્યમ કરવા માટે આપણા નેતાઓ વરસોથી જે કહ્યા કરે છે, તેમાં આ પણ એક મોટું કારણ છે. આ કહેનારાને રાજકારણીઓ કહીને ઉડાવી દેવાની ભોળી રીત પણ કેટલાક વિદ્વાન ગણાતા લોકો વાપરે છે. (જેમ કે 'ટાઈમ્સ' પત્રમાં શ્રી. વાડિયા.) તેમને ખબર હોવી જોઈએ કે, આ નેતાઓ 'પૉલિટિશ્યન'—રાજકારણી નથી, પરંતુ દેશના મુક્તિદાતાઓ છે. તેમણે વિદ્યાને પણ મુક્ત કરી છે.

અંગ્રેજી દ્વારા કામ કરવાથી જ્ઞાનધોરણ કેવું બની રહે, એના પુરાવા તો પાર વગરના પડેલા છે. અને તે આજકાલના નહિ, ગયા સૈકાના અંત કાળથી સતત ચાલ્યા આવેલા છે. તે બધા અહીં ન ઉતારું. પરંતુ હમણાં જ એક પુરાવો મળ્યો તે બસ છે. ૧૯૧૦થી '૧૬ સુધીના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજનાં તે કાળનાં સંસ્મરણો હમણાં બહાર પડે છે. તેના છેલ્લા હપતામાં તે લખે છે તે આ સ્થળે ધ્યાનમાં લેવા જેવું છે:

"વાઇસરૉયના હોદ્દાની રૂએ હું કલકત્તા યુનિવર્સિટીનો કુલપતિ હતો. તે તરીકે એક મજાનો અનુભવ મને એ મળ્યો કે, હું એક દહાડો સવારે ૭ વાગ્યે ઓચિંતો વિદ્યાર્થીઓની હૉસ્ટેલો કે છાત્રાલયો જોવા પહોંચ્યો. . . . આ અને બીજા પ્રસંગો પર હું આ હૉસ્ટેલોમાં જતો, તેમાંથી હું એ જોઈ શક્યો કે, આ હિંદી વિદ્યાર્થીઓને જે શિક્ષણ અપાય છે તે કેવું નકામું છે.

મેં તેમની કેટલીક નોટબુકો જોઈ, જેમાં અર્થશાસ્ત્ર અને બીજા વિષયો ઉપર લાંબાં ભાષણો સરસ અક્ષરમાં લખેલાં હતાં. આ ભાષણો લગભગ તેમને મોઢે આવડતાં, પણ તેનો અર્થ તે જાણતા નહિ.

આ નોટોમાં લખેલા વિષે એમને હું સવાલો પૂછતો ત્યારે તે તેમના સંતોષકારક ઉત્તર આપી શકતા નહિ. તેનું કારણ સાદુંસીધું એ છે કે, તેમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન એને માટે પૂરતું નહોતું. પરંતુ અંગ્રેજી કેળવણીની ગાંડછા તો એટલી કે, યુનિવર્સિટી યુવાનો છાપાંમાં નોકરીઓ માટે ભરપૂર જાહેરખબરો આપતા; અને તેમાં 'બી. એ. ફેઈલ' થયેલો પણ એમ જણાવીને આપતો કે તેણે પણ યુનિવર્સિટીનું શિક્ષણ થોડુંક તો લીધું છે!"

અને આ ૧૯૧૦–૧૧ની વાત છે. ત્યાર પછી તો આ જાતની ધોરણનાશની પ્રક્રિયાની પ્રગતિ સારી પેઠે થઈ છે; અને આજે કોઈ ધોરણની વાત કરે તો તેની ધૃષ્ટતા તો સાચી ગણાય ખરી. માધ્યમ ફેરવવાથી કાંઈ જ્ઞાન ધોવાઈ નહિ જાય; પણ એ કરવામાં માન્યું તો એમ છે કે, તે ખરેખર ખિલાશે અને આજની જેમ પોપટિયું કે પરીક્ષા પૂરતું ગોખણિયું કે ઉપલકિયું નહિ રહે. અંગ્રેજી કે બીજી ભાષામાં પડેલા જ્ઞાનને ફેંકી દેવાની પણ વાત નથી. જેમ જેમ આગળ વધીશું તેમ તેમ આપણી ભાષામાં પણ સાહિત્ય સામગ્રી વધશે જ. પણ હવામાં તરતાં આવડે પછી પાણીમાં તરવા જઈશું, એવું ન ચાલી શકે. છેવટે જઈને જોઈએ તો, આસ્તે આસ્તે પણ કોઈ સુધારામાં પ્રયાણ કરવાને માટે તો નર્મદે કહી રાખેલી પેલી વૃત્તિ જ જોઈએ:

'યા હોમ કરીને પડો ફતેહ છે આગે.'

જે સુધારો સાચો છે, જેને વિષે કાંઈક અનુભવ પણ છે, જેના વગર આપણી પ્રગતિ રૂંધાય એમ જોઈએ છીએ, તેમાં જાગ્રત ભાવે પણ પ્રયાણ કરવું જોઈએ, એ મુદ્દો છે. એ મુદ્દા પ્રમાણે ચાલવા માટે જેવી જોઈએ તેવી સંભાળ રાખવી જોઈએ. તે જરૂર રાખીએ. પણ ખોટા ડરથી તે કામ માંડી વાળી ન શકાય.

૧૪–૫–'૪૮ મગનભાઈ દેસાઈ

અનિચ્છુક દાતાની 'ના' માગણને મન મૃત્યુ સમાન હોય છે. પણ નવાઈની વાત એ છે કે, આવી ઝેરી વસ્તુ જે માણસમાંથી જન્મે છે અને જેની સાથે તેને સીધો શારીરિક સંબંધ છે, તેને એનાથી ઈજા પહોંચતી નથી. કવિ કહે છે: ઝેર જે માણસમાં રહેલું છે તેને મારતું નથી એ નવાઈની વાત છે.

કૉન્ફ્યૂશિયસ

# નવી સરકારની અર્થનીતિ

### પ્રાસ્તાવિક

દેશની અર્થનીતિ નક્કી કરવાની વિચારણા ઘણા વખતથી ચાલે છે. લાંબા ગાળાની યોજનાઓ નક્કી કરવાનું કામ રાષ્ટ્રીય મહાસભા તરફથી પં. જવાહરલાલજીના પ્રમુખપણા હેઠળ એક કમિટીને ઈ. સ. ૧૯૩૮ના અરસામાં સોંપવામાં આવ્યું હતું. પણ કેટલોક પ્રાથમિક વિચાર થયા બાદ રાજકીય પરિસ્થિતિને કારણે તે કામ પૂરું થઈ શક્યું નહોતું. ત્યાર પછી વિશ્વયુદ્ધના ગાળામાં આખી દુનિયાએ યુદ્ધોત્તર યોજનાઓ કરવા માંડી, તેમ હિન્દની બ્રિટિશ સરકારેય વિવિધ યોજનાઓ ઘડી, પ્રાંતોએ પણ ઘડી, ઉદ્યોગપતિઓએ ભેગા થઈને આખા દેશના આર્થિક વિકાસ માટે તેમણેય એક સ્વતંત્ર યોજના ઘડી, ગાંધીજીની પ્રેરણા હેઠળ પણ એક યોજના બહાર પાડવામાં આવી. એમ ઘણી યોજનાઓ થઈ. છેવટે મહાસમિતિએ એક કમિટી નીમીને આર્થિક નીતિનો કાર્યક્રમ ઘડ્યો અને પ્રજાકીય સરકાર માટે એક કાર્યક્રમ માર્ગદર્શન રૂપે આપ્યો.

પણ તે બધી યોજનાઓ કાગળ ઉપર હતી. પ્રત્યક્ષ વહેવારમાં તેનો અમલ કરતાં કેવાં પરિણામો આવશે તેનો કોઈને પૂરો ખ્યાલ નહોતો. એમ તો રશિયાને નામે, સામ્યવાદને નામે, સમાજવાદને નામે જુદા જુદા પક્ષો ભાત ભાતની ઘણી વાતો કરે છે. ઉપરની ઘણીખરી યોજનાઓ તેવા પ્રકારની હતી.

### સરકારી નીતિના મુદ્દા

હવે તેને પ્રત્યક્ષ વહેવારમાં કેવી રીતે ઉતારવી એની કસોટીએ ચડાવી નવી પ્રજાકીય સરકારે પોતાની નીતિ બહાર પાડી છે. તેના મહત્ત્વના મુદ્દાઓ નીચે મુજબ છે:

૧. સરકારે મહત્ત્વના ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણનો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે. પણ રાજ્યનાં સાધનો અને પ્રજાની શક્તિનો ખ્યાલ કરીને હાલના સંજોગોમાં તેની મર્યાદા આંકી છે. તે મુજબ ઉદ્યોગોના નીચે પ્રમાણે વિભાગ પાડ્યા છે :

(ક) નીચેના ઉદ્યોગો પૂરેપૂરા સરકારને હસ્તક રહેશે :

લડાઈ માટેનાં શસ્ત્રો અને દારૂગોળાનું ઉત્પાદન, અણુશક્તિનું ઉત્પાદન અને અંકુશ, રેલવેની માલિકી અને વહીવટ.

(ખ) નીચેના ઉદ્યોગો નવા ઊભા કરવાના હશે તો સરકાર કરશે, પણ જૂના ચાલુ હશે તેને ચાલવા દેશે અને દસ વરસ બાદ તપાસ કર્યા પછી તેમનું શું કરવું તે નક્કી કરવામાં આવશેઃ

કોલસો, લોખંડ અને પોલાદ, હવાઈ જહાજ અને આગબોટોનું બાંધકામ, ટેલિફોન-ટેલિગ્રાફ અને વાયરલેસનાં (રેડિયો સેટ સિવાયનાં) સાધનો, ખનિજ તેલો.

(ગ) નીચેના પાયાના ઉદ્યોગો સરકારના નિયમન હેઠળ રહેશે :

મીઠું, મોટરો, ટ્રૅક્ટર, શક્તિ-ઉત્પાદક સાધનો, વીજળીકામની ઇજનેરી, ભારે મોટાં યંત્રો, યાંત્રિક ઓજારો, ભારે રસાયણો, રાસાયણિક ખાતરો, દવાઓ, વીજ-રસાયણી ઉદ્યોગો, લોખંડ રહિત ધાતુઓ, રબર, શક્તિ-ઉત્પાદક અને ઔદ્યોગિક ખપના મદ્યાર્ક— દારૂ, સુતરાઉ અને ગરમ કાપડ, સિમેંટ, ખાંડ, કાગળ, દરિયાઈ માર્ગ અને હવાઈ માર્ગ માટેનાં વાહનનાં સાધનો, ખનિજો અને સંરક્ષણને લગતા ઉદ્યોગો.

(ઘ) ખોરાકી ચીજો, કાપડ અને ખેતીના ઓજારોને લગતા ઉદ્યોગોને ગામડાંમાં નાના પાયા પર ચાલે એ રીતે ઉત્તેજન આપવામાં આવશે. અને તેમને મોટા પાયા પરના ઉદ્યોગની હરીફાઈમાંથી સલામત રાખવાનો પ્રયત્ન કરવામાં આવશે.

૨. મૂડીદારોને મૂડી પર વાજબી વળતર મળે અને મજૂરોને પૂરતું મહેનતાણું મળે તે જોવામાં આવશે. મજૂરહિતના પ્રશ્નો માટે સલાહ આપવા એક કમિટી નિમાશે.

ઉદ્યોગની આવકમાંથી વ્યાજ, મજૂરી અને અનામત ફંડ માટે જોગવાઈ કર્યા પછી જે વધે તે નફામાંથી, ઉત્પાદનના ધોરણે, મજૂરોને ભાગ આપવામાં આવશે. અને ઉત્પાદનની વિચારણામાં મજૂરોના પ્રતિનિધિને પણ સાથે રાખવાની વ્યવસ્થા કરવામાં આવશે.

૩. મજૂરોના વસવાટ માટે દસ વરસમાં દસ લાખ નવાં ઘરો બાંધવામાં આવશે. તેના ખર્ચમાં કારખાનાંના માલિકો અને સરકાર વાજબી હિસ્સો આપશે અને મજૂરો પાસેથી યોગ્ય ભાડું લેવામાં આવશે.

૪. પરદેશી મૂડીનો ઉપયોગ હિંદમાં ઉદ્યોગોમાં કેવી રીતે કરવો તે નક્કી કરવામાં આવશે. સાધારણ રીતે ઉદ્યોગની મોટા ભાગની માલિકી અને સંચાલન હિંદીના હાથમાં રાખવાનો અને પરદેશી નિષ્ણાતોની જગ્યાએ દેશી નિષ્ણાતોને તૈયાર કરી લેવાનો આગ્રહ રાખવામાં આવશે.

૫. વાહનવ્યવહારની સગવડો, જકાતનીતિ અને કરવેરાની પદ્ધતિ ઉદ્યોગના વિકાસને ઉત્તેજન મળે એ રીતે ગોઠવવામાં આવશે.

૬. કોઈ પણ વખતે રાષ્ટ્રીય દૃષ્ટિએ કોઈ ઉદ્યોગ રાષ્ટ્રના હસ્તક લેવા જેવો લાગશે કે તેના પર વિશેષ અંકુશ મૂકવા જેવો લાગશે તો સરકાર તેમ કરશે.

વિચારપૂર્વક યોજના કરીને સંકલિત રીતે કામ થઈ શકે એ હેતુથી એક રાષ્ટ્રીય આયોજન સમિતિ રચવામાં આવશે. તેનો ઉદ્દેશ રાષ્ટ્રીય દૃષ્ટિએ યોજનાઓ કરવાનો અને તેમને અમલમાં મૂકવાની વ્યવસ્થા કરવાનો રહેશે. તેના કામનો તાત્કાલિક હેતુ એ રહેશે કે:

(ક) કેળવણી અને આરોગ્ય વિષયક સગવડો વિશેષ પ્રમાણમાં વધારવી.
(ખ) ઉત્પાદન વધારવું.
(ગ) દરેકને કામ કરવાની તક આપવી.
(ઘ) જીવનધોરણ જલદીથી ઊંચું લાવવું અને પરિણામે એવી સામાજિક સ્થિતિ પેદા થવી જોઈએ, જેથી સૌ કોઈને વાજબી રીતે કામ કરવાની સરખી તક મળે.

**કેટલાકની ટીકા**

ઉપર આપેલા સારમાં દર્શાવેલા સામાન્ય વિચારો સાથે સૌ કોઈ સંમત થાય; પણ ઉદ્યોગોની માલિકી, વહેંચણી અને નિયમન અંગે જે ધોરણ આપવામાં આવ્યું છે તે કેટલાકને સ્વીકાર્ય નથી. હિંદી ધારાસભાના સભ્ય અને જાણીતા અર્થશાસ્ત્રી અધ્યાપક કે. ટી શાહે આ નીતિની ચર્ચા કરતાં તે પ્રત્યે સંપૂર્ણ અસંતોષ વ્યક્ત કરીને જણાવ્યું હતું કે:

'દરેક સભ્યને પોતાનો સ્વતંત્ર મત આપવાની છૂટ આપવામાં આવે તો આ નીતિ પસાર થાય નહિ અને તેને ફેંકી દેવામાં આવે. જે રાજ્ય પ્રગતિમાન થવા ઇચ્છતું હોય અને દેશની સંપત્તિમાં વધુમાં વધુ વધારો કરવા ઇચ્છતું હોય તેણે આવી નીતિ અખત્યાર કરવી નહિ જોઈએ.'

મજાની વાત એવી છે કે, અધ્યાપક શાહ મહાસભાની આયોજન સમિતિના મંત્રી હતા અને પં. જવાહરલાલજી પ્રમુખ હતા. પંડિતજી મહાસમિતિની આર્થિક કાર્યક્રમ સમિતિના પણ પ્રમુખ હતા. આજે તે પ્રજાકીય સરકારના વડા પ્રધાન છે. અધ્યાપક શાહ આદર્શોમાં રમે છે ત્યારે પંડિતજી વાસ્તવિક બન્યા છે. પંડિતજી હાલની ખાનગી માલિકીની વ્યવસ્થા ભૂંસી નાખીને નવેસર સમાજવાદી ધોરણે ઉદ્યોગોની રચના કરવા માગતા નથી. પણ ચાલુ મૂડીવાદી વ્યવસ્થાનો પ્રજાના લાભમાં ઉપયોગ કરવા માગે છે. તેમણે ધારાસભામાં જણાવ્યું હતું કે:

'સિદ્ધાન્ત અને વ્યવહાર વચ્ચે મોટો ભેદ હોય છે. સિદ્ધાન્તનો અમલ કરવા જતાં સંખ્યાબંધ મુશ્કેલીઓ ખડી થાય છે. સામાન્ય રીતે હંમેશાં આવી મુશ્કેલીઓ જણાય છે, પણ હિંદુસ્તાનની હાલની સ્થિતિ જોતાં અને છેલ્લા સાત આઠ માસમાં દેશમાં જે બન્યું છે તે જોતાં, આપણે ઘણી સંભાળ રાખવાની જરૂર છે કે, આપણે જે પગલું ભરીએ તેનાથી હાલની વ્યવસ્થામાં મોટી ઊથલપાથલ નહિ થવી જોઈએ. . . . દુનિયાની અને હિંદની હાલની પરિસ્થિતિમાં, જે કંઈ હયાત છે, તેને સફાચટ કરીને 'નવી પાટી' ઉપર મંડાણ કરવાનો કોઈ પણ પ્રયત્ન કરવાથી ખસૂસ કાંઈ પ્રગતિ થવાની નથી. ઊલટું પ્રગતિ લાંબા સમય સુધી અટકી પણ જાય. . . અને વધુ ને વધુ વિચાર કરતાં લાગ્યું છે કે, જે કોઈ ચીજ ઉત્પાદક હોય અને દેશને લાભકર્તા હોય તેનો નાશ કરવો એ ખોટું છે. ચણતર કરતાં ઘણો સમય જાય છે, પણ તેનો નાશ બહુ જલદીથી થઈ શકે છે. તેથી દેશને અને સભાગૃહને એમ લાગે કે, અમારે વિનાશાત્મક દૃષ્ટિથી નહિ, પણ રચનાત્મક દૃષ્ટિથી આગળ વધવું જોઈએ, તો તેનો જુદી રીતે વિચાર કરવો જોઈએ.'

**ટીકા બરોબર નથી**

સભાગૃહે પંડિતજીની વાસ્તવિક અને રચનાત્મક દૃષ્ટિ સ્વીકારીને તેમની નીતિને સ્વીકારી લીધી પણ આદર્શવાદીઓને તેથી સમાધાન થયું નથી અને તેમની લાક્ષણિક ભાષામાં નવી સરકારની નીતિને તેઓ વખોડી કાઢે છે. તેઓ પોતાની નીતિરીતિને અનુસરી જ્યાં ત્યાં હડતાળો પડાવે છે, અને ઝઘડા ઊભા કરીને ચાલુ વ્યવસ્થાને ઉથલાવી પાડવા મથે છે. પણ આમપ્રજાને વાસ્તવિક પરિસ્થિતિનું ભાન થતાં તેમની ઝઘડાનીતિ પાછી પડે છે. એ જ રીતે નવી સરકારની નીતિ વાસ્તવિક દૃષ્ટિએ જોવામાં આવશે તો આદર્શોમાં

અથડાઈને ઝઘડા કરવાનું પ્રજા પસંદ નહિ કરે. પણ નવી સરકારની નીતિને વધાવી લઈને તેને સક્રિય ટેકો આપશે. એમાં જ દેશની પ્રગતિ છે. ખાલી આદર્શોના ઘેનમાં પડીને, ઝઘડા અને વિનાશ કરવાથી કોનું ભલું થવાનું છે? ધર્મને નામે દેશ પર ભારે વિનાશની ઝડી વરસી છે. હવે કોઈ પણ આર્થિકવાદને નામે દેશ પર વિશેષ વિનાશ લાદવાનું કોણ પસંદ કરશે?

અને તે વિનાશ શાને માટે? પુસ્તકિયા યોજનાઓના અખતરા કરવા માટે? તે યોજનાઓ હજી કોણે સિદ્ધ કરી બતાવી છે? તેનાં પરિણામોનો કોને પૂરો ખ્યાલ છે? કોઈ તે બાબતમાં રશિયાનો દાખલો બતાવે તો કહેવું જોઈએ કે, રશિયા હજી અંધારામાં આથડે છે; અને આજે તો તે શાહીવાદની નવી આવૃત્તિ સર્જી રહ્યો છે. એટલે એવા અધકચરા અનુભવો ઉપરથી અંધારામાં કૂદકો મારીને, જે હયાત છે તેનો નાશ કરવામાં ડહાપણ નથી.

**સફળતા માટે નૈતિક ધોરણની જરૂર**

વળી છેવટે કોઈ પણ યોજનાની સફળતાનો આધાર કાગળ પર ઘડેલી યોજના ઉપર નથી, પણ તેને અમલમાં મૂકનાર માણસો ઉપર છે. હિંદમાં આજે કોમવાદનું ઝેર વ્યાપેલું છે; લોકો કોમ, નાત કે પોતાના વાડાની મર્યાદામાં વિચાર કરે છે; આખા સમાજની દૃષ્ટિએ વિચારવાનું, વર્તવાનું તેઓ શીખ્યા નથી; જ્યાં ત્યાં લોકો બીજાને ભોગે પોતાની સગવડો શોધે છે; નીતિ અનીતિની પરવા કર્યા વિના, ઓછામાં ઓછી મહેનતથી વધુમાં વધુ પૈસા કમાવા ફાંફાં મારે છે. અને સામાજિક નુકસાન થાય તેની પરવા કરતા નથી; સૌ હકની વાતો કરે છે, કોઈને ફરજની પડી નથી; સામાજિક દૃષ્ટિએ કરેલા કોઈ કાયદાનો અગર અંકુશનો અમલ સીધી રીતે થતો નથી; જાહેર દવાખાનાં, રેલવે વગેરે કામોમાં નૈતિક ભાવનાનો અભાવ જણાય છે; ન્યાયવૃત્તિ અને સેવાભાવનાનો અભાવ જણાય છે; સામાજિક જવાબદારી સમજીને સચ્ચાઈથી પ્રમાણિકપણે કામ કરનાર-કરાવનાર લોકો બહુ ઓછા છે. આ પરિસ્થિતિમાં મોટી સામાજિક જવાબદારીઓના કાર્યક્રમો ઘડવાથી ઓલામાંથી ચૂલામાં પડવા જેવું થાય. એટલે અધૂરા આદર્શવાદી ફેરફારો કરીને વિનાશ નોતરવાને બદલે ચાલુ અર્થતંત્રમાં સુધારાવધારા કરીને આગળ વધવું એ ઇષ્ટ છે. પંડિતજીના શબ્દોમાં 'સરકારી નિવેદનની મુખ્ય દૃષ્ટિ એ જ હાલના સંજોગોમાં યોગ્ય અને વહેવારુ છે.' અને તેમાં એટલું ઉમેરવું જોઈએ કે, હાલના સંજોગોમાં આપણું મોટું કામ સામાન્ય નૈતિક ધોરણ ઊંચું લાવીને પ્રજામાં સામાજિક જવાબદારીનું ભાન વધારવાનું છે. તે વિના કોઈ કાર્યક્રમ સફળ થવાનો નથી.

વિઠ્ઠલદાસ કોઠારી

# કરાડીમાં પાયાની કેળવણીનો પ્રયોગ

અસહકારના જમાનામાં સ્થપાયેલી રાષ્ટ્રીય શાળાઓ પૈકીની એક એવી સુરત જિલ્લામાં કરાડીની શાળા શ્રી ભારત વિદ્યાલય છે. ગયા જમાનાના અનેક તડકાછાંયડા જોઈને એ સંસ્થા પાકટ બની છે અને દિવસે દિવસે એનો વિકાસ થતો ગયો છે.

ઈ. સ. ૧૯૩૫ની સાલથી શ્રી દિલખુશભાઈ દીવાનજી કરાડીમાં આવીને વસ્યા. તેમણે ગામની અંદર તેમ જ આજુબાજુના પ્રદેશમાં કાંતવાની હવા ફેલાવી. ૧૯૪૬ની સાલમાં કાંતણ સ્વાવલંબનને ધોરણે શરૂ થયું. પૂજ્ય બાપુજીએ રજૂ કરેલી નવી દૃષ્ટિએ કાંતણને વ્યાપક કરવું હોય તો એ માટેનું સાચું સ્થાન શાળા જ છે એ પણ વિચાર કરનારાઓને દેખાવા લાગ્યું હતું.

અત્યારે ભાઈ લાભશંકર વ્યાસ આચાર્યપદે છે. થામણામાં એમણે વર્ધાયોજનાની શાળામાં જે અનુભવ મેળવ્યો હતો એના આધારે એ કરાડીમાં તેવો પ્રયોગ ચલાવવા માગતા હતા. ગામના લોકો તેમ જ વિદ્યાર્થીઓ તરફથી અનુકૂળ વાતાવરણ જોઈને એમણે ૧૯૪૭ના એપ્રિલની પહેલીથી ભારત વિદ્યાલયમાં પાયાની કેળવણીની શરૂઆત કરી.

એ વિદ્યાલયમાં ઉદ્યોગ કયો પસંદ કરવો એનો પ્રશ્ન જ ન હતો. ત્યાં કપાસ ઊગે તેવું છે નહિ એટલે, અને દરિયાકિનારો પાસે હોવાથી માછલી પકડવાનો કે વહાણવટાનો ઉદ્યોગ શરૂ કર્યો હોય તો સારું, એવું ભાઈ લાભશંકરને લાગતું હતું. પણ એ બધી વસ્તુઓને અમલી સ્વરૂપ કઈ રીતે આપવું એ નહિ સમજવાથી, જેના પ્રયોગો થયેલા છે, વર્ષોનો જેને વિષે ગુજરાતને અને હિંદને અનુભવ છે, અને શાળામાં જે ક્રિયા ચાલી જ રહી હતી, તે ઓટાઈ કાંતણથી માંડીને વણાટ સુધીની અને સિલાઈ સુધીની ક્રિયાને પાયાના ઉદ્યોગ તરીકે પસંદ કર્યો. તેની સાથે બાગ

ખુબ જ નાનો હોવા છતાં થોડું તેનું કામ અને છેલ્લે છેલ્લે સુથારીનો ઉદ્યોગ શરૂ કર્યો છે.

શાળામાં ઉદ્યોગ શરૂ થયો એટલે પાયાની કેળવણીનું કામ શરૂ થઈ ગયું એમ ન કહી શકાય. પણ ઉદ્યોગને જીવંત પ્રાણવાન અને વ્યવસ્થિત બનાવવામાં આવે. અને સાથે સાથે એ કરતાં કરતાં તેનું શાસ્ત્ર અને સમજણ આપવામાં આવે, સાધનો સુધારતાં સુધીની ક્રિયા આવડે, ત્યારે જ ઉદ્યોગશિક્ષણ આપ્યું કહેવાય. એ રીતે શિક્ષકો ધીમે ધીમે પોતાનું કામ ગોઠવે છે, અને હવે ૧૯૪૮ની શરૂઆતથી આ કામ રાગે પડ્યું છે એમ કહેવાય.

૧૯૪૭ ના એપ્રિલની પહેલી તારીખથી આ પ્રયોગની શરૂઆત થઈ અને લગભગ આખું વરસ પ્રયોગમાં ગયું. આ સમયમાં ઉદ્યોગ વ્યવસ્થિત થયો છે. ધોરણ ૧ થી ૭ સુધીના નાના મોટા ૩૬૦ વિદ્યાર્થીઓએ ખાદીકામ, સીવણકામ વગેરે દ્વારા નીચે પ્રમાણે કમાણી કરી હતી :

| | |
|---|---|
| ૧. શાળામાં રોજનો સરેરાશ ઉદ્યોગનો સમય | કલાક ૨–૩૦ |
| ૨. જૂન '૪૭થી માર્ચ '૪૮ સુધીમાં કુલ કમાણી | રૂ. ૧૭૨૪–૮–૯ |
| ૩. વિદ્યાર્થી દીઠ સરેરાશ (૯ માસની) | રૂ. ૪-૧૨-૭ |
| ૪. વિદ્યાર્થી દીઠ માસિક સરેરાશ | રૂ. ૦–૮–૬ |

આમ ઉદ્યોગમાં પ્રગતિની સુભગ અસર શાળાના વાતાવરણ ઉપર પણ જણાય છે. સફાઈ, બાગકામ, રાત્રિવર્ગ, વિદ્યાર્થીપ્રવૃત્તિ, ઉત્સવો, પર્યટનો, વગેરે શાળાની ઇતર પ્રવૃત્તિઓ ઉપરથી અને એકંદર શાળાના વાતાવરણ ઉપરથી તે દેખાઈ આવે છે.

આ વિદ્યાલયની પહેલેથી ચાલતી આવેલી એક ખાસિયત એ છે કે, ગામલોકોના જીવન સાથે એનો જીવતો સંબંધ રહ્યો છે. ગામલોકો શાળાના કામકાજમાં રસ લે છે અને શાળાના શિક્ષકો તથા વિદ્યાર્થીઓ ગામમાં વસતાં તેમ જ બહારગામ વસતાં ભાઈબહેનોના જીવનવ્યવહારમાં અને કામકાજમાં રસ ધરાવે છે. ગામમાંથી ઘણા ભાઈઓ આફ્રિકા વગેરે પરદેશોમાં વસે છે અને જ્યારે કોઈને પરદેશ જવાનું હોય છે ત્યારે ગામના બધા વિદ્યાર્થીઓ તેમ જ ભાઈઓને માટે એક મહત્ત્વનો પ્રસંગ બની રહે છે. આ સંબંધને લીધે જ આવી મોટી શાળાનું મોટું ખર્ચ ગામલોકોએ પરદેશમાં પોતાના ભાઈઓ પાસેથી જ ઉઘરાણું કરીને નભાવ્યું, અને આજે પણ શાળાને અમુક રાહત ગામલોકો તરફથી જ મળી રહે એ માટેની યોજના એ ઘડી રહ્યા છે.

ગામની પ્રવૃત્તિઓનું આજે શાળા એક કેન્દ્ર બન્યું છે. કોઈ પણ ઉત્સવ હોય કે જાહેર કાર્યક્રમ હોય, કોઈ મહેમાન આવ્યા હોય કે ગામ બારે બીજો કોઈ આકસ્મિક પ્રસંગ ઊભો થયો હોય, એ બધામાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ ગામલોકો સાથે મળીને જ કામ કરે છે. ગામની પુસ્તકાલયપ્રવૃત્તિ શાળામાં જ ચાલે છે. ગ્રામ-સુધારણા, સફાઈ જેવાં કામો પણ શાળા શરૂ કરી આપે છે. હમણાં ગામના મંદિરમાં હરિજન પ્રવેશ થયો, પણ યોગ્ય મહારાજ નહોતા મળતા. એ વખતે શાળાના શિક્ષકોનો સાથ બહુ ઉપયોગી થઈ પડ્યો. રામનવમી, જન્માષ્ટમી, દિવાળી, હોળી, બેસતું વર્ષ, ગાંધીસપ્તાહ, રાષ્ટ્રીયસપ્તાહ, સ્વાતંત્ર્યદિન તેમ જ મહાન પુરુષોની જયંતીઓ, એ આ શાળાના ચાલુ વર્ષના ખાસ ઉત્સવો હતા.

વિદ્યાલયમાં વર્ગપંચાયત અને શાળાનું વિદ્યાર્થીમંડળ ચાલે છે અને એ એવું જીવતું જાગતું બન્યું છે કે વર્ગ-સંચાલનમાં તેમ જ અક્ષરજ્ઞાન અને ઉદ્યોગના વિષયમાં પણ એ બહુ ઉપયોગી નીવડ્યાં છે. શિક્ષકોની દોરવણી દરેક બાબતમાં આવશ્યક હોય છે ખરી. બાળકોના ઘડતરની દૃષ્ટિએ એક રાત્રિવર્ગ પણ શરૂ કરવામાં આવ્યો છે. મોટા વિદ્યાર્થીઓ રાત્રે શાળામાં જ સૂવા આવે છે અને અભ્યાસગૃહ દ્વારા બાળકમાં જે સંસ્કારો પાડી શકાય એ પાડવાના પ્રયત્નો ચાલે છે. બાળક દરેક જાતની સ્વતંત્રતા અનુભવતો હોવાથી અને એના હાથમાં જવાબદારીનાં કામો આવ્યાં હોવાથી આપોઆપ એનામાં સ્વયંસ્ફૂર્તિ ખીલે છે અને આપણે કલ્પી પણ ન શકીએ એવાં લખાણો અને ક્રિયાઓ એ સર્જે છે.

ઉદ્યોગ, બાગકામ, પ્રવાસ, પર્યટન ઇત્યાદિ પ્રવૃત્તિઓ દ્વારા વનસ્પતિશાસ્ત્ર, વિજ્ઞાન, ખગોળશાસ્ત્ર વગેરે ઘણા વિષયો બહુ સ્વાભાવિક રીતે બાળકને આપી શકાય છે. એ જ રીતે ભાષા, ગણિત, અને ઇતિહાસ ભૂગોળ તો થાય છે જ. પણ એ બધાના ક્રમ અને ગતિમાં જૂના અભ્યાસક્રમ કરતાં બહુ મોટો ફરક પડે છે. પ્રવૃત્તિ દ્વારા જ્ઞાન આપી શકાય છે, અને બહુ નક્કર રીતે આપી શકાય છે, એવી ત્યાંના શિક્ષકોની શ્રદ્ધા દૃઢ બનતી જાય છે.

બાપુજીની કલ્પના પ્રમાણે જ્યાં વર્ધાયોજના સાચા સ્વરૂપે ખીલે ત્યાં શિક્ષકો, વિદ્યાર્થીઓ અને ગ્રામજનતા, એ ત્રણેનો વિકાસ થવો જોઈએ. ત્રણેયને સાચા વિકાસમાંથી જન્મતા આનંદનો અનુભવ થવો જોઈએ. આવું કંઈક કરાડીના ભારત વિદ્યાલય મારફત થતું જણાય છે.

બબલભાઈ મહેતા

# સ્વાધ્યાય

## [ અંતરાયો અને તેમનું સ્વરૂપ ]

[યોગસૂત્રની સાદી સમજ આપતો આ સ્વાધ્યાય બરોબર વરસ-દહાડે પાછો શરૂ થાય છે, તે માટે તે પ્રકરણોમાં રસવાળા વાચકોની ક્ષમા પહેલી માગવી જોઈએ. સ્થળસંકોચને લીધે અટકી પડેલી આ માળા હવે તૂટશે નહિ એવી આશા રાખું છું.

આ માળાનો છેલ્લો મણકો વર્ષ-૧ અંક જૂન, ૧૯૪૭, પા. ૧૭૦ ઉપર આવેલો છે. તેમાં પ્રકરણ હતું ईश्वरप्रणिधाननुं ફળ. સૂત્ર નં. ૨૯ – ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यंतरायाभावश्च ।

ત્યાંથી હવે આગળ ચાલીએ છીએ]

યોગનું મુખ્ય પ્રયોજન ચિત્તની ભિન્ન ભિન્ન બધી વૃત્તિઓ ઉપર કાબૂ કે વશીકાર મેળવી તેમનો નિરોધ સાધવો, એ છે. તેને માટે બે મુખ્ય રસ્તા આપણને બતાવવામાં આવ્યા —

૧. અભ્યાસ-વૈરાગ્ય (સૂત્ર ૧–૧૨) અથવા

૨. ઈશ્વરપ્રણિધાન (સૂત્ર ૧–૨૩)

આ બે રસ્તાઓ વિષે કેટલુંક વિવેચન કરી, તે રસ્તામાં શું રહેલું છે એનો પરિચય અત્યાર સુધીમાં આપણને આપ્યો. હવે તેમાંથી ફૂટતા એક નવા વિચારને સૂત્રકાર હાથ પર લે છે. તે વિચાર છે અંતરાય-નિવારણ. સૂત્ર ૩૦થી માંડી ૪૦ સુધીમાં આ વિચાર જોવા મળે છે.

વૃત્તિનું સ્વરૂપ વિચારતાં આપણે જોયું કે તે ઊઠ્યા જ કરે છે. અને આવો વિક્ષેપ ચાલ્યા જ કરે છે, તેથી ચિત્તની સ્થિરતા કે નિરુદ્ધ દશા સધતી નથી. આમ જે ચિત્તમાં વિક્ષેપો આવ્યા કરે છે તે જ યોગપ્રાપ્તિમાં અંતરાયો કે વિઘ્નો છે. આ વિઘ્નોને હરવાં જોઈએ. આપણે જોયું કે, ઈશ્વરપ્રણિધાનથી તે આપોઆપ દૂર થાય છે. જેમ કે, લૌકિક ભાષામાં તેથી જ કહેવાય છે કે રામનામ બધાં દુઃખદરદનું ઓસડ છે. પરંતુ આ અંતરાયો શા છે, તેમનું કારણ શું છે, તેમને સીધા નિવારી શકાય કે કેમ, એવો એક સીધો વિચાર પણ કરી શકાય. અને અભ્યાસ દ્વારા તેમને હરવાનું કામ ઉપાડી શકાય. આ વિચારથી સૂત્રકાર કહે છે કે,

व्याधि-स्त्यान-संशय-प्रमाद-आलस्य-
अविरति-भ्रांतिदर्शन-अलब्धभूमिकत्व-
अनवस्थितत्वानि चित्तविक्षेपाः ते
अन्तरायाः ॥ ३० ॥

વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આળસ, અવિરતિ, ભ્રાંતિદર્શન, અલબ્ધભૂમિકત્વ, અને અનવસ્થિતત્વ — આ નવ પ્રકારના જે ચિત્તની નિરુદ્ધદશામાં વિક્ષેપો છે તે જ અંતરાયો છે.

સૂત્ર ૨૯માં આપણે જોયું કે, 'अन्तराय-अभाव' એવો એક પદાર્થ ત્યાં કહ્યો. તે હવે સમજાવવો જોઈએ. એટલે પ્રથમ અંતરાય કયા છે તે ગણાવ્યા. "આ નવ અંતરાયો છે તે ચિત્તને વિક્ષેપ નાંખે છે. તેઓ ચિત્તની પાંચ જે વૃત્તિઓ કહી તેમની સાથે પેદા થનારા પદાર્થ છે. તેમનો જો અભાવ થાય — તે પદાર્થોને જો હઠાવવામાં આવે, તો પૂર્વે કહેલી ચિત્તવૃત્તિઓ પેદા ન થાય." (યોગભાષ્ય) એટલે પછી નિરોધનો માર્ગ આ અંતરાય વગરનો સાફ સીધો થાય.

આમ અંતરાયો નવ છે. તે સમજીને તેમને દૂર કરવાના છે. એ નવનું સ્વરૂપ હવે તપાસીએ.

અંતરાયોમાં પહેલા બે મુખ્યત્વે શારીરિક છે —

૧. વ્યાધિ — રોગ. શરીરમાં રોગ હોય તો તેની અસર ઇંદ્રિયો તથા તેમના રાજા મન ઉપર પડે જ. તેથી તેઓ સરળ કામ ન કરી શકે. પરિણામે ચિત્તને ક્લેશ થયા જ કરે અને યોગમાં અંતરાય આવ્યા કરે, એ ઉઘાડું છે. સાધારણ કામોમાં પણ વ્યાધિ જો પીડા ને વિઘ્નો નાંખે છે તો સૂક્ષ્મ અને કઠણ એવા યોગ-કામમાં તો પછી પૂછવું જ શું? તેથી રોગથી દૂર રહેવાનો આરોગ્યનો જીવનવિધિ તો હોવો જોઈએ.

૨. સ્ત્યાન બીજો અંતરાય છે. સ્ત્યાન એટલે જડતા; મન ઇંદ્રિયોનું ભારેપણું. સૂત્રભાષ્યકાર ટૂંકમાં અર્થ આપે છે — अकर्मण्यता चित्तस्य — ચિત્ત એવું ભારે થઈ જાય કે કશું કરવામાં ઉત્સાહ જ ન જાગે. કહો કે એક પ્રકારની શરીર મનની તામસિક જડતા, ઉત્સાહનો અભાવ.

'પ્રમાદ' અને 'આલસ્ય' બે જુદાં ગણાવ્યાં છે. એટલે સ્ત્યાનનો અર્થ આથી ખાસ સમજવો જોઈએ. સ્ત્યાન મુખ્યત્વે શરીરના ભારેપણામાંથી ઉત્પન્ન થતી દશા છે. ભારે મેદવાળું શરીર, કે જેમાંથી જડતા આવે તે.

હવે પછીનાં નીચેનાં ચાર અંતરાયકારણો વિશેષે કરીને સૂક્ષ્મ કે માનસિક છે:—

૩. संशय — કાંઈ પણ કરવા જતાં મનનો નિશ્ચય ન થાય — આ કરવું કે તે કરવું, કરવું કે ન કરવું, એ રીતનો. આવું જે મનનું ઢચુપુચુપણું કે ડગમગાટ તે સંશય. આ તો કેવી મોટી બ્રેક ગણાય, એ સમજાવવાની જરૂર નથી.

૪. प्रमाद — સંશય ન હોય, નિશ્ચય થાય કે અમુક તમુક કરવા જેવું છે, પરંતુ તે કરવાને માટે મનની તીવ્ર લાગણી ન હોય, તો ઊલટભેર તેમાં લાગી ન શકાય. આ પ્રકારની મનની એક પ્રકારની અરુચિ હોય તો યોગસાધનમાં તો શું, કોઈ પણ [illegible]રેલા કામમાં વાંધો પડે. તેથી તે પણ એક અંતરાય [illegible] થઈ પડે.

૫. आलस्य — ઉપરના અંતરાયો હોય તો પછી [illegible]હેજે માણસને કર્તવ્યમાં આળસ તો આવે જ. સમજની સ્પષ્ટતાને ખાતર તે અલગ ગણ્યું છે એમ માનવું જોઈએ. શારીરિક સ્ત્યાન અને માનસિક પ્રમાદ, એ બેને લઈને આળસ થાય. "આળસ એટલે ચિત્તનું તથા શરીરનું ગુરુત્વ કે ભારેપણું હોઈ કાર્યમાં પ્રવૃત્તિ ન થાય તે." (ભાષ્યકાર)

૬. अविरति — ઉપરનાં ત્રણે સૂક્ષ્મ કારણો કરતાં સૂક્ષ્મ અને ભૂળગામી એવું કારણ આ છે. અવિરતિ = વૈરાગ્યનો અભાવ, એટલે કે ચિત્ત વિષયો તરફ લલચાયા કરે તેવું ખોટું ખેંચાણ.* કોઈ પણ લક્ષ્ય વિષે એકાગ્ર થવાની અશક્તિ હોય — એટલી બધી વ્યગ્રતા બીજાં કારણોથી હોય, તો એ કેવું વિઘ્ન! અંગ્રેજીમાં 'પ્રિ-ઑક્યુપેશન' કહે છે તે. ચિત્તમાં જો પૂરતો વિવેક કે બીજાં ખેંચાણો તરફથી વળી જવા જેટલી સમજ ન હોય, તો કશું જ ન કરી શકાય, અને કરીએ તેમાં કાંઈ ભલીવાર ન આવે, એ ઉઘાડું છે.

ત્યાર પછીનાં બાકીનાં ત્રણ અંતરાય-કારણો છે તે સાધકની સાધનાની અંદર અવસ્થાને લઈને નીપજનારાં — કહો કે આધ્યાત્મિક છે. તેઓ પણ સ્વતંત્રપણે નોંધપાત્ર તો ખરાં જ:—

૭. भ्रांतिदर्शन — ઉપરનાં વિઘ્ન ન નડે; પણ જે કાંઈ કરવાનું હોય તે વિષે સ્પષ્ટ સમજ ન હોય, — ભ્રમથી ઊંધું જ સમજાય, તો આ ઊંધી સમજ કે અજ્ઞાન પણ અંતરાય જ બને. જવા નીકળ્યા હોઈએ મુંબઈ અને તેનો રસ્તો લઈએ તે હોય દિલ્હીનો, છતાં માનીએ કે તે મુંબઈનો છે, એના જેવું.

૮. अलब्धभूमिकत्व — માનો કે સાવ ભ્રાંતિ નથી, સમજ જોઈએ તે છે; કાંઈક કરીએ પણ ખરા. પરંતુ તેમાં આગળ વધી અમુક ભૂમિકા મેળવ્યાનો સંતોષ ન મળે. આ પણ મોટું વિઘ્ન ગણાય. આથી શ્રદ્ધા ન જામે, અને તેથી પ્રગતિ રોકાય.

આમ બનવામાં કારણ ભ્રાંતિદર્શન હોય, અથવા બીજાં કારણ પણ હોય.

૯. अनवस्थितत्व — કાંઈક ભૂમિકાએ પહોંચીએ, પણ ત્યાં ટકાય નહિ એવી અનવસ્થા થાય, તો તેય વિઘ્ન જ ગણાય.

જો વિચારીએ તો જણાશે કે, ઉપરના નવે અંતરાય સામાન્ય વ્યવહારમાં પણ નડે છે. યોગમાં તે વિશેષ સૂક્ષ્મ રીતે અને બરોબર નડે છે. તેથી તેમને 'યોગમલ', યોગના શત્રુ કે અંતરાય કહેવામાં આવે છે, તેમની સાદી સમજ એ છે કે, શરીર અને મનને યોગ્ય તત્પરતાવાળું કરવું જોઈએ. તે ઉપરાંત જે જે કરવાનું છે તેની સાચી સમજ હોવી જોઈએ; તે ન હોય તોય કામમાં ટિચાવું પડે. આ પછી પણ નડતર સંભવે છે તે એ કે, છતાં આપણે ફાવી ન શકીએ (અંતરાય ૮, ૯). આનું કારણ ચિત્ત કે સ્વભાવનાં લગભગ દૂર ન કરી શકાય એવાં વલણો હોય છે.

આ અંતરાયો કે ચિત્તના વિક્ષેપોને તપાસી તેમના કાર્યરૂપે અવશ્ય તેના ચિહ્નરૂપે જે પ્રગટ થાય છે તેમને એમના 'સહભૂ' કહ્યા છે. તે લક્ષણો પરથી અંતરાયો ઓળખી શકાય છે. એટલે તેમનો વિચાર પણ કરવામાં આવ્યો છે, તે પછીના ૩૧મા સૂત્રમાં. તે હવે પછી જોઈશું.

૧૫-૫-'૪૮ મગનભાઈ દેસાઈ

* अविरतिः चित्तस्य विषयसम्प्रयोगात्मा गर्धः ।
— ભાષ્યકાર

# એશિયા હવે જાગે છે

[બે વર્ષ પર ઇંડોનેશિયાની બહાદુર પ્રજા તેના પર સૈકાંથી ચડી બેઠેલી ડચ રાજસત્તા સામે લડતી હતી. તેની મદદમાં ત્યાં અંગ્રેજોની ફોજ પણ હતી, જે ત્યાં યુદ્ધકાળ દરમિયાન કામ કરતી હતી. યુદ્ધ પૂરું થયા પછી તેણે ત્યાંથી નીકળી જવું જોઈતું હતું. પરંતુ રૂપાળાં બહાનાં બતાવી, પોતાની ફોજને બ્રિટિશ લોકો પાછી ખેંચી લેતા નહોતા. તે વખતે આપણે તેની સામે ખૂબ વિરોધ કરેલો અને ઇંડોનેશિયાની બહાદુર પ્રજાને નૈતિક સાથ અને ટેકો આપેલો.

તે વખતે જર્મની અને જાપાન પર જીત મેળવનારાં રાજ્યોની આગળની નીતિ, આજે કાંઈક સાફ દેખાય છે તેવી સાફ થઈ નહોતી. તરતોતરત તેમ બનવું સંભવિત પણ નહોતું. એટલે યુરોપનાં સામ્રાજ્યવાદી રાષ્ટ્રો, પોતાની જૂની નીતિ અને સમજબુદ્ધિ પ્રમાણે, એશિયાના પોતાના મુલકોને પાછા પકડી લેવા મથતાં હતાં. ઇંડોનેશિયામાં, હિંદમાં, બર્મામાં, સિલોનમાં બધે આ જ જાતનો તેમનો ચાળો તે વખતે દેખાતો હતો.

પરંતુ યુદ્ધ દરમિયાન જે બળો જાગ્યાં હતાં અને યુદ્ધે જે નવી સ્થિતિ નિર્માણ કરી હતી, તે એમ કરવા દઈ શકે એમ નહોતું. યુરોપનાં રાષ્ટ્રો પોતાનો જૂનો ઇતિહાસ અને જૂની સામ્રાજ્યનીતિ ચલાવી શકે એવી દશા રહી નહોતી. બીજા મહાયુદ્ધે ઊભું કરેલું મહાપરિવર્તન એની સામે હતું. એટલે, હિંદ, બર્મા, સિલોનને અંગ્રેજોએ છોડ્યાં. ઇંડોનેશિયાનો સવાલ હજી પત્યો ન ગણાય. છતાં ત્યાં પણ ડચ લોકો ધારેલી બાજી તો પાર પાડી શકે એમ નથી.

એશિયા યુરોપ વચ્ચેના સંબંધનો ઇતિહાસ યુદ્ધ બાદ એવો ઝપાટામાં ફરવા લાગ્યો છે કે, બે વર્ષ પરની સ્થિતિમાં એક બે મોટા ફેરફાર થઈ ગયા છે. નીચેનો લેખ યુદ્ધ પત્યા બાદ ઇંડોનેશિયામાં યુદ્ધ ચાલતું હતું તે વખતે લખેલો છે. એટલે કે ૧૯૪૭ના ઑગસ્ટ પહેલાંનો છે. ત્યારે આપણી સ્વતંત્રતાની વાત પણ શરૂ નહોતી થઈ. એ પછી આપણે સ્વતંત્ર થયા અને એશિયાઈ પરિષદ જેવી મહાન અર્થગંભીર મહાસભા ભરી. એ કાળ પણ વીત્યો છે અને આજે નવો અને ભારે પેચીલો તબક્કો જાગ્યો છે. આ તબક્કાનો વિચાર હવે પછી કરીશું. તેની ભૂમિકા તરીકે આ લેખ બેએક વર્ષ પછી પણ વાચકને રસપ્રદ થશે માનીને પ્રસિદ્ધ કર્યો છે.

૫-૫-૧૯૪૮ મ૦]

આજે યુદ્ધ બાદ જગતમાં અને આપણે ત્યાં એવા એવા મુદ્દાઓ અને તુક્કાઓ ઊઠવા અને જાણી જોઈ નેય ઉઠાવાવા લાગ્યા છે કે, સામાન્ય બુદ્ધિ તેમાં મૂંઝાઈ પડી અવળી દોરાઈ જવા પૂરો ભય રહે છે. તેથી આ આખી બાજીના થોડાક મૂળ મુદ્દા જોઈ લેવા જોઈએ. અને હંમેશ મૂળ મુદ્દા જૂજજાજ અને સામાન્યમાં સામાન્ય માણસને પણ સમજાવી શકાય એવા સીધા હોય છે. તેને સમજવાની ચાવી ઇતિહાસમાં રહેલી હોય છે. આજની ચાલુ સ્થિતિ વિષે ઇતિહાસ શું કહે છે?

વર્તમાન જગતનો ચાલુ યુગ ૧૬મા સૈકામાં શરૂ થયો. તેનું સાધન નૌકા અને વહાણવટું તથા યુરોપ બહારના ખંડોનો અનૂતનો માલ એ બે હતાં. તેને અનુરૂપ યુરોપનાં ધર્મ, સંસ્કાર તથા જીવન બન્યાં.

સ્પેન અને પોર્ટુગલે આની શરૂઆત કરી. સ્પેને કોલંબસની અમેરિકાની શોધનો લાભ લીધો; પોર્ટુગાલે વાસ્કો-ડી-ગામાની હિંદની શોધનો લાભ લીધો. આને ગોઠતો ધર્મ શોધી આપવા માટે પોપે આ બે દેશોને ફરમાન કર્યું કે, તમારામાંથી સ્પેને પશ્ચિમ ખંડમાં રહેવું ને ત્યાં ધર્મનો ઝંડો રોપવો; ને પોર્ટુગલે પૂર્વમાં એ કામ કરવું.

આ ગોઠવણમાં ધર્મ અને અર્થ બેઉ દૃષ્ટિઓની સગવડ હતી. તે ગોઠવણ કરીને પોપે માન્યું મનાવ્યું કે, યુરોપી પ્રજા દુનિયાના બીજા ખંડોમાં જાય એ નવી પેદા થયેલી વસ્તુ ખ્રિસ્તી ધર્મના જયને અર્થે છે; એનાથી ખ્રિસ્તી ધર્મપતાકા પણ સારા જગત પર ઊડતી થશે. અર્થલોભી બે દેશોએ માન્યું કે, ધર્મ સાથે આપણો અર્થ પણ સરે છે. ઈશ્વરનું આટલું કામ કરીએ તો તેનો બદલો તો તેનાં બાળકોને એ આપે જ ને?

આ કાળે યુરોપના દેશોમાં સ્પેન – પોર્ટુગલ એ બે સૌથી ચડિયાતા હતા; તેઓ જો આ નવા અર્થલાભને લઈને માંહોમાંહે લડી મરે તો સારું નહિ. તેમાં ધર્મલાભ પણ ન થાય. તેથી પોપે એકને પૂર્વ અને બીજાને પશ્ચિમ, એમ દુનિયાની બે દિશાઓ વહેંચી આપી. બંનેને તેનાથી સંતોષ થયો: સ્પેનને

અમેરિકાની સોનાચાંદીની ખાણોથી સંતોષ હતો; પોર્ટુગલને પૂર્વના ગરીમસાલા ઇ૦ના મોટા વેપારથી ટંકશાળ મળી ગઈ તેનો સંતોષ હતો.

આમ બે વચ્ચેની હરીફાઈ અને લડાઈ પતવીને ત્યારના પોપે મનમાં માન્યું હશે કે, મેં ધર્મની એક ભારે સેવા કરી ને ધર્મનો જય મેળવ્યો. પરંતુ, માનવજનતાનો સનાતન ઇતિહાસ જોતાં લાગે છે કે, દરેક માનવકાર્યમાં ઈશ્વર કે ધર્મની સાથેસાથ જ અને તેના ઓળારૂપે જ સેતાન કે પાપ પણ રહે જ છે. અને ખરી ખૂબી એ છે કે, બે સરખાં જ ગૂઢ કે ગુહ્ય હોય છે. માણસે જાગ્રત ભાવે તેમાંથી ઈશ્વરને પસંદ કરવો જોઈએ, નહિ તો ઓળારૂપી સંસાર તો તેને ઘસડશે જ. એટલું જ નહિ, તે ઘસડવાનું કામ પ્રભુની ને પુણ્યની ભાષામાં જ સેતાન કરે છે. (અંગ્રેજી કહેવત છે કે, પતનનો માર્ગ શુભ આશયોના આરસથી જ જડેલો હોય છે.)

બરોબર આમ જ યુરોપમાં થયું: ૧૬મા સૈકામાં યુરોપમાં જે નવયુગ સ્થપાયો તેને પુનરુત્થાન, સુધારો, પુનર્જાગૃતિ ઇ૦ રૂડાં નામો અપાય છે. એનાં ઉદ્‌ભવનાં કારણોમાં જરૂર શુભાશયો હતા — જેવા કે, માનવ આત્માની પોપશાહી ધર્મમાંથી અને અજ્ઞાન કે અંધકારમાંથી મુક્તિ; પોતાનું ભવિષ્ય અને ઉન્નતિ પોતે જાતે સંભાળવા, વગેરે. (પણ એ ઉન્નતિ એટલે શું, એ નક્કી નહોતું; અંતરમાં રહેલા સેતાને એ ચૂપચાપ નક્કી કરી આપ્યું.) પરંતુ તેને માટેનાં સાધનો યુરોપની પૂર્વ અને પશ્ચિમ ખંડો ઉપરની ચડાઈ હતાં. જો પોપે ખરા ધર્મની સેવા કરવી હોત, જો તેને ખરો ધર્મ સમજાત, તો તે આ ચડાઈમાં રહેલાં પાપોને નિવારવાના નિયમો આપત. પરંતુ તેને તો બાઇબલ-પૂજા આગળ વધે એની મુખ્ય પરવા હતી. અને તેના યુરોપના ગોરા અનુયાયીઓને (દારૂની) 'બાટલી' અને 'બેયોનેટ' વિદ્યાઓ પ્રિય હતી; આમ પોપના આશીર્વાદપૂર્વક યુરોપની 'બાઇબલ, બાટલી ને બેયોનેટ'ની ચડાઈ શરૂ થઈ. સ્પેન પોર્ટુગલમાં એનાથી જે અઢળક ધન છલકાવા લાગ્યું તે જોઈ યુરોપમાં ઈર્ષ્યાનો ઉદય થયો. અને સામી બાજુ સ્પેનમાં સત્તાના મદ–મત્સરની પણ વૃદ્ધિ થઈ. અહીં આગળ પોપ નિષ્ક્રિય બની ગયો. સ્પેને યુરોપના દેશો પર જે તુમાખીભર્યું વર્તન ચલાવ્યું તેમાં પોપે પોતાના કેથલિક સંપ્રદાયનો વિજય ભાળ્યો. યુરોપના પશ્ચિમ દેશોએ નવયુગનો પ્રોટેસ્ટંટ ધર્મ અંગીકાર્યો હતો; તેમાં તેમણે પોતાની મુક્તિનું બળ જોયું. આખી પરિસ્થિતિમાં પ્રભુ અને સેતાન એવા તો ઓતપ્રોત વણાઈ ગયા હતા કે, આ પક્ષોમાં કયો કોની તરફ છે એ એક શબ્દમાં ને સચોટ કહી દેવું અઘરું છે. પણ છેવટે તો પ્રભુનો જ કાયદો ચાલે છે, અને સેતાન છતાં તે પોતાનો માર્ગ લે જ છે. પશ્ચિમ યુરોપની ઈર્ષ્યાએ સ્પેનના મદમત્સરનું ઓસડ શોધ્યું. તે પ્રદેશના હોલૅન્ડ, ફ્રાન્સ, અને ઇંગ્લંડ દેશો પણ યુરોપ બહારના ખંડોની લૂંટમાં ભાગ પડાવવા કૂદી પડ્યા. પરિણામે, યુરોપના ખ્રિસ્તી દેશોમાં એક રીતે જોતાં કાયમી આંતર યુદ્ધ શરૂ થયું. અને તે જ યુદ્ધ સૈકાં પછી પણ આજ સુધી ચાલુ છે. હોલૅન્ડ ઇંગ્લંડે મળીને સ્પેનને સીધું કર્યું, અને પોર્ટુગલને પૂર્વમાં હંફાવ્યું. એક સૈકા બાદ યુરોપમાં હોલૅન્ડ અને ઇંગ્લંડ તથા ફ્રાન્સની બોલબાલા થઈ ગઈ. પછી એ જ ન્યાયે, આ ત્રણ વચ્ચે ઈર્ષ્યા જાગી. તેમાં હોલૅન્ડને અને ફ્રાન્સને ઇંગ્લંડે સેરવી કાઢ્યાં ને પોતે પ્રમુખ થઈ ગયું. અમેરિકામાં તેણે કૅનેડા લીધું, આપણી તરફ તેણે હિંદ પડાવી લીધું. એમ, પોપે એક વાર કાયમી માનીને કરેલી વહેંચણી ૧૯મા સૈકા સુધીમાં ઊંધી થઈ ગઈ. સ્પેન પોર્ટુગલને બદલે ઇંગ્લંડ આગેવાન બની ગયું. અને એક વાર તો અંગ્રેજોએ માન્યું કે, હવે જગતમાં શાંતિ જ શાંતિ વર્તશે—'પૅક્સ બ્રિટાનિકા' એમને ખરેખર એક ખ્રિસ્તી ધર્મમંત્ર લાગ્યો. પણ નવા ઈર્ષ્યાખોર જાગ્યા જ કરે, એ ઉઘાડું હતું.

પછાત દેશોની પ્રજાઓના ચૂસણ પર મદાર રહેવાના જીવનમંત્ર પર યુરોપનો અર્વાચીન ઇતિહાસ શરૂ થયો હતો. અર્થશાસ્ત્રીઓએ ટૂંકમાં કહ્યું કે, જીવનનું ધોરણ ઊંચું જાય એ ચોખ્ખો ચડતીનો કાંટો છે. આ ચડતીમાં બે મોટા દેશો પછાત રહ્યા હતા — જર્મની અને રશિયા. અને પૂર્વમાં એક દેશ અમેરિકાની સરસાઈમાં જાગ્યો તે જાપાન. ૨૦મા સૈકાના પ્રારંભમાં જગતના આ અર્વાચીન સ્પર્ધાયુદ્ધમાં આ ત્રણ દેશો હવે ઊતર્યા. તેમાં જર્મની જાપાન તો ઉઘાડા જ ભાગીદાર હતા; તેમણે કોઈ નવા વાદનો કે નવા જીવનતત્ત્વનો ઢોંગી દેખાવ નહોતો કર્યો; રશિયાએ તેવું કાંઈક કરેલું તે હવે કાળબળે ખંખેરાઈ ગયું છે. ચાલુ લડાઈમાં તેમાંના બે દેશો હાલ તો પરાસ્ત થયા

છે; રશિયા ઊભું છે, અને તે તથા આજનાં બે ખાઈ-બદેલાં રાષ્ટ્રો (ઇંગ્લંડ–અમેરિકા) અરસપરસ ઘસાતું વર્તન રાખે છે.

આ આખી ઇતિહાસ–ઘટનાને 'સામ્રાજ્યવાદ' કહેવામાં આવે છે. પરંતુ હવે તે નામને બદલે 'કૉમનવેલ્થ' શબ્દ પસંદ કરાવા લાગ્યો છે. પેલો શબ્દ અંગ્રેજોને શરમાવે છે; તે ખરાબ વસ્તુ ગણાય છે. તેથી, યુરોપનાં રાષ્ટ્રોએ જે પરરાજ્યો મેળવ્યાં છે, તેમને એ નામ ન આપતાં, હવે 'કૉમનવેલ્થ'— મઝિયારું રાજ્ય — એવું નવું નામ અપાતું થયું છે. પરંતુ નવે નામે કામ તો જૂનું જ લેવાની દાનત છે. એ કામ એટલે વેપારઉદ્યોગ દ્વારા પર મુલકોમાંથી ધન ઘસડી આણવું.

અંગ્રેજોને જાવામાંથી શું કામ નથી જવું? જાવામાં એમને શું એટલું બધું લાગેવળગે છે કે ડચ લોકોના વતી લાં લડે છે? (જોકે લડવાને માટે વાપરે છે તો પારકું હિંદી લોહી; અને પૈસા કોના એ તો વળી અઘરો ભેદ છે!) જાવા ડચ લોકોને જોઈએ તો લે; અંગ્રેજો શું કામ એમને મદદ કરે? અને જો ખરેખર ડચની લાગણી હોય તો પોતાના અઢળક સામ્રાજ્યમાંથી થોડુંક આપે તો શો ખાડો પડવાનો હતો? પણ, જાવામાં, હિંદમાં, હિંદી ચીનમાં, આરબ જગતમાં, બધે આજે ત્રણ ત્રણ સૈકાથી ચાલતી પ્રણાલીની સામે જે બંડ ઊઠયું છે, તેને જો કયાંય મચક આપવી પડી, તો આખુંયે ખોખું ખરી પડવાની બીક છે. એટલે ગોરા સામ્રાજ્યવાદની લડાઈ આજે તો જામી છે. ૧૭મા સૈકાથી જે ગોરી વેપારશાહી એશિયામાં પેસી ગઈ છે તેનું નેતૃત્વ અંગ્રેજોએ લીધું છે. ડચ શું કે ફ્રેન્ચ શું, એ સવાલ તો ગોરાઓના ઘરમાં કાંઈ કજિયો હોય તો ઊભો થાય છે; સામ્રાજ્યવાદ તો તેમણે પોતાના વહાણુ અને વિજ્ઞાનથી જમાવેલા પશુબળનો ઇજારો છે; તે સૌનું મઝિયારું હિત છે. સામેથી એશિયાની પ્રજાઓએ પણ સમજી લીધું છે કે, આપણું કામ પણ એક છે; અને તે આ ત્રણ સૈકાથી જામેલા સામ્રાજ્યવાદી આક્રમણને તોડવું. આ ભાવને જ પેલું લોકપ્રિય થતું જતું સૂત્ર 'એશિયા છોડો' બતાવે છે; તેથી તે લોકને તરત ગમી ગયું છે. આ બીજું વિશ્વયુદ્ધ શરૂ કરનારા પશ્ચિમના મુત્સદ્દીઓએ એવાં ઊંડાં બણાવેલાં કે, તે તો પ્રજાઓના સ્વતંત્ર વિકાસને માટે છે; એ તો 'લોકયુદ્ધ' છે. તેમણે ઉપાડેલા યુદ્ધનો અંત આવ્યો; પરંતુ તેમણે કરેલા યુદ્ધનો પ્રારંભ તો હવે થતો લાગે છે. ખરેખર, સુલેહ સ્થાપવાને માટે જતાં જગતના બધા લોકો જાગ્રત થયા છે, અને પોતાના હિતને માટે લડવા લાગ્યા છે. રશિયા તેનું હિત જુએ છે; સરખામણીમાં નબળું થયેલું ઇંગ્લંડ અમેરિકાની ઓથ લઈ એક અંગ્રેજીભાષી સમુદાય બનીને પોતાનું હિત ગોઠવે છે. આ તો 'મહાન ત્રિપુટી' કહેવાતા ત્રણ દેશ થયા. પરંતુ નાના નાના બધાં રાષ્ટ્રો આજે 'સંયુક્ત રાષ્ટ્રમંડળ' ('યુનાઇટેડ નેશન્સ')માં દાખલ થઈ પોતપોતાનાં હિતની રક્ષા સંભાળે છે. આ યુદ્ધને અંતે જગતના રાજદ્વારી વ્યવહારમાં કયાંય કોઈ નવો સિદ્ધાંત અવતરતો હોય એવું દેખાતું નથી. અને એનું કારણ એ છે કે, ૧૬મા સૈકાથી જગતમાં જે સામ્રાજ્યવાદ જન્મ્યો છે, તેને જોરે જે એકલ-સ્વારથિયા જીવન-ધોરણ-ઊંચું-કરો-વાદ જન્મ્યો છે, તેને તો છોડવો નથી, અને છતાં તે તો ખોટો છે એમ માનવું-મનાવવું છે. પરંતુ હસવું અને લોટ ફાકવો સાથે બની નથી શકતાં. તેમ જ દંભ અને અસત્ય માનવકલ્યાણના સત્ય આગળ ટકી નથી શકતાં. આજે જગતમાં જાગેલો ખળભળાટ આનો જ સૂચક છે. અને એનો પાયો ગોરાઓની સામ્રાજ્ય-નીતિ અને તેના ઉદ્યોગધંધા, શસ્ત્રાસ્ત્રો, અને આર્થિક યુક્તિપ્રયુક્તિઓ છે. આ સાદી વાતને ભણેલાઓ ભલે થોથાંના થોકમાં ગૂંગળાવે; પણ એશિયાની જનતા એને પામી ગઈ છે, અને એ જ આજે યુરોપને ખૂંચે છે. આ સૈકાની શરૂઆતમાં જાપાને રશિયા પરના પોતાના વિજયથી એશિયાની પ્રજાઓમાં આત્મવિશ્વાસ પ્રેર્યો હતો. રશિયાએ આજે એ ૪૦ વર્ષ પરના પરાજયનું વેર યાદ કરીને અત્યારનો વિજયરસ માણ્યો છે. પરંતુ જાપાનના એ પતનથી એશિયામાં નિરાંત થશે એમ જો યુરોપીય જગતે માન્યું હોય તો ખોટું પડયું છે. પડેલા જાપાનમાંથી પણ એશિયા આગળ વધી શકે છે; અને એ આગેકદમનો ઇતિહાસ આજે ઘડાઈ રહ્યો છે. એમાં વિજય થવો એ સમય ખારી — ખાઈ શકે છે; પરંતુ તે નક્કી છે, એ વિના બીજું માની ન શકાય.

મગનભાઈ દેસાઈ

# હિંદુસ્તાનીના પ્રચારક ગાંધીજી

[ગયા અંકથી ચાલુ. ગયા અંકમાં આપણે એટલું જોયું કે ગાંધીજીએ ઈ. સ ૧૯૪૦-૪૧ સુધીમાં શું કર્યું હતું. ત્યાર બાદ તેમણે નવું પગલું ભર્યું તે હિંદી સાહિત્ય સંમેલનનો ત્યાગ અને હિંદુસ્તાની પ્રચાર સભા નામે નવી સંસ્થાની સ્થાપના, અને તે દ્વારા બંને લિપિ મારફત હિંદુસ્તાનીનું પ્રચારકામ.
આ કામનો હેવાલ આ લેખમાં આવે છે. સ.]

૮

હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા, એ પોતાના બંધારણમાં સભાનો હેતુ નીચે પ્રમાણે આપ્યો છે:

રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનો પ્રચાર કરવો, જે આખા હિંદુસ્તાનની સામાજિક, રાજનૈતિક, કારોબારી અને એવી બીજી જરૂરિયાતોને માટે દેશભરમાં કામ આવી શકે અને અલગ અલગ ભાષાઓ બોલનાર પ્રાંતોમાં મેળ-મિલાપ અને વાતચીતની ભાષા બની શકે.

નોટ — હિંદુસ્તાની તે ભાષા છે જે ઉત્તર હિંદુસ્તાનનાં શહેરો અને ગામોમાં હિંદુ, મુસલમાન વ૦ બધા બોલે છે, સમજે છે, અને પરસ્પરના વહેવારમાં વાપરે છે અને જે નાગરી અને ફારસી બન્ને લિપિમાં લખાય છે અને વંચાય છે અને જેનાં સાહિત્યિક રૂપ આજે હિંદી અને ઉર્દૂના નામથી ઓળખાય છે.

અત્યાર સુધી રાષ્ટ્રભાષાનો પ્રચાર કરતી વેળાએ રાષ્ટ્રભાષાની નાગરી અને ઉર્દૂ બન્ને લિપિઓનો સ્વીકાર કરાતો હતો તથા રાષ્ટ્રભાષા શીખનારાઓએ બન્ને લિપિ જાણવી જોઈએ એવી ઇચ્છા જાહેર કરવામાં આવતી હતી. પરંતુ તેને માટે જોઈએ તેટલો આગ્રહ ન હતો; તેમ ન તેને વ્યવસ્થિત અમલી રૂપ આપવામાં આવ્યું હતું. હવે હિંદુસ્તાની પ્રચાર સભાની સ્થાપનાની સાથે આ ખોટને પૂરી કરવાનું વિચારમાં આવ્યું.

સભાએ કામ શરૂ કર્યું ન કર્યું કે ૧૯૪૨નું ઑગસ્ટ આંદોલન શરૂ થયું અને મહાત્માજી તથા સભાના બીજા મોટા કાર્યકરોને જેલમાં મોકલી દેવામાં આવ્યાં. સભાના એક સભાસદ શ્રી. અમૃતલાલ નાણાવટી બહાર હતા. એક સાલ પછી જ્યારે નેતાઓના છુટકારાની કોઈ આશા દેખાઈ નહિ ત્યારે તેમણે પહેલ-વહેલો ગુજરાતમાં હિંદુસ્તાનીનો બન્ને લિપિઓમાં પ્રચાર શરૂ કર્યો. આ પ્રમાણે સભાના કામનો આરંભ એક પ્રાંતથી શરૂ થયો. જ્યારે સન ૧૯૪૪માં ગાંધીજી જેલમાંથી બહાર આવ્યા ત્યારે તેમણે તે કામ પસંદ કર્યું અને નવેંબરમાં સભાની બેઠક સેવાગ્રામમાં થઈ તેમાં પણ ઠરાવવામાં આવ્યું કે, ગુજરાતની માફક બીજા પ્રાન્તોમાં હિંદુસ્તાનીનો પ્રચાર શરૂ કરવામાં આવે. એ પણ ઠરાવવામાં આવ્યું કે, છેવટની પરીક્ષા વર્ધાથી લેવામાં આવે અને નીચેની પરીક્ષાઓ જ્યાં પ્રાન્તીય સંગઠન રચાયું હોય ત્યાં તે સંગઠન જ લે. આ રીતે આજે ગુજરાત અને મુંબઈમાં હિંદુસ્તાની પ્રચાર ચાલી રહ્યો છે. દક્ષિણ ભારતને બાદ રાખી બાકીના સિંધ, મહારાષ્ટ્ર, વિદર્ભ — નાગપુર, બંગાળા, આસામ, ઓરિસ્સા અને અન્ય પ્રાન્તોમાં વર્ધાના મુખ્ય કાર્યાલયથી હિંદુસ્તાનીનો પ્રચાર થઈ રહ્યો છે. સભાના સભાસદ ગાંધીજી અને ડૉ. રાજેન્દ્રપ્રસાદ ઉપરાંત પંડિત જવાહરલાલ નેહરુ, કાકા કાલેલકર, મૌલાના અબુલ કલામ આઝાદ, ડૉ. સૈયદ મેહમદ, ડૉ. તારાચંદ, પંડિત સુંદરલાલ, શ્રીમન્નારાયણ અગ્રવાલ, મોટૂર સત્યનારાયણ, પેરીનબહેન કૅપ્ટન, મગનભાઈ દેસાઈ અને બીજા નામાંકિત દેશસેવકો છે.

હવે 'દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા'એ પણ પોતાનું નામ બદલીને 'દક્ષિણ ભારત હિંદુસ્તાની પ્રચાર સભા' રાખ્યું છે અને શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્યની દેખરેખમાં સભા હિંદુસ્તાનીનો બન્ને લિપિઓમાં પ્રચાર કરી રહી છે.

૯

જેલમાંથી બહાર આવ્યા પછી ગાંધીજીએ શ્રી. ટંડનજીની સાથે લખાપટ્ટી અને વાતચીત દ્વારા બહુ કોશિશ કરી કે હિંદી સાહિત્ય સંમેલન અને હિં૦ પ્ર૦ સભાના કામ અને કાર્યકર્તાઓમાં મેળ હોય. પરંતુ તેમને સફળતા ન મળી અને છેવટે ૧૫ મી જુલાઈ ૧૯૪૫ને દિવસે સંમેલનમાંથી રાજીનામું આપતાં તેમણે શ્રી. ટંડનજીને આ પ્રમાણે પત્ર લખ્યો:

"હું તો એટલું જ કહીશ કે, જ્યાં સુધી બન્યું ત્યાં સુધી હું તમારા પ્રેમને આધીન રહ્યો છું. હવે સમય આવ્યો છે કે તે જ પ્રેમ મને તમારો વિયોગ કરાવશે. હું તમારી વાત સમજી શક્યો નથી આ પત્ર તમે સંમેલનની સ્થાયી સમિતિ પાસે મૂકજો. મારો ખ્યાલ છે કે સંમેલને હિંદીની મારી વ્યાખ્યા સ્વીકારી નથી. હવે તો મારા વિચાર આ દિશામાં આગળ વધ્યા છે. રાષ્ટ્રભાષાની મારી વ્યાખ્યામાં હિંદી અને ઉર્દૂ લિપિ તથા બંને શૈલીઓનું જ્ઞાન આવે છે. એમ થવાથી

જ બન્નેનો સમન્વય થવાનો હશે તો થઈ જશે. મને ભય છે કે મારી આ વાત સંમેલનને ખૂંચશે. તેથી મારું રાજીનામું કબૂલ કરવામાં આવે હિંદુસ્તાની પ્રચારનું કઠણ કામ કરતાં કરતાં હું હિંદીની સેવા કરીશ અને ઉર્દૂની પણ."

૧૦

ભારતના પાકિસ્તાન અને હિંદી સંઘ એમ બે ટુકડા થઈ ગયા પછી કેટલાક લોકોના દિલમાં આ વિચાર આવ્યો કે, હવે શા માટે હિંદુસ્તાની અને બંને લિપિઓનો આગ્રહ હોવો જોઈએ? આ વિષયમાં ગાંધીજીના કેવા ખ્યાલો છે અને સભાની શી નીતિ રહેશે, તે તેઓ જાણવા માગતા હતા.

તા. ૬ ઠ્ઠી સપ્ટેંબર ૧૯૪૭ ને રોજ દિલ્હીમાં સભાની કાર્યસમિતિએ નીચે પ્રમાણે ઠરાવ પસાર કર્યો, જેનો ખરડો ગાંધીજીએ કલકત્તાથી મોકલ્યો હતો:

"હિંદુસ્તાનના બે ટુકડા થઈ ગયા છે. એકનું નામ પાકિસ્તાન છે, બીજાનું ઇંડિયન યુનિયન. શું આપણા દિલના પણ ટુકડા થઈ ગયા છે? કોઈ કહે છે 'હા', કોઈ કહે છે 'ના.' તેથી એ પણ સવાલ પેદા થયો છે — સરકાર બે બની છે, તો શું રાષ્ટ્રભાષા પણ બે બનશે? એવો ભય તો રહે છે. આંદોલન થઈ રહ્યું છે કે યુનિયનની નાગરી લિપિમાં હિંદી અને પાકિસ્તાનની ઉર્દૂ લિપિમાં ઉર્દૂ રાષ્ટ્રભાષા હોય.

"જો આ વાત બંને ટુકડાઓમાં કબૂલ થઈ ગઈ તો સાફ પુરાવો મળશે કે બન્નેનાં દિલ પણ જુદાં છે આથી વધારે દુઃખની વાત કઈ હોઈ શકે? આ દુઃખને રોકવાની હિંદુસ્તાની પ્રચાર સભાની ખાસ ફરજ થઈ પડે છે. અને એવી આશા રાખવામાં આવે છે કે, હિંદુસ્તાની પ્રચાર સભાના સભાસદ અને હિંદુસ્તાની ભાષાના પ્રચારક હિંદુસ્તાનીને, જે નાગરી અને ફારસી બંને લિખાવટમાં લખાય-વંચાય છે, તેને ફેલાવવામાં બનતી પૂરી મહેનત કરશે.

"સભાની પ્રચાર અને પરીક્ષાની નીતિમાં કોઈ ફરક કરવાની જરૂર નથી."

૧૧

આના એક મહિના પહેલાં ગાંધીજીએ 'હરિજન-બંધુ'માં 'ગરવી ગુજરાત પણ?' એ મથાળાનો લેખ લખ્યો હતો, જેમાં એ બતાવ્યું છે કે, પોતે ગુજરાતના લોકો પાસેથી હિંદુસ્તાની વિષે કેવી અપેક્ષા રાખે છે. તે લેખનો કેટલોક ભાગ નીચે આપવામાં આવ્યો છે:

"ગામડાંના કરોડો હિંદુમુસલમાનોને ચોપડીઓ સાથે લેવા દેવા ઓછી છે. તેમની બોલી હિંદુસ્તાની છે. આ બોલી મુસલમાન ઉર્દૂ લિપિમાં લખશે, હિંદુ કેટલાક નાગરીમાં અને કેટલાક ઉર્દૂમાં. તેથી મારો તમારો ધર્મ બન્ને લિપિમાં લખવાનો થાય છે. આ ધર્મને ગુજરાતનાં ભાઈબહેનોએ હોંશે પાળ્યો છે. તેઓએ તેમ કરવામાં આનંદ માન્યો છે, કડવો ઘૂંટડો નથી પીધો. હવે શું ઉર્દૂ લિપિ કડવી થઈ ગઈ? મારે સારુ તો આ ઝેરી વાતાવરણમાં વધારે મીઠી થઈ.

"... अयं निजः परो वेति गणना लघुचेतसाम् એ સનાતન શ્લોકને આધારે મારે તમારે મન આ હિંદુસ્તાન અને પેલું પાકિસ્તાન એવો ભેદ નથી. આજે એવું ભલે તમે ને હું બે જ માનીએ. આપણે સાચા હઈશું, સાચા રહીશું તો કાલે બધા માનશે.

"આવી વિશાળ દૃષ્ટિ કોંગ્રેસની હંમેશાં રહી છે. આજે એ દૃષ્ટિની વધારે જરૂર છે. બંદૂકબળથી હિંદના બે ટુકડા થયા છે. બંદૂકબળથી એ સંધાય નહિ; બેયનાં મન એક થશે ત્યારે — ને ત્યારે જ સંધાય.

"અત્યારની તૈયારી એથી ઊલટી છે. તેમાં કોંગ્રેસીએ અડગ રહેવું ઘટે છે. રાષ્ટ્રભાષા બે નહિ એક જ હોય. તે સંસ્કૃતમય હિંદી ન હોય, ફારસીમય ઉર્દૂ ન હોય; તે તો બંનેનો સુંદર સહેલો સંગમ હોય ને તે વિકલ્પે બેય લિપિ — નાગરી ઉર્દૂમાં લખાય. ગરવી ગુજરાત, તું આ વાવાઝોડું ચાલે છે તેમાં નમીશ નહિ જે હાંતે ધાન ચાવ્યાં છે તે કોલસા ચાવશે? મારું ચાલે તો નહિ જ. 'પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને' એ પ્રીતમે આપણ બધાંને સારુ ગાયું છે. આપણે તેને અનુસરીએ. ઉર્દૂ લિપિથી ભાગીને કાયર ન થઈએ. પાછી પાની નથી કરવી."

૧૨

હમણાં તા. ૧૪ ડિસેંબર, ૧૯૪૭, ને રોજ હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા, ની કાર્યવાહક સમિતિની દિલ્હીની બેઠકના સમય પહેલાં ગાંધીજી સાથે ચર્ચા થઈ રહી હતી. એક મહાશયે હિંદુસ્તાનના મુસલમાનોની ગણતરી કરતાં કહ્યું કે, 'અમુક કરોડની મુસલમાનોની સંખ્યામાંથી પાકિસ્તાનના આટલા મુસલમાનોને બાદ કરો.' ગાંધીજીએ ગંભીર અવાજે કહ્યું, "બાદ શા માટે કરે? મારે માટે તો કાશ્મીરથી કન્યાકુમારી સુધી બધો દેશ એક છે."

કેટલાક લોકોને ઉમેદ છે અને કેટલાકને ડર કે, હિંદુસ્તાનીનો અર્થ ઉર્દૂ છે અને તેનો જ પ્રચાર ગાંધીજી રાષ્ટ્રભાષા' તરીકે કરી રહ્યા છે. આ ઉમેદ અને ડર બંને ખોટાં છે તે નીચે આપેલા તેમના વિચારોથી સિદ્ધ થશે:

"હિંદુસ્તાની એટલે ઉર્દૂ નહિ, પરંતુ હિંદી-ઉર્દૂનું સુંદર મિશ્રણ, અને નાગરી કે ઉર્દૂમાં લખેલું

તે રૂપ જે ઉત્તર હિંદના લોકો સમજી શકે. આ પૂરી રાષ્ટ્રભાષા છે, બાકીની અધૂરી. પૂરી રાષ્ટ્રભાષાના શીખનારે આજે તો બન્ને લિપિઓ શીખવી જોઈએ અને બંને રૂપ જાણવાં જોઈએ. રાષ્ટ્રપ્રેમ આ નિશ્ચયપૂર્વક માગે છે. જે આ જાણશે તે કમાશે, નહિ જાણે તે ખોશે."

દેશમાં એક જ લિપિની જરૂર વિષે ગાંધીજીએ વરસો પહેલાં પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો હતો. 'યંગ ઇંડિયા' પુસ્તક ૯, પાન ૨૨૭ પર તેઓ લખે છે:

"હિંદુસ્તાનની બધી ભાષાઓ માટે એક જ લિપિ હોવી જોઈએ, અને તે દેવનાગરી જ થઈ શકે છે, મારી પાકી ખાતરી છે. . . . દેશની મહાન રાષ્ટ્રીય જાગૃતિ ફક્ત આ વિચારને લોકપ્રિય બનાવવા નહિ, પરંતુ તે દિશામાં કંઈક નક્કર કામ કરવાની તક આપે છે. . . . . હિંદુમુસલમાન 'પાગલપણું' પૂરા સુધારાના માર્ગમાં બેશક આડે આવે છે. પરંતુ દેવનાગરી લિપિ આખા હિંદમાં સામાન્ય થઈ જાય તે પહેલાં સંસ્કૃત અને દ્રાવિડી કુટુંબની બધી ભાષાઓ માટે એક જ લિપિ હોવી જોઈએ, તેવો હિંદુ હિંદનો અભિપ્રાય હોવો જોઈએ . . . હિંદી કે હિંદુસ્તાનીનો રાષ્ટ્રભાષા તરીકે પ્રચાર કરવાના આંદોલન સાથે આ વાતને ગૂંચવવી નહિ જોઈએ. તે કામ બહુ ધીરે ધીરે પણ સ્થિરતાથી થઈ રહ્યું છે."

ગાંધીજીનો અભિપ્રાય છે કે, જ્યાં સુધી હિંદુ-મુસલમાનનો દિલ એક ન થઈ જાય ત્યાં સુધી રાષ્ટ્રભાષા માટે દેવનાગરી અને ઉર્દૂ બંને લિપિઓ રહેવી જોઈએ અને શિખાઈ જવી જોઈએ. પરંતુ બીજી પ્રાન્તીય ભાષાઓ શીખવામાં સરળતા થાય તેટલા માટે હિંદભરની તમામ શાળાઓમાં હિંદુઓને માટે તો ઓછામાં ઓછું દેવનાગરીનું શિક્ષણ આવશ્યક કરી દેવું જોઈએ અને પ્રાન્તીય ભાષાઓનું સુંદર સાહિત્ય નાગરીમાં પ્રકાશિત કરાવું જોઈએ.

તેમના લેખોના વાંચનારાઓને ગાંધીજીએ એક સૂચના દઈ રાખી છે. તેઓ કહે છે:

"મારા લેખોના ઉદ્યમી વાંચનારાઓને અને તેમાં મન દેનાર બીજાઓને હું એ કહેવા માગું છું કે, બધી વખતે હું એકસરખો જણાઉં તેની મને કોઈ પરવા નથી. મારી સત્યની શોધમાં મેં ઘણાય વિચારોનો ત્યાગ કર્યો છે અને ઘણીય નવી વસ્તુઓ હું શીખ્યો છું. ઉંમરમાં ભલે હું ઘરડો થયો હોઈશ, પણ મને એવું નથી લાગતું કે મારો આંતરિક વિકાસ રોકાઈ ગયો છે કે આ દેહના પડ્યા પછી મારો વિકાસ રોકાઈ જશે. મને એક જ વાતની પડી છે અને તે પ્રત્યેક ક્ષણે 'સત્યનારાયણની વાણી પ્રમાણે ચાલવાની મારી તત્પરતા. અને તેટલા માટે જ્યારે મારા બે લેખોમાં વિરોધ જેવું કાંઈને જણાય ત્યારે, જો મારી બુદ્ધિમાં તેને શ્રદ્ધા હોય તો, એક જ વિષયના બે લેખોમાંથી પછીના લેખને તે પ્રમાણભૂત માને."

આ કસોટી પર કસતાં પણ માલૂમ પડ્યું છે કે, રાષ્ટ્રભાષાને વિષે સન ૧૯૦૯ થી લઈને સન ૧૯૪૮ સુધીના ગાંધીજીના વિચાર એકસરખા છે, એમાં કોઈ વિરોધ નથી.

હિંદુસ્તાની કોણ કોણ શીખે? ક્યારે શીખે? સન ૧૯૩૨-૩૩માં ગાંધીજીએ 'સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ' લખવો શરૂ કર્યો હતો. હાથે લખેલી તે પ્રતમાં 'શિક્ષણ' બાબત પણ વિચાર લખ્યા છે. તેઓ તે પ્રકરણમાં લખે છે કે "આઠ વર્ષનાં છોકરાંને હિંદી-ઉર્દૂ (હિંદુસ્તાની)નું જ્ઞાન રાષ્ટ્રભાષા તરીકે આપવામાં આવે. તેની શરૂઆત અક્ષરજ્ઞાનની પહેલાં થાય."

સન ૧૯૪૨માં જ્યારે 'હિંદુસ્તાની પ્રચાર સભા' સ્થાપવાની વાત સેવાગ્રામમાં ચાલી રહી હતી, સભા સ્થપાઈ ન હતી, ત્યારે ગુજરાતને માટે ગુજરાતના સંચાલક શ્રી અમૃતલાલ નાણાવટીની સહીથી, એક પત્રિકા (જે ગાંધીજીએ લખી આપી હતી,) કાઢવામાં આવી હતી. તેમાં કહેવામાં આવ્યું છે કે

"આશા તો એ રાખવામાં આવે છે કે થોડા જ વખતમાં શિક્ષિત ભાઈબહેનોમાંથી એવા કોઈ નહિ મળે જે સાદી હિંદી અને ઉર્દૂ ન જાણતો હોય."

ગાંધીજીએ હિંદુસ્તાનીનો જોરથી પ્રચાર કર્યો અને તેને માટે ધન પણ એકઠું કર્યું. પરંતુ હિંદુસ્તાન આઝાદ થયું તેના કેટલાક મહિના પહેલાંથી દેશભરમાં સાંપ્રદાયિક ઝેર અને હિંદુ-મુસલમાનના ઝઘડા એટલા બધા વધી ગયા કે ગાંધીજીએ દેશમાં શાન્તિ અને સંપ તથા અલગ અલગ કોમોમાં મેળ કાયમ કરવા માટે 'કરેંગે યા મરેંગે'નું વ્રત લીધું. ગાંધીજીએ નીચે આપેલા થોડા શબ્દોમાં પોતાની ભાવના પ્રગટ કરી છે, જે બધાએ પોતાના દિલમાં સંઘરવી જોઈએ:

"મારે માટે તો આજે જ એ સમય છે, જ્યારે મારે મહેનતપૂર્વક બંને લિપિઓ શીખવી જોઈએ અને એવી ભાષા બોલવી જોઈએ જે હિંદી અને ઉર્દૂ બંનેના બરાબર મેળવાળી હોય."

(મૂળ હિંદુસ્તાની પરથી) કાકા કાલેલકર

# નાગરી સાથે ઉર્દૂ પણ જોઈએ

પૂનાની મહારાષ્ટ્ર રાષ્ટ્રભાષા સભાએ રાષ્ટ્રભાષા હિંદુસ્તાની વિષે એક લાંબો ઠરાવ કરીને બંધારણ-સભા પર મોકલ્યો છે, જે હરિજનબંધુ માં છપાયો છે. તેમાં તે કહે છે કે, હિંદી સંઘની રાજભાષા હિંદુસ્તાની હોવી જોઈએ અને તેની મુખ્ય લિપિ દેવનાગરી રહે. આ ઠરાવ પર નોંધ લખતાં શ્રી. કિશોરલાલભાઈ લિપિ બાબત પોતાનો જુદો અભિપ્રાય જણાવે છે, જે સારમાં એમ થઈ રહે છે કે, પ્રાંતલિપિ જોડે સુધારેલી રોમન કે અંગ્રેજી લિપિ પણ હોય. એટલે કે, વહેવારમાં અંગ્રેજી જ લગભગ એક રાષ્ટ્રલિપિ બને.

અંગ્રેજી લિપિની આ વાત વડી સરકારની એક સમિતિએ છેડી દેશમાં નકામો પથરો માર્યો છે. તેને વધારે આગળ ન વધવા દેવી જ સારી. અંગ્રેજી લિપિને રાષ્ટ્રલિપિ તરીકે સ્થાન નથી, એ સાફ સમજીને ચાલવું એ જ સારું છે. એ લિપિ કેટલા જાણે છે? એને સુધારો એટલે ઉર્દૂ લિપિની નુકતાચીની એમાંય આવે જ. અને શબ્દની જોડણી તેનું કલેવર છે; તેને ઓળખતાં શીખવું પડે છે. આપણી લિપિમાં જોડણી ઉપરાંત અંગ્રેજી લિપિમાં જોડણી લખવા વાંચવાનું નવું મંડાણ સાવ બિનજરૂરી અને વ્યર્થ લેખાવું જોઈએ. આમ-જનતા માટે આ લિપિની જરૂર નથી.

પરંતુ મહારાષ્ટ્ર સભાના ઠરાવમાં એક વાત તરફ ધ્યાન જવું જોઈએ, કેમ કે તે ખૂબ મહત્ત્વની છે. તે સભા પોતે પણ એ કદાચ ઊંડે જઈને ન સમજી એમ ઠરાવ પરથી બતાવી શકાય એમ છે. સભા તેના ઠરાવમાં કહે છે,

> "૮. સભા આપણી બંધારણ-સભાના સભ્યોને ચેતવવા માગે છે કે, સંઘસભાની જગાએ આજની એકાદ પ્રાંતિક ભાષાને બેસાડી દેવાનું યોગ્ય નથી. એવો પ્રયત્ન બિલકુલ અવહેવારુ અને અસ્વાભાવિક હોઈને એમાં કદી સફળતા મળી નહિ શકે. એનો અર્થ એ પણ થાય કે, પ્રાંતભાષાઓ કે જેમને ખીલવવી છે તેમનો એથી તો નાશ જ થઈ રહેશે."

આ ચેતવણી હિન્દી સાહિત્ય સંમેલનની સંસ્કૃતિયા હિંદીને રાજભાષા તરીકે ઠોકી મારવાના પ્રયત્નની સામે છે, એ ઉઘાડું છે. એ ચેતવણી સાચી છે. એટલે એનો અર્થ એ થયો કે, હિંદુસ્તાનીના ઘડતરમાં કેવળ પ્રાંતિક નહિ પણ જે બધાં આંતર-પ્રાંતીય બળો અને પ્રવાહો કામ કરતાં હોય, તે બધાંને સ્થાન હોવું જોઈએ. રાષ્ટ્રભાષા હિંદુસ્તાની કોઈ એક પ્રાંતની ભાષા નથી, પણ હિંદના ઇતિહાસમાં અનેક પ્રાંતના લોકોએ અને સંસ્કાર-બળોએ તેની રચનામાં ભાગ લીધો છે. તેથી જ તેને રાષ્ટ્રભાષા તરીકે લઈ શકાય છે. પંજાબથી બિહાર સુધી અને દક્ષિણે લગભગ વિંધ્ય પર્વતની પાર સુધી આ લોકબોલી ચાલે છે. તેને નાગરી અને ઉર્દૂ બંને લિપિ દ્વારા ખીલવવામાં આવી છે. એટલે જો એક જ લિપિને લો અને તેના જ વિકાસ અને પ્રચારનું વાહન બનેલી બીજી લિપિને તરછોડો, તો એનો અર્થ એ થયો કે, સભા પોતે જે તેના ઠરાવની ઉપર ટાંકેલી ૮ મી કલમમાં કહે છે તેની સામે વાત કરે છે. એક જ પ્રાંતની ભાષાને રાજભાષા ન બનવા દેવી હોય તો એક સીધી જોઈ શકાય એવી વાત છે કે, ઉર્દૂને જાકારો ન મળવો જોઈએ, હિંદુસ્તાની ઉપરની આ મોટી જબરી અસર તરછોડ્યા છતાં કહેવું કે, સંઘભાષા "વ્યાપક, સરળ અને હરેક પ્રકારની અસરને પોતામાં સમાવી લેવાની ગુંજાશવાળી હોવી જોઈએ," એ પછી ક્યાં રહ્યું? ગાંધીજી બંને લિપિ અને બંને શૈલીનો સંગ્રહ કરીને જ આગળ ચાલવાનું કહેતા. તે વગર સાચી, સર્વ પ્રાંતને માન્ય થાય અને પોતાપણું જેમાં એમને લાગે એવી રાષ્ટ્રભાષા બનવાની નથી: આવું દર્શન એમાં રહેલું હોવાથી જ તે આમ કહેતા. ટૂંકા સંકુચિત હિંદુ સંસ્કૃતિના ખ્યાલોથી કે વધારેપડતા પહોળા આંતરરાષ્ટ્રીયતાના ખ્યાલોથી ઊંચકાઈ ગયા વગર આપણે વિચાર કરીશું તો જણાશે કે, બંને લિપિ દ્વારા ખીલેલી હિંદી + ઉર્દૂ = હિંદુસ્તાની દ્વારા પુષ્ટ થતી લોકભાષાને દેશની રાષ્ટ્રભાષા તરીકે લેવી જોઈએ. કૉંગ્રેસ એના આ કામને આજે કસોટીને વખતે વફાદાર રહેશે? કે તે જ વખતે તેને છોડશે? મુંબઈની મહાસમિતિની બેઠકમાં પં. જવાહરલાલજીને સમિતિના સભ્યોને એક કડવી વાત સંભળાવવી પડેલી કે, ગાંધીજીનું નામ લઈ જેમાં તેમાં સામી વાતો કરો છો; તો તેમના ભાષા, લિપિ, કોમી એકતા ઇ૦ બાબતોમાં પણ જરા જુઓ છો ખરા? લિપિ તથા ભાષાની આ વાત ગાંધીજીને નામે કહેવામાં નથી આવતી, પરંતુ એમણે કહેલી વસ્તુને શાંતિથી વિચારી જોવા માટે કહેવામાં આવે છે.

૧૭-૫-'૪૮ મ૦

# કંદમૂળની પરિભાષા

જમીનની નીચે થતા અને ખોરાકમાં વપરાતા પદાર્થો લોકભાષામાં કંદમૂળ કહેવાય છે. જેમ કે, બટાકા, આદુ, ડુંગળી, સૂરણ. પણ એમને વૈજ્ઞાનિક દૃષ્ટિએ તપાસતાં એમાં ફેર રહેલો છે, તે પ્રમાણે તેમનું વર્ગીકરણ કરીએ તો તે નીચે મુજબ કરી શકાય :

કંદમૂળ એટલે કંદ અને મૂળ.

છોડના ઉપયોગ માટે ખોરાકનો સંગ્રહ કરવાનું કામ કેટલાક છોડમાં તેનાં મૂળનો ભાગ કરે છે. આવાં મૂળોમાં પૌષ્ટિક ખોરાક સંઘરાયેલો હોઈ માણસો તેને ખોરાક તરીકે વાપરે છે. જેમ કે, ગાજર, મૂળા, સલગમ. એમને રસમૂળ નામ આપી શકાય. આ ત્રણે જાતનાં મૂળોને તેમના વિશિષ્ટ આકાર પ્રમાણે જુદાં નામ છે. પરંતુ એ ત્રણેનો સમાવેશ રસમૂળમાં થઈ જાય.

ખોરાક સંઘરવાનું કામ મૂળ જ કરે છે એવું બધા છોડમાં નથી બનતું. કેટલાક છોડમાં એ કામ થડ અગર તો થડને વળગેલાં પાન કરે છે. આ થડ અને તેને વળગેલાં પાન જમીનની અંદર જ રહીને ખોરાક સંઘરતાં હોય તો આપણે તેને કંદ કહીશું.

થડ નહિ પણ તેને વળગેલાં પાન જ ખોરાકનો સંગ્રહ કરે તો તે પાનસોતા થડને રસકંદ કહેવાય. અંગ્રેજીમાં રસકંદને Bulb કહે છે. જેમ કે ડુંગળી લસણ રસકંદ છે.

ડુંગળીમાં ખોરાકનો સંગ્રહ કરનાર રસભર્યાં પાંદડાનો દડો એક જ પાતળા કાગળ જેવા પડથી ઢંકાયો હોય છે. આખો દડો આવી રીતે ઢંકાયો હોય તેવાં કંદ પરિવૃત્તકંદ કહેવાય. અંગ્રેજીમાં તેને Tunicated Bulb કહે છે.

લસણમાં બધાં જ પાન એક જ પડથી ઢંકાયાં હોતાં નથી. તેની દરેક કળી પાંદડાથી ઢંકાયેલી હોય છે. જે કંદનાં રસભર્યાં પાંદડાં કે પાંદડીના નાના નાના વિભાગો અલગ અલગ પડથી ઢંકાયા હોય તે કંદને પત્રીકંદ કહેવાય. લસણની ગણના પત્રીકંદમાં થાય.

જે કંદમાં થડને પાન વળગેલાં ન હોય પણ જમીનની અંદર થડ જ અગર તેની શાખાઓ ખોરાકના સંઘરાથી જાડાં થઈ જાય, તેવાં કંદ સરળ કે સાદાં કંદ કહેવાય. અંગ્રેજીમાં આવાં કંદને Tuber કહે છે. બટાકા સરળ કંદમાં ગણાય.

જે કંદમાં થડનો ભાગ આજુબાજુએ ગાંઠો નાખી ભૂમિને સમાંતર વધતો જતો હોય તે કંદને સમતલી કંદ કહેવાય. આદુ અને હળદર સમતલી કંદમાં ગણાય. સમતલી કંદને અંગ્રેજીમાં Rhizome કહે છે.

જે કંદમાં થડ આજુબાજુએ ગાંઠ ન નાખતાં ઉપર નીચે ગાંઠો નાખી વધે છે અને ખોરાકના સંગ્રહથી એ ગાંઠો ઉપર નીચે વધતી જાય છે (બાજુએથી ફૂલે ખરી, પણ નવી ગાંઠ ન નાખે) તેવા કંદને ગાંઠાળાં કંદ કહેવાય. સૂરણ અને અળવીનો સમાવેશ ગાંઠાળાં કંદમાં થાય. અંગ્રેજીમાં ગાંઠ-કંદ, કે ગાંઠાળાં કંદને Corm કહે છે. આમ કંદમૂળની પરિભાષા આ પ્રમાણે થઈ:—

| | | |
|---|---|---|
| ગાંઠ-કંદ | Corm | (સૂરણ) |
| પત્રીકંદ | Scaly Bulb | (લસણ) |
| પરિવૃત્તકંદ | Tunicated Bulb | (ડુંગળી) |
| રસકંદ | Bulb | (મૂળો) |
| સમતલીકંદ | Rhizome | (આદુ) |
| સરળ-કંદ | Tuber | (બટાટો) |

બંસીલાલ ગાંધી

## સાભાર સ્વીકાર

भारती साहित्य संघ, अमदावाद તરફથી :—

**કળિયુગ ભા. ૧-૨ :** લે૦ ઈશ્વર પેટલીકર, દરેકની કિં. ૩-૦-૦; **મેઘબિંદુ :** લે૦ ધૂમકેતુ, કિં. ૩-૦-૦; **જ્ઞાનગોષ્ઠિ :** લે૦ ઉપર પ્રમાણે, કિં. ૧-૦-૦; **ઇલાકાવ્યો અને રતન સિવાય બીજાં બધાં :** લે૦ ચંદ્રવદન મહેતા, કિં. ૨-૮-૦.

सस्तुं साहित्य वर्धक कार्यालय, अमदावाद તરફથી:—

**માંદગીનાં કારણો :** પ્રયો૦ વિજયશંકર ધનશંકર મુનશી, કિં. ૦-૬-૦; **ખેતીનાં મૂળ તત્ત્વો ભાગ ૩;** લે૦ માર્તંડ શિવપ્રસાદ પંડ્યા, કિં. ૧-૮-૦; **મહાકવિ પ્રેમાનંદનું નળાખ્યાન :** કિં. ૧-૦-૦; **સંતની વાતો :** લે૦ ગોપાળજી ઓધવજી ઠક્કર, કિં. ૧-૮-૦.

अन्य प्रकाशको તરફથી :—

**ઝવેરચંદ મેઘાણીના પત્રો :** સંપા૦ મહેન્દ્ર મેઘાણી, પ્ર૦ તારાચંદ માણેકચંદ રવાણી, નવસર્જન કાર્યાલય, મોટા આંકડિયા, કાઠિયાવાડ, કિં. ૩-૦-૦; **જૂનાગઢની લોકક્રાન્તિ:** લે૦ રતુભાઈ કોઠારી, પ્ર૦ વોરા એન્ડ કં. મુંબઈ-૨, કિં. ૩-૦-૦.

# રાષ્ટ્રની કેળવણીનો વિજ્ઞાનશુદ્ધ પાયો

મેડમ મૉન્ટેસોરીએ બાળકમાં સહજ રૂપે કામ કરતી માનસદશાને 'સબ-કૉન્શ્યસ' અથવા અવ્યક્ત કે સૂક્ષ્મ માનસ કહ્યું છે. તે કહે છે કે, મૂઢ કે અબોધ લાગતા નાનકડા બાળકમાં પણ પોતાના અમુક નિરાળા કાયદા પ્રમાણે કામ કરતી અવ્યક્ત માનસ-પ્રક્રિયા ચાલે જ છે; અને આપણને તે અજાણ્યુ છતાં તેના પોતાના નિયમો હોય છે જ, જેમને બાળક સહજભાવે, કુદરતી રીતે, એટલે અચૂક અનુસરે છે. આ નિયમોને આપણે મોટા લોક જો સમજીએ તો બાળદૃષ્ટિ સાથે કામ કરતાં આપણને આવડે. નહિ તો, બિચારાં બાળક આપણા વાંકે દુઃખી થાય અને તેમની કેળવણી મૂળથી જ કથળે. ઈશ્વરની દયા છે કે, એવી જ કુદરતી સહજતા એણે માતાપિતાના કે સાચા માનવહૃદયના બાળપ્રેમમાં મૂકી છે: જ્યાં તે છે ત્યાં આ નિયમો સહેજે પળાય છે. આ કરવાને માટે તે નિયમોની કોરી વિદ્યા કામ નથી દેતી.

મૉન્ટેસોરીના આ વિધાનને ઉપમાથી સમાજ-પુરુષ કે નાગરિકના માનસની કેળવણીને લાગુ કરીએ તો એમ કહી શકાય કે, નાગરિકનું અવ્યક્ત માનસ તેની પ્રાથમિક કેળવણી ઘડે છે. એટલે બાળકની સામાન્ય અને ફરજિયાત મફત આપવા ધારેલી સાર્વત્રિક કેળવણી નાગરિકના અવ્યક્ત કે સૂક્ષ્મ સમાજ-માનસને ઘડનારી પ્રક્રિયા ગણાય. તેથી આ કેળવણીનો વિચાર કરતી વખતે યાદ રાખવું જોઈએ કે, તે દ્વારા સમાજ-પુરુષના અવ્યક્ત માનસને કેળવવાનું છે; તેના ઉપર એની અસર થાય છે. એટલે તે મોટે ભાગે સમગ્ર સમાજ-જીવનની સાથે સહજભાવે ઓતપ્રોત હોવી જોઈએ. સમાજ-જીવનનાં મૂળ અને પ્રાથમિક વ્યાપારો એમાંથી આગળ જતાં રૂપ પકડશે અને ખીલશે, એમ સમજવું જોઈએ. એટલે કે, શાળામાં બાળકને મોટે ભાગે આ મૂળ વ્યાપારોને પોતામાં વણી લેતું હોય એવું સહજ અને સમન્વિત શાળા-જીવન જીવવાનું મળવું જોઈએ. બાળક મુગ્ધ ભાવે તે જીવનમાં રસથી રમશે અને તેમાંથી સહેજે એનું સમાજ-માનસ કેળવાશે. કેળવણી માત્ર વૈયક્તિક પ્રક્રિયા નથી; તે સામાજિક માનવને તૈયાર કરનારી સામાજિક કે સામુદાયિક પ્રક્રિયા પણ છે, એ ભૂલવું ન જોઈએ.

આમ બાળકના સૂક્ષ્મ માનસની ઉપમા દ્વારા જો પ્રજાના બાળ-નાગરિકની કેળવણીનો વિચાર કરીએ તો મનુષ્યના સમૂહજીવનના તેમ જ વ્યક્તિજીવનના જે મૂળ વ્યાપારો છે તે વિચારી કાઢવા જોઈએ, અને તેમને કેળવણીમાં વણી લેવા જોઈએ. આવા જીવનના મૂળ વ્યાપારો કયા છે? મને લાગે છે કે, સાવ સહેલાઈથી તે ગણાવી શકાય :

૧. આરોગ્યસંભાળ
૨. ઉદ્યોગ અને હુનરકળા — ઉત્પાદક પરિશ્રમ
૩. સામાન્ય જીવનની સમજ (હાથ કાન ઉપરાંત આંખ દ્વારા) — જ્ઞાનઉપાસના

આ વસ્તુઓને પ્રાથમિક શિક્ષણમાં પ્રત્યક્ષ સ્થાન હોવું જોઈએ. એમાં એટલું યાદ રાખવું જોઈએ કે, તે કાંઈ પંડિતની ઢબે કે લેસન કરનાર વેદિયાને માટે હોય એમ નહિ, પરંતુ જીવનને સમજવા ને તેમાં જાતે હાથ દઈ સહકાર્યથી તે પકડવાને મથતા ઉત્કંઠ માનસને જોઈએ એ રીતે. એટલે કે આ પ્રક્રિયા પ્રવૃત્તિ અને ઉદ્યમ-પરાયણ હોવી જોઈએ.

આ ઉપરથી આગળ વધીને જોઈએ તો સાચી પ્રાથમિક શાળામાં આટલું કામ થવું જોઈએ :

૧. સ્વચ્છતા અને આરોગ્ય અર્થે, બાળકની તથા શાળાની સ્વચ્છતાનાં કામો પ્રત્યક્ષ કરાવવાં, જેથી તેની ટેવો પડે; અસ્વચ્છતા સામે સૂગ કેળવાય; જાતે સફાઈ કરવામાં સૂગ કે નાનમ — જે એક ખોટા વર્ગનો મુદ્દો થઈ બેઠો છે, તે ન રહે.

આનો સામાજિક ભાગ એટલે આપણાં ઉકરડા જેવાં થઈ રહેલાં ગામડાંમાં સ્વચ્છતાની ક્રાંતિનાં બીજ વેરવાં. પ્રાથમિક કેળવણીમાં સ્વચ્છતા અને સફાઈનો રોજ જરાક જેટલો અર્ધોક કલાક ઊગતા નાગરિકના અવ્યક્ત માનસમાં આ બીજ રોપશે, જે આગળ પર પાંગરીને મોટી વસ્તુ બનશે.

૨. બાળકની કામ માગતી ઇંદ્રિયોને કેળવવા માટે ઉત્પાદક ઉદ્યોગ હશે. આમાંથી તે ઉપયોગી સર્જનનો રસ ચાખશે. તેમ જ કેવળ રમત નહિ, પણ સમાજને ઉપયોગી એવું નવું સર્જન કરવામાં જે બુદ્ધિની અને સમજની વ્યવસ્થિતિ જોઈએ, તેની ટેવો એને આપોઆપ પાડશે. ઘણા માનતા લાગે છે એમ, ઉદ્યોગ કેવળ ઇંદ્રિયોને કેળવનાર જ નથી; તે એની બુદ્ધિ તથા

વિવેકશક્તિનેય અજાણપણે છતાં અચૂક રીતે ઘડતો જશે. એના સમાજ-આત્માનું પણ એમાં ઘડતર રહેલું છે. આદિકાળથી જોઈએ તો, માનવની ઘણીખરી વિદ્યાઓ આ ઢબે જ જડી છે, ઘડાઈ છે, અને ખીલી છે.

અને હવે આ ઉદ્યોગની સામાજિક બાજુ જોઈએ. તે એ છે કે, આજકાલ સૈકા ઉપર થયાં દેશની શિક્ષણ-પ્રથામાંથી, અને પરિણામે પ્રજાના માનસમાંથી જ જાણે ન હોય એમ, જે હુનરકળાની કુશળતાની તાલીમ જ જતી રહી છે, તે પાછી તેનાં બાળકોમાં આપોઆપ રોપાશે. ઊગતા રાષ્ટ્રમાં ઉદ્યોગ વધે, પેદાશ વધે, કામધંધો વધે, તો જ તે રાષ્ટ્ર ઊભું રહી શકે છે. તેને સારુ પ્રજાના નાગરિકની પ્રાથમિક કેળવણીના સૂક્ષ્મ માનસમાં ઉદ્યોગ અને હુનરની ટેવો ભૂમિકા રૂપે તૈયાર થવી જોઈએ. ગાંધીજીની પાયાની કેળવણીમાં આ એક મોટી વસ્તુ રહેલી છે, એ તરફ હજી ઓછા જ કેળવણીકારોનું ધ્યાન ગયું છે. રશિયાનો દાખલો અહીં ધ્યાનમાં લેવા જેવો છે. ૧૯૧૮થી ત્યાં કેળવણીમાં જે ક્રાંતિ થઈ તે તેના ઉત્થાનનો પાયો છે. (આ વિષે જુઓ 'સર્વોદયની કેળવણી'—કૃપાલાનીજી કૃત, પ્રકરણ ૬.)

૩. ઉપર ત્રીજી વસ્તુ ગણાવી છે — સામાન્ય જીવનની સમજ. આ સમજ આપવાને માટે બાળક જ્યાં જેવું પોતે છે ત્યાંથી અને તે રીતે જીવનને સમજવા માગે છે. ઘર, રાચરચીલું, ઉત્સવ, ખેતીવાડી, ગામ, સારું સમાજતંત્ર, સરકાર, એ બધું જે જે ને જ્યાં જ્યાં તેની આસપાસના જીવનને સ્પર્શે છે, તે તે લેવા અને ત્યાં ત્યાં એ જિજ્ઞાસાથી જાય છે, જુએ છે, પૂછે છે, કાંઈક કરવા ચાહે છે. ખરું જોતાં, આ મહાન કુતૂહલ કે જિજ્ઞાસાને પોષવા માટે જ આપણે આજકાલ ચાલતા જે વિષયો છે તે તેને શીખવીએ છીએ. પરંતુ તે એવી ખોટી અને અવિજ્ઞાની રીતે થાય છે કે, એ ફળ આવતું નથી, અને ઊલટાં અનિષ્ટ ફળ નીપજે છે. તે સુધારવાને માટે પાયાની કેળવણીમાં ઉદ્યોગ કે અનુબંધ પદ્ધતિ સૂચવવામાં આવી છે. તેનાં સાધન ઉદ્યોગ, સફાઈકામ, પર્યટન, વાતચીત, રમતગમત ૪૦ છે. તે બધાંની સરખામણીમાં, અક્ષર દ્વારા જ્ઞાન આપવાની રીત ઓછી સીધી ગણાય. તે રીત મનુષ્યે પોતાની સંજ્ઞાશક્તિમાંથી નિપજાવેલી છે. તેથી તે એટલી સરળ નથી; પણ પરોક્ષ અને આડકતરી છે. આજની ચાલુ પ્રથામાં આ મોટો મુદ્દો ભુલાયો છે, તેથી અક્ષરજ્ઞાન જ જાણે મુખ્ય હોય એવું થઈ રહ્ છે. છતાં અક્ષર દ્વારા જ્ઞાન એટલે કે વાચન લેખ ને ગણિતથી પણ બાળકને જીવન સમજવા સાધ આપવાનું છે, એની ના ન પાડી શકાય.

આ ત્રીજા મુદ્દાનો સામાજિક ભાગ લોકશાહ સમાજરચના છે. જે રચનામાં નાગરિકે આગળ પ ભાગ લેવાનો છે, તેમાં જ તે મુગ્ધભાવે ઊછરવે જોઈએ. એટલે કે, શાળાનું જીવન આ સમજથ અને એ સિદ્ધાંત ઉપર ચાલે. તેને સારુ બાળકને ખગોળ, ભૂગોળ, ઇતિહાસ, સમાજવિદ્યા, યંત્રવિદ્યા વિજ્ઞાન ૪૦ માંથી તેને રસ પડે એવો, એટલે કે તેને આસપાસનાં જીવન તથા કામકાજ અને પરિસ્થિતિમાંથ જાગતો હોય એટલો ભાગ તેને અનુરૂપ રીતે મળવે જોઈએ. તો બાળક પોતાના ગજા પ્રમાણે સમજપૂર્વ તેનું ઊગતું જીવન માણી શકે, એટલે કે તે કેળવણી પામી શકે.

અને અક્ષર તથા અંક એ બે મનુષ્યે ખાસ શોધેલાં બે સંજ્ઞાનાં સાધનો છે; તો તેનો પરિચય— એટલે કે ભાષા અને ગણિત — પણ તેને તે રીતે મળવાં જોઈએ.

આ ઉપરાંત મનુષ્યે પોતાની સંજ્ઞાશક્તિનો ઉપયોગ કળા નિર્માણ કરવા માટે પણ કર્યો છે. કળાનું વસ્તુ તો મનુષ્યમાં પડેલું છે. તેને બહાર પ્રગટ કરવા માટે પણ તેણે સંજ્ઞા યોજી છે. જેમ ભાષા, અક્ષર, અને અંક તેનાં સાધનો છે તેમ જ ચિત્ર તથા સંગીત અને અભિનય પણ તેનાં સાધન છે. બાળકના સહજ વિકાસને માર્ગ આપે એવી કેળવણી યોજની હોય તો આ સંજ્ઞા-સાધનોની પણ તાલીમ મળવી જોઈએ. પરંતુ તેની પદ્ધતિ પણ ઉદ્યોગ કે પ્રવૃત્તિ અને જીવનના અનુબંધવાળી હોવી જોઈએ તે ભૂલવું ન ઘટે. મોટેરાઓ માટે જે વ્યવસ્થિત અને તર્કબદ્ધ રીતો ને અભ્યાસક્રમો યોજાય છે એ રીત બાળકના અવ્યક્ત માનસ માટે નકામી અને ત્રાસરૂપ હોય છે, એ ભૂલવું ન જોઈએ. આ ક્રિયાઓ પણ આપોઆપ અને મુગ્ધ ભાવે અને સમન્વિત પ્રક્રિયા રૂપે થવી જોઈએ. એમાં મોટેરાંને અને ઉચ્ચ શિક્ષણમાં કદાચ ફાવે એવી પૃથક્કરણની (Analytical) પદ્ધતિથી કામ કરવાની દૃષ્ટિ ન રાખવી જોઈએ. પરંતુ જીવનમાં આ બધું જે રીતે ભેગું રહે છે તેમ જ

બાળશિક્ષણમાં સમન્વિત અખંડ રીતે હોવું જોઈએ. ગાંધીજીની શિક્ષણપદ્ધતિમાં એક મોટી વાત હોય તો આ છે. કહેવું જોઈએ કે, એ વાત પણ હજી સુધી શિક્ષણશાસ્ત્રીઓના ધ્યાનમાં ઓછી જ આવી છે.

પ્રાથમિક કેળવણીને આપણે હવે નવેસર અને ધરમૂળથી વિચારી કાઢી, તેના પાયા પર રાષ્ટ્રનું સાચું શિક્ષણ રચવા માગીએ છીએ, ત્યારે ઉપરની વિચારણાનો મુદ્દો લક્ષમાં લઈને ચાલવું જોઈએ. નહિ તો ઉચ્ચ શિક્ષણવાળા લોકો તેમની (Analytical) તર્કશુદ્ધ પૃથક્કૃત રીતે પાછું બધું ગૂંચવી નાખી દેશને લગભગ હતો ત્યાં ને ત્યાં જ રાખશે.

૧૦-૫-'૪૮ મગનભાઈ દેસાઈ

# ૧૯૪૨-૪૩ ના એ દિવસો !

**[એક ડાયરીનાં પાન]**

[એક સહૃદય રાષ્ટ્રપ્રેમી ભાઈએ, અંગ્રેજ સરકારના ગાંડપણના આ કાળમાં છૂટક લખેલી પોતાની ડાયરીનાં પાન (ઇચ્છું તો પ્રસિદ્ધ કરવાની છૂટ સાથે) જોવા આપ્યાં છે. આ ભાઈએ જેલમાં આ નથી લખ્યાં; તે આ કારમા દિવસોમાં દેશરૂપી બહારની જેલમાં હતા. તે તરીકે આ ડાયરી એક રીતે કીમતી ગણાય. કાંઈ નહિ તો, તે કાળમાં એક દેશપ્રેમીને બહાર શું થતું હતું એ તો એમાંથી જોવા મળે છે.

આ ડાયરી નરી હકીકતોની નથી. તેમ જ તેમાં રોજેરોજ લખાયેલી નોંધો નથી. તા. ૨૪-૮-'૪૨-થી ૨૨-૨-'૪૩ (ગાંધીજીના ઉપવાસ) સુધીના કાળમાં, જ્યારે જ્યારે જે ભાવ ટપકાવવા જેવો લાગ્યો, તે વિષે નાનકડી ૨૦-૨૨ નિબંધિકાઓ એમાં છે. તે દિવસોના ઇતિહાસના સર્જનને માટે પણ આવી સામગ્રી કામની ગણાય. આજે જ્યારે એ સમય વિષે ઇતિહાસની તટસ્થ નજર કામ કરી શકે છે, ત્યારે એને પ્રસિદ્ધ કરવામાં વાંધો નથી. —મ૦]

## ૧

### અંગ્રેજબન્ધુ ગાંધીજી

૨૪ મી ઑગસ્ટ, ૧૯૪૨

ગાંધીજીનું 'હરિજનબન્ધુ' સરકારે પોતાની જોહુકમીથી બંધ કરાવ્યું છે. પણ ગાંધીજી તો સાચે જ અંગ્રેજબન્ધુ છે. ગાંધીજીની સલાહ ભાઈચારાની છે. રાવણને, . . . વિભીષણે આપેલી સલાહ ન રુચી અને તે ગુસ્સે થયો, તેવી જ રીતે સરકારનું રાવણરાજ્ય, વિભીષણ ગાંધીજી ઉપર ઊકળી ઊઠયું છે અને તેમને જેલમાં ધકેલી દીધા છે. છેલ્લા પંદર દિવસમાં સારાયે હિન્દમાં જે જાગૃતિ આવી ગઈ છે તેના પાયા મજબૂત બનશે તો જરૂર પાણીના પરપોટાની માફક બ્રિટિશ સત્તાનો બુદ્બુદ ફૂટી જવાનો છે. રાવણરાજ્યમાં તો કાંઈક ધર્મની રેખા જળવાતી હતી. આ રાજ્યમાં તેવું કાંઈ રહ્યું નથી. દેહાંતદંડ સુગમ, સહેલો અને ઝડપી બનાવાયો છે. આ બાબતના વટહુકમો નીકળ્યા જ કરે છે; પણ આવા વટહુકમોની જરૂર સરકારને કેમ લાગે છે ?

ગુજરાત કૉલેજમાં તા. ૧૦મી ઑગસ્ટે ગોળીબાર કરી બે (બે કે એક?) નિર્દોષ વિદ્યાર્થીઓના જાન લેવાયા ત્યારે વટહુકમ ક્યાં હતો? સરકાર કોઈ હારડિયાંની માફક ખૂન કરવા તત્પર થઈ છે. ખાડિયામાં ગોળીબાર કરી નિર્દોષ પ્રજાજનનો જાન લેનાર પોલીસ અધિકારીની ખબર લઈ નાખવાની વાત તો બાજુએ રહી, પણ તેનાં સગાંને આશ્વાસનનો એક શબ્દ પણ કહેવાની કે પાઠવવાની માણસાઈ અહીંનો જિલ્લા મૅજિસ્ટ્રેટ દર્શાવી શક્યો નથી. જે જિલ્લા મૅજિસ્ટ્રેટ 'ટિયર ગૅસ' વાપરવામાં અને ગોળીબાર કરાવવામાં આ વખતે શૂરો થયો, તેનું શૂરાતન ૧૯૪૧ના હિન્દુ-મુસ્લિમ હુલ્લડ વખતે ક્યાં ઓસરી ગયું હતું? તે વેળાએ તટસ્થ હિન્દુ અને મુસ્લિમોનું દળ-તેણે કેમ ઊભું કર્યું ન હતું? "ભાગલા પાડો અને રાજ્ય કરો" એ નીતિના પ્રતિનિધિ પાસે આવી કોઈ આશા રાખવી વ્યર્થ છે, એમ હવે તો બધાયે સમજી ગયા છે.

આ દાવાનળ સારાયે હિન્દમાં પ્રસરી ગયો છે અને પ્રજા પણ સરકારનું અનુકરણ કરી હિંસાને માર્ગે સંચરી જણાય છે. આવે સમયે હિંસા-અહિંસાનાં ચૂંથણાં કરવાં કે એકબીજાને દોષ દેવો અસ્થાને છે. જે લોક હિંસાને માર્ગે વળ્યા છે તેમને સફળતાથી રોકવાનું સામર્થ્ય સરકારમાં પણ નથી તો બીજા અહિંસાપ્રેમી ગૃહસ્થો શું કરી શકે? હિંસાને માર્ગેથી સરકાર તેમ જ પ્રજાને પાછું ફરવું પડશે.

## ૨

### આ તે કેમ સહન થાય!

૨૭ મી ઑગસ્ટ, ૧૯૪૨

આ પ્રશ્ન સરકાર તેમ જ પ્રજા બન્ને પોતપોતાના દૃષ્ટિબિન્દુથી પૂછી રહી છે. આપણે સર્વે જાણીએ છીએ કે, મનુષ્ય એ પામર પ્રાણી છે, અને તેની દૃષ્ટિ દૂર સુધી

જઈ શકતી નથી. બધાયે ભૂલો કરે છે; આમ છતાં ૧૮૫૭-ની સાલના દિલ કંપાવનારા અત્યાચારોને ન વિચારતાં છેલ્લાં વીસપચીસ વરસોમાં આ સરકારને હાથે જે કરપીણ અને અમાનુષી કૃત્યો થયાં છે તે જોતાં દિલ કહ્યું કરતું નથી.

પ્રજાભક્ષક સરકાર શું કરી શકે છે તેનો પ્રથમ જાત-અનુભવ ૧૯૧૯–૨૦માં થયો. જલિયાનવાલા બાગની કતલ કયો હિંદી ભૂલી શકે તેમ છે? નિર્દોષ મનુષ્યોની થયેલી આ નિર્દય અને પાશવી કતલ બ્રિટનની વૃત્તિઓને સ્પષ્ટ રીતે ઉઘાડી પાડે છે.

૧૯૩૦–૩૨નો બીજો અનુભવ તો ઘણો જ તાજો છે. સરકાર આ અવસરે ભલે પ્રજાને દાબી દેવામાં ફળીભૂત થાય, પણ જ્યારે સીધી, સચોટ અને સરળ રાહબરી મળી ગઈ છે ત્યારે પ્રજા પોતાના પ્રયાસોમાંથી પાછી પડવાની નથી. કહેવાતી શાન્તિ સ્થાપવાના ગુના કરતી સરકાર ભલે પોતાની તમામ તાકાત અજમાવે, એમાંથી જે દાવાનળ ચેતશે તે તમામ અસત્યના પાયા ઉપર રચાયલાં સામ્રાજ્યોને ભરખી જવાનો છે, એવો દૃઢ વિશ્વાસ હિન્દીઓને છે.

અત્યારે હિન્દમાં જે કાંઈ થઈ રહ્યું છે તે પ્રજાના રક્ષણ અને શાન્તિ માટે છે એમ સરકાર કહે જાય છે. હિન્દના રક્ષણ માટે લોકોનાં ઘરોમાં પેસી જઈ પોલીસ તેમને માર મારે છે. હિન્દના રક્ષણ માટે ખેડા જિલ્લાનો પોલીસ વડો એક જગાએ બોલેલો કે, એક પોલીસ મરે તો પ્રજાના વીસ આદમીઓના જાન લો. આ નોકરશાહીનાં વિવિધ સ્વરૂપ કોણ પિછાની શકે તેમ છે? કયે વખતે કયું સ્વરૂપ આ સરકાર લેશે એની આગાહી કરવાની તાકાત ધરાવતો કોઈ ભવિષ્યવેત્તા હિન્દમાં નથી. આ અમલદારોની ગુંડાશાહીનો સામનો કર્યા સિવાય બીજો રસ્તો રહ્યો નથી.

આવો સામનો આવા કઠણ કાળમાં હરેક પ્રકારે થઈ શકે છે. ગુજરાત કોલેજમાં નિર્દોષ વિદ્યાર્થીઓનો જાન લેનાર અમલદાર સામે સર્વે વિદ્યાર્થીઓ થઈ ગયા હોત અને તેને નિઃશસ્ત્ર બનાવી દીધો હોત તો જ આવી રીતે કોલેજમાં ઘૂસી જઈ અત્યાચારો કરવાની હિંમત નોકરશાહી ન કરી શકે. જ્યારે અમદાવાદ જેવાં શહેરોમાં પોલીસ અધિકારી આવા અત્યાચારો કરી શકે છે ત્યારે ગામડાંમાં તેઓ શું નહિ કરતા હોય?

આ અમલદારોની ગુંડાશાહી ઉઘાડી પાડ્યા વિના છૂટકો નથી. સરકાર તો બિલકુલ નામુક્કર જાય છે. પણ એ તો એમ જ બનવાનું. કોઈ ગાંધીજીનો ચેલો હોય તો જુદી વાત, બાકી બધાયે નિર્દોષ હોવાનો દાવો કરે છે. સરકારની ચાલબાજી કદાચ આ દૃષ્ટિએ બરોબર હશે અત્યારે તો આ ચાલબાજી ઉઘાડી પાડવી અને સાચા નાગરિક બનવું તે પણ ગુનો બની જાય છે

પ્રજાનાં રક્ષણ અને શાન્તિને નામે સરકાર સધળું કરી રહી છે અને તેમાં આપણા જ હિન્દી ભાઈઓનો સાથ અને હાથ છે એ આપણી કમનસીબી છે. હું એમ જાહેર કરું કે મારે નામે, મારા રક્ષણાર્થે આ થવું ન જોઈએ, પણ તેથી વળે શું? મારા રક્ષણ માટે સરકારે પીનલ કોડ ઘડ્યો અને મજબૂત કેદખાનાં બંધાવ્યાં. ચોર-લૂંટારાને સરકાર સજા કરે છે તે મારે માટે. જેલમાં જઈ એ સુધરે એવી વ્યવસ્થા હોતી નથી, જેલમાં એ મનુષ્ય મટી પશુ બને તો ભલે. આમ એ પશુથી પણ નપાવટ બની જાય છે તે મારે માટે. ૧૯૦૯ની સાલમાં બંગાળમાંથી કેટલાયે નૌજવાનોને કાળાપાણીની સજા કરેલી તે પણ મારે માટે. ગઢવાલી પલટણના સ્વદેશપ્રેમી વીરોને, નિર્દોષ સ્ત્રી-પુરુષો ઉપર ગોળી ન છોડવા બદલ સજાઓ કરી, તે પણ મારે માટે. 'આ સરકારના આશરા હેઠળ હિન્દના લોક દારૂ પીતાં' થયા તે પણ મારે માટે. આ બધાંયે દુષ્કૃત્યો શાન્તિને નામે થાય છે અને જે કોઈ પોતાનો વિરોધ વ્યક્ત ન કરે તે આ કૃત્યોમાં સાથ આપે છે.

૪

## અમદાવાદની વકીલકમિટી

૩૦ મી ઑગસ્ટ, ૧૯૪૨

આ વકીલોની કમિટીને, કેશવલાલ ધ્રુવની પરિભાષામાં બોલીએ તો, "પ્રથમથી જ પાઘડીનું પરિધાન કરનારા" સદ્‌ગૃહસ્થોએ દગો દીધો લાગે છે. તેઓએ શો રિપોર્ટ કર્યો તેની ચોક્કસ ખબર કદાચ તેમને પોતાને જ નહિ હોય તો જાહેર પ્રજાને ક્યાંથી હોય? આ વિષે જનતા માત્ર તર્ક કરીને સંતોષ માને અને મોટેરાઓને દોષ દે તો તેમાં કાંઈ ખાસ ખોટું જણાતું નથી. "ના દલીલ, ના વકીલ, અને ના અપીલ" એ સૂત્ર પંજાબના હત્યાકાંડ વેળાએ અસ્તિત્વમાં આવેલું; પણ ત્યાર બાદ લગભગ બાવીસ વરસ વીત્યાં છતાં આવી જ પરિસ્થિતિ રહેશે એમ કોણે ધારેલું? હિન્દીઓની હાલત કેવી કમનસીબીભરેલી છે તેનો સચોટ ખ્યાલ વકીલોના આવા . . . રકાસથી જ પ્રજાને આવશે એમ માની સંતોષ માનવો રહ્યો. વકીલોના રકાસથી તેમનો જાહેર સેવા વિષેનો દંભ ઉઘાડો પડે છે. કોંગ્રેસના બાળપણમાં જે ભાગ વકીલોએ ભજવ્યો તેને આધારે જાહેર સેવાનું વ્રત અત્યાર સુધી વકીલો જાળવી શક્યા. પણ હવે તો દીવા જેવું સ્પષ્ટ થયું છે કે, એ વર્ગ રોટલા રળી ખાવા અને કાવાદાવા કેમ વધારવા તેની જંજાળમાંથી ઊંચો જ આવતો નથી. એની સ્થિતિ સાચે જ દયાજનક છે, તિરસ્કરણીય નથી. પણ તે વર્ગ જાહેર સેવાનો દંભ સેવી પ્રજાને ભુલાવામાં નાંખવા માગતો હોય તો પછી પ્રજાને એમના ઉપર ફિટકાર વર્ષાવ્યા સિવાય છૂટકો નથી.

આ પ્રશ્નનો બીજી રીતે વિચાર કરીએ. આ કમિટીની નિમણૂક બાદ તરત જ તેઓને લાગેલું કે કમિટીનું કામ જોખમ ભરેલું છે. જો તેઓ પ્રામાણિક હોત તો પોતાની ઇચ્છાથી જ કમિટીને બરખાસ્ત કરી, બીજા જોખમ ખેડવા તૈયાર આદમીઓને આગળ આવવા તક આપત. પણ કમિટીએ તે રસ્તો લીધો નહિ.

ખરી વાત તો એ છે કે, વકીલોને સાચી રીતે નાગરિક સ્વાતંત્ર્યના રક્ષક થવું પાલવતું નથી. તેમને કોઈ જાતનું જોખમ ખેડયા સિવાય માત્ર વાણીવિલાસ કરવો છે. . . . આ સજ્જનો ક્યારે સમજશે કે વાણીનો તેમને પોતાને વિલાસ જ ભારે પડવાનો છે ?

૪

### पराक्रमः सुप्तवधः ।

૩જી સપ્ટેમ્બર, ૧૯૪૨

મહાભારતમાં કળિયુગનું વર્ણન કરતાં પરાક્રમ વિષે ઉપર પ્રમાણે લખ્યું છે. સામાન્ય દૃષ્ટિએ આ વાત હસી કાઢવા જેવી લાગે. આજને અવસરે બ્રિટિશ સરકાર તથા યુરોપની પ્રજાઓ શું કરી રહી છે ? ચાલુ યુદ્ધમાં વિમાનોમાંથી બૉમ્બ વરસાવી નિર્દોષ પ્રજાજનનો વધ કરવો તે સુપ્તવધ નથી ? અત્યારે આ સરકાર જરા જોરમાં આવી જાય અને બ્રહ્મદેશ ઉપર બૉમ્બ વરસાવવા વિમાનો મોકલે તો ત્યાંની પ્રજાની શી વલે થાય ? અત્યાર સુધી જાપાનનો બૉમ્બમારો, પછી બ્રિટનનો આમાં સુપ્તવધ નથી તો બીજું છે શું ?

અત્યારે સારાયે હિન્દમાં સરકાર શું કરી રહી છે ? સુપ્તવધ બરોબર કરી શકાય તે માટે હિન્દસંરક્ષણ ધારો ઘડવામાં આવ્યો છે. કોઈ પણ પ્રકારના કાયદેસરના હુકમ સિવાય ઘરમાં પેસી જડતી વગેરે લેવાની સત્તાઓ આ કાયદાનો આશરો લઈ પોલીસને આપવામાં આવી છે. અમદાવાદ અને મુંબઈ જેવાં શહેરોમાં તેમ જ ગામડાંમાં પણ ઘરમાં પેસી જઈ માર માર્યાના દાખલા ગણ્યાગાંઠ્યા નથી. હિન્દના બીજા ભાગોના બનાવોની કહાણી — ખાસ કરીને ઉત્તર હિન્દની — દિલ કંપાવે તેવી છે. જેની પાસે હથિયાર નથી, જેને અહિંસક રહ્યા સિવાય છૂટકો નથી, જે પોલીસથી સામાન્ય રીતે ડરે છે, તેઓને ઘરમાં ઘૂસી જઈ મારવા તે સુપ્તવધ સમાન નથી તો બીજું છે શું ?

પોલીસદળના આવા મારની હકીકત કદાચ પ્રજા નજીવી ગણી માફ કરે, પણ ગુજરાત કૉલેજનો ગોળીબાર અને અડાસનો ગોળીબાર કઈ રીતે માફ થઈ શકે ? અત્યારે વસ્તુસ્થિતિ એવી છે કે, જિલ્લા મૅજિસ્ટ્રેટ ગમે તેટલી સહાનુભૂતિ ધરાવતો હોય છતાં પ્રજાને ફાયદો નથી, કારણ કે મુંબઈ ઇલાકાના હાકેમે કોઈ પણ પ્રકારની જાહેર તપાસ વિરુદ્ધ પોતાનો અભિપ્રાય તરત જ જણાવી દીધેલો છે. સરકાર એટલે દરજ્જે ભાન ભૂલી છે કે કીડી ઉપર કટક ઊલટયું છે; પણ હવે તો સરકારે સમજવું જોઈએ કે હિન્દની કીડી પણ કરડતાં શીખી છે. આપણે શીખવાની એક જ વસ્તુ છે; અને તે અહિંસક અને દૃઢપણે સામનો કરવાની. મુંબઈમાં જાહેર રસ્તાઓ પ્રજાજનો પાસે સાફ કરાવનાર સરકાર સમજી લે કે હિન્દનાં તમામ સ્ત્રીપુરુષોએ દરેક પ્રકારે સામનો કરવાનો નિશ્ચય કર્યો છે.

પ્રજાએ સરકાર સાથે કેવી રીતે કામ લેવું તેની રીતો સરકાર પોતે જ પ્રજાને શીખવે છે. અમદાવાદની મ્યુનિસિપાલિટીનો કબજો સરકારે લીધા પછી તે મકાન ઉપરનો રાષ્ટ્રધ્વજ ઉતારી નાખી લોકશાહી લાગણીનું ભયંકર અપમાન આ સરકારે કર્યું છે તે પ્રજા કેમ સાંખશે ? સરકાર તો શીખવે છે કે જેમ તમારો રાષ્ટ્રધ્વજ અમે ફગાવી દીધો તેમ પ્રજા સરકારનો પણ ફેંકી દે. આપણે એમના રાષ્ટ્રધ્વજને ધિક્કારતા નથી, પણ એની પાછળ રહેલી શાહીવાદની ભાવનાને જરૂર ધિક્કારીએ છીએ; તેમ જ સરકારને આપણા રાષ્ટ્રધ્વજની પડી નથી, પણ આપણી લોકશાહી ભાવનાને કચડી નાખવી છે. આપણે મક્કમ હઈશું તો સરકારના હાથ હેઠા પડવાના છે.

૫

### આપણો પવિત્ર હક

૧૦મી સપ્ટેમ્બર, ૧૯૪૨

દરેક દેશની પ્રજાને શરીર સાથે સરખાવી શકાય. આંખ, કાન વગેરે શરીરનાં વિવિધ અંગો છે, તેમ પ્રજાનાં પણ જુદાં જુદાં અંગો છે. તે બધાંયે એકત્ર રહી પોતાની ફરજ બજાવે તો જ પ્રજાનું શરીર સમૃદ્ધ બને. જો અંદર અંદર વિખવાદ પેદા થાય તો વિકાસ અટકી પડે અને બધાંયે અંગો શિથિલ થઈ જાય. જો શરીરમાં કોઈ જગાએ સડો દાખલ થાય છે અને દવાથી સુધરતો નથી તો આખરે તે ભાગ નાછૂટકે કાપી નાખી દૂર કરવો પડે છે. સરકાર તે પ્રજાદેહનું એક મુખ્ય અંગ છે. તેના હાથપગ પોલીસ અને લશ્કર છે. જ્યારે આ હાથપગ પોતાના જ ગાલમાં ધોલ મારવા કે લાત મારવા તૈયાર થાય ત્યારે કાં તો તેમને સુધારવા જોઈએ અથવા દૂર કરવા જોઈએ. અબ્રાહમ લિંકને કહ્યું છે : "જ્યારે પ્રજાને એમ લાગે કે ચાલુ રાજતંત્ર અન્યાયી અને નાદીરશાહી છે ત્યારે એનો નાશ કરવાની એમની ફરજ છે. પછી એમને રુચતું નવું રાજતંત્ર એ સ્થાપી શકે છે. આ તેમનો અતિ પવિત્ર હક છે, અને તેનું પાલન આખી દુનિયાને ગુલામીની બેડીમાંથી છોડાવી શકે છે."

આપણી કમનસીબી તો એ છે કે, આ પવિત્ર હકનું પાલન પ્રજાના મોટા ભાગ તરફથી થતું જ નથી. આપણા ન્યાયાધીશો અને વકીલોમાંથી ગણ્યાગાંઠ્યા સજ્જનો જ સરકારના અતંત્ર તંત્રનો હાથો ન બનતાં કાયદાની બારીકીઓનો સૂક્ષ્મ અભ્યાસ કરી ન્યાયના ધોરણે ચુકાદો આપતા કે મેળવવા મથતા. આજને અવસરે મદ્રાસ બાજુના એક જિલ્લા ન્યાયાધીશનો એવો ચુકાદો છે; બાકીના સર્વે નીચી મૂંડી રાખી આ તંત્રને સાથ આપી રહ્યા છે.

(ચાલુ) 'રાષ્ટ્રપ્રેમી'

# પરિભાષા હવે જોઈએ

શિક્ષણનું માધ્યમ તથા અનેક જ્ઞાન વિજ્ઞાનને માટે સમર્પક પરિભાષાનો પ્રશ્ન હવે ઝપાટાબંધ કેવળ ચર્ચામાંથી કાર્યની એરણ ઉપર આવવા લાગે છે. જોકે, દુઃખની વાત છે કે, જેમની પાસેથી એ અંગેના પૂર્વકાર્યની આશા રખાય, એવા લોકો — શાળા મહાશાળાના અધ્યાપકો — હજી તેની કેવળ પ્રાથમિક ચર્ચામાં જ સમય કાઢે છે; અને પછી સ્વભાષાના માધ્યમને માટે કર્યાં કશી તૈયારી છે, એમ બેજવાબદાર પ્રશ્ન કરી, તે દ્વારા, જ્યાં હતા ત્યાં ને ત્યાં રહેવા પર આવી રહે છે. આમ છતાં જોરશોરથી કહેવાય છે કે, સ્વભાષા દ્વારા શિક્ષણ આપવામાં અમે માનીએ છીએ. પરંતુ, ખાવાપીવાની સવડ થયા પછી, ઈશ્વરમાં માનવા ન માનવા જેવો આ પ્રશ્ન નથી. અહીં તો માનનારાઓએ કામે વળગવું જોઈશે. અને જેઓ ભાષાવાર નવી વિદ્યાપીઠો કાઢવાના મનોરથ સેવતા હોય, તેમણે ચાલુ અધ્યાપકોને ઘટતી નોટિસો આપવી જોઈશે કે, અમુક સમયની અંદર તમારે તમારું કામ સ્વભાષા મારફત ચલાવવાને તૈયાર થવું જોઈશે. આ તૈયારીમાં ભારે વિદ્યોપાસના અને સંશોધનકાર્ય રહેલાં છે; તે કરીને એ અધ્યાપકો તેમની વિદ્યાઓમાં પણ તાજા થશે, — એ ઉઘાડું છે.

આ પરિભાષાનો સવાલ પણ, દરેક નવીન કાર્યની પેઠે, શરૂઆતથી શરૂ કરવો જોઈશે એમ કરવાથી જ એમાંથી ઉકેલ પણ જડશે. નહિ તો કેટલા બધા બિનજરૂરી વાદો ઊભા થઈ, કામ એમાં અટવાઈ જવા પૂરી ભીતિ ઊભી થશે.

આ કામની શરૂઆત એટલે પ્રાથમિક શિક્ષણના પાયાથી ચણતર કરવા માંડવું એ છે. એક એવો વાદ ચાલે છે કે, આખા દેશને માટે એક પરિભાષા કરવી! આ વાદીઓ કેવળ તર્કથી આ વાત કરે છે, પરંતુ મૂળ વાત એ ભૂલી જાય છે કે, દરેક પ્રાંતભાષા પોતપોતાની રીતે જ પરિભાષા ખીલવશે અને તેણે ખીલવવી જોઈશે. અલબત્ત, યોગ્ય રીતે અને તળપદી ભાષાની સરળતા સાચવીને જો પરિભાષા ખીલવવામાં આવે, તો આપણા દેશની બધી ભાષાઓમાં જે મૂળ સમાનતા* રહી છે તે આપોઆપ આ પરિભાષામાં પણ આવી રહેશે. પરંતુ એમ સહજ સ્ફુરતી અને સધાતી સમાનતા સાચી અને જીવંત હશે; અને ઉપરથી લાદવામાં આવેલી એક પરિભાષા જડ અને જૂઠી પડશે, અને કામ નહિ દે.

અને જો પ્રાથમિક બાળકોને માટે તથા અભણ પ્રૌઢોને માટે પરિભાષા ઘડવી હોય તો તે તેની જ માતૃભાષાની તળપદી તાકાત પરથી ઘડાવી જોઈએ. એમની જરૂરને મુખ્ય ધ્યાનમાં રાખવી જોઈએ. આખા દેશની 'પારિભાષિક' એકતાની કેટલાકની કલ્પનાની વેદી ઉપર જીવંત બાળ-જરૂરનો ભોગ નહિ આપવો જોઈએ.

આ વાત લખતી વખતે મને એક ચર્ચા યાદ આવે છે. ત્રણ વર્ષ પર રેંટિયાબારશ ઉપર હું મૈસુર ગયો હતો, ત્યારે ત્યાંની યુનિવર્સિટીના અધ્યાપક-મંડળને મળવાની તક મળી હતી. અનેક વાતોમાં એક વાત એમણે એ કરી કે, તમે ગુજરાતની સામાન્ય કેળવણીમાં અને પ્રૌઢોને માટે વિજ્ઞાન સારુ પરિભાષાનું શું કરો છો? મૈસુર વિદ્યાપીઠ તરફથી લોકશિક્ષણનું કામ સારું ચાલે છે. તે અંગે એણે અનેક લોકભોગ્ય ચોપડીઓ છાપી છે. પરંતુ. તેમણે કહ્યું, વિજ્ઞાનમાં ઝઝું ફાવતું નથી, કેમ કે પરિભાષા નથી એ નડે છે. મેં એમને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ કરેલી પરિભાષા અને તે કેવા પાયા પર યોજાય છે એ કહ્યું. તે કહે, અમે તો એવી ગૂંચમાં પડી ગયા છીએ કે, આખા દેશની પરિભાષા એક હોવી જોઈએ; એવી એક પરિભાષા કન્નડમાં કેમ સમજાશે એ પણ અમને પ્રશ્ન છે. પરંતુ તમે કહો છો એમ, દરેક ભાષા પોતાના પ્રાથમિક તથા પ્રૌઢ શિક્ષણના વિજ્ઞાન માટે મૂળ જે સામાન્ય પરિભાષા જોઈએ, તે પોતાની ભાષા પરથી સરળતાપૂર્વક ઘડી લે, તો કામ સરસ અને સહેલું થાય, એ અમે કબૂલ કરીએ છીએ.

વિજ્ઞાનની પરિભાષાનો વિચાર કરનારા ઉચ્ચ શિક્ષણવાળા પંડિતો જ મોટે ભાગે હોય છે. તેઓ પ્રાથમિક શિક્ષણને અત્યાર સુધી તો અવગણતા અને

* આ સમાનતા વિષે શ્રી કાકાસાહેબ કાલેલકર હ૦ બંધુ, ૧૮-૪-૧૯૪૮ 'હિંદુસ્તાની વિષે ચોખવટ' એ લેખમાથી લખે છે —

"એવું માલૂમ પડ્યું છે કે હિંદની બધી બોલીઓના શબ્દભંડોળમાં મુખ્ય ભાગ લોકોના સામાન્ય વપરાશમાં આવતા અસલ સંસ્કૃત શબ્દોનાં પ્રાકૃત રૂપોનો બનેલો છે. . . . હિંદની ઘણીખરી પ્રાંતિક ભાષાઓના સામાન્ય ચલણમાં આવેલા ફારસી તેમ જ અરબી શબ્દોની સંખ્યા કોઈ પણ રીતે નજીવી ગણી શકાય એટલી નાની નથી. . . ."

તુચ્છકારતાં આવ્યા છે. તેમને એમની અંગ્રેજી દ્વારા આવેલી દેખાતી માથાભાર એકતા જ ગા ગા કરવી છે. તેમને કેવળ એક જ પરિભાષાની વાત સહેલી લાગે ને તે અંગ્રેજી લો એમ કહે. પરંતુ તે સાવ સાચું કે સહેલું નથી. અંગ્રેજી પરિભાષા આપણે સારી પેઠે લેવી જોઈશે, એ ખરું. પરંતુ પરિભાષાના કામનો સાચો ન્યાય ને મૂળ જરૂર કેવળ એકતા નથી, પરંતુ લોકને કામ દે એવી તે પરિભાષા હોય એ છે. અને એનો કાયદો એ છે કે, મૂળ કામ છે તેને હિસાબે આગળ વધવું. તેમાં સંસ્કૃત, અરબી-ફારસી ઇ૦ શબ્દો વિષે જે ખોટા અને અશૈક્ષણિક વાદો ને ખેંચાખેંચ, આપણે કમનસીબે, દેશમાં જાગી છે, તે ભૂલી જવી જોઈએ. તો જ આ પ્રશ્નમાંથી ઉકેલ મળશે. કામ કામને શીખવે એ જ ન્યાય આ પરિભાષાના કામનેયે બરોબર લાગુ પડે છે. આપણે શરૂથી વિજ્ઞાન સ્વભાષામાં શીખવવા માંડીએ તો અનુભવ આપણો મહાશિક્ષક બનશે.

૮-૫-'૪૮ મ૦

# પાણીનો વાપર અને બગાડ

સારી રીતે જીવવા આપણે બધાંએ બે વસ્તુ શીખવી રહી. પાણી પૂરતું વાપરવું અને જરૂર વગર પાણી વાપરીને તેનો બગાડ કરવો નહિ. આમાંની પહેલી વાત ઘણા સમજશે; પરંતુ બીજી વાત એટલી જ કીમતી હોઈ સમજવી જોઈએ.

આપણા આરોગ્ય માટે, શરીર, વસ્ત્ર, ઘર, શેરી કે ગામની સુઘડતા માટે પાણીની ખૂબ જરૂર છે. તેની સાથે એ યાદ રાખવું જોઈએ કે, એ પાણીનો માફકસર ઉપયોગ અને વપરાયેલા પાણીના નિકાલની યોગ્ય વ્યવસ્થા, એ બેને આધારે જ આપણું ગામ સ્વર્ગ અગર નરક બની રહેશે. એટલે ગામને શું બનાવવું તે આપણા જ હાથની વાત છે.

સુઘડતાથી રહેવા માટે માણસને માથા દીઠ નીચે મુજબ પાણીની જરૂર પડે:

| | |
|---|---|
| પીણાં તથા પીવામાં | ૩॥ શેર |
| રાંધવામાં | ૭॥ ,, |
| નાહવામાં | ૫૦ ,, |
| એઠવાડ ઇ૦ | ૩૦ ,, |
| કપડાં ધોવામાં | ૩૦ ,, |
| પરચૂરણ | ૫૦ ,, |

પાળેલાં જાનવર, ગાય, ભેંસ, ઘોડાં, ગધેડાં, અને શેરીનાં કૂતરાં સુધ્ધાં ગામમાં વસે છે. તેમની જરૂરિયાત નીચે પ્રમાણે અંકાય છે:

| | | | |
|---|---|---|---|
| ઘોડો | ૧૩૦ શેર | ભેંસ | ૧૧૦ શેર |
| ગાય | ૧૧૦ ,, | ગધેડું | ૧૦૦ ,, |

શિયાળા કરતાં ઉનાળામાં પાણી વિશેષ વપરાય. પીવામાં કેટલું પાણી જોઈએ તે શરીરના વજન ઉપર પણ આધાર રાખે છે.

ગામડામાં જ્યાં દૂરથી પાણી લાવવાનું હોય અગર તો ઊંડા કૂવામાંથી ખેંચવાનું હોય ત્યાં પાણીનો વપરાશ ઓછો થાય. લોકો કરકસરથી પાણી વાપરે. શહેર કે જ્યાં પાણીના નળની સગવડ હોય ત્યાં પાણી વિશેષ છૂટથી વપરાય.

ઉજળિયાત કોમમાં અને ખાસ કરીને બ્રાહ્મણ ઘરમાં પાણીનો સરેરાશ વાપર વિશેષ અને ઇતર વર્ણોમાં ઓછો જોવામાં આવે છે.

શહેરમાં જાહેર બાગબગીચા તેમ જ ઘર-આંગણાના બાગ માટે, રસ્તા ઉપર છાંટવા માટે, અકસ્માત્ આગના પ્રસંગોએ વિશેષ પાણીની જરૂર પડે. એ બધું ગણતાં શહેરમાં માથા દીઠ પાણીનો વપરાશ સવામણ જેટલો વધારે ઊતરે. શહેરને પાણી પૂરું પાડવું હોય તો એકંદરે માથા દીઠ સરેરાશ પા મણ પાણીની જોગવાઈ કરવી પડે.

શહેરમાં પાણીનો વપરાશ વધારે થાય એ સમજાય; થવો પણ જોઈએ. પણ તે ઉપરાંત શહેરમાં પાણીનો બગાડ પણ વિશેષ થાય છે. બગાડ થવાનાં કારણો નીચે મુજબ ગણાવી શકાય:

૧. મોટા નળના સાંધા નબળા હોઈ પાણી વહી જતું હોય.

૨. ઘેર ઘેર નળ ટપકતા હોય. એટલે નળ બંધ હોવા છતાં પાણી વહી જતું હોય.

૩. પાણી બંધ થવાના સમયે નળ નીચે ડોલ હોય. ડોલ ભરાયા પહેલાં જ પાણી બંધ થાય. અને વાપરનાર ડોલ ઊંચકી લે પણ તે નળ બંધ કરે નહિ. ફરી પાણી આવવાના સમયે ઉઘાડા નળમાંથી પાણી વહી જાય. પાણી નકામું વહે છે એમ જાણવા છતાં તે બંધ કરવાની આળસ. નળ નીચે ડોલ ભરવા મૂકી બીજા કામે વળગવું અને એ કામ પૂરું થાય ત્યારે જ નળની ખબર કાઢવી. ત્યાં સુધીમાં ડોલ ભરાઈ ગઈ હોય અને દસ ડોલ જેટલું પાણી નકામું વહી ગયું હોય. નળ ઉઘાડો હોય અને ઘરને તાળું મારી માણસ બહાર જાય. એ આવે ત્યાં સુધી નળનું પાણી નકામું વહી જાય.

૪. પાણીની ગમે ત્યારે જરૂર પડશે એમ માની લોકો બધાં જ વાસણો પાણીથી ભરી રાખે. ફરી નળે પાણી આવે ત્યારે વાસી પાણી ઢોળી તાજું પાણી ફરી ભરે. જ્યાં ચોવીસે કલાક નળમાંથી પાણી આવતું હોય ત્યાં આવું ન બને.

પાણીનો આ બધો બગાડ અટકાવવો જોઈએ. નળનું પાણી ન બગડે તેની દરેક જણે કાળજી રાખવી જોઈએ. પાણીનો આવો બગાડ અટકાવવાના ઉપાય હોય છે ખરા. ઘર દીઠ કેટલું પાણી વપરાયું તેનું માપ દેખાડનારાં મિટર ગોઠવી, વીજળીનું બિલ આવે છે તેમ મહિને દહાડે વપરાયેલા પાણી ઉપર બિલ આવે. આ ઉપાય અજમાવવામાં આવે તો પાણીનો બગાડ થતો અટકે. પરંતુ પૈસાને લોભે કેટલાક લોકો શરીરસ્વચ્છતાની ચિંતા ન કરે એવું પણ બને. અમુક પાણી વાપરવાની છૂટ મૂકી તેથી વધારે વપરાતા પાણી ઉપર કરનું બિલ મોકલવાનું પણ બની શકે. પરંતુ મ્યુનિસિપાલિટી આવા ઉપાય લે તે કરતાં પાણી વાપરનારાં જ પોતાની જવાબદારી સમજે તો કેવું સારું !

બંસીલાલ ગાંધી

# સમાજવાદીઓ જુદા થાય છે

છેલ્લાં બે ત્રણ વર્ષ દરમિયાન જાત જાતની ગુલાંટો ખાધા પછી અને 'હવે નીકળી જઈશું' 'હવે નીકળી જઈશું' કરતાં કરતાં, છેવટે નાશિક મુકામે કોંગ્રેસ સમાજવાદીઓએ ફેબ્રુઆરીની ૧૭મીના અરસામાં મળેલી તેમની પરિષદમાં ઠરાવ કર્યો છે કે, હવે આપણે કોંગ્રેસથી જુદા પડવું. અને તે પ્રમાણે કેટલાક સમાજવાદી કોંગ્રેસીઓ ગયા માસમાં કોંગ્રેસમાંથી નીકળી ગયા છે. ઠરાવ કરતી વખતે તેનું કાવ્ય કરી બતાવવામાં આવ્યું કે, ૧૯૩૨-૩૪ના જમાનામાં આ જ ગામમાં — નાશિકની જેલમાં — આ પક્ષનો ઉદય થયો હતો. ત્યારથી આજ સુધી સગીર તરીકે કોંગ્રેસની શીળી છત્રછાયામાં રહ્યા બાદ, અને જ્યારે રાજસત્તા દેશની પ્રજાના હાથમાં આવી છે ત્યારે, આ પક્ષ જુદો પડે, તે ન સમજાય એવી બીના નથી. કુટુંબમાં મોટો થયેલો દીકરો પણ બાપથી જુદું ઘર નથી માંડતો ! પરંતુ પ્રશ્ન તો બીજો ઊઠે છે.

રાજદ્વારી પક્ષોની ઉત્પત્તિનો ઇતિહાસ જોઈએ તો એક તેનો કાયદો હોય એમ લાગે છે કે, નવો પક્ષ કોઈક નવું ધ્યેય અથવા તેનો સંગીન સિદ્ધાંત કે કાર્યપ્રણાલીની નક્કર જુદાઈને લઈને જન્મે છે. સાથે કામ કરતાં કરતાં એવો તાત્ત્વિક ભેદ જાગે કે જેથી મૂળ સંસ્થામાંથી બહાર જઈ જુદો ચોકો જમાવવો જોઈએ, ત્યારે નવો પક્ષ જન્મે છે. આપણા રાજકારણનો દાખલો લઈએ તો ઈ. સ. ૧૯૧૯ નો સમય આવો હતો. તે વખતે લિબરલ પક્ષે કોંગ્રેસમાંથી નીકળી પોતાની નવી સંસ્થા કાઢી, કેમ કે તેઓ કોંગ્રેસે અપનાવેલા નવા સાધન સત્યાગ્રહમાં માનતા નહોતા, અને તેમને સ્વરાજનું નવું ધ્યેય પણ રુચતું નહોતું. તેમને અંગ્રેજ સરકારે સારી પેઠે મદદ કરી, કહો કે મૉન્ટેગુચેમ્સફર્ડ-સુધારાની ભેટ આપી લગભગ દસ બાર વર્ષનો રાજવહીવટ તેમને જ સોંપ્યો. આમ છતાં તે પક્ષ ઊખડી ગયો.

આ પ્રમાણે જોતાં, આજે પોતાને સમાજવાદી માનતો અથવા કહેવડાવવાનું પસંદ કરતો વર્ગ કયા મુદ્દા ઉપર કૉંગ્રેસમાંથી નીકળી જુદો ચોકો કરે છે? તેઓ પણ ગાંધીજીનું નામ તો સરખું જ વાપરે છે. છતાં ગાંધીજી જે સંસ્થાને જ દેશની મુખ્ય તાકાત ગણી તેને જ પુષ્ટ અને બળવાન કરવા સદાકાળ મથ્યા, તે જ કૉંગ્રેસને સમાજવાદીઓ શું કામ છોડે છે? આનો ચોખ્ખો ને સમજાય એવો કોઈ મુદ્દો મળતો નથી. આ અંગે મુખ્ય સમાજવાદીઓ જે કાંઈ બોલે છે તે જોઈએ તોપણ અનેકવિધ અવાજો સાંભળવા મળે છે.

### ગાંધીજી અને સમાજવાદ

પ્રમુખ સમાજવાદી શ્રી. નરેન્દ્રદેવના એક વ્યાખ્યાનનો રિપોર્ટ 'ફ્રી પ્રેસ જર્નલ'માં વાંચેલો જોઈએ :—

બનારસ, ૧૦-૪-'૪૮

"ગાંધીવાદી સમાજવાદના સિદ્ધાંતો હિંદના સમાજવાદી પક્ષના કાર્યક્રમમાં કેટલે અંશે અપનાવવામાં આવશે, એવા સવાલના જવાબમાં, આચાર્ય નરેન્દ્રદેવે કહ્યું કે, 'ગાંધીવાદી સમાજવાદ એ એક ખોટો શબ્દપ્રયોગ છે. મહાત્મા ગાંધી પાસે અમુક પોતાના ખાસ સિદ્ધાંત હતા; તેના પાયા પર તેમણે અમુક કાર્યક્રમો પાર પાડવાને પ્રયત્ન કર્યો; પરંતુ કોઈ પણ રીતના વિજ્ઞાનશુદ્ધ રાજદ્વારી કે આર્થિક સિદ્ધાંતનું રૂપ કદીય તેણે પકડ્યું નહોતું.'"

આ૦ નરેન્દ્રદેવ વિદ્વાન છે. સમાજવાદના મોટા પંડિત ગણાય છે. તે વાદનાં શાસ્ત્રો પ્રમાણે જોતાં, ગાંધીવાદની ગણના કોઈ રીતના સમાજવાદમાં ન ગણાય, એમ બનવા કે લાગવા સંભવ છે. પણ એ રીતે ગાંધીજીના કાર્યક્રમની અને તેના સિદ્ધાંતની કદર કરવી કે આંકવી, *એ કોના જેવું છે? જેમ એક સંપ્રદાયનો સાધુસ કોઈ* નવા મહાપુરુષની દૃષ્ટિને પોતાના સંપ્રદાયનાં ચશ્માંથી જુએ, એના જેવું છે. અસ્તુ.

આના કરતાં સાવ જુદી ને વિરુદ્ધ વાત બીજા પ્રમુખ સમાજવાદી શ્રી. લોહિયા પાસેથી સાંભળવા મળી. તેમાં ઉપરના જેવી પક્ષાંધતા જોવા નથી મળતી. નીચેનું તેમનું ભાષણ 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના ૩-૫-'૪૮ના અંકમાંથી ઉતારું છું —

બાલાસોર, ૧-૫-૧૯૪૮

"ઉત્કલની પ્રાંતિક સમાજવાદી પરિષદના પ્રમુખપદેથી બોલતાં ડૉ. રામમનોહર લોહિયાએ જણાવ્યું કે, 'કેટલાંય વરસોથી હિંદનો સમાજવાદ ગાંધીજીના ઉપદેશની સાથે પોતાની કાર્યરીતિ ગોઠવવાનો પ્રયત્ન કરતો આવ્યો છે; અને આ પ્રયત્નને ચોક્કસ તાત્ત્વિક ભૂમિકા આપવી જોઈએ; કારણ કે એ વાતમાં શંકા નથી કે, જગતના સમાજવાદ પર હવે પછીની તેની કારકિર્દીમાં ગાંધીજીની છાપ, બીજી કોઈ પણ વ્યક્તિના કરતાં, વધારે પડવાની છે.'

"ઉપરાંત તેમણે કહ્યું, 'આપણે મળીએ છીએ તે વરસ બે વાતે કરીને વિશેષ છે: સામ્યવાદી જાહેરનામાની શતાબ્દી આ છે, અને કદી પણ જગતમાં થયેલાઓમાં મોટામાં મોટા સમાજવાદી એવા મહાત્મા ગાંધીજીના અવસાનનું પુણ્યવર્ષ પણ આ છે.'"

### ૨૦મી સદીનો નવો પ્રશ્ન

જગતમાં આજે ચાલતો કે ચર્ચાતો સમાજવાદ ગયા સૈકાની યુરોપની સ્થિતિની પેદાશ છે. તે સૈકામાં પ્રશ્ન કેવળ ગરીબોને ન્યાય આપવાનો — ગરીબસેવાનો હતો. યુદ્ધની બલાએ આજના જેવી દેખા દીધી નહોતી. આજે તે બલા આખી માનવ જાતને ભરખી પાડે એવી પ્રચંડ બની છે. ગરીબસેવાનો મુદ્દો જગતે સમજી લીધો છે, ને તે આજે વિવાદગ્રસ્ત નથી. પણ યુદ્ધ અને યંત્ર તથા વિજ્ઞાનનું શું? — આ પ્રશ્ન થયો છે. એટલે કેટલાક યુરોપના સમાજવાદી વિચારકો આજે સમજવા લાગ્યા છે કે, સમાજવાદ પાસે હવે એક નવો અને તેના સંસ્થાપકોએ નહિ જોયેલો એવો પ્રશ્ન વિચારવાનો આવ્યો છે. તે પ્રશ્ન છે જગતમાં શાંતિસ્થાપના અને યુદ્ધનિષેધ. આ પ્રશ્ન ૧૯મા સૈકામાં માર્ક્સ આદિ વિચારકો પાસે નહોતો. તેઓ ૧૯મા સૈકાની યુરોપીય સમાજવાદની શાંતિના વાતાવરણમાં ઠંડે કલેજે વિચારો કરતા હતા. તેથી તેમણે મજૂરો કઈ રીતે પોતાના વર્ગના હિતમાં વિગ્રહ ખેડી શકે, એ વિચારી કાઢ્યું. તેમને વિગ્રહ ગમતો હતો. અરે, એમણે એનું વિગ્રહી શાસ્ત્ર અને ફિલસૂફી જ ઘડી કાઢી, લોકનાં મનને એ પાયા પર કેળવવા માંડ્યાં. એટલે સુધી કે, આજે એ વિચારોનું સામ્રાજ્ય સ્થાપવા રશિયા જેવો દેશ આખા જગતની વ્યવસ્થા અને શાંતિને પડકારી રહ્યો છે.

### સમાજવાદની પછાત-દૃષ્ટિ

આ જાતની લડાયક વૃત્તિ અને આંતરિક પ્રજાકલહ યુરોપના સમાજવાદની ગળથૂથીમાં પડેલી બલા છે. તે જ જો સમાજવાદનો ગજ હોય તો તેના વડે માપતાં ગાંધીજીનો સિદ્ધાંત સમાજવાદ નથી જ; અને ન હોય એ જ એની શોભા છે. સવાલ તો એ છે

કે, ૧૯ મા સૈકાનો સમાજવાદ, જે એક સંપ્રદાય બની ગયો છે, તેના જ અનુયાયીઓ આપણા દેશના સમાજવાદીઓ છે? કે એમને પોતાના દેશમાં પેદા થયેલા નવ-સંદેશની કશીકે જાણ છે? તેઓ શું આવેલી સત્તામાં હિસ્સો મેળવવા એવા તલપાપડ થઈ ગયા છે કે, આટલું પણ જોઈ શકતા નથી? અહીં આગળ એમના પક્ષના એક નેતાને ન્યાય આપવા એ વસ્તુ કહેવી જોઈએ.

### સાધ્ય અને સાધનનો મેળ

શ્રી. જયપ્રકાશ નારાયણે તેમના વ્યાખ્યાનમાં એક બે વાતો એવી કરી છે કે જે નોંધપાત્ર છે. એક તો એ કે, સાધ્ય અને સાધન વચ્ચે અતૂટ મેળ હોવો જોઈએ; બીજું, હિંદની પ્રજાના નૈતિક અને આધ્યાત્મિક ઉદ્ધારની ચિંતા ગાંધીજી કરતા હતા, તેમના જવાથી જે ખોટ પડી છે તે રમણ મહર્ષિ કે અરવિંદબાબુ જેવાએ પૂરવી જોઈએ. આ વાત સમાજવાદ-સંપ્રદાયમાં કેટલાકને બિલકુલ રુચી નથી; લગભગ અબ્રાહ્મણ્ય જેવું કેટલાકને લાગે છે! સંપ્રદાયના કયા શાસ્ત્રગ્રંથમાં આવી વિચિત્ર અને સાવ ગાંધીવાદી વાતનો આધાર છે, એમ પણ પુછાય છે. પણ એ તો કેવળ સાંભળેલી વાત જવા દઈએ. સમાજવાદ સાધ્ય-સાધન વચ્ચે મેળ હોવો જોઈએ એ નથી માનતો. એનો પુરાવો ટાંકવા જરૂર નથી. છતાં, શ્રી. લોહિયાએ બાલાસોરના જ ઉપર ટાંકેલા વ્યાખ્યાનમાં આ સ્પષ્ટ કર્યું છે, અને તે ખાસ જોવા જેવું છે:—

> "ડૉ. લોહિયાએ કહ્યું, 'રૂઢ સમાજવાદ અને ગાંધીજીનો સર્વોદય બંને એક જ અંતિમ ધ્યેયવાળા છે — સર્વસામાન્ય લોકહિત સાધવું. સમાજવાદનું તાત્કાલિક ધ્યેય મજૂરવર્ગનું હિત સાધવાનું છે; ત્યારે સર્વોદયનું એમ છે કે, તેનું તાત્કાલિક અને અંતિમ બેઉ ધ્યેય એકસમાન જ છે—સર્વસામાન્ય લોકહિત.'"

અંતિમ અને તાત્કાલિક ધ્યેયમાં ભેદ હોવો એ, બીજી પરિભાષામાં, સાધ્ય અને સાધન વિષે ભેદ છે, એમ જ બતાવે છે. એટલે જો જુદો પક્ષ રચવામાં સમાજવાદી પાસે કાંઈ કારણ હોય તો તે આમાંથી કળી લેવું જોઈએ. તે એ છે કે, સમાજવાદ મજૂરો દ્વારા વર્ગવિગ્રહ ખેલીને મજૂરોના જ હિતમાં રાજસત્તા લેવા માગે છે. પરંતુ સર્વસામાન્ય લોકનો સર્વોદય આવા વર્ગવિગ્રહથી જો ન સધાય, સર્વોદયનું અંતિમ ધ્યેય જો તાત્કાલિક મજૂર-વર્ગોદયના ધ્યેયથી બગડે અને તેનું વિરોધી હોય; એટલે કે, એ પગલું જો સર્વોદયના સાધન તરીકે ઠીક ન હોય, તો તે ત્યાજ્ય હોવું જોઈએ. પરંતુ શ્રી. લોહિયા કહે છે કે, અમારા પક્ષનું તો તે તાત્કાલિક ધ્યેય છે અને એમાં અમે ગાંધીજીના વાદથી જુદા છીએ.

### ગાંધીવાદી સમાજવાદ — સર્વોદય

એમ તો હરગિજ નથી કે, ગાંધીજીનો સર્વોદય મજૂરહિતના ધ્યેયવાળો નથી, અથવા તો તે વસ્તુ તત્કાળ સાધવાની નેમ તેની નથી. માત્ર તે એને પણ અંતિમ સાધ્યની દૃષ્ટિએ જ સાધવા મથશે. એટલે કે, રચનાત્મક કાર્ય અને સત્યાગ્રહ દ્વારા. માર્ક્સવાદ આવાં અહિંસાપરાયણ સાધન જ જોઈએ એમ નથી સ્વીકારતો. તેની સાધનનીતિના મુખ્ય ત્રણ ફાંટા યુરોપમાં ખીલેલા છે એમ કહી શકાય —

૧. ખુલ્લા સશસ્ત્ર બળવા દ્વારા
(રશિયાની લેનિન-પદ્ધતિ)

૨. અંદર રહી ભાંગફોડ અને દાવપેચ દ્વારા
(જેમ કે ફ્રાન્સમાં)

૩. મતપેટી દ્વારા (જેવી કે ઇંગ્લન્ડની)

આમાંની પહેલી રીત સામ્યવાદીની છે. બીજી રીત આપણા સમાજવાદીઓએ ૧૯૪૨–૪૪માં કેળવી. તે કદાચ એમને ગમે. આ બંને રીતો ચોખ્ખી હિંસક અને આંતર-કલહની છે. ત્રીજી રીત લોકશાહી સમાજવાદની છે. કૉન્ગ્રેસ એ રીતે કામ કરવા ધારે છે.

આ ત્રણેથી નવી એવી ચોથી રીત ગાંધીજીએ બતાવી છે, તે સત્યાગ્રહ કે જેથી વીસમી સદીનો મહા પ્રશ્ન પણ છૂટી શકે છે. સમાજવાદી પક્ષે કૉન્ગ્રેસથી છૂટા પડી મોટી જવાબદારી ઉઠાવી છે. યેન કેન પ્રકારેણ વિરોધ કરનાર પક્ષ જ જો એ બની રહેશે તો એને માટે ઝાઝું ભવિષ્ય ન સંભવી શકે. તે સામ્યવાદીથી શો ફેર રાખે છે તે પણ જોવાનું રહે છે. તેમના એક નેતાએ કહ્યું એમ, અંગ્રેજ સરકાર સામે જે રીતે આપણે લડતા હતા, તે રીતે જો સમાજવાદીઓ સ્વરાજ સરકાર જોડે લડવા લોકોને પ્રેરશે, તો તેમાં તેઓ દેશનું કેવળ અહિત કરશે. અને તો પછી પોતે કેવળ તકવાદીમાં જ ખપે એમ, ન કરે નારાયણ, ન બની રહે?

૧૭-૫-૧૯૪૮ મ૦

# હાળીઓની મુક્તિનો સવાલ

ખેતીકામ માટે મજૂરોની જરૂર બધી જગાએ પડે છે. પણ સુરત જિલ્લામાં ખેતીકામ માટે રાખવામાં આવતા હાળી એ જુદા પ્રકારના મજૂરો છે. તે પદ્ધતિમાં કેટલાક ગુલામી પ્રથાના અંશો રહેલા છે, એટલે તે પદ્ધતિને સુધારવા કે નાબૂદ કરવા માટે છેલ્લાં પચીસ વરસની સ્વરાજની લડત દરમિયાન લોકસેવકોએ 'દૂબળા' કહેવાતા હાળીઓના ઉદ્ધાર માટે પ્રયત્નો કરેલા છે.

સને ૧૯૩૯ના સ્વાતંત્ર્યદિને બારડોલી તાલુકાના ખેડૂતો અને ('દૂબળા' મટીને નવું નામ પામેલા) હળપતિઓની સંયુક્ત પરિષદ સરદારશ્રી વલ્લભભાઈના પ્રમુખપણા નીચે અને મહાત્મા ગાંધીજીની હાજરીમાં મળી હતી અને તેમાં હળપતિ-મુક્તિના ઠરાવો કરવામાં આવ્યા હતા. ત્યાર પછી એ પ્રથામાં ઠીક ઠીક પ્રમાણમાં ઢીલાશ આવી છે, પણ જૂની જડ હજી ઊખડી નથી; અને મોટા ભાગના હાળીઓ જૂની પ્રથા પ્રમાણે જ કામ કરે છે. જુદે જુદે વખતે એવા બીજા પ્રયત્નો થયા છે, પણ હજી મૂળ સ્થિતિમાં ઝાઝો ફરક પડ્યો નથી. તેથી હાળીપ્રથાના ઉકેલનો પ્રશ્ન હજી ઊભો છે.

પ્રજાકીય સરકાર થતાં હવે એ પ્રશ્ન સરકાર તરફથી હાથ ધરવામાં આવ્યો છે અને તે પ્રશ્નની તપાસ માટે હાળી તપાસ સમિતિ નીમવામાં આવી છે. તે સમિતિ આગળ રજૂ કરવા માટે જલાલપોર તાલુકા સમિતિએ એક નિવેદન તૈયાર કરીને મોકલ્યું છે, તે ધ્યાન ખેંચે તેવું છે.

જલાલપોર એ સુરત જિલ્લાનો એક તાલુકો છે અને ઉપરોક્ત સમિતિનું નિવેદન મુખ્યત્વે તે ભાગ પૂરતું છે. છતાં હાળીપ્રથા આખા જિલ્લામાં અને તેની આજુબાજુ સામાન્ય હોવાથી તેમની સૂચનાઓ તે આખી પ્રથાને લાગુ પડે છે.

આ વસ્તી મોટે ભાગે સુરત જિલ્લામાં અને તેની બાજુએ લાગેલા ભરૂચ અને થાણા જિલ્લાઓના થોડા ભાગોમાં અને બાજુનાં દેશી રાજ્યોના ભાગોમાં પણ આવેલી છે. તેમની કુલ વસ્તી લગભગ બે લાખ થાય છે. એકલા સુરત જિલ્લામાં તેમની વસ્તી લગભગ સવા લાખ જેટલી છે, જે એ જિલ્લાની કુલ વસ્તીના ૧૪ ટકા થાય છે; અને જિલ્લાની કુલ હિંદુ વસ્તીના તે ૨૬ ટકા થાય છે. આવા હળપતિઓની મદદથી ખેતી કરનાર (જેને 'ધણિયામો' કહેવાય છે તે) વર્ગની જ સંખ્યા ગણીએ તો તેમની સરખામણીમાં હળપતિઓની વસ્તી ૬૨ ટકા થાય છે.

આવી મહત્ત્વની વસ્તી ગુલામ જેવી સ્થિતિમાં રહે તે કોઈ પણ સમાજને માટે નુકસાનકારક છે. તેમને માટે ઉપરની સમિતિએ આજુબાજુની પરિસ્થિતિનો ખ્યાલ કરીને એક મુદતી યોજના સૂચવી છે. તેની મહત્ત્વની સૂચનાઓ નીચે પ્રમાણે છે:

૧. હાળીઓને ઘર બાંધવા માટે જમીનની અને પૈસાની સગવડ આપવી. તે માટે સરકાર પૈસા રોકે.

૨. લગ્ન પ્રસંગે તેમને રૂ. ૫૦ થી ૭૫ સુધીની સરકારે લોન આપવી.

૩. અત્યાર સુધીનું બધું દેવું કાયદાથી રદ કરવામાં આવે.

૪. કલમ ૧, ૨ પ્રમાણે થનાં નવાં દેવાં પેટે, હાળી તરીકે કામ કરે ત્યાં સુધી દર વરસે, સામાન્ય દરથી જોતાં રોજીના ફરક બદલ, રૂ. ૬૦ વળતર તરીકે 'ધણિયામા' પાસેથી લેવા.

૫. હાળીઓમાં કેળવણી, ઔદ્યોગિક શિક્ષણ, અને દારૂબંધીના પ્રચાર માટે લોકસેવકો મારફત વ્યવસ્થા કરવી.

૬. જે છૂટો થવા માગે તે છૂટો થઈ શકે અને વચગાળાના સમયમાં તેની ઝૂંપડી ખાલી ન કરાવી શકાય, તેને રોજીમાં મળતું અનાજ તોળીને નિયમસર આપવામાં આવે, કુટુંબખર્ચ માટે થોડી રોકડ રકમ મળે, વગેરે બાબતોને વ્યવસ્થિત રૂપ આપવા માટે સરકારે તાત્કાલિક યોજના કરી જરૂરી કાયદો કરવો જોઈએ.

આ મુદતી યોજનાનો હેતુ ચાલુ પ્રથા એકદમ નાબૂદ કરવા જતાં હાળીઓને ઘરની મુશ્કેલી ન પડે અને તેઓ બીજી રીતે આફતમાં ન આવી પડે તે જોવાનો છે. કેટલાક સુધારા કરવામાં આ દૃષ્ટિની અવગણના કરવાથી ઘણી વખત સુધારો કરવા જતાં કુધારો થઈ જાય છે અને મૂળમાં જેને ફાયદો કરવાની કલ્પના હોય છે તેને ઓલામાંથી ચૂલામાં પડવા જેવું થાય છે સરકાર વેપારરોજગાર પર અગર વસ્તુઓની પેદાશ અને વપરાશ ઉપર અંકુશો મૂકે છે તે પ્રજાકીય

સરકાર હોય તો સારા હેતુથી મૂકે છે, પણ તેમાં આખી વ્યવસ્થા સાંગોપાંગ ગોઠવાયેલી નહિ હોવાથી પ્રજાને લાભ કરતાં નુકસાન વધારે થાય છે, અને સગવડ કરતાં અગવડ વધારે થાય છે. હમણાં સરકારે ધીરધાર નિયમન ધારો કર્યો છે પણ તેની સાથે ગામ-લોકોને જરૂરી પ્રસંગોએ વાજબી દરથી નાણાં આપવાની જોગવાઈ કરી નથી, એટલે પરિણામે લોકોની હાડમારી ઘટવાને બદલે વધશે એમ લાગે છે. હાળીના પ્રશ્ન અંગે આવી ભૂલ કરવાને બદલે હાળીઓ છૂટા થઈને શું કરશે, ક્યાં રહેશે, વગેરે બાબતોનો વિચાર કરીને યોજના થાય, એ ઇષ્ટ છે. એ પ્રથા જવી જોઇએ તે તે બાબત બે મત નથી. પણ ઝડપી સુધારો કરવાના જોશમાં મૂળ સહન કરનારને નવી પરિસ્થિતિમાં વધારે સહન કરવું ન પડે એ જોવું જોઈએ. તે માટે પૂર્વ-તૈયારી અને વ્યવસ્થિત યોજનાની આવશ્યકતા છે.

વિ૦

# ઉદ્યોગોની પરિભાષા

હિંદની ભાષાઓમાં ઔદ્યોગિક સાહિત્ય ('ટેકનિકલ લિટરેચર') નહિ જેટલું જ છે. આ માટે હિંદની રાજકીય પરિસ્થિતિ મુખ્યત્વે જવાબદાર હતી. હવે એ પરિસ્થિતિમાં જબ્બર પલટો આવ્યો છે; હિંદ સ્વતંત્ર થયું છે. પરિણામે તેની હરેક દિશાની પ્રવૃત્તિમાં પણ જંગી ફેરફારો થવાનાં ચિહ્નો દૃષ્ટિગોચર થઈ રહ્યાં છે.

પ્રવૃત્તિની એક દિશા ઔદ્યોગિક સાહિત્ય હિંદની ભાષાઓમાં લખવાની છે: આ દિશાના પ્રયત્નોમાં એક મોટો અંતરાય આ સાહિત્યમાં આવતા ખાસ શબ્દ-પ્રયોગોનો હળવો, વાજબી અને વાંચનાર સાંભળનારને અપીલ કરે તેવો હિંદની ભાષાઓના શબ્દપ્રયોગોનો ઉપયોગ છે.

શબ્દપ્રયોગોના ઇતિહાસ સંબંધમાં થોડુંક વિચારીશું તો ખ્યાલમાં આવશે કે, અમુક ભાવ, ઘટના કે વસ્તુ દર્શાવવા એક વ્યક્તિએ પહેલવહેલો એક શબ્દ વાપર્યો; સાંભળનાર આ શબ્દથી બોલનાર શું વ્યક્ત કરવા ઇચ્છે છે તે પહેલી વખતે નહિ સમજે, કદાચ બીજી વખતે પણ ન સમજે. પણ ત્રણ ચાર કે તેથી વધુ વખત એ ને એ શબ્દ પુનરુચ્ચારણ પામતાં સાંભળનારના મગજમાં એ શબ્દના અર્થની ગડ બેસવાં સુધી ચાલી રહેલ છેદ ઉડાડવાની ક્રિયા (પ્રોસેસ ઑફ એલિમિનેશન)થી એ શબ્દના વક્તવ્યની સમજ પડી જશે. પછી બે ત્રણ વખત આ શબ્દનો અર્થ સમજવામાં મગજને ઓછી ઓછી મહેનત કરવી પડશે અને થોડા પુનરાવર્તન પછી એ શબ્દનો અર્થ એવો રૂઢ થઈ જશે કે બોલતા વેંત જ મગજ એ શબ્દનો અર્થ ઝડપી લેશે. બોલનારના સંબંધમાં તો આ શબ્દનું વક્તવ્ય રૂઢ થઈ ગયું જ છે.

ટૂંકાણમાં કહેતાં, કોઈ પણ ઘટના, ભાવ કે વસ્તુ દર્શાવવા વપરાતા શબ્દો તે શબ્દોના રૂઢ થઈ ગયેલા અર્થને લઈને જ તેમ કરી શકે છે.

ઔદ્યોગિક સાહિત્યને હિંદની ભાષામાં ઉતારતાં ખાસ અસલ ભાષાના શબ્દપ્રયોગોને. જે તે ભાષાના શબ્દોથી દર્શાવવા નવા શબ્દપ્રયોગો કરવા જ પડશે. આ કામ કરનાર એટલું કરે કે, જે ક્રિયા, ભાવ કે વસ્તુ દર્શાવવાનાં હોય તે દર્શાવવામાં વધુમાં વધુ કાર્યસાધક, હળવો અને વાંચનાર-સાંભળનારને અપીલ કરે તેવો શબ્દ વાપરે. શબ્દ લાંબોલચક અને આડંબરી ન બની જાય એ આ કાર્યની એક સીમા છે; બીજી સીમા છે અતિ ટૂંકાણની. શબ્દ ટૂંકો વાપરવાની ધગશમાં એ શબ્દ બહુ ઓછા વક્તવ્ય-વાળો કે તેનો અર્થ રૂઢ થતાં બહુ સમય લાગે તેવો ન જોઈએ. સાથોસાથ તે અપીલ કરે તેવો, એટલે કે વધુમાં વધુ સચોટતાવાળો જોઈએ આવા ખાસ શબ્દપ્રયોગોને ચલણમાં મૂકનાર એક સમિતિ જોઈએ. લખનારાઓ પોતે યોજેલા શબ્દપ્રયોગો આ સમિતિને મોકલે; સમિતિ આ શબ્દોનું મૂલ્યાંકન કરી જરૂરી સુધારાવધારા સાથે અમુક અર્થ દર્શાવવા આ શબ્દ વાપરવો એમ નક્કી કરી તે શબ્દ કે શબ્દો પ્રસિદ્ધ કરે. પરિણામે ત્રણ વર્ષના ગાળામાં આ શબ્દપ્રયોગો રૂઢ થઈ જશે અને તે શબ્દોનો અર્થ સમજવામાં સાંભળનાર કે વાંચનારને બહુ મહેનત નહિ કરવી પડે.

ગુજરાતમાં એક એવો પક્ષ પણ છે કે જે ખાસ અંગ્રેજી શબ્દોને તેમ ને તેમ જ (તે જ ઉચ્ચારને) રૂઢ કરવામાં માને છે. પરંતુ મને લાગે છે કે, કોટ નકીટ જેવા સાધારણ શબ્દો માટે તો ઠીક છે, પણ ખાસ શબ્દપ્રયોગો તો માતૃભાષાના શબ્દોથી જ દર્શાવાય તો તેનો અર્થ સમજવો સહેલું પડશે.

આ સંબંધમાં મારો એક અનુભવ વર્ણવું: મારા પાંચ વર્ષના ઇજનેરી અભ્યાસ દરમ્યાન મારે 'એપ્લાઇડ મિકેનિક્સ' વિષય પહેલાં બે વર્ષ સુધી શીખવાનો હતો. આ અભ્યાસની શરૂઆતમાં જ આવતા 'ટૉર્ક'(Torque) જેવા સાદા શબ્દનો અર્થ બેસાડવા મારે દોઢ વર્ષ સુધી જ્યારે જ્યારે આ શબ્દ આવતો ત્યારે ત્યારે 'ચક્ર ઉપર લગાડેલા બળને ચક્રની ત્રિજ્યાથી ગુણતાં આવે તે રકમ' એવી માનસિક ગણતરી કરવી પડતી. (અને જણાવી દઉં કે હું કોઈ ઠોઠ વિદ્યાર્થી ન હતો, વર્ગનો પહેલો વિદ્યાર્થી હતો.) હવે 'ટૉર્ક'ની જગ્યાએ મારા અધ્યાપકે 'બલબાહુ' શબ્દ વાપર્યો હોત તો આનો અર્થ રૂઢ થઈ જવામાં ઘણો ઓછો સમય લાગત

વરતેજ

હિંમતલાલ પંડિયા

# માસિક વિવેચન

**પહેલા હિંદી ગવર્નર-જનરલ શ્રી. રાજાજી**

સ્વતંત્ર ભારતના ગવર્નર-જનરલ-પદે હિંદી આવે છે તેથી હવે સૌને સંતોષ થશે. તેમાંય વિશેષ આનંદ તો એ કે, શ્રી. રાજાજી તે પદ શોભાવે છે. આ પ્રસંગે ૧૯૪૨ની જેલનો એક પ્રસંગ યાદ આવે છે. તે વખતે કોંગ્રેસના ઘણા લોકો રાજાજી પર બહુ ચિડાયા હતા. કેટલાક નવજુવાન મિત્રોએ આ ક્રોધ એક સભા દરમિયાન ચર્ચામાં કાઢયો. સભામાં મને પ્રશ્નો પૂછવામાં આવતા હતા. મેં કહ્યું, તમે રાજાજીને જાણતા નથી. હું તમને કહું છું કે, સ્વતંત્ર ભારતમાં એ માણસ વિરલ સેવાઓ · હજી આપશે. એમની કુશાગ્ર બુદ્ધિ, નિર્મળ અને ધર્મપરાયણ દૃષ્ટિ, વિશાળ દેશપ્રેમ અને માનવતા, અડગ નમ્રતા, સામાને જીતી લે એવી નિરભિમાનિતા અને નિર્વ્યાજ ભાષા — આ બધા ગુણોને હિંદ કેવી રીતે જતા કરી શકે?

મારા જવાબથી તે નવજુવાનો કાંઈક ચૂપ થયા, પણ ત્યારે ભાગ્યે સમજ્યા હશે. ત્યારનો ક્રોધ હવે ઊતરી ગયો છે અને હિંદનું મોટામાં મોટું પદ રાજાજીને મળે છે તેથી આજે સૌ કોઈ રાજી થાય છે. ગાંધીજીના એ પરમ મિત્ર અને ભક્ત સ્વતંત્ર હિંદની યાત્રાનાં આ શરૂનાં અને વસમાં વરસોમાં દેશના નાવને પાર ઉતારવામાં સફળ નીવડો.

**શ્રી. કામાક્ષી નટરાજન**

'ઇંડિયન સોશિયલ રિફોર્મર'ના આજીવન તંત્રી શ્રી. નટરાજન, ૭૯ વર્ષની પાકી વયે દેવલોક પામ્યા છે. ધંધે એ પત્રકાર હતા, પણ આજકાલના અર્થમાં નહિ. તે પોતાના પત્ર દ્વારા એક મિશન—એક મોટું દેશકાર્ય લઈને બેઠા હતા. પોતાના પત્રને માટે તેમણે પસંદ કરેલું સુવાક્ય અહીં જોવા જેવું છે:—

"હું સત્ય જેવો કઠોર થઈશ અને ન્યાય જેવો અણનમ રહીશ. ઊંડા અંતરમાંથી હું વાત કરું છું. હું મોઘમ વાત નહિ જ કરું, હું કોઈ બહાનાં નહિ ચલાવી લઉં; એક તસુ પણ પાછો નહિ પડું. અને મારી વાત કાને ધર્યા વિના દુનિયાનો છૂટકો થવાનો નથી."

તેમનું મિશન મુખ્યત્વે સમાજસુધારો હતું. ૧૮૮૫માં કોન્ગ્રેસ સ્થપાઈ ત્યારથી તેની જોડે જોડે સમાજ-સુધારા પરિષદ પણ થતી. કોન્ગ્રેસ રાજકારણ સંભાળે અને આ પરિષદ લોકમાં નવો સુધારો કરવાનું સંભાળે. એમ બે ભાગમાં દેશનું કામ ચાલતું. અને અંગ્રેજી રાજ્યમાં કેળવાઈને જાગ્રત થયેલા આગેવાન હિંદીઓ મુખ્યત્વે આ બે સંસ્થાઓમાં પોતાની દેશ-સેવાની ધગશ અને આત્મા ઠાલવતા. તેમના પત્રનું નામ જ બતાવે છે તે પ્રમાણે, શ્રી. નટરાજન સમાજ-સુધારા પરિષદના કામમાં મુખ્ય રસ લેતા, દેશના રાજકારણમાં ઓછો; અને તે મુખ્યત્વે પત્રકાર તરીકે. પરંતુ એમના દરેક વિચાર અને અભ્યાસપૂત દૃષ્ટિને લીધે, આ લખાણો અચૂક વંચાતાં. ગાંધીજી નટરાજનના પેપરમાં નજર કરવાનો પ્રસંગ મળે તો ચૂકતા નહિ. ખાસ કરીને રાજકારણના પક્ષો વચ્ચે બહુ ઝીણું કાંતીને બરોબર ન્યાય તોળીને વાત કરવાની એમની કોરી શૈલી પ્રત્યક્ષ કામમાં પડેલા લોકોને જરા વધારે-પડતી 'અનાસક્ત' લાગે એવી હતી ખરી. છતાં તેમાં કાંઈક ધ્યાનમાં લેવાનું બિંદુ હોય તો તે જોતું જોઈએ, એમ એમના વિચારો સાથે સંમત નહિ થનારને પણ લાગે.

૧૯૨૦ બાદના ગાંધીયુગમાં સમાજ-સુધારો અને રાજકારણ એવી બે અલગ વાડાબંધ વસ્તુ હિંદના જાહેર જીવનમાં રહી નહિ. ગાંધીજીની દોરવણી, ગુલામ બનેલા આખા હિંદી જીવનને સમગ્રપણે સ્પર્શીને સુધારવું જોઈએ, તો જ સ્વરાજ મળે, એ પ્રકારની હતી. તેને જ અનુરૂપ પદ્ધતિ પણ સહેજે એમણે અખતિયાર કરી. આથી સમાજ-સુધારાની કેટલીયે બધી વાતો, તે પૂર્વેના જમાનામાં કહી કહીને સુધારકો થાકતા ને તેને માટે જુનવાણી માનસ જોડે ઝઘડતા, તે બધી વાતો એકીસપાટે જુદી જ ભૂમિકા પર પહોંચી ગઈ અને લોકો આપોઆપ સુધારાની એ બધી વાતો, તેની સાચી ભૂમિકા દેખાવાની સાથે, સમજતા ગયા. આવી અજબ બેવડી ક્રાંતિ જનમતાં સુધારા પરિષદ તો લગભગ અસ્ત જ પામી ગઈ. પરંતુ સુધારકોના જીવને પણ હારે એવું બુલંદ કામ તો થવા જ લાગ્યું.

રાજકારણમાં શ્રી. નટરાજન ગાંધીજીની સાથે હતા એમ ન ગણાય. તે કાંઈક જૂના પીઢ 'લિબરલ' મતના વલણના હતા. છતાં સમાજ-સુધારાની બાબતમાં તેમને ગાંધીજીના કામથી જરૂર આનંદ થયો હશે. તેમના પરિચયમાં આવેલા શ્રી. વૈકુંઠભાઈ મહેતા લખે છે,

"જીવનની શરૂઆતથી શ્રી. નટરાજન જે સુધારાની હિમાયત કરતા આવ્યા છે, તે બધા છેલ્લાં

થોડાં વરસોમાં દેશના રાષ્ટ્રધર્મમાં માન્ય થયા, એ જોઈને જવાનું સદ્ભાગ્ય તેમને મળ્યું. સ્ત્રી-કેળવણી, સમાજ અને કાયદાની નજરમાં સ્ત્રીપુરુષની સમાનતા — આ એમના હૃદયની અતિ નિકટની વાતો હતી. હિંદનું નવું બંધારણ સ્ત્રીને પુરુષ જેવો જ સમાન દરજ્જો આપે છે. અને હિંદુ કાયદામાં જે સુધારા હમણાં વિચારાય છે તેમાં, એમણે વરસો અગાઉ કરેલી માગણીઓ આવી જાય છે જ્ઞાતિવ્યવસ્થાના અનિષ્ટ સામેની ઝુંબેશના ભાગ તરીકે તે અસ્પૃશ્યતા-નિવારણ ચહાતા. દેશમાં લગભગ બધે એને માટે કાયદા કરી તે સધાયું છે. નાતજાતો ટળે એ જોવાની તેમની ઇચ્છા હતી; તે ફળી નથી એ ખરું. છતાં તેમાં ગાબડાં પડયાં છે, અને થોડાક દશકા ઉપર એ સંસ્થા સમાજજીવનમાં જેવી જબરી વસ્તુ હતી તેવી તો તે આજે નથી રહી દારૂનિષેધ આજે રાષ્ટ્રની નક્કી નીતિ બની છે. . . . ”

(અઠવાડિક 'બૉમ્બે ક્રૉનિકલ')
તા. ૧૬-૫-'૪૮

જીવનના છેવટના ભાગમાં તે વાનપ્રસ્થ-સંન્યાસાશ્રમી જીવન ગાળતા થયા હતા. જે પત્રને વરસોથી તાવું હૃદય રેડીને પ્રતિષ્ઠિત બનાવ્યું હતું તેનું કામ નાના વારસને આપી તે નિવૃત્ત થઈ આત્માની ઊંડી તો તરફ ઢળ્યા હતા. અંગ્રેજી ભાષા અને કેળવણીના આશક હતા. પણ એમનું અંતર હિંદુ સંસ્કારે ગાયેલું હતું. તે પ્રાર્થનાસમાજી હતા. રાજકારણની માલ છોડી રચનાકાર્યની શાંત ધગશ આખો જન્મારો મણે સેવી, એ એમની આવી શાંત અભ્યાસી પ્રકૃતિને લઈને ગણાય. હિંદના હવેના યુગમાં આવા માણસો અને આવા પત્રકારો બહુ જરૂરના છે. શ્રી. નટરાજન એ પ્રેરો.

૧૯-૫-'૪૮

## પાકિસ્તાન ચરખા સંઘ

પાકિસ્તાનમાં કાયદે આઝમના પ્રમુખપદથી હાથ-કાંતણ અને વણાટનો પ્રચાર કરવાને માટે ચરખા સંઘ સ્થપાયાની ખબર જાણવા મળે છે. શ્રી. જમશેદ મહેતા તેના મંત્રી છે. હિંદમાં સ્વતંત્રતા લેવાને માટે ચરખા સંઘ આપણે ચલાવ્યો અને હવે વિચારીએ છીએ કે, સ્વરાજ આવ્યે તેની જરૂર ખરી? ત્યારે મુસલમાનોએ પાકિસ્તાન લેવા માટે ચરખા અને ખાદીનો વિરોધ કર્યો અને હવે પાકિસ્તાન મળ્યે તેઓ તેને સાચવવા માટે ચરખા સંઘ અપનાવે છે! આ બંનેને ભેગાં વિચારીએ તો સિદ્ધ તો એ થાય છે કે, ખાદીના આર્થિક મંત્રમાં કાંઈક તાકાત ભરેલી છે; તેને જપતાં આવડવું જોઈએ. ખાદી સ્વરાજમાં પણ ખપની છે; માત્ર તે કઈ રીતે અને શાથી તે સ્પષ્ટ થવું જોઈએ. મિલ જો કાપડ આપશે તોપણ તેની સાથે તે કેટલા બધા બીજા ઉપદ્રવો વેહાવશે? એ બધા વેઠવા જોઈએ? અને કાપડ બાબતમાં સામાન્ય લોક શું કામ મિલવાળાની ઓશિયાળી વેઠે? પાકિસ્તાન પાસે મિલ નથી. તે રેંટિયાનો પ્રયોગ સરસ કરી દેખાડી શકે. પણ તેને સારુ તેણે અત્યારના કરતાં જુદો મિજાજ બતાવવો જોઈએ.

## ગેર-કૉંગ્રેસીઓની એક ફરિયાદ

બે મિત્રો વાતો કરતા હતા. તેમાંના એકે તેમાં ભાગ લેવા મને બોલાવ્યો. એક મિત્ર સમાજવાદી વલણના રાજકારણમાં રસ લેનાર હતા. બીજા મિત્ર શિક્ષણમાં વરસોથી અધ્યાપક અને આચાર્યપદું કરનાર હતા. ૧૯૨૦થી જે રાજકારણ ચાલ્યું તેને શિક્ષણ જોડે લેવાદેવા ન હોવી જોઈએ, એવા મતના એ ગણાય.

સમાજવાદી મિત્રે મને કહ્યું, જુઓ, આ એમ કહે છે કે, ગાંધીટોપી પહેરી અને જેલ જઈ આવ્યા એટલે સ્વરાજ ચલાવવાનો હક થયો એમ ન હોવું જોઈએ.

આવી ફરિયાદ મારે માટે નવી નહોતી. સ્વાતંત્ર્ય-યુદ્ધના સમયમાં સરકાર જોડે વળગી રહેલા ત્યારના અનેક નામાંકિત લોકોને એમ લાગે છે. તેઓ એમ સમજતા લાગે છે કે, આ ધોળી ટોપીવાળા જેલ જઈ જાણે; રાજ્ય ચલાવવા જે આવડત અને ટાપટીપ જોઈએ એ તો અમારી પાસે છે; અમને હવે તેઓએ પૂછવું જોઈએ. વાત સમજાય એવી માનીએ; પણ આ લોકોના મોંમાંથી નીકળે તો એ એમને શોભે ખરી? પણ એ વળી બીજી વાત થઈ. ઉપરની મિત્ર-ગોષ્ઠી ઉપર પાછો આવી જાઉં.

પેલા મિત્રે ઉપરનું કહ્યું એના જવાબમાં મેં કહ્યું, વાત વિચારવા જેવી છે. પણ હું એક બીજી જ વસ્તુ કહું. ધોળીટોપીવાળાએ દેશમાં રાજ્યક્રાંતિ કરી છે. અંગ્રેજો દેશનો હવાલો એમને સોંપીને ગયા છે, બીજાને નહિ. આ હવાલો તેમણે લીધો છે. દેશમાં શિસ્ત, સલામતી અને શાંતિ જાળવી, આ લોકોએ સ્વતંત્ર ભારતનું બંધારણ ઘડવાની જોગવાઈ કરવાની છે. આ હવાલો સંભાળવામાં જેઓ જૂના શિસ્તબદ્ધ સાથી સિપાઈઓ છે, તેઓ

જો કાઢી દઈ શકે. છતાં, વડી સરકાર તેવા લોકોની જ બનેલી નથી. કશી ફરિયાદ તો ત્યારે જ કરી શકાય કે જો આ પક્ષ એવી બંધારણસભા રચે ને બંધારણ ઘડે કે જેથી તેમાં બીજા પેસી જ ન શકે. (તે મિત્રે વચમાં જ કહ્યું, એવું તો નથી જ થયું. એ વિષે મુદ્દલ ફરિયાદ નથી.) એમ નથી થયું, તો પછી વચગાળાના આ સમયમાં દેશને જીતનાર સેના જેમ તેનો કબજો લે છે તેમ જ કોંગ્રેસ લે ને લેવો જોઈએ. તે ન લે અને ખોટી લોકશાહીના ખ્યાલોથી તણાઈ જાય તો તેણે પોતાના ઇતિહાસ-નિર્મિત કાર્યમાં ભૂલ કરી એમ ગણાય. એ ભૂલ કોંગ્રેસ ન કરી શકે.

બંને મિત્રોએ આગળ સવાલ-જવાબ ન કર્યો. તેમણે કહ્યું કે, બંધારણ ઘડવામાં કોંગ્રેસે પૂરી ઉદારનીતિ રાખી છે. તો પછી વચગાળાની વાતનો સવાલ તો ઊઠી ન શકે.

૧૭–૫–'૪૮

## વિજ્ઞાન પર અંકુશ રાખો

ઑસ્લો વિદ્યાપીઠે ઇંગ્લન્ડના માજી યુદ્ધપ્રધાન શ્રી. ચર્ચિલને માનદ પદવી આપી ત્યારે તે વિદ્યાપીઠના વડાએ તેમની ઓળખાણ એ આપી કે, આ પુરુષ 'વિજયનો નિર્માતા' છે. યુદ્ધકાળના વડાપ્રધાન તરીકે ચર્ચિલે જે કામ કર્યું તે બદલ જરૂર આ વિશેષણ તેને ઘટે છે. પણ તેણે આ પ્રસંગે બોલતાં જે ઉદ્ગાર કાઢ્યા તે જીવનભરના લડવૈયાના નથી. અથવા એમ પણ કેમ નહિ કે, તેમને જ અનુભવે સૂઝે એવા તે છે? આ રહ્યા તે શબ્દો —

ઑસ્લો, ૧૨–૫–'૪૮

"હું ૧૯મા સૈકામાં જન્મેલો. ત્યારે મને એવી આશા હતી કે, વિજ્ઞાન માનવજાતનું દાસ બનશે. ૧૯મા સૈકાની એ આશાઓ આજે ધૂળમાં મળી છે; અને આ ભયંકર ૨૦મું સૈકું બેઠું છે, કે જેમાં (યુરોપની બીજી) ત્રીસ-વરસી લડાઈ ચાલે છે અને એમાં જગતની સમર્થમાં સમર્થ અને ઉત્તમમાં ઉત્તમ પ્રજાઓ એકમેક સાથે લડી.

"આપણે સંભાળ રાખવાની છે કે, જરૂરથી વધારે વસ્તુઓ નહિ શોધવી જોઈએ. આપણ માનવ-પ્રાણીઓને પોતાની મર્યાદાઓ છે; એ મર્યાદાઓમાં રહીને જે વસ્તુઓ આપણે ન વાપરી શકીએ, તેમને શોધવામાં ન પડવું જોઈએ.

"પરંતુ એક વાતમાં પ્રગતિ પણ થઈ છે. કાંઈ નહિ તો હવે આપણે બધાને માટે સ્વતંત્રતા ચાહીએ છીએ." (રૉઇટરનો તાર)

આ સ્વતંત્રતા પણ કેવળ સારાશ નથી. તે પણ મર્યાદા માગે છે. સાધુતા અને માનવતા જ વધારો એટલી વધારો. પણ એને સૌ કોઈ હા હા કહીને જ પૂરી કરે છે. છતાં જો તે રીતે પણ માનવસંસારને યાદ કરાવ્યા કરવા જેવું હોય તો આ માનવતા જ છે. આશા રાખીએ કે ચર્ચિલના નેતૃત્વમાં મળેલી યુરોપના રાષ્ટ્રોની મહા-પરિષદ આ હવા ત્યાં બધે ફેલાવશે.

૧૭–૫–'૪૮

## ડૉ. કર્વે ઘણું જીવો

સ્ત્રી-કેળવણી અને ઉન્નતિ પાછળ આખું આયુષ અર્પનાર ડૉ. કર્વે ૯૧મા વર્ષમાં પ્રવેશ કરે છે એ કેવી આનંદની વાત છે! અને તે ઉંમરેય એ ફરતા હરતા જ નહિ, રોજ ડુંગર ચડતા ઊતરતા જોવા મળે છે, એ તો વળી વિશેષ ખુશીની વસ્તુ છે. બારેક વર્ષ પર પૂનામાં દોઢેક માસ રહેવાનું થયેલું ત્યારે કર્વેદાદા રોજ સવારે ફરવા આવતા અને પહાડ પર ચડતા જોવા મળતા. એક દિવસ મેં પૂછ્યું, આપ રોજ આમ ફરો છો? જવાબ આપ્યો, વરસોથી આ મારો પ્રઘાત છે. વરસો બાદ હમણાં થોડા જ દિવસ પર મુંબઈમાં સીરી રોડથી મલબાર ટેકરી ઊતરતા જોવા મળ્યા. એ જ મૂર્તિ! જરા પગલામાં કાંઈક મંદતા જોઈ એટલું જ. પણ પહાડ તો ચડે જ છે! એમ જ એ અડગ નિશ્ચયી અને ખડતલ પ્રકૃતિના માણસ સ્ત્રી-સેવાના કામમાં આવતા અનેક પહાડો ચડી ઊતર્યા છે, અને આજે પોતાના કાર્યની સફળતા જોઈ ધન્ય થઈ શક્યા છે. હજી તે પોતાને યોગ્ય દેશસેવામાં તો મંડ્યા જ રહે છે. નવજુવાનોએ અને ઘરડેરાઓએ પણ અણ્ણાસાહેબ કર્વે પાસેથી આ જીવન-મંત્ર શીખવા જેવો છે. કર્વેદાદા ઘણું જીવો.

૧૮–૫–'૪૮

## ત્રણ ધર્મોનો ત્રિભેટો

યહૂદી, ખ્રિસ્તી, અને ઇસ્લામ, ત્રણે ધર્મો જે પોતાની પવિત્ર પ્રાચીન નગરીમાં મળે છે, ત્યાં આજે એ ત્રણ ધર્મના અનુયાયીઓ મહા અધર્મકાર્યને સારુ મળી રહ્યા છે. એમના પવિત્ર જેરુસલેમને તેઓ બચાવી ન શકે, પોતે જ એનો નાશ કરે, એવી વિચિત્ર મનોદશા તેમની આજે છે. એનું કારણ શું? મૂળમાં જઈને જોઈએ તો એમ લાગે છે કે, જીવનના સિંહાસને ધર્મ હોય એમ ત્રણે ધર્મોના પ્રવર્તકો કહે છે; પણ તે આજે રહ્યું નથી. છેલ્લાં ત્રણસોએક

વર્ષમાં ધનપ્રાપ્તિનો નવો ધર્મ, ખાસ કરીને ખ્રિસ્તી જગતમાં, જાગ્યો છે અને તેણે માનવધર્મ — કે જે બધા ધર્મોમાં સર્વસાધારણ રૂપે રહેલો છે — તેને દબાવ્યો છે, ઢાંકી દીધો છે.

શું પાલેસ્ટાઈનનો ઉકેલ હથિયારોની ધડાધડી વગર ન ઊકલે એમ? આજે તો એમ દેખાય છે. તો આ આગને વધતી પણ રોકવી જોઈએ. પરંતુ તેમ કરી શકનારાં મહારાજ્યોનાં મન જ જો પેલા નવા અધર્મની આગથી બળતાં હોય તો શું થાય? આરબો અને યહૂદીઓએ જ માંહોમાંહે સમજી લેવું અને પોતાના આપઘાતમાંથી બચવું, એ જ સારું દેખાય છે. પણ એ પણ એમ કરશે? એ ધર્મીઓ પણ શું મહારાજ્યોની દળબંધીમાં તો નથી ફસાઈ ગયા? હિંદનો અવાજ આજે સ્વતંત્ર બન્યો છે, પણ તેને આપણે પૂરતો બુલંદ બનાવી નથી શક્યા; નહિ તો આજે તેને જરૂર શાંતિની તરફેણમાં ઉઠાવી શકાત.

૨૦–૫–'૪૮ મ૦

# નવું વાચન

**જનેતાનાં દર્દો:** લે૦ શ્રી. જટુભાઈ વૈદ્ય; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તા, અમદાવાદ; કિં. રૂ. ૩–૮–૦.

આપણા સાહિત્યમાં વૈદક સાહિત્ય ઉપર કેટલાંક પુસ્તકો લખાવા માંડયાં છે એ હર્ષની વાત છે. સારી શૈલીમાં લખાયેલા પ્રમાણભૂત ગ્રંથો તેમ જ સંસ્કૃત અને અંગ્રેજી ઉપરથી સારી ભાષામાં થયેલા અનુવાદો પણ બહુ જ થોડા પ્રમાણમાં છે. વળી સામાન્ય પ્રજાના જ્ઞાનમાં વધારો થઈ શકે તેવાં લોકભોગ્ય ને સહેલી ભાષામાં લખાયેલાંની ઊણપ તો ખાસી તેવી છે. શ્રી. જટુભાઈએ આ પુસ્તક દ્વારા જરૂર કંઈક ઉમેરો કર્યો છે.

સ્ત્રીઓનાં ને બાળકોનાં દર્દો વિષે આમાં સરળ શૈલીએ જે નિરૂપણ થયું છે તે રોચક છે. પરંતુ વૈજ્ઞાનિક વિષયો ચર્ચવાની શૈલી સરળ, સુવાચ્ય હોવા છતા તેમાં વસ્તુનું પ્રમાણ ભાષાના પ્રમાણ કરતાં વધુ હોવું જોઈએ. આ પુસ્તકમાં તેથી ઊલટું થયું છે. વસ્તુના ભંડોળ કરતાં ભાષાનો ભંડોળ એટલા બધા વધુ પ્રમાણમાં છે કે આ પુસ્તકનું ઓછામા ઓછું અડધું કલેવર બચાવી શકાત.

શ્વેત પ્રદર વિષે એમણે બે સ્પષ્ટ વિભાગ – ૧. સામાન્ય અને ૨. સાંસર્ગિક એમ પાડી નાખ્યા હોત તો વધુ સારું થાત. પ્રદરમાં સાંસર્ગિક પ્રદર એ વધુ પીડાકારક અને ભયંકર છે. અને તેની સામાન્ય રક્તગત ચિકિત્સા ઉપરાંત સ્થાનિક ચિકિત્સા એ વધુ અસરકારક ઉપાય છે. યોનિમાં બસ્તી લેવાનું તો દરેક બહેનને આવડવું જોઈએ. બીજું કંઈ નહિ તો સહન થાય એવું નવસેકું પાણી પણ ઘણું ફાયદાકારક થઈ પડે.

બાળકોને કોઈ પણ સંજોગોમાં સતત અફીણ આપવું હિતાવહ નથી જ. તેથી અફીણની બનાવટવાળી કોઈ પણ વડી, પ્રયોગ કે બાળાગોળી સામાન્ય પ્રજાના હાથમાં ન જ મુકાવી જોઈએ. આજ સુધી એનો ભયંકર ઉપયોગ થતો આવ્યો છે. તેવી જ રીતે રતવા એટલે વિસર્પ અને ફિરંગ રોગની દ્વિતીય ને તૃતીય અવસ્થાનાં ચિહ્નો એમ પૃથક્તા કરી લોકોને સમજાવવાની જરૂર હતી. વિસર્પનાં અને આનુવંશિક ફિરંગનાં લક્ષણો સ્પષ્ટ ભેદ પાડી શકાય એવાં હોવાથી તેમ કર્યું હોત તો જનેતાને તે વધુ મદદરૂપ થઈ પડત.

એમ કેટલીક ઊણપો હોવા છતાં પણ આ પુસ્તક આપણા વૈદકીય સાહિત્યમાં જરૂર આદરણીય ઉમેરો કરે છે એમાં તો કંઈ શક છે જ નહિ.

શિવશંકર શુક્લ

**નૂતન શિક્ષણ:** ગાંધી અંક; એપ્રિલ–મે ૧૯૪૮.

આ અંક પ્રસિદ્ધ કરવાને માટે શિક્ષણ-જગતે તંત્રીઓનો આભાર માનવો જોઈએ. ખાસ કરીને ગાંધીજી અને કેળવણી ઉપર એમાં ઠીક ઠીક સામગ્રી વાચકને મળશે. અંતે આપેલાં દોહન — 'શિક્ષણમાં ગાંધીજીની ફિલસૂફી,' 'વર્ધા યોજનાનું રહસ્ય' 'વર્ધા યોજનાના સમર્થનમાં' — ટૂંકમાં સારો ખ્યાલ આપશે. તે તૈયાર કરવામાં સંપાદકોએ જે મહેનત લીધી છે તે સ્પષ્ટ છે.

૧૧–૫–'૪૮

**ન્યૂ એજ્યુકેશન હાઈસ્કૂલ:** ગાંધી અંક; એપ્રિલ, ૧૯૪૮.

અમદાવાદની આ નામની હાઈસ્કૂલના સામયિકનો ગાંધી અંક આ છે. લગભગ બધા લેખો વિદ્યાર્થીઓએ જ લખેલા છે; બે લેખ — ગાંધીજી અને અર્થશાસ્ત્ર તથા રાજકારણ — જૂના વિદ્યાર્થીના છે. લેખોના વિષયોની વિવિધતા ધ્યાન ખેંચે છે. કેટલાંક કાવ્યો પણ તેમાં છે. અને હિંદુસ્તાની તથા અંગ્રેજીમાં પણ થોડાક લેખ આપવામાં આવ્યા છે.

૪–૫–'૪૮

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






વર્ષ ૭ અંક ૬

જૂન નવજીવન, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

જૂન, ૧૯૪૮

વર્ષ ૭ — અંક ૬

## અનુક્રમણિકા

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૭–અંક ૬] અમદાવાદ [જૂન, ૧૯૪૮

## રામે સીતાનો ત્યાગ કેમ કર્યો?

એક ભાઈ લખે છે :—

"સીતા પવિત્ર છે એમ અગ્નિપરીક્ષા લઈ ખાતરી કરેલી હોવા છતાં, માત્ર એક ધોબીના કહેવાથી રામે તેમનો ત્યાગ કર્યો, અને લોકલાજ ખાતર તેમને અન્યાય કર્યો અને પોતે પસ્તાતા રહ્યા, એ વૃત્તાન્ત ખટકે છે. આ વિષે સમજૂતી આપશો."

કાવ્યગ્રંથોને ઇતિહાસની સાચી બનેલી જેવી ને તેવી વાત માની લેવાથી મૂંઝવણો ઊભી થાય છે. પ્રહ્લાદની કથામાં હિરણ્યકશિપુએ તેને પર્વત પરથી ફેંક્યો, પાણીમાં ડુબાડ્યો, હાથીના પગ તળે ચગદાવ્યો, અગ્નિમાં બાળ્યો, વગેરે જુલમોની વાતો આવે છે. એક જ વ્યક્તિ ઉપર આવા જુલમો થઈ શકે? ત્યારે પ્રહ્લાદ અહીં કોઈ વ્યક્તિનું નામ નથી, પણ કોઈક ધર્મસંપ્રદાયનું નામ છે, એમ સમજવું જોઈએ. તેના અનુયાયીઓને તેનો વિરોધ કરનાર સંપ્રદાયના રાજા અને લોકોએ આવી બધી રીતે પીડ્યા, છતાં તેઓ ડગ્યા નહીં, અને છેવટે રાજાનો જ નાશ થયો અને તે સંપ્રદાયને માનનારો તેનો દીકરો ગાદીએ આવ્યો. આમ સમજીએ તો સમજી શકાય એવી વાત નીકળે.

તેમ સીતાની અગ્નિપરીક્ષા લીધી એટલે ચિતા સળગાવીને તેમાં બાળી છતાં બળી નહીં, એમ અક્ષરશઃ સમજીએ તો મૂંઝાઈ રહેવું પડે. અગ્નિ કે તપાવેલો ગોળો હાથમાં ઝલાવવાની પ્રથા હજુ સુધી ચાલી આવેલી છે, એ જાતની પરીક્ષા લીધી એમ વધારેમાં વધારે મનાય. એથી સીતાના હાથ દાઝ્યા નહીં હોય એમ માનવાનીયે જરૂર નથી. એમણે એ અગ્નિ ઉપાડવાની તૈયારી બતાવી તેમાં એમની પરીક્ષા થઈ, અને ઉપાડ્યો એ એમની શુદ્ધિ થઈ ગઈ.

હવે ધોબીની વાત. પહેલાં તો એ યાદ રાખવું કે, આ વાત ઉત્તરકાંડની છે; અને ઉત્તરકાંડ મૂળ વાલ્મીકિ રામાયણનો હિસ્સો છે કે કેમ એ વિષે શંકા છે. પણ ગમે તેમ આજે એ વાત રામચરિત્રનો અંશ મનાયેલો છે, અને સાચી ઘટના છે એમ માની લઈને વિચાર કરીએ.

અપહૃત થયેલી સ્ત્રીઓને ઘરમાં લેવાની સામે આજે પણ સામાન્ય જનતામાં તીવ્ર અણગમો છે એ ક્યાં આપણે જાણતા નથી? એ સ્ત્રી પવિત્ર રહી હોય કે ન રહી હોય, બીજા જેને ઉપાડી ગયા તેને પાછી સ્વીકારવી એમાં સામાન્ય લોકો પોતા પર લાગેલું લાંછન સમજે છે. આને પરિણામે તો કેટલીક અપહૃત થયેલી સ્ત્રીઓને પોતાને ઘેર પાછી આવતાં ડર અને સંકોચ લાગે છે. એવા વિચારનો જ્યાં બહુજનસમાજ હોય તેને, પોતાનો રાજા અપહૃત થયેલી સ્ત્રીને રાણી કરીને બેઠો છે, એ કેવી અળખામણી, અઘટિત અને નિંદાસ્પદ વાત લાગે? ધોબીનું નામ દેવામાં, 'એક ધોબી પણ એવું ન કરે', એમ સૂચવાયું છે. કવિ પોતે પણ એવા જ વિચારો ધરાવે છે અને એ ભાવનાને વધારે મજબૂત કરવા માગે છે. તેથી આ રીતે કથા રચી હોય એમ બને.

રાજાને પ્રબળ લોકમત આગળ નમ્યા વિના ચાલી શકતું જ નથી. આઠમા એડવર્ડને, લોકમત જે સ્ત્રીને રાણી તરીકે માન આપવા તૈયાર ન હોય તેને પરણવાનો આગ્રહ રાખવા માટે, રાજગાદીનો ત્યાગ કરવો પડ્યો, એ આ વીસમી સદીનો ઇંગ્લંડ જેવા સુધરેલા દેશનો કિસ્સો છે. આમ રામને પ્રબળ લોકમત સામે નમવું પડે એમાં આશ્ચર્ય નથી.

આમાંથી ધડો લેવા જેવું તો એ છે કે, દેખાવમાં એકહથ્થુ રાજાશાહી હોય કે લોકશાહી હોય, લોકમત પ્રબળ હોય તો મોટા ડિક્ટેટરને પણ નમવું પડે છે, અને તે નિર્બળ હોય તો પ્રજાના ચૂંટેલા પ્રધાન પણ આપખુદી ચલાવી શકે.

દિલ્હી પાસે
૪-૬-'૪૮ કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

# સત્યાગ્રહાશ્રમનો અમર સંદેશ

[ગાંધીજીના દેહાન્ત બાદ પ્રસિદ્ધ થયેલી તેમની 'સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ' (પ્ર૦ નવજીવન, અમદાવાદ કિં. રૂ. ૧) ચોપડી તેમનાં લખાણોમાં એક નોખી ભાત પાડે છે. રોજ સવારે ટુકડે ટુકડે 'યરોડા-મંદિર'માં ૧૯૩૨માં લખેલી આ પુસ્તિકા અધૂરી રહી એ એક ભારે ખોટની વાત ગણાય. પણ જે મળ્યું છે તેમાં કેટલીક બાબતો એવી છે, જે એટલી સ્પષ્ટ બીજે ક્યાંય બાપુજીએ ભાગ્યે જ સાફ કરી છે. જેમ કે ઉપવાસ, કેળવણીના વિચારો.

પણ સૌથી ખાસ તો એ વસ્તુ જોવા મળે છે કે, આશ્રમની તેમની કલ્પના કેવી હતી અને તેની પાછળ સહજભાવે તેમનો શો સંકલ્પ હતો. એનો કાંઈક ઇશારો શ્રી. કાકાસાહેબે 'અગ્નિસંભવ' મથાળાથી લખેલા ઉપોદ્‌ઘાતમાં મળે છે, તે ભાગ નીચે ઉતાર્યો છે. અભ્યાસીઓ તે પરથી પ્રેરાઈ આખી ચોપડી વાંચે એવી ભલામણ છે.]

આધુનિક જમાનામાં જ્યારે શારીરિક તેમ જ માનસિક રોગો વધી પડ્યા છે, ત્યારે એનો ઇલાજ કરનારા બન્ને પ્રકારના સમર્થ ડૉક્ટરો પણ તૈયાર થયા છે. માનસિક રોગોનું અધ્યયન અને પૃથક્કરણ કરી એના ઇલાજો અજમાવનારા ડૉક્ટરો કહે છે કે, માણસજાતનું આજનું માનસ ઘણું જ જટિલ થતું જાય છે; એની આટીઘૂંટીઓ ઘટવાને બદલે વધતી જ જાય છે. તેઓ હવે એમ પણ કહેતા થયા છે કે, એ જટિલતા દૂર કરી માણસના મનને નીરોગી અને મજબૂત કરવાની શક્તિ ફક્ત ધર્મમાં જ છે. માટે લોકોમાં ધર્મ પ્રત્યેની શ્રદ્ધા ફરી સ્થાપિત કરવી જોઈએ.

બીજી બાજુ, ઇતિહાસનું ઊંડું અધ્યયન કરનારાઓ અને પોતપોતાના દેશને દોરનારા આજના નેતાઓ કહે છે કે, માણસના મનને સંકુચિત કરી આડે રસ્તે લઈ જઈ ઝનૂની બનાવનાર કોઈ વિકરાળ તત્ત્વ હોય તો તે ધર્મ જ છે. અને ધર્મને નામે કરેલા અત્યાચારો માટે માણસને પશ્ચાત્તાપ પણ થતો નથી. તેથી માણસજાતને બચાવવી હોય તો ધર્મનું કાસળ કાઢ્યે જ છૂટકો!

રશિયન ક્રાન્તિના પ્રણેતાઓએ ઇતિહાસનું ઊંડું અધ્યયન કરી ધર્મ વિષે ત્રીજો અભિપ્રાય બાંધ્યો છે. તેઓ કહે છે કે, માણસની વિચારશક્તિ બધિર કરી એને ગમે તેટલી હીન દશા સ્વીકારીને એમાં સંતોષ માનવાની શિખામણ આપનાર ધર્મ અફીણ કરતાં પણ ખરાબ વસ્તુ છે. અફીણનો બંધાણી કોક વખતે બુદ્ધિની જાગૃતિ બતાવી શકે, પણ ધર્મનો બંધાણી તો પોતાના પામર જીવન માટે એક ફિલસૂફી બનાવી દે છે અને એમાં જ રાચે છે. માટે માણસજાતની સ્વતંત્રતા અને એનું ગૌરવ સાચવવું હોય તો ધર્મમાત્રનો છેદ ઉડાડવો જોઈએ.

દરેક જણ ધર્મનો અર્થ જુદો જુદો કરે છે. ખરું જોતાં ધર્મમાં ઘૂસીને એક ધર્મના અનેક ધર્મ કરનાર રૂઢિઓ, માન્યતાઓ, વિધિઓ અને વહેમો માણસજાતને છિન્નભિન્ન અને જડમૂઢ કરે છે. એવા 'ધર્મ'નું અભિમાન ધારણ કરીને માણસ વિકરાળ બને છે. પણ એ ધર્મોને અનુપ્રાણિત કરનાર પરમ મંગલમય જે પ્રધાન ધર્મતત્ત્વ છે — જેને આ ચોપડીમાં ગાંધીજીએ પરમ ધર્મ કહ્યું છે — તેને અભાવે આજે દુનિયા અંધારામાં પછાડા મારે છે. એ પરમધર્મતત્ત્વ વ્યક્તિગત જીવનમાં તેમ જ સામાજિક સંબંધોમાં દાખલ કરવાના હેતુથી ગાંધીજીએ આશ્રમની સ્થાપના કરી. હિંદુસ્તાનના રાજદ્વારી લોકોને ગાંધીજીની સ્વરાજ્યસાધના આકર્ષી શકી; પણ એમણે સ્થાપેલા આશ્રમનું ધર્મજીવન જૂના જમાનાના એક અદોરા અંગ જેવું લાગ્યું. ભલભલાઓએ એની, વખતોવખત નિંદા કરી લીધી. હવે જ્યારે અધિકારલાલસાથી પ્રેરિત થયેલા લોકોમાં સ્વરાજ્ય મળતાંવેંત કે તે પહેલાં જ હુંસાતૂંસી ચાલેલી દેખાઈ, ત્યારે લોકોને થાય છે કે, રાજદ્વારી હરીફાઈથી અલિપ્ત રહેનાર, રચનાત્મક કાર્યક્રમમાં રચ્યાપચ્યા રહેનાર અને દેશમાં તોફાનો ફાટી નીકળતાં શાંતિસેનાની ગરજ સારનાર, એવા જૂથની આપણી પાસે સગવડ હોત તો સારું થાત.

એક બાજુએ જોતાં આશ્રમમાં રહેનારા લોકો ગાંધીજીના આદર્શ સુધી ચઢી ન શક્યા અને બીજી બાજુએ રાષ્ટ્રની તેજસ્વિતા અને નૈતિક મૂડી વધારનાર આ પ્રયોગનું રહસ્ય બહારના લોકો ઓળખી ન શક્યા અને ગાંધીજીનો એ પ્રયત્ન પૂરી અજમાયેશ વગર જ અટકી પડ્યો!

અને છતાં ૧૮ વરસના એ પ્રયોગમાંથી આજના જમાનાને માટે શીખવા જેવું ઘણું મળે એમ છે. ઉપરાઉપરી બે યુદ્ધને કારણે જેની બુદ્ધિનું દેવાળું નીકળ્યું છે એવી માણસજાત ત્રીજા મહાયુદ્ધના ખ્યાલથી ધ્રૂજે છે, પણ એ યુદ્ધ ટાળવાને બદલે એને નોતરતી જ જાય છે. એ યુદ્ધમાંથી બચી જવા માટે અહિંસક

સમાજની સ્થાપના કરવાનો સંકલ્પ આપણે કરી ચૂક્યા છીએ, પણ આપણને રસ્તો જડતો નથી. એવે વખતે પંદર વરસના આશ્રમજીવનના અનુભવ પછી ગાંધીજીએ લખેલો આ આશ્રમનો ઇતિહાસ આપણને અનેક રીતે પ્રેરક નીવડે એમ છે. ગાંધીજીએ જેવા નિયમો ઘડ્યા અને જેવા અખતરાઓ કર્યા, તંતોતંત તેવા જ ફરીથી કરવા જોઈએ, એમ તો કોઈ કહે નહીં. પણ સત્ય ને અહિંસાના પાયા ઉપર સમાજ-રચના કરવી હોય તો સંયમ, અપરિગ્રહ અને તપસ્યાની સાધના સ્વીકાર્યા વગર છૂટકો નથી. કેવળ અહિંસાની દુહાઈ દઈને કામ થવાનું નથી. અહિંસા સિદ્ધ કરવા માટે સંયમ અને અપરિગ્રહ કેળવવા જ જોઈએ. એના વગર શુદ્ધ અને નિઃસ્વાર્થ સેવા થઈ જ ન શકે.

હિંસામાં માનનાર સમાજની યુદ્ધસેના શાન્તિના દિવસોમાં જે જાતની પૂર્વતૈયારી કરે છે તેવી પૂર્વ-તૈયારી અહિંસક સમાજની શાન્તિસેનાએ કરવાની નથી હોતી. પણ સ્વ-પર-ભાવ છોડીને તમામ જનતાની જીવનવ્યાપી સેવા દિવસરાત અને બારે માસ કરતા રહેવાથી જ તોફાને ચડેલી જનતાને કાબૂમાં આણવાની શક્તિ એ સેનામાં આવી શકે છે. હિંસક સેના જ્યારે વિરોધી પક્ષનો અસંત દ્વેષ કરતી હોય ત્યારે જ તે પૂરી બહાદુરીથી લડી શકે છે. સ્ટોલિનગ્રેડ જીતતા પહેલાં રશિયન સર્વાધિકારી સ્ટેલિને પોતાની સેનાના યુવકોને ભાર દઈને કહ્યું હતું કે, જર્મન લોકોનો જાનજિગરથી દ્વેષ કરતાં ન શીખો તો તમે જીતી શકવાના નથી. અહિંસક સેનાનું આથી બરાબર ઊલટું છે. જેઓ પોતાનાં ઘરબાર બાળી ચૂક્યા છે, પોતાનાં સ્ત્રીપુત્રોનું હરણ કરી રહ્યા છે, એવા લોકોનું પણ અકલ્યાણ ન ઇચ્છનારા સૈનિકો જ અહિંસક પ્રતિકારમાં વિજય મેળવી શકે છે. એને માટે આત્મવિશ્વાસ હોવો જોઈએ કે, જેમ દ્વેષ કેળવી શકાય છે તેમ ઉપેક્ષા અને કરુણાથી પ્રારંભ કરી મૈત્રી અને મુદિતા સુધીની 'આર્યભાવનાઓ' પણ કેળવી શકાય છે. ખડતલ જીવન તો બન્નેમાં જોઈએ છે, પણ અહિંસક સેનામાં જીવનશુદ્ધિની વિશેષતા જરૂરની છે. (શિવાજી, ક્રોમવેલ, કિચનર અને હિટલર સુધી હિંસક યુદ્ધના સેનાપતિઓ પણ માનતા આવ્યા છે કે, શસ્ત્રયુદ્ધમાં પણ જીવન-શુદ્ધિની ઘણી મદદ થાય છે. ઇસ્લામના પયગમ્બર મહમ્મદ સાહેબે તો પોતાની સેનાને લડાઈને આગલે દિવસે ઉપવાસ અને પ્રાર્થના કરાવ્યાં હતાં!)

જો અહિંસક સમાજની ખરેખર સ્થાપના કરવી હોય તો શાન્તિસેનાનું સંગઠન કર્યા વગર ચાલે નહીં, અને જો શાન્તિસેનાનું ખરેખર સંગઠન કરવું હોય તો, આ ચોપડીમાં ગાંધીજી કહે છે તેમ, તપ અને સંયમ કેળવ્યા વગર છૂટકો નથી. "જ્યાં સમાજરચના અહિંસા ઉપર બંધાય છે ત્યાં દારૂગોળાની જગા તપ અને સંયમ લે છે. અને તે વાપરનાર સિપાહી સમાજની રક્ષા કરે છે. જગતે આવા ધર્મનો હજુ લગી સ્વીકાર નથી કર્યો. હિંદુસ્તાનમાં ઓછાવત્તા પ્રમાણમાં થયો છે, પણ વ્યાપક રીતે થયો કહી ન શકાય. આવી અહિંસા વ્યાપક હોવી જોઈએ, થઈ શકે. તેની ઉપર સમાજ રચી શકાય એવી માન્યતા આશ્રમમાં રહેલી છે અને એ માન્યતાને આધારે પ્રયોગો ચાલી રહ્યા છે. સફળતા હજુ તો થોડી જ મળી છે એમ કહેવાય."

ધર્મની શાબ્દિક ચર્ચાછણાવટ કરનારાઓની પરંપરા આપણા દેશમાં હજી લગી તૂટી નથી. પણ પ્રયોગ દ્વારા એકેએક સિદ્ધાંત અજમાવીને આગળ વધનારાઓ ગણ્યાગાંઠ્યા જ છે. ગાંધીજીનું શાસ્ત્રગ્રંથોનું જ્ઞાન નહીં જેવું જ હતું એ એક રીતે સારું જ હતું. કેમ કે સાંભળેલી બધી જ વસ્તુઓ એમણે પ્રારંભમાં સામાન્ય શ્રદ્ધાથી અને આસ્તિક બુદ્ધિથી સ્વીકારી. પછી પોતાનું આખું જીવન રેડીને એમણે એ બધી વસ્તુઓ તપાસી લીધી. અનુભવને અંતે જે વસ્તુઓ ત્યાજ્ય જણાઈ તે હિંમતપૂર્વક કાઢી નાખવા માટે એમણે કમર કસી અને જે વસ્તુ ઇષ્ટ અને કલ્યાણ-કારી જણાઈ તે વિષેનો પોતાનો અનુભવ અને આગ્રહ દુનિયા આગળ મૂકી લોકોને એનો ચેપ લગાડ્યો. અને આ રીતે જૂનામાંથી જેટલું જીવતું હતું તે સાચવી તેને નવું રૂપ આપ્યું અને ધર્મને જીવતો કર્યો.

હવે જો અહિંસાને રસ્તે સહેજસાજ પ્રયત્નથી મળેલી સ્વતંત્રતા ખોઈ બેસવી ન હોય, એટલું જ નહીં પણ એ સ્વતંત્રતાને દૃઢમૂલ કરી દુનિયાની સેવા કરવાનું સામર્થ્ય આપણા દેશમાં આણવું હોય, તો ગાંધીજીનો આશ્રમપ્રવૃત્તિનો પ્રયોગ આખા દેશે ફરીવાર હાથમાં લેવો જોઈએ. આવા આશ્રમો ગ્રામોદ્યોગથી તો ગુંજતા હોવા જ જોઈએ, પણ એથીયે વિશેષ કેળવણીના વાતાવરણથી સુવાસિત થવા જોઈએ.

ભૂતકાળના એક બોધપ્રદ પ્રયોગના કેવળ બયાન તરીકે આ ચોપડી તરફ જોવાનું નથી. પણ રાષ્ટ્રપિતાએ હવે પછીની પાંચસો વરસની રાષ્ટ્રીય સાધનાને અર્થે આદરેલા એક પ્રેરણાદાયી પ્રયોગ તરીકે એનું અધ્યયન કરીને એમાંથી સંકલ્પબળ કેળવવા માટે આ ઇતિહાસનું અધ્યયન થવું જોઈએ. સન ૧૯૩૩માં જે પ્રયોગ ખંડિત થયો તે અનેક રૂપે, ઠેકઠેકાણે આખા દેશમાં ફરી શરૂ થવો જોઈએ. તો જ હિંદુસ્તાનનો પણ નવો અગ્નિસંભવ થશે.

કાકા કાલેલકર

# ગાંધીજીનું પત્રસાહિત્ય

[ ગાંધીજીનો પત્રવ્યવહાર કેવડો મોટો અને બહુવિધ હતો તેનો અચ્છો ચિતાર તો તેમનો કોઈ અંતેવાસી મંત્રી જ આપી શકે. અને એ પત્રવ્યવહાર લગભગ આખી જિંદગીભર એમણે કર્યો છે, અને આખા જગતમાંથી જે કોઈ એમને લખે તેની સાથે. એમાં દેશ, ધર્મ, રંગ, જાતિ કે વયનો જ નહીં, પરંતુ વિષયોનો પણ કોઈ આંતરો કે વાંધો નડેલો. બાળકથી માંડીને વૃદ્ધ, ગાંડાથી માંડીને મુત્સદ્દી, શઠથી માંડીને સાધુ, રંકથી માંડીને રાય, હરિજનથી માંડીને બ્રાહ્મણ, કાળાથી માંડીને પીળા ને ગોરા — બધા જોડે ગાંધીજી પત્રથી જીવનભર વાતો કરતા. અને ઘણા ન જાણતા હોય કે આ વાતોનો ઘણો ભાગ તેઓ જાતે લખતા — બહુ ઓછો વખત લહિયા પાસે લખાવતા.

અને આ પત્રોની ભાષા તથા તેનું વસ્તુ? પત્ર એક એવો સાહિત્ય-પ્રકાર છે કે તેમાં તેનો લેખક વધુમાં વધુ જેવો હોય તેવો જોઈ શકાય; તેની શૈલીની તથા ભાવ અને લાગણીની પૂરી ખૂબી આપોઆપ અને સચોટ ઊતરે છે અને તે પારદર્શક હોય છે. ગાંધીજીની પત્રશૈલી અને તેમાં વ્યક્ત થતો તેમનો માનવપ્રેમ, માનવ-સહાનુભૂતિ અને દિલસોજી દિલને હરી લે એવાં હોય છે. અને ટૂંકમાં છતાં ઘણું કહેવાની શક્તિ તો ગાંધીજી પાસે વિરલ હતી. લેખો કરતાંય તેમના પત્રોમાં એ વધારે ઝળકે છે. અમુક પ્રકારનો જાણે ઘરોઓ હોય એવો આત્મવિશ્વાસ અને સામાને માટેનો બંધુભાવ એમાં હોય છે. જે વાત કરતા હોય તે વિષે મક્કમ ઠરેલતા અને સીધી સચોટતા હોવાની સાથે તેમાં એક પ્રકારની ગમે એવી પ્રેરકતા અને અનુરોધ હોય છે. આ બધા ગુણો તેમના વ્યક્તિત્વના સૂચક છે. જગતનાં બધાંને બંધુ ગણીને ચાલવું એ એમનો સહજભાવ હતો. એ ભાવ પત્રોમાં ઉત્તમ રીતે પ્રગટે છે.

આ બધું સાહિત્ય મોટે ભાગે અપ્રસિદ્ધ છે એટલું જ નહીં, તે છૂટુંછવાયું દેશમાં ને દુનિયામાં અનેક લોકો પાસે વેરાયેલું પડયું છે. પોતાનાં પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ બધાં લખાણો સાથે આ પત્રસાહિત્યને પણ પ્રસિદ્ધ કરવાનો કુલ હક ગાંધીજીએ નવજીવન પ્રકાશન ટ્રસ્ટને સોંપ્યો છે. તે ટ્રસ્ટે આ બધું એકઠું કરવાનું કામ ઉપાડવું જોઈએ. અને તે એ કરવા માગે છે. તેમાં તેને સફળતા મળવાનો આધાર ગાંધીજીના પત્રો મેળવનાર અનેક લોકોના સહકાર ઉપર રહે છે. તેઓએ પોતા ઉપર આવેલા પત્રોની સાચી નકલ નવજીવનને મોકલી આપવી જોઈએ. સાથે મૂળ પત્રો પણ મોકલવા ઘટે, જેથી નકલની ખાતરી કરી લેવાય. અલબત્ત, ત્યાર બાદ મૂળ પત્રો તેના માલિકને સોંપી દેવામાં આવે જ. એ પત્રમાંથી શું પ્રસિદ્ધ કરવું ન કરવું, તે સૂચવવું જોઈએ એમ હોય તો એય સૂચવી શકે.

આ રીતે પ્રાથમિક ભણતરવાળા એક સામાન્ય હરિજન નવયુવકે (નામે શામળભાઈ) પોતા ઉપર આવેલા પત્રો (ટૂંકમાં તેના અનુબંધ જણાવી) અમને આપ્યા છે. ૧૯૩૨–૩૩ના સમયના એ છે. દર અઠવાડિયે ડઝનબંધ પત્રો તે વખતે ગાંધીજી સત્યાગ્રહાશ્રમવાસીઓ ઉપર મોકલતા, તેમાંના આ છે.

જે કોઈ આ રીતે અમને પોતા પરના પત્રો મોકલશે તે 'શિ. સા.' દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવશે. ગાંધીજીના ગયા બાદ આ એમનું અપ્રસિદ્ધ સાહિત્ય સૌ આગળ મૂકવામાં ધર્મ સમજવો જોઈએ. અલબત્ત, જે કેવળ ખાનગી જ હોય તેનો આમાં સમાવેશ નથી થતો.

૧૦-૬-'૪૮ મ૦]

૧

[એક કાગળમાં બાપુજીને મેં પૂછેલું કે, હું રાતે સૂઈ જતો છું ત્યારે મને ઘણી બીક લાગતી છે. રાતના સૂતો હોઉં તે વખતે જાણે ભૂત આવીને મને દબાવી ન રાખતું હોય એમ થયા કરતું. તેના જવાબમાં બાપુજીએ લખ્યું:]

ચિ. શામળ,

બીક લાગે ત્યારે રામનું નામ લેવું એટલે બીક ભાગી જશે. સૂતી વખતે રામનામ લેતા સૂઈ જવું.

તારી પડખે કોઈ સૂએ છે? આપણી પાસે જ ભગવાન છે એમ શ્રદ્ધા રાખવી. અને જેની પડખે ભગવાન હોય તેને બીક શાની!

૧૪-૮-'૩૨ બાપુ

૨

[મારા મોટાભાઈ મિલમાં કામ કરતા છે અને દારૂની લતમાં ફસાયેલા છે. તેને માટે બાપુજીને પુછાવેલું. તેના જવાબમાં બાપુજીએ લખ્યું:—]

ચિ. શામળ,

મિલમાં કામ કરનાર ઘણા છે જે દારૂને મુદ્દલ નથી અડતા. ભાઈ ન જ સમજે તો તેનો સાથ છોડજે. ઈશ્વર પાસે માગજે કે તેને સન્મતિ આપે. પ્રથમ તો તેને વિનયપૂર્વક ખૂબ સમજાવજે.

માંદો હોય તેને યજ્ઞ માફ છે. યજ્ઞનો વખત સાચવવો સારું છે. પણ ન જ સચવાય તો બીજે વખતે કરાય.

દારૂ કોઈ રોગને બાળી શકતો નથી.

ય૦ મં૦ ૮-૭-'૩૨ બાપુ

૩

[આશ્રમમાં મેં લગભગ છએક મહિના સુધી મુદ્દલ મીઠા વિના ખોરાક લીધેલો. મને કબજિયાત પણ રહ્યા કરતી. તેની બાબતમાં બાપુજીએ લખ્યું:—]

ચિ. શામળ,

જે ખોરાક તું ખાય છે તે માફક આવી જાય તો સારું જ છે. કબજિયાત રહે છે એ કદાચ સૂચવે છે કે તારે બાફેલું શાક સારી પેઠે લેવું જોઈએ.

૧૯-૬-'૩૨* બાપુ

૪

[હું નવસારી તથા બોદાલ આશ્રમમાં હતો ત્યારના મારા મોટાભાઈ મારા લગ્ન માટે કહ્યા કરતા. પણ હું ગણકારતો નહોતો. પણ હું સત્યાગ્રહાશ્રમમાં આવ્યો એટલે એમણે મારા પર દબાણ વધારે કરવા માંડ્યું. એની બાબતમાં મેં બાપુજીની સલાહ માગેલી. તેના જવાબમાં તેમણે લખ્યું:—]

ચિ. શામળ,

તારો કાગળ મળ્યો. ભાઈ કે બીજા ગમે તેટલો દાબ કરે તોયે તારે વિનયપૂર્વક તારા નિશ્ચયને વળગી રહેવું, અને જ્યાં લગી મનને રોકી શકે ત્યાં લગી ન પરણવું. આમાં અનસૂયા બહેનની મદદ લેજે.

ય૦ મં૦ ૧૯-૬-'૩૨ બાપુના આશીર્વાદ

*તારીખ અસ્પષ્ટ

૫

[બાપુજીએ અનસૂયા બહેનનું નામ દીધું એટલે મેં એમને લખેલું કે, એ મોટાં માણસ રહ્યાં; એમને હું કેવી રીતે મળી શકું? બીજું લખેલું, હું જ્યારે સાંજસવાર પ્રાર્થનામાં બેસતો છું ત્યારે રામનામને બદલે બીજા બીજા વિચારો આવ્યા કરતા છે, તો મારે શું કરવું? બાપુજીએ લખ્યું:—]

ચિ. શામળ,

અનસૂયા બહેન બધાને મળે છે. તને તે સલાહ આપે ને દોરે. મને તું પૂછે છે એ બરોબર છે. કોણ મશ્કરી કરે છે? પરમેશ્વરનું ધ્યાન તેનું નામ લઈને ધરાય. પરમેશ્વરને ભજવાનો સારો રસ્તો એ કે, તેને બધામાં જોવો અને તેથી બધાની પ્રેમપૂર્વક સેવા કરવી. આશ્રમમાં દુ:ખ શું લાગે છે? જે હોય તે નારણદાસ ભાઈને કહેજે. મને તો બધું ખુલાસાવાર જરૂર લખજે.

ય૦ મં૦ ૨-૭-'૩૨ બાપુ

૬

[એક પત્રમાં બાપુજીને, કુદરતી રીતે જે મરે છે તેના અને કતલ થઈને મરે છે તેના માંસ વિષે લખેલું. તેના જવાબમાં બાપુજીએ જણાવ્યું:—]

ચિ. શામળ,

તેં સવાલ ભલે પૂછ્યો. મુડદાલ માંસ છોડીને કાપેલ જાનવરનું ખાવું એવું હું તો કદી ન કહું. પણ હું એમ કહું છું ખરો કે, મુડદાલ માંસની અસર માણસની ઉપર ઘણી જ ખરાબ થાય છે. આખી દુનિયામાં તે ખરાબ ગણાય છે. હા, હું એમ કહું છું ખરો કે, જેને માંસ વિના ન જ ચાલે તે ભલે કતલ થયેલ જાનવરનું લે. માંસની ટેવ જેને છે તે કંઈ મૂએલાં ઢોરનું જ લેશે ને બીજું નહીં, એમ થવાનું નથી. મુડદાલ જાનવરનું માંસ ખાનારા કતલ ન કરવાનો ધર્મ જાણી નથી ખાતા એમ નથી. મુડદાલ માંસથી શરીર સરસ રહે છે એમ કહેવું તો વહેમ જ છે.

૯-૪-'૩૩ બાપુ

૭

[પૂજ્ય બાપુજી ૧૯૩૩માં હરિજનો માટે ઉપવાસ પર ઊતરેલા તે વખતે તેમનું જીવન હરિજનો માટે બચાવવા આગ્રહ કરતો કાગળ લખેલો. તેના જવાબમાં પૂજ્ય બાપુજીએ લખ્યું:—]

ચિ. શામળ,

તારો કાગળ મળ્યો. મારી ફિકર તું ન કરતો. તું પોતે સારો થા ને સેવા કર એટલે હરિજનનું ભલું જ થશે. ઈશ્વર મને રાખવા માગશે તો કોણ જીવ લઈ શકે?

૭-૫-'૩૩ બાપુ

# સ્વરાજની વાચનમાળા—૨

[જાન્યુ૦ ૧૯૪૮ના અંકથી ચાલુ]

આ લેખમાળાનો પહેલો હપતો લખાયો ત્યાર બાદ તરત જ હિંદ-સ્વરાજના ઘડવૈયા રાષ્ટ્રપિતા ગાંધીજીની કારમી હત્યાએ આખા દેશને પ્રક્ષુબ્ધ તથા ઘણી અગત્યની બાબતો વિષે નવેસર ગંભીર વિચાર કરતો કરી મૂક્યો. રાષ્ટ્રપિતા જે સ્વરાજ માટે જીવ્યા અને મૂર્યા, તે સ્વરાજની શાળાઓમાં આપણાં બાળકો કેવી વાચનમાળા ભણશે, અને તે દ્વારા તેઓ સ્વરાજ ભોગવતા-સાચવતા-વધારતા નાગરિકો બનશે, એવું વિચારવાના વધારેપડતા મોટા ઉદ્દેશવાળી આ લેખમાળા પણ તે પ્રક્ષોભમાં અને નવેસર વિચારણાની ગડમથલમાં કંઈક અટવાઈ ગઈ હોય, તો તે ક્ષમ્ય જ ગણાય.

### ૧. બિન-યુનિવર્સિટી કેળવણીનું સ્વતંત્ર એકમ

ગયા અંકમાં મુખ્યત્વે પહેલી ચોપડી લક્ષમાં રાખીને વિચાર કર્યો હતો. ભાષા શીખવાની દૃષ્ટિએ પહેલી ચારે ચોપડીઓ એક રીતે સરખી કક્ષાની જ ગણાય. આ વખતે પાંચમી, છઠ્ઠી અને સાતમી એ ત્રણ ચોપડીઓ, કે જે પોતે વળી સ્વતંત્ર એવા જુદા એકમરૂપ ગણી શકાય તેમ છે, તેમને અંગે વિચાર આગળ ચલાવવાનો છે.

માધ્યમિક શાળાનાં પહેલાં ત્રણ ધોરણોમાંથી અંગ્રેજી કાઢી નાખવાનું ઠરાવવામાં આવ્યું હોવાથી, પ્રાથમિક શાળા આવશ્યક રીતે જ સાત ધોરણો જેટલી બની રહે છે. જોકે, પછીથી મેટ્રિક સુધીનાં માધ્યમિક શાળાનાં (હાઈસ્કૂલનાં) ચાર-પાંચ-છ-સાત એ ચાર ધોરણો પણ એક સ્વતંત્ર શાળાંત પરીક્ષાનાં જ અંગભૂત ગણાઈ, પ્રાથમિક સાત અને માધ્યમિક ચાર (અથવા એક વધારીને પાંચ) એમ અગિયાર (કે બાર) ધોરણોનું બિન-યુનિવર્સિટી કેળવણીનું જ એક આખું એકમ બનશે. એ અગિયાર (કે બાર) વર્ષની તાલીમ પૂરી કરી, ઉચ્ચ કેળવણીની વિવિધ શાખાઓમાં જવા ઇચ્છનારા વિદ્યાર્થીઓને યુનિવર્સિટી પોતાની અમુક પ્રાવેશિક પરીક્ષાથી પોતાના અભ્યાસ-ક્રમોમાં દાખલ કરી શકે. જોકે, સરકાર પોતાની જવાબદારીથી પોતાના જુવાન નાગરિકોને અમુક આવશ્યક તાલીમ આપવાનું સ્વતંત્રપણે નક્કી કરે, ત્યાર પછી યુનિવર્સિટી એ શાળાંત પરીક્ષા પાસ કરીને આવેલા વિદ્યાર્થીને પોતાના ઉચ્ચ અભ્યાસક્રમોમાં દાખલ કરતા પહેલાં તેની પાસે વધુ કાંઈ તાલીમ મેળવવાની અપેક્ષા રાખે, તો સવાલ એ થાય કે, શાળાંત પરીક્ષા પછીની એ તાલીમ આપે કોણ? સરકાર તો ભાગ્યે જ આપે; કારણ કે, તેણે તો પોતે આવશ્યક માનેલી તાલીમ પોતાના યુવાન નાગરિકને આપી દીધી છે. હવે યુનિવર્સિટીને તેથી આગળ કાંઈક વિશિષ્ટ તાલીમની અપેક્ષા હોય, તો તેણે પોતે પોતાના ઉચ્ચ અભ્યાસક્રમમાં જ શરૂઆતથી એની જોગવાઈ કરી લેવી જોઈએ. માત્ર એક જુદી પ્રાવેશિક પરીક્ષા રાખવાથી કશો હેતુ નહિ સરે. અને નવી વ્યવસ્થામાં યુનિવર્સિટી પોતાની આ આવશ્યકતાને ભાગ્યે જ સ્વતંત્ર શાળાંત કેળવણી ઉપર લાદી શકે.

અત્યારે તો મેટ્રિકની પરીક્ષા ખરી રીતે યુનિવર્સિટીની પોતાની પ્રાવેશિક પરીક્ષા જ છે, એ કંઈ માધ્યમિક કે બીજા કોઈ શિક્ષણની શાળાંત પરીક્ષા નથી. આ વિપરીત પરિસ્થિતિની હાનિકારક અસર એ પડે છે કે, પ્રાથમિક અને માધ્યમિક શાળાના બધા અભ્યાસક્રમો પણ યુનિવર્સિટીની પ્રવેશ-પરીક્ષા માટેની તૈયારીને લગતા જ બની રહે છે. જાણે હિંદી સંઘના બધા ભણનારા વિદ્યાર્થીઓ યુનિવર્સિટીમાં દાખલ થવાના જ હોય કે થઈ શકે તેમ હોય! યુરોપ-અમેરિકાના પણ કોઈ પ્રગતિશાળી કે સમૃદ્ધ દેશમાં એ સ્થિતિ શક્ય કે આવશ્યક મનાતી હોય એમ સાંભળ્યું નથી. આર્થિક રીતે ભલે તે શક્ય હોય, તોપણ તે લાભદાયક કે આવશ્યક હરગિજ ન કહેવાય. બીજું તો કાંઈ નહિ, પણ એ ઉચ્ચ કેળવણી જો ખરેખર ઉચ્ચ કેળવણી જ હોય, તો તે સ્વાભાવિક રીતે જ અમુક પ્રકારની વિશિષ્ટ મગજશક્તિ કે બુદ્ધિશક્તિવાળા યુવાનને માટે જ શક્ય હોય. અને આખો દેશ પોતાનાં તમામ યુવાન સ્ત્રીપુરુષોનાં શરીર અને મન એ બિન-અધિકારવાળા કામ પાછળ વર્ષો સુધી વેડફી નખાવે, તો એની પાછળનું ડહાપણ (જો કાંઈ હોય તોય તે) સમજી શકાય તેવું લાગતું નથી.

છતાં, આજકાલ દેશમાં યુનિવર્સિટી કેળવણીને અંતે યુવાન નાગરિકમાં સધાયેલી દેખાતી સંસ્કારિતાના હેતુથી, યુનિવર્સિટીની કેળવણી પણ મફત આપીને કે

બીજી કોઈ રીતે સાર્વત્રિક કરવાની વાતો થાય છે. પરંતુ તે વાતોને તો અંગ્રેજોએ ઊભી કરેલી વિપરીત કેળવણી-પદ્ધતિના પરિણામરૂપ ગણી કાઢવી જોઈએ. કારણ કે, સંસ્કારિતાનો એટલો વિકાસ સ્વભાષાના માધ્યમ દ્વારા અપાતી સામાન્ય શાળાંત પરીક્ષા સુધીના એકમ દ્વારા જ ન આપી શકાય એવું નથી. અત્યારે તો બધો કહેવાતો 'ઉચ્ચ' કેળવણીનો વ્યાપાર મોટે ભાગે પરભાષાના માધ્યમને અને દેશની કેળવણીના વિપરીત નિયોજનને અપાતી આહુતિ માત્ર છે.

એટલે, હિંદુસ્તાનનાં બધાં જ ભણતાં બાળકોને, અત્યારે, યુનિવર્સિટીમાં દાખલ થવા માટેની પ્રવેશ-પરીક્ષાની અપેક્ષાવાળું જ ભણતર આપવામાં આવે છે, તેનો અર્થ વસ્તુતાએ એ થાય છે કે, ભણતાં બાળકોના નવ્વાણું ટકા[1] જેટલો ભાગ, કે જે કદી યુનિવર્સિટીમાં જવાનો હોતો જ નથી, તે ભાગને પણ, યુનિવર્સિટીમાં ગયા બાદ જ પૂરી થઈ શકે એવી આપેક્ષિક—અધૂરી કેળવણી જ મળે છે! આ પરિસ્થિતિ તો કોઈ પણ હિસાબે હવે વધુ વખત ચલાવી લેવામાં નહીં આવે. એટલે, આપણે તો યુનિવર્સિટીની અપેક્ષાથી મુક્ત એવા શાળાંત પરીક્ષા સુધીના એકમની વાચનમાળાનો જ સ્વતંત્રપણે વિચાર કરવો જોઈએ.

આ વસ્તુ કબૂલ રાખવાની સાથે જ એક પ્રશ્ન સહેજે ઊભો થશે કે, પ્રાથમિક શાળાનાં સાત ધોરણો માટેની વાચનમાળાથી આગળ શાળાંત પરીક્ષા સુધીનાં બાકીનાં ચાર-પાંચ ધોરણ સુધી પણ વાચનમાળાને જ લંબાવીને તેના કુલ અગિયાર-બાર મણકા કરવા કે કેમ? દલીલોની વિગતમાં ઊતર્યા વિના આ બાબતમાં સીધો અભિપ્રાય જણાવીએ તો કહી શકાય કે, મુખ્યત્વે ભાષાજ્ઞાન માટે ક્રમિક નિસરણીરૂપ કલ્પેલી વાચન-માળાને સાતથી આગળ ખેંચવાની જરૂર નથી. ત્યાર પછી, કશી ક્રમિકતાના ખ્યાલ વિનાનાં સીધાં સ્વતંત્ર પુસ્તકો જ વિદ્યાર્થી વાંચી શકે, અને વાંચતો થવો પણ જોઈએ. એટલે સાતમા ધોરણ પછી તો જાણીતા લેખકોનાં સારાં સારાં પુસ્તકો પસંદ કરીને, બાકીનાં ચાર-પાંચ ધોરણોમાં ચલાવવામાં આવે; તથા ભાષાનો ઇતિહાસ, ભાષાવિજ્ઞાન વગેરે દ્વારા ભાષાના શિક્ષણને પોતાને વધુ ઊંડું બનાવવાનો પ્રયત્ન શરૂ કરવામાં આવે, એ જ વધુ યોગ્ય કહેવાય. એ પણ યાદ રાખવું જોઈએ કે, સાત ધોરણ બાદ બીજી ભાષાઓનો અભ્યાસ (જેવી કે સંસ્કૃત, અંગ્રેજી વગેરે) પણ શરૂ થવાનો.

[1] ખરી રીતે ૯૯·૮૪ ટકા.

### ૨. વસ્તુવિચાર

હવે આપણે આગળ ચાલીએ. સાત મણકાઓમાં છેવટના ત્રણ મણકાઓમાં ભાષાની ક્રમિકતા ઉપરાંત ભાષા દ્વારા આપવાના વસ્તુનો વિચાર પ્રધાનપણું ભોગવતો થાય છે. જોકે, તે શ્રેણીઓમાં પણ વસ્તુ સમજવાની શક્તિની ક્રમિકતાનો ખ્યાલેય કંઈક અંશે રહેવો જોઈએ ખરો. તેમ છતાં એમ જરૂર કહી શકાય કે, આ ત્રણ ધોરણોમાં આવતી કાલના નાગરિકનું સીધું ઘડતર જ શરૂ થવું જોઈએ. એ માટે સાહિત્યની કળાનો જે ઉપયોગ છે, તે પૂરેપૂરો કામે લેવાવો જોઈએ. અર્થાત્ સાહિત્યની જે શક્તિ છે કે, 'कान्तासंमिततया उपदेशयुजे'—મા-બહેન-પત્ની વગેરેની રીતે સમજાવી શકવું, તે તો ઉપયોગમાં લેવાય જ; ઉપરાંત શબ્દનો કળાકારની રીતે ઉપયોગ કરી, તેના વડે ચમત્કારિક રસ નિપજાવી, વિદ્યાર્થીના ચિત્તને ઉદાત્ત ભાવોમાં તરબોળ પણ કરવું જોઈએ. દરેક પાઠ સ્વતંત્ર રીતે સાહિત્યકળાની ચમત્કારી શક્તિવાળી કૃતિ બની રહેવો જોઈએ.

અહીંથી આગળ, એ પાઠોનું વસ્તુ શું હોય એની વિગતમાં ઊતરતા પહેલાં, તે વસ્તુ શું ન હોય એની એક આવશ્યક ચર્ચા નોંધતા જઈએ. એ બાબત મતભેદ પણ હોઈ શકે, તથા તેથી ઊલટું જ કરવાનો નિર્ણય પણ કોઈ લઈ શકે. જોકે હું પોતે અહીં આ લેખમાં જ, તે વિષેની દલીલોની વિગતોમાં ઊતરવા માગતો નથી.

ઉપર જણાવ્યું કે, દરેક પાઠ સાહિત્યકળાની જ એક કૃતિ હોય. પરંતુ ચિત્તના જુદા જુદા અનેક ભાવો કળાની રીતે તો રજૂ કરી શકાય, અને કરવામાં આવે છે; તેમાં યાદ એટલું રાખવાનું કે, વાચનમાળાના પાઠોમાં કદી જુદી જુદી વૃત્તિઓની અથડામણનું નિરૂપણ કે તે બધાનું પરીતગામી પૃથક્કરણ ન આવવું જોઈએ. જેને જેને શીલ કે કુશલવૃત્તિઓ કહી શકાય, તેવી તેવી વૃત્તિઓનું સંવેદન અને અનુશીલન ભલે આવે; પરંતુ કુશીલ કહેવાય તેવી વૃત્તિઓનું આક્રમણ, તેમનો પોતાના અસ્તિત્વ માટેનો જીવનસંગ્રામ, એવી એવી બાબતો વિષે કશું કળામય નિરૂપણ બનતા લગી

# પ્રાદેશિક વિશ્વવિદ્યાલય અંગે બે મુખ્ય મુદ્દા

મુંબઈ ઇલાકાના ગુજરાત પ્રદેશને માટે અલગ યુનિવર્સિટી સ્થાપવાને લગતા સવાલની વિચારણા તેમ જ જરૂરી તપાસ કરી તે વિષે મુંબઈ સરકાર આગળ ભલામણોનું નિવેદન રજૂ કરવાને માટે એક સમિતિ નિમાઈ છે, તે વાતને આજે વરસ ઉપર થઈ ગયું. એ ગાળામાં સમિતિએ ત્રણ કે ચાર સભાઓ કરી, પોતાની વિચારણામાં મદદ થાય તે માટે એક પ્રશ્નાવલિ તૈયાર કરી તેના જવાબો મંગાવ્યા અને એમ જણાય છે કે સો-સવાસો લોકોએ એના જવાબો સમિતિને મોકલ્યા છે. સમિતિની ચર્ચાવિચારણા હજી ચાલે છે.

વિશ્વવિદ્યાલય જેવી સંસ્થાની પ્રવૃત્તિથી પ્રજાજીવન પર સારી અથવા માઠી કેટલી બધી ભારે અસર થાય છે તેના બે દાખલાનો ગુજરાતની પ્રજાને અનુભવ છે. બ્રિટિશ સત્તાએ ૧૮૫૮ના અરસામાં જે યુનિવર્સિટીઓ આપણા દેશમાં સ્થાપી તેને પરિણામે આપણું પ્રજાજીવન કેવું ચૂંથાયું, આપણે ત્યાં કેળવણીની કેવી અવદશા થઈ, અને આજે કેળવણીની એ ભૂંડી પરંપરામાંથી છૂટવાને આપણને કેવી મથામણ કરવી પડે છે, તે જાહેર છે. એથી ઊલટું ૧૯૨૦ની સાલમાં ગાંધીજીની પ્રેરણાથી સ્થપાયેલા ગુજરાત વિદ્યાપીઠની પ્રવૃત્તિથી પ્રજાની શક્તિ કેવી વધી, પ્રજાજીવન કેવું સમૃદ્ધ ને સુસંગઠિત થયું, અને બ્રિટિશ સત્તાએ ઊભી કરેલી યુનિવર્સિટીઓની પરંપરામાંથી કેળવણીને મુક્ત કરવામાં કેટલું બધું કાર્ય થઈ શક્યું, એ પણ જાહેર છે. આમ વિશ્વવિદ્યાલયની પ્રવૃત્તિ ખોટા પાયા પર શરૂ થાય ને ચાલે તેથી કેવું ભારે નુકસાન થાય છે, અને સાચા પાયા પર મંડાય ને ચાલે તો પ્રજાજીવનને કેવો લાભ થાય છે, એ બન્ને બાબતોના અનુભવ છતાં, પ્રાદેશિક વિશ્વવિદ્યાલયની સ્થાપના ને રચનાના સવાલને વિષે તપાસ સમિતિના કાર્યની બહાર આ ગાળામાં જાહેરમાં છાપાંઓ વગેરેમાં ઝાઝી ચર્ચા થઈ નથી. અને એમાં કશી નવાઈ જેવુંયે નથી. અંગ્રેજોને આશ્રયે યુનિવર્સિટીની પ્રવૃત્તિ આપણા દેશમાં જે રીતે ચાલી અને તેમાં અંગ્રેજીના શિક્ષણને આપવામાં આવેલા ખોટા મહત્ત્વને લીધે આમપ્રજાને તેનાથી જે રીતે અલગ રહેવું પડ્યું તે જોતાં, આ સવાલમાં પ્રજાએ ઝાઝો રસ ન લીધો હોય તો ખરેખર નવાઈ જેવું કશું નથી.

આ સવાલને વિષે જાહેરમાં થતી ચર્ચામાં બે વલણો જોવાનાં મળે છે. એક વલણ એવું છે કે, આજની પરિસ્થિતિમાં અલગ યુનિવર્સિટીની રચના કરવી હોય તો તેના પાયાના સિદ્ધાન્તો શા હોવા જોઈએ, તેનું ધ્યેય કેવું હોવું જોઈએ, અને ભૂતકાળના અનુભવે આ વિષયમાં ખાસ કઈ બાબતોથી સાવધ રહેવાની જરૂર છે, એ બધી વિચારણામાં ઝીણવટથી ઊતરવું. આમાં ગાંધીજીનો નવાં વિદ્યાપીઠો વિષેનો લેખ અગ્રસ્થાને છે. બીજું વલણ એવું છે કે, યુનિવર્સિટીની સ્થાપના જેવી રૂડી વાત ચાલતી હોય તે વખતે તેમાં સિદ્ધાન્તોના સવાલોની નાહક ચર્ચા ઊભી ન કરવી; અને એ બાબતમાં આગ્રહ રાખવો એ એક જાતની ખોટી મમત છે. ઓછા જાગ્રત અથવા પછાત સમાજોમાં કારભારું ડહોળનારા અને તેને આધારે અગ્રસ્થાન મેળવનારા આગેવાનો જે રીતે સમાજને નામે તેને જ આખરે ખાડામાં ઉતારનારાં ખોટાં કામો શરૂ કરાવી દે છે, પાયાના મુદ્દાઓની ચર્ચાનો આગ્રહ રાખનારા લોકોને મમતીલા, જક્કી, યજ્ઞકાર્યમાં હાડકાં નાખનારા ગણાવી ઉતારી પાડવાનો પ્રયાસ કરી પોતાનો હેતુ સર કરે છે, તેનું આ વલણ એક સરસ નમૂનો છે.

આમ છતાં આપણા જાગ્રત પ્રજાજીવનનું એક લક્ષણ સારું છે કે, અવારનવાર પાયાના મુદ્દાઓની હિંમતભેર ચર્ચા ઉપાડનારી વ્યક્તિઓ મળી આવે છે. યુનિવર્સિટીની રચનાને અંગે એવી ઢબે બે પાયાના મુદ્દાની ચર્ચા કરનારું એક ચોપાનિયું મુંબઈ યુનિવર્સિટીની સેનેટ ને સિંડિકેટના સભ્ય શ્રી. ગોરધનભાઈ ઈ૦ પટેલે લખ્યું છે. અને તેમાં તેમણે (૧) ગુજરાતનાં વિદ્યાપીઠો — શિક્ષણ આપતાં ને વસાહતી કે માન્યતા આપતાં? (૨) શિક્ષણનું વાહન, (૩) ફરજિયાત જોડાણ, (૪) શહેરી વિદ્યાપીઠ, (૫) ગ્રામ વિદ્યાપીઠ અને (૬) વડોદરા વિદ્યાપીઠ એટલા ૭ મુદ્દાઓની ચર્ચા કરી છે.

એ પૈકીના (૧) અને (૪)થી (૬) એટલા ચાર મુદ્દાઓ લેખકે પોતાની રજૂઆતના વિસ્તારરૂપે આપેલા હોવાથી તેમને વિષે અહીં વિસ્તાર કર્યો નથી. તેમણે રજૂ કરેલા શિક્ષણના વાહનનો એક અને ફરજિયાત જોડાણનો બીજો, એમ બન્ને મુદ્દાઓ વિદ્યાપીઠ

પ્રવૃત્તિના વિકાસની દૃષ્ટિથી પાયાના હોવાથી તેમને વિષે જ અહીં થોડું લખવાની જરૂર છે.

એ પૈકી શિક્ષણના વાહનનો મુદ્દો પહેલો લઈએ. ઉચ્ચ કેળવણીને માટે શિક્ષણનું વાહન માતૃભાષા રાખવું જોઈએ એવા આગ્રહને શ્રી ગોરધનભાઈ દુરાગ્રહ ગણાવે છે અને વાહન હજી પાંચપચીસ વરસ અંગ્રેજી રાખવામાં જ ડહાપણ છે એમ માને છે. પોતાના અભિપ્રાયના સમર્થનમાં આજ સુધી ચવાઈ ચવાઈને ચૂંથો થઈ ગયેલી એકેએક દલીલ તેમણે આગળ કરી છે. પાઠ્યપુસ્તકો નથી, માણસો નથી, સરકાર, અરે ખુદ કોંગ્રેસ પોતાનો બધો વહેવાર અંગ્રેજીમાં કરે છે, તો કેળવણી લેનારા બિચારા વિદ્યાર્થીઓને તેનાથી વંચિત રાખવા એ કેવો અન્યાય! પછી સમસ્ત હિંદની એકતાનું શું? પ્રાદેશિક ભાષાઓનો અધૂરો વિકાસ, અને વિદ્યાર્થીઓને વ્યાપક વાતાવરણનો સંપર્ક નહીં મળે, એમ બધી દલીલો તેમણે જોરથી કરી છે. પરંતુ એ સમર્થનના છેવટના ફકરામાં તેઓ લગભગ હતાશ થઈને કહે છે કે,

> "— અને આપણાં વિદ્યાપીઠો થોડા જ કાળમાં (માતૃભાષાનું માધ્યમ રાખવાથી) સાધારણ કોટિની, દરિદ્ર, લૂલાંગડી સંસ્થાઓ માત્ર બની જશે અને પોતાનું છીછરાપણું શોધી કાઢવાની તાકાત પણ એમનામાં નહીં રહે"!

શ્રી. પરેલને ખ્યાલ છે ખરો કે, આજે જે વિદ્યાપીઠમાન્ય કૉલેજો વગેરે ચાલે છે તેમાંની ઘણીખરીને આ વર્ણન લાગુ પડે છે? અને એમનું લૂલાંગડા-પણું, દારિદ્ર્ય વગેરે બધું કેવળ અંગ્રેજી વાહનને આભારી છે? સાચી વાત એવી છે કે, વાહન બદલ્યા વિના અને માતૃભાષાને તેને હક્કને સ્થાને સ્થાપ્યા વિના આપણી કેળવણીમાં ફેલાયેલું અંધેર મટવાનું નથી, એ હકીકતનો સ્વીકાર કર્યા વિના, ગમે તેવી કેળવણીના આદર્શોની ને પ્રજાના ઘડતરની વાતો કરવી નકામી છે.

પરંતુ શિક્ષણના વાહન વિષનો એમનો કંઈક નબળો મુદ્દો છોડી આપણે એમના ફરજિયાત જોડાણ સામેના મુદ્દા પર આવીએ. પૂના યુનિવર્સિટીને અંગેના કાયદામાં સરકારે મહારાષ્ટ્રની ઉચ્ચ કેળવણીની બધી સંસ્થાઓને નવી સ્થાનારી યુનિવર્સિટી સાથે જોડાવાની ફરજ પાડી છે, તે પરથી શ્રી પરેલને ડર રહે છે કે, એવી ફરજ ગુજરાતની બધી સંસ્થાઓને માથે આવશે અને તેથી ઉચ્ચ કેળવણીનો વિકાસ સદંતર રૂંધાઈ જશે. એમનો ડર સાચો પડશે કે નહીં તે કોણ કહી શકે? પણ તે જો સાચો પડે તો એમના અનુમાન પ્રમાણેનું પરિણામ અચૂક આવશે. મુખ્યત્વે પરીક્ષાઓ લેનારી યુનિવર્સિટી એ એક વહીવટીતંત્ર છે અને તેમાં કેળવણીનો સવાલ બહુ આવતો નથી. અંગ્રેજો આપણી કેળવણીના તંત્ર પર કાબૂ રાખવા માગતા હતા, તેથી પરીક્ષાઓનું અને તે લેવાનું એ નમૂનાનું તંત્ર તેમણે અહીં ગોઠવ્યું હતું. પરિણામે ઉચ્ચ બલકે બીજી કોઈ કેળવણીનો અહીં નીરોગ વિકાસ થયો નથી. તેથી એ છાપની યુનિવર્સિટીની નબળી નકલ ગુજરાતમાં ઉતારવાથી કેળવણીનો કે પ્રજાનો કોઈનો શુક્રવાર વળવાનો નથી. માટે ગુજરાતની કેળવણી, ઉચ્ચ તેમ જ બીજી સર્વ કેળવણીના વિકાસનો વિચાર કરતાં એવું નક્કી થવું જોઈએ કે, ગુજરાતમાં આજે એક યુનિવર્સિટી શક્ય હોય તો તેમ ભલે થાય, પણ તે શિક્ષણ આપનારી હોય જ, તેની સાથે જોડાવાને કોઈ પણ સંસ્થાને ફરજ ન હોય, અને તેમાં શિક્ષણનું માધ્યમ માતૃભાષા જ હોય.

કારભાર ડહોળવાના, કેળવણીનું એકહથ્થુ તંત્ર ખડું કરવાના, ઉચ્ચ કેળવણીનો ઇજારો લેવાના, ગુજરાતી બોલનારી પ્રજાની એકમાત્ર સાર્વભૌમ યુનિવર્સિટી કાઢી તેને જોરે ગુર્જરત્વના પ્રાંતિક અભિમાનને કેળવવાના, અને એવા બીજા કેળવણીના ક્ષેત્રની બહારના બધા વિચારો છોડી માત્ર પ્રજાની કેળવણીનો, તેના ઘડતરનો અને તેમાં જ્ઞાન ફેલાવવાનો વિચાર રાખવામાં આવતો હોય, તો ગુજરાતમાં સરકારે શિક્ષણ આપનારી યુનિવર્સિટી સ્થાપવી જોઈએ, તેને ગુજરાતી માધ્યમથી કામ શરૂ કરવાનો આદેશ આપવો જોઈએ, અને હયાત કોઈ પણ સ્થાને તેમાં જોડાવાની ફરજ ન પાડવી જોઈએ.

૨૨-૬-'૪૮ ડા૦ મ૦ દેસાઈ

પાણી જેમ નીચાણ તરફ ઢળે છે, જંગલનાં પશુ જેમ જંગલ તરફ વળે છે, તેમ પ્રજા ભલા રાજા તરફ વળે છે.

—કૉન્ફ્યૂશિયસ

# પાઠ્યપુસ્તકો માટે શું કરવું?

સ્વભાષા દ્વારા જ પ્રાથમિકથી માંડીને ઉચ્ચ શિક્ષણ અપાવું જોઈએ એ પ્રશ્ન હવે બહુ ચર્ચાસ્પદ રહ્યો નથી; કારણ કે સર્વ કોઈ કબૂલ કરે છે કે, શિક્ષણના માધ્યમ તરીકેનું શોભાસ્થાન પરભાષાને ન મળવું જોઈએ. પરભાષાનું સારું એવું જ્ઞાન સંપાદન કરવા માટે શક્તિ અને સમયનો જે વ્યય થાય છે તે કોઈ પણ પ્રજાને પરવડે નહીં.

અહીં આપણે જે પ્રશ્નનો વિચાર કરવા માગીએ છીએ તે તો યુનિવર્સિટી શિક્ષણમાં જ્યારે સ્વભાષાને શિક્ષણના માધ્યમરૂપે ફરજિયાત દાખલ કરવામાં આવશે, ત્યારે જે મુશ્કેલીઓનો આપણે સામનો કરવો પડશે એ છે. જેમ કે, ખાસ વિષયો ઉપર આપણી ભાષામાં લખાયેલ પુસ્તકોનો અભાવ, અથવા તો ખાસ વિષયો શીખવવા માટે યોગ્ય અધ્યાપકોની તંગી, વગેરે.

આપણે અત્યારથી જ આ મુશ્કેલીઓનો વિચાર કરીને તેમને હલ કરવાને યોગ્ય દિશામાં પગલાં લેવાં જોઈએ. બીજાં ઘણાં ક્ષેત્રોમાં આપણે 'પ્લેનિંગ'ની વાતો કરીએ છીએ. આ ક્ષેત્રમાં પણ તેની ઘણી જરૂર છે, તેનો ખ્યાલ રાખવો અત્યંત આવશ્યક છે. નહીં તો પછી સંક્રાંતિકાળ દરમિયાન ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીવર્ગને સારી પેઠે સોસવું પડશે. તેમની દશા ધોબીના કૂતરા જેવી થઈ પડશે.

આ લેખમાં આપણે ઉચ્ચ અભ્યાસાર્થે જરૂરી એવા ખાસ ખાસ વિષયો — જેવા કે અર્થશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, દાક્તરી વગેરે — નાં પુસ્તકોની જબ્બર ખોટ પૂરવા માટે તાત્કાલિક કેવાં પગલાં લેવાં જોઈએ, એ પ્રશ્ન વિચારીશું.

સૌથી પ્રથમ એક વસ્તુ સ્પષ્ટ રીતે સમજી લેવાની જરૂર છે કે, આપણી જરૂરિયાતોની મર્યાદા બે પાંચ પાઠ્યપુસ્તકોની નથી. દા. ત. યુનિવર્સિટીના અભ્યાસક્રમમાંના એક ખાસ વિષય તરીકે અર્થશાસ્ત્રને લો. આ વિષયનાં પાઠ્યપુસ્તકોની જરૂર તો પડશે જ. પણ તદુપરાંત આ વિષયના નિષ્ણાતોએ — માર્શલ, રિકાર્ડો, ઍડમ સ્મિથ, પીગુ, કેઇન્સ વગેરેએ કરેલ ખેડાણના પરિપાકરૂપ કેટલાયે અમૂલ્ય પુસ્તકોને — જેમના ઊંડા અભ્યાસ વગર જ્ઞાનનું છીછરાપણું દૂર ન થાય — આપણી પોતાની ભાષામાં ઉતારવાં જોઈશે. આપણી ફરજ છે કે, જ્ઞાનની આ પરબ, અંગ્રેજી ભાષા તેના અત્યારના સ્થાન પરથી દૂર થતાં, નવી પેઢીના યુવાન જિજ્ઞાસુ વર્ગને — જેમને આને માટે જરૂરી એટલું અંગ્રેજી નહીં આવડતું હોય — તેઓ માટે બંધ થવા ન પામે. હું જાણું છું કે આ સ્થિતિ કંઈ કાયમી ન જ બને. ધીમી ગતિએ પણ નવી પરિસ્થિતિ આ વિષયમાં પોતાની ભાષા દ્વારા ખેડાણ કરવા ઘણાને પ્રેરે. પરંતુ જો આપણે આ વિષે સંપૂર્ણ વિચાર કરીને યોગ્ય પગલાં લઈએ, તો નિઃશંક આ ગતિ ઘણી ઝડપી કરી શકાય.

આને માટે કોઈ એક ખાસ યોજના સવેળા ઘડી કાઢવી જરૂરી છે. રાષ્ટ્રીય સરકારે જ આ કામ પોતાના હાથમાં લેવું જોઈએ; અને આવી કોઈ યોજના ઘડી કાઢવાનું કાર્ય નિષ્ણાતોની એક સમિતિ નિયુક્ત કરીને તેને સોંપવું જોઈએ. આવી કોઈ સંસ્થાને ઊભી કરવાનો અને ચાલુ રાખવાનો ખર્ચ સરકારી તિજોરીમાંથી કાઢવાનો રહેશે.

આ યોજનામાં કામ આપી શકે તેવા યોગ્ય અધ્યાપકો તથા નિવૃત્ત થયેલા બીજા વિદ્વાન અધ્યાપકોનો સક્રિય સાથ મેળવવાના પ્રયત્નો કરવા. જો જરૂર લાગે તો સાથ આપનાર અધ્યાપકોને અમુક મુદત માટે તેમની ચાલુ ફરજોમાંથી મુક્ત કરવા અને ચાલુ વેતને તેમને પોતાની તમામ શક્તિ આ અતિઆવશ્યક કાર્ય પર એકત્રિત કરવા વિનંતી કરવી. આ યોજનામાં સાથ આપનાર નિવૃત્ત વિદ્વાનોને પણ પુરસ્કાર આપવાની ગોઠવણ કરવી. મુખ્ય મુદ્દો એ છે કે, યોગ્ય વ્યક્તિઓને આ કાર્યમાં સાથ આપવાને સત્વર તત્પર કરે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી.

જો આવી કોઈ યોજના સવેળા હાથ નહીં ધરાય તો ગ્રંથોની આપણી દરિદ્રતા, ઉપર કહ્યું તેમ, સંક્રાંતિકાળ દરમિયાન વિદ્યાપરિશીલનમાં અતિવિઘ્નકર્તા નીવડશે, એમાં જરાયે શંકા નથી.

મનજીલાલ પૂજારા

[ભાઈ પૂજારા કહે છે તેવી યોજના, ખરું પૂછો તો, ભાષાવાર થનારી ગુજરાત માટેની વિદ્યાપીઠ જ હોવી જોઈએ. તે સંસ્થા ગુજરાતી દ્વારા શીખવે અને તેને માટે જરૂરી સાધનસામગ્રી તૈયાર કરે, એવા સ્પષ્ટ ઉદ્દેશથી જો રચવામાં આવે, તો જ એ સાર્થક ગણાય નહિ તો નવી વિદ્યાપીઠ પ્રયોજન વગરની બને. એટલે સ્વભાષા દ્વારા સર્વ કક્ષાનું શિક્ષણ આપતી વિદ્યાપીઠ સ્થાપવી અને તેમાં ઉપરના જેવાં બધાં કામો થાય, એ સંકેતપૂર્વક જ સરકારે કામ કરવું જોઈએ. ગૂજરાત વિદ્યાપીઠ જેવી સ્વતંત્ર સંસ્થાઓ આ બાબતમાં આજે કામ કરે છે, તે પણ એ આગળ ચલાવી શકે. કામ એટલું વિશાળ અને વિવિધ છે કે એમાં અનેકનો સાથ જોઈએ.

૧૫-૬-'૪૮

-તંત્રી]

# મૅટ્રિક પરીક્ષા સુધારવાનો કાયદો

મુંબઈની ધારાસભામાં કેળવણી-પ્રધાન શ્રી. ખેરે માધ્યમિક શાળાન્ત પરીક્ષા લેનારા મંડળની સ્થાપના કરવાને માટે નવો કાયદો રજૂ કર્યો છે. તે પગલું શા માટે લેવું પડે છે તેની સમજૂતી તેમણે આપી છે, જે સરકારી ગૅઝેટમાં પ્રસિદ્ધ થઈ છે. તે કહે છે કે, માધ્યમિક શિક્ષણમાં એક મોટી ખામી એ છે કે, યુનિવર્સિટીની મૅટ્રિક પરીક્ષા હાઈસ્કૂલો પર વધારેપડતું દબાણ નાંખી ખોટી અસર કરે છે. તેથી એ પરીક્ષાનો અભ્યાસ અને હેતુ બેઉ કથળે છે, અને છોકરાઓને મૅટ્રિક કરવા એ જાણે હાઈસ્કૂલોનું એકમાત્ર કામ હોય એવું બની ગયું છે.

પણ, ખરું જોતાં શિક્ષણક્ષેત્રમાં હાઈસ્કૂલ પોતે એક સ્વતંત્ર તબક્કો છે; તે કેવળ યુનિવર્સિટીની પ્રાવેશિક શાળા નથી. હાઈસ્કૂલોમાં જનારામાંથી થોડા જ ઉપર કૉલેજોમાં જાય છે; છતાં બધા જ જાણે ત્યાં જવાના હોય એમ જ એમને ભણાવવામાં આવે છે. તેથી હાઈસ્કૂલનું શિક્ષણ જડ અને સંકુચિત ઉદ્દેશવાળું બની ગયું છે. એને પરિણામે સાચા સામાન્ય શિક્ષણની જરૂરિયાતો તેનાથી સરતી નથી. મૅટ્રિકની પરીક્ષામાં મૂકેલા અનેક વિષયો બધાને સરખા જરૂરી નથી; એટલે કૉલેજ-પ્રવેશ સિવાયની જરૂરતવાળો વિદ્યાર્થી તેમાંથી અમુક તમુક વિષયમાં ઊડી જાય તેથી કાંઈ તેને જે આગળ કરવું હોય તેમાં વાંધો ન આવે; પરંતુ આજે તો બધા એક જ અસ્ત્રે મૂંડાઈ જાય છે. તેથી નાસીપાસી અને કચવાટ પણ વધે જ.

સરકાર આ સ્થિતિમાં સુધારો કરવા ઇચ્છે છે. તેને માટે તે પ્રાંતના માધ્યમિક શિક્ષણ પર વધારે કાબૂ મેળવવા ધારે છે; અને તે સારુ તે માધ્યમિક શિક્ષણને અંતે આવતી પરીક્ષા લેવાની વ્યવસ્થા કરવા માગે છે. આ પરીક્ષાનું ધોરણ તો અત્યારની મૅટ્રિક પરીક્ષા જેટલું રહેશે; પરંતુ ફેર એ કરવામાં આવશે કે, પરીક્ષાને માટે વિષયો પસંદ કરવામાં વિદ્યાર્થીને વિકલ્પો આપવામાં આવશે, જેથી જાત જાતના વિદ્યાર્થીઓને પોતપોતાની લાયકાત તથા જરૂર પ્રમાણે શાળાન્ત પરીક્ષા આપવાની જોગવાઈ મળી રહે.

આ પરીક્ષામાં પાસ થનારને યુનિવર્સિટી-પ્રવેશનો હક મળશે; પણ પાસ થનારે અમુક વિષયો તો લીધા હોવા જોઈએ, એમ યુનિવર્સિટી કહી શકશે.

આમ થાય તો વિદ્યાર્થીઓને જ નહિ પણ "યુનિવર્સિટીઓને પોતાનેય લાભ થશે. તેઓ શાળાઓનું નિરીક્ષણ કરવું, માન્યતા આપવી, વગેરે ફરજોમાંથી મુક્ત થશે તથા એક જાહેર પરીક્ષા લેવાના બિનજરૂરી બોજામાંથી છૂટશે; અને તેથી તેઓ સંશોધન, વિદ્યોપાસના જેવાં ઉચ્ચ શિક્ષણનાં પોતાનાં ખાસ કામોમાં વગર રોકાણે ધ્યાન દઈ શકશે."*

આ ઉદ્દેશથી નવો કાયદો રજૂ કરવામાં આવ્યો છે, અને તેના આમુખમાં કહ્યું છે કે,

> "હાઈસ્કૂલ શિક્ષણના તબક્કાને અંતે પરીક્ષા લેવાને માટે તથા એ પરીક્ષાને માટે એવા અભ્યાસક્રમો યોજવા કે જેથી વિદ્યાર્થીઓ કામધંધામાં રોકાવા માટે કે યુનિવર્સિટીનું શિક્ષણ લેવા સારુ તૈયાર કરી શકાય,—આ સારુ એક બોર્ડ યોજવાનું હોવાથી, કાયદો થાય છે. . . . ."

આમ, રાષ્ટ્રીય કેળવણીની એક મોટી વસ્તુ છેવટે શિક્ષણમાં ઉતારવાનો પ્રયાસ થાય છે, એ સ્તુત્ય છે. ઈ. સ. ૧૯૩૬–૩માં ગૂજરાત વિદ્યાપીઠે વિનય મંદિર ફરી શરૂ કર્યું ત્યારે ઉપરનો ઉદ્દેશ સ્પષ્ટ કરી તેનો વિવિધ અભ્યાસક્રમ યોજ્યો હતો. અને તે જ નીતિએ આ સાલથી એક સ્વતંત્ર વિનીત પરીક્ષા પણ તેણે યોજી છે. આ નીતિ હવે આખા પ્રાંતમાં લાગુ પડે છે તે જોઈને આનંદ થાય છે. આથી વિદ્યાર્થીઓની કેટલી બધી માનસિક શક્તિનો અપવ્યય થતો અટકશે, એ તો ખાસ નોંધપાત્ર છે.

સરકારને એક વસ્તુ કહેવાની રહે છે. તે એ કે,

૧. તેણે કાયદામાં એક કલમ જ મૂકવી જોઈએ કે, કોઈ વિષયના અપવાદ વિના— આખી શાળાન્ત પરીક્ષા વિદ્યાર્થીની સ્વભાષામાં લેવામાં આવશે.

૨. તેથી પ્રાંતની મુખ્ય ત્રણ ભાષાવાર ત્રણ પેટા-મંડળો રચવામાં આવશે.

મુંબઈ સરકાર જાણતી હશે કે, માધ્યમિક શાળાઓમાં માધ્યમ તરીકે કેટલાક વિષયો માટે અંગ્રેજી જ ચાલે છે અને મુંબઈ યુનિવર્સિટીએ તેમાં અત્યાર સુધી ઝાઝો ફેર કર્યો નથી. સરકારે આ વસ્તુ ધ્યાન પર લઈને ઘટતી કલમો આ કાયદામાં મૂકવી જોઈએ.

* આ 'ઉપકાર'ને માટે યુનિવર્સિટીઓ સરકારનો આભાર માને એવી અમે એમને વિનંતિ કરીએ છીએ.

બીજું, શિક્ષણની વ્યવસ્થા માટે એક જ કેન્દ્રિત વ્યવસ્થા પૂનાથી ચાલ્યા કરે, એથી ઘણી મુશ્કેલીઓ અને પંચાતો ઊભી થાય છે. મુખ્ય નીતિને સાચવીને ભાષાવાર સ્વાયત્તતા અને મોકળાશ અપાય તેટલી આપવી જોઈએ. આજે તો એવું બને છે કે, એક પ્રાંતનો મુખ્ય કેળવણી અધિકારી તે પ્રાંતની ભાષા ન સમજતો હોય. પરિણામે બધું વહીવટી કામ ને નિરીક્ષણ કામ કેવું ચાલે? અંગ્રેજી તો પછી કેમ જ હટે? પ્રાથમિક શાળાના વહીવટ અંગે પણ અંગ્રેજીમાં પરિપત્રો ૪૦ ચાલ્યા કરે, એ કેમ સમજાય?

સરકારને વિનંતી છે કે, તે પોતાના બિલમાં પરીક્ષાના માધ્યમની સ્પષ્ટતા કરી લેશે અને તે મુજબ પોતાના બોર્ડની રચના, તેનું કામ ૪૦માં ફેરફારો કરશે. યુનિવર્સિટીઓ પણ (મુંબઈ, પૂના તથા નવી થનારી બીજી) મૅટ્રિક પરીક્ષાનો બોજો જવાથી હળવી થઈ પોતાનું સાચું કામ શરૂ કરવાની તક ઝડપી લેશે, એવી આશા રાખીએ.

૨૦-૬-'૪૮ મગનભાઈ દેસાઈ

# ૧૯૪૨–૪૩ના એ દિવસો !–૨

## [ એક ડાયરીનાં પાન ]

[ એક સહૃદય રાષ્ટ્રપ્રેમી ભાઈએ, અંગ્રેજ સરકારના ગાંડપણના આ કાળમાં છૂટક લખેલી પોતાની ડાયરીનાં પાન (ઇચ્છું તો પ્રસિદ્ધ કરવાની છૂટ સાથે) જોવા આપ્યાં છે. આ ભાઈએ જેલમાં આ નથી લખ્યાં; તે આ કારમા દિવસોમાં દેશરૂપી બહારની જેલમાં હતા. તે તરીકે આ ડાયરી એક રીતે કીમતી ગણાય. કાંઈ નહિ તો, તે કાળમાં એક દેશપ્રેમીને બહાર શું થતું હતું એ તો એમાંથી જોવા મળે છે.

આ ડાયરી નરી હકીકતોની નથી. તેમ જ તેમાં રોજેરોજ લખાયેલી નોંધો નથી. તા. ૨૪-૮-'૪૨-થી ૨૨-૨-'૪૩ (ગાંધીજીના ઉપવાસ) સુધીના કાળમાં, જ્યારે જ્યારે જે ભાવ ટપકાવવા જેવો લાગ્યો, તે વિષે નાનકડી ૨૦-૨૨ નિબંધિકાઓ એમાં છે. તે દિવસોના ઇતિહાસના સર્જનને માટે પણ આવી સામગ્રી કામની ગણાય. આજે જ્યારે એ સમય વિષે ઇતિહાસની તટસ્થ નજર કામ કરી શકે છે, ત્યારે એને પ્રસિદ્ધ કરવામાં આવે છે. ગયા અંકથી આગળની નિબંધિકાઓ નીચે ઉતારી છે. –મ૦ ]

૬

### ઉઘાડો વેપાર—બળવાની બાળપોથી

તા. ૧૪મી સપ્ટેંબર, ૧૯૪૨

આપણાં શાસ્ત્રો કહે છે કે, આતતાયી — દુષ્ટ મનુષ્યનો ધ સર્વદા ધર્મ્ય છે. દુષ્ટતાને મૂળમાંથી કેવી રીતે દાબી ી તે દર્શાવવા ગુરુ, બ્રાહ્મણ, બાળક કે વૃદ્ધ આતતાયી – દુષ્ટની કલ્પના કરી તેનોય તત્કાળ વધ કરવાનો આદેશ ાપ્યો છે. ઉપર જણાવેલી પૂજ્ય કે અવધ્ય વ્યક્તિનો પણ ધ કરવાનો આદેશ અપાય તો બીજાને માટે ઝાઝો વિચાર રવાનો અવકાશ રહેતો નથી પણ આ આખીયે વિચાર-રણીમાં દોષ એટલો જ છે કે, દરેકને સામો મનુષ્ય ાતતાયી ભાસે. વળી રાજ્યસત્તા અને પ્રજા વચ્ચે ખટરાગ ર થાય ત્યારે સર્વે બાજુથી વિચાર કરવાની જરૂર ઊભી ાય છે અને સર્વે આદેશોનો વિચાર કરી એક સર્વ-ામાન્ય બની શકે તેવો કાર્યક્રમ રજૂ કરવાની નેતાઓની રજ છે. આવો એક કાર્યક્રમ શ્રી કિશોરલાલ મશરૂવાળા રફથી રજૂ કરવામાં આવ્યો છે. તેમાં મર્યાદિત અહિંસા ાથવા હિંસાની મર્યાદા આંકવામાં આવી છે. પણ તે ર્વજનસુલભ નથી. સામાન્ય મનુષ્યને સમજવામાં તેમનું દૃષ્ટિબિન્દુ અધરું છે. અહિંસા એ જ મનુષ્યનો ધર્મ અને ફરજ બન્ને છે.

આપણી બળવાની સાચી બાળપોથી અહિંસક સામનો કરવામાં છે. હિંસક સામનામાં પણ દુઃખ, ત્રાસ, કષ્ટ ક્યાં ઓછાં વેઠવાં પડે છે? કોઈનો પણ જીવ લેવો, ઈજા કરવી, કષ્ટ આપવું, તે મહાસભાનો આદેશ નથી અને ઇરાદો પણ નથી. સર્વતોમુખી વિચાર, પણ ઝડપી વિદ્યુતવેગી આચાર, તે આપણી નેમ છે. પણ મહાસભા આત્મરક્ષણનો મૂળભૂત અધિકાર જતો કરી પરમાર્થ કરવા તૈયાર નથી.

અત્યારે જે રમખાણો ફાટી નીકળ્યાં છે તે સર્વે આ મૂઢ સરકારની કરણીને જ આભારી છે. જરૂર આ સરકારની કરણી તેની પાર ઉતરણી થવાની છે. આપણાં શાસ્ત્રોએ કહ્યું છે : राजा कालस्य कारणम् । રાજા કાળનું એટલે સમયનું કારણ છે. રાજાની કલ્પના એટલી બધી અતિમાનવની — 'સુપર-મૅન'ની — હતી કે સર્વેનું કારણ તેનામાં જ ગોતવામાં આવતું. આ છેક ખોટું નથી. સરકારે પ્રજાદેહને પાછો મૂળ શાન્તિના રાહ તરફ વાળવો હોય તો તેણે પોતાના દેહમાં મૂળભૂત સુધારા કરવા જોઈએ. પ્રજાદેહની અવગણના કરવાથી મદોન્મત્ત સામ્રાજ્યો પણ ભરખાઈ

થયાં છે; અને બ્રિટિશ સામ્રાજ્યને અપવાદ તરીકે ગણવાનું કાંઈ કારણ જણાતું નથી. નસીબવાદી લોક કહે છે કે, એનું પુણ્ય પરવારશે ત્યારે આ સામ્રાજ્ય આપોઆપ નાશ પામશે; પણ એનું પુણ્ય પરવારતા સુધી વાટ જોઈ બેસી રહે તેવા લોક સ્વરાજ્યને બિલકુલ લાયક નથી, એ આપણે સર્વે હવે બરાબર સમજી ગયા છીએ.

૭

## 'હમેશના લૂંટારા'

તા. ૨૧મી સપ્ટેંબર, ૧૯૪૨

આપણી કમનસીબી એટલી મોટી છે કે, 'હમેશના લૂંટારાના હાથમાં આપણે સપડાયા છીએ.' એક હાથે કાંઈ છૂટ આપવામાં આવી હોય છે તો તે સાથે જ બીજે હાથે અવનવી તરકીબોથી તે છૂટની ગતિને કુંઠિત કરવા ચક્રો ગતિમાન થાય છે. ૧૮૩૩થી માંડીને અત્યાર સુધી હિંદના રાજતંત્રમાં જે કહેવાતા સુધારા કરવામાં આવ્યા છે તેનો પ્રજાની દૃષ્ટિએ અભ્યાસ કરવામાં આવશે તો આ સત્ય દીવા જેવું સ્પષ્ટ થશે. ઇતિહાસને વાસ્તવિક દૃષ્ટિએ જેઓએ વાંચ્યો છે તે સર્વેને હવે સમજાઈ ગયું છે કે, બ્રિટન જેવું ભયંકર લોકશાહી વિરોધી તત્ત્વ આખા જગતમાં નથી. ઇટાલીએ એબિસીનિયા ઉપર ચઢાઈ કરી ત્યારે શાન્ત કોણ બેસી રહ્યું હતું? લોકશાહી સ્પેનને કોણે દગો દીધો હતો? રશિયાની અવગણના કરી જર્મનીની સોડમાં ભરાવા કયો સિંહ વેતરણ કરી રહ્યો હતો?— આ સવાલોના નિષ્પક્ષપાત જવાબો બ્રિટનને જ ગુનેગાર ઠરાવે છે

આ લડાઈની શરૂઆતથી જ સરી જતું વર્ચસ્વ ચાલુ રાખવા મથતા હિન્દુ કુટુંબના વડાની માફક બ્રિટને હિન્દને માથે લડાઈ ઠોકી બેસાડી — એના દિલમાં એમ કે એમાં હિન્દી સંમતિની જરૂર શી? વળી સંમતિ મેળવવા જતાં હિન્દની આઝાદીની ચર્ચા કરવી પડે અને મુશ્કેલી ઊભી થાય, એના કરતાં હિન્દને લડાઈમાં સંમતિ વિના સંડોવવું. મહાત્મા ગાંધીજીએ અત્યંત ભાવનાભર્યું નિવેદન કર્યું, એટલે કદાચ એ લોકો વધુ દઢ થયા હશે, આમ છતાં હિન્દમાંથી ઝડપી ભરતી કરી વિજય મેળવવા મથતા બ્રિટનને પોતાની ભૂલ તરત જ સમજાયેલી હોવી જોઈએ; પણ ડનકર્ક, ક્રીટ અને તોબ્રૂક આગળ પાછી હઠતી પ્રજાને હિંદમાં તો પોતાના જ ગાલ પર ધોલ મારી તે રાતો દેખાડવો હતો. આમાં પણ એ ફાવ્યા નહીં; અને ગાંધીજીએ "હિન્દ છોડી જાઓ"નું સૂત્ર આખા દેશ આગળ મૂકતાં તેઓના દિલમાં ઉત્પાત જાગ્યો અને એક જ અઠવાડિયામાં પ્રજાને દાબી દેવાની દઢ નેમ છતાં હવે બ્રિટિશ સિંહને જરા વિચાર કરવા જેવી ઘડી આવી પહોંચી છે. યુરોપમાં બ્રિટિશ સિંહને . . . સસલાની માફક નસાડવામાં આવ્યો છે. એશિયામાં બ્રિટિશ સિંહે શિયાળની માફક પોતાના મુલકો છોડી દીધા છે. આમ છતાં હિન્દમાં આ શિયાળ સિંહની માફક ગર્જવાની મિથ્યા ચેષ્ટા કરી રહ્યું છે.

અમેરિકાના સન્ડરલૅન્ડને ૧૯૦૫ની સાલમાં દાદાભાઈએ લખેલો પત્ર ધ્યાનમાં રાખવા જેવો છે. દાદાભાઈ લખે છે:

"હિન્દની હાલત ઘણી જ દયાજનક છે. એની સ્થિતિ ગુલામથી પણ બૂરી છે. હમેશના લૂંટારાના હાથમાં હિન્દ સપડાયું છે. આ લૂંટ સીધી પરદેશ ચાલી . . . જાય છે. અંગ્રેજોના આવતા અગાઉ પરદેશીઓનાં જે આક્રમણો હિન્દ ઉપર થતાં તે આટલાં ક્રૂર ન હતાં. એ લોક આવતા અને લૂંટ કરીને ચાલ્યા જતા. વળી પાછો થોડો સમય શાન્તિ રહેતી તે વખતે લૂંટાયેલા પ્રદેશની આબાદી સધાતી. પણ અત્યારે આમ નથી બ્રિટિશ લૂંટ જરાયે આરામ લીધા . . . સિવાય ચાલુ જ છે અને વધતી જાય છે. હિન્દને આમાંથી ઊગરવાનો રસ્તો નથી."

૮

## ખેડા જિલ્લાના ભાનભૂલેલા સૂત્રધારો

તા. ૨૮મી સપ્ટેંબર, ૧૯૪૨

નડિયાદમાં જે રીતે કાયદો અને વ્યવસ્થા જાળવવા પ્રયાસ થઈ રહ્યા છે તે ઉપરથી એમ જણાય છે કે હિન્દની રાજધાની નડિયાદ જ છે. સ્ટેલિનગ્રેડ ઉપર જેટલો ધસારો જર્મન દળે નહિ કર્યો હોય એટલો ધસારો ત્યાંના ગભરાયેલા પોલીસવડા અને જિલ્લા મેજિસ્ટ્રેટે નિઃશસ્ત્ર અને નિર્દોષ પ્રજાજનો ઉપર કર્યો જણાય છે. મારા એક મિત્ર નડિયાદથી આવેલા તે કહે છે કે, નડિયાદ જતું જરાયે સહીસલામત નથી. ત્યાં બધાને લાઠીનો પ્રસાદ મળે છે. ગાડીમાં બેઠેલાને નીચે ઉતારી મારવામાં આવે છે. આ બધું કરવાના કારણમાં માત્ર એટલું છે કે, ત્યાં એક ધડાકો બોમ્બ કે બીજા કોઈ પદાર્થથી થયો, અને તેની શોધ કરવામાં પોલીસ ખાતું નિષ્ફળ નીવડ્યું. આવા તો ચારપાંચ ધડાકા અમદાવાદમાં પણ થયા છે, પણ નડિયાદ જેવી સ્થિતિ હજુ અમદાવાદમાં થઈ જણાતી નથી. ભવિષ્યમાં અમદાવાદમાં પણ તેવું જ થાય તો અમને નવાઈ નહિ લાગે. અધિકારીઓના માનસને કોણ પારખી શક્યું છે?

વર્તમાનપત્રોમાં આવતી નડિયાદની ખબરો ઉપરથી ત્યાંના પોલીસવડા અને જિલ્લા મેજિસ્ટ્રેટને એક સૂચના કરવાનું મન થાય છે. જેવી રીતે સરકારના આ તંત્રમાં મુસલમાનોને દંડ અને મારમાંથી બાકાત રાખવાનાં છાનાં ફરમાનો છૂટે છે અને તે વિષે વાતો વહેતી થાય છે, તેવી રીતે સરકારી નોકરોનાં સગાંવહાલાંને મુક્તિ નથી મળવાની એવાં ફરમાનો કાઢો. ગઈ કાલનાં વર્તમાનપત્રો ઉપરથી જણાય છે કે, . . . ના ફર્સ્ટ ક્લાસ સબજજ . . . નાં વૃદ્ધ માજીને પણ પોલીસની લાઠી પડી છે. એમના ભાઈઓ પણ મોટા અમલદારો છે. તે બધા જો સરકારના કેરળ આશ્રિત

બની ગયા હોય તો તેમણે આ બનાવથી ચેતવું જોઈએ. આ રાજતંત્રમાં માત્ર ગુંડાઓ સિવાય બીજાઓની સલામતી જણાતી નથી. આ પ્રશ્નનો બીજી રીતે વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે, ખેડા જિલ્લાના સૂત્રધારો હિન્દી હિલચાલને મદદ કરી રહ્યા છે. દરેક સ્વદેશભક્ત એમને ભલામણ કરશે કે સરકારી નોકરોનાં માતા-પિતા, સ્ત્રી-પુત્રાદિક ઉપર પણ ભલે લાઠી ચલાવો, ટિયરગૅસ છોડો કે ગોળી ચલાવો. સરકારી નોકરો અને બીજાઓ જેમના દિલમાં આ સરકાર પ્રત્યે જરાયે કુમળી લાગણી રહી હશે તે લાગણી નાબૂદ કરવાનો સફળ રસ્તો ખેડા જિલ્લાના ભાનભૂલેલા, મદોન્મત્ત અમલદારો લઈ રહ્યા છે. ઘણાને એમ લાગતું કે, આમપ્રજાનો સંપૂર્ણ સાથ મળતો નથી; પણ તે વાત ખોટી છે. સરકારી નોકરોના તથા સામાન્ય લોકનાં પુત્ર-પુત્રીઓ જે ઉત્સાહ દર્શાવી રહ્યાં છે અને સાથ આપી રહ્યાં છે તે જોઈ જરૂર અજાયબી ઉપજે છે. જૂની કહેતી તો એવી છે કે, પાણી કોઠીએ કાના ન ચડે, પણ હવે તો પાણી કોઠીએ કાના ચઢવાના છે એ કોઈ ન ભૂલે. ચાલુ રાષ્ટ્રીય જાગૃતિ સર્વતોમુખી હિલચાલમાં જરૂર પરિણમવાની છે.

ગાંધીજીએ સૈનિકોના સ્ત્રીઓ પ્રત્યેના ખરાબ વર્તન વિષે એક લેખ લખ્યો હતો. તેમાં કેટલીક ઠીક સૂચનાઓ કરવામાં આવી હતી કે, આપણે સામનો જ કરવાનો થાય ત્યારે શસ્ત્રની જરૂર પડતી નથી; આપણને કુદરતે નખ, દાંત વગેરે આપ્યાં છે. આપણે બચકું ભરી શકીએ છીએ, માત્ર આપણામાં દૃઢતાથી સામનો કરવાની પ્રબળ મનોવૃત્તિ હોવી જોઈએ. ગાંધીજીની સૂચનાઓ સૈનિકો સાથે કેમ વર્તન રાખવું તે વિષે હતી. અમે તે જ સૂચનાઓનો હક્ક જાલિમ સામે સાર્વત્રિક અમલ કરવાની ભલામણ કરીએ છીએ. નડિયાદ જેવા ગુંડારાજમાં દરેક વ્યક્તિની ફરજ છે કે, હરેક પ્રકારે સામા થઈ આ ભાનભૂલેલા લોકની સાન ઠેકાણે લાવવી. પોલીસદળમાં આપણા જ ભાઈઓ છે તે આપણે જાણીએ છીએ પણ તેમને સમજાવવામાં આવે છે તે છતાં પરદેશી સરકારના હાથા બની આપણાં માથાં ફોડવા તેઓ આવે છે ત્યારે આપણી પવિત્ર ફરજ છે કે, ગાંધીજીએ દર્શાવેલા અભિપ્રાય પ્રમાણે, આપણે આ આક્રમણકારીઓનો સામનો કરવો અને તેમને નિર્બળ બનાવવા. આત્મરક્ષણનો પવિત્ર અધિકાર મદોન્મત્ત સરકારો પણ છીનવી શકતી નથી એવી મનોવૃત્તિમાં દૃઢ થવું અને તેને સાર્વત્રિક બનાવવી.

## ૯

## બિહારના અત્યાચારો

તા. ૫મી ઑક્ટોબર, ૧૯૪૨

તા. ૩ જી ઑક્ટોબરના 'જન્મભૂમિ'માં રાવબહાદુર શ્રી નારાયણ માહથાએ રાજસભામાં કરેલા પ્રવચનનો હેવાલ બ્રિટનનું સત્તાપ્રિય માનસ વ્યક્ત કરે છે. તેમાં નીચેનો ફકરો ખાસ ધ્યાન ખેંચે તેવો છે:

"પોલીસ અને લશ્કરો, ગ્રામ્ય વિસ્તારો ઉપર છોડી મૂકવામાં આવ્યાં હતાં અને મારા પોતાના વતનના જિલ્લાના રાષ્ટ્રીય યુદ્ધ-મોરચાના આગેવાન તરીકેના . . . ગામડાંઓમાંના-મારા પ્રવાસ દરમિયાન પોલીસ અને લશ્કરના જુલમના, વિનાશક પ્રવૃત્તિઓના, અકારણ ભાંગફોડના, ખાનગી મિલકતો લૂંટવાના, આખાં ગામડાં બાળી મૂકવાના, ધમકી આપીને નાણાં કઢાવવાના અને કેટલાક સંજોગોમાં શારીરિક રિબામણની વિગતો આપતા અહેવાલો પડ્યા હતા. આવા નિર્દય જુલમોની વિગતો આપતું એક નિવેદન મેં મારા જિલ્લા મૅજિસ્ટ્રેટને અને મારા પ્રાન્તના મુખ્ય મંત્રીને સુપરત કર્યું છે. આ નિવેદન પર મારી પોતાની, જિલ્લા યુદ્ધ સમિતિના મંત્રી અને જિલ્લા બૉર્ડના પ્રમુખની સહીઓ છે. આખા હિંદમાં કદાચ આ જ સંસ્થા એવી છે કે જેણે લગભગ ચાર લાખની કિંમતનાં યુદ્ધ-બૉન્ડો ખરીદ્યાં છે

તે ઉપરાંત બિહારના ગવર્નરના સલાહકાર અને મુખ્ય મંત્રી આગળ પણ, મેં મારી સગી આંખોએ આ ગામડાંઓમાં જે હકીકતો જોઈ છે, તે રજૂ કરી છે. બજારોમાંની*સઘળી સમૃદ્ધ દુકાનો લૂંટી લેવામાં આવી હતી અને આખાં ગામડાંઓ બાળી મૂકવામાં આવ્યાં હતાં. આ કામ ટોળાશાહીનું ન હતું પણ લશ્કર અને પોલીસનું હતું

મારે કબૂલ કરવું જોઈએ કે, આ દશ્યો મરતા સુધી મારી આંખો આગળ તર્યા કરશે. બિહારમાંના હિન્દીઓ હવે એ શીખી ગયા છે કે એક હડકાયા કૂતરાને અને કાળા હિન્દીને ગોળીથી વીંધી . . . નાંખવામા ઝાઝો તફાવત નથી.

આ પ્રવૃત્તિનો વિસ્તાર, ઊંડાણ અને અગત્ય હજી તેના ખરા સ્વરૂપમાં સમજાયાં નથી. એ . . . વિદ્યાર્થીઓની કે કૉંગ્રેસની ચળવળ નથી; કે હિન્દના યુદ્ધ-પ્રયાસોમાં અંતરાય નાખવાની પાંચમી કતારની પ્રવૃત્તિ નથી.

જે પ્રજા આગળ તમે રાજકીય સ્વતંત્રતાની લાલચો આપી છે, જેમની ધીરજ માનવસહિષ્ણુતાની મર્યાદા વટાવી ગઈ છે અને પોતે જે સ્વતંત્રતા ભોગવતી નહિ હોય તેનું રક્ષણ કરવાની વિરોધાભાસી ફરજ જેને માથે લાદવામાં આવી છે તે પ્રજાનું આ મરણિયું શેષ પ્રદર્શન છે."*

નોંધ: ૧. ઉપરનો ઉતારો અક્ષરશઃ તા. ૩જી ઑક્ટોબર ૧૯૪૨ના જન્મભૂમિમાં ઉતારવામાં આવ્યો છે. આપણી કમનસીબી એ છે કે આવા અહેવાલો ઝટ સ્થાનિક પેપરોમાં છપાતા નથી. આ રાયબહાદુરનું આખુંયે ભાષણ રસપ્રદ છે અને બ્રિટિશ રાજ્ય સામે એક ભારે તહોમતનામું રજૂ કર્યું છે. આ સાથે ૧૮૫૭ના બળવાના અહેવાલો સરખાવવા

(* આના મૂળ અંગ્રેજી માટે જુઓ 'ઇંડિયા અનરેકૉન્સાઇલ્ડ' પા. ૩૭૫-૬)

જેવા છે. અંગ્રેજ માનસ તેનું તે જ છે: 'હડકાયા કૂતરાઓને ગોળીથી ઠાર કરો.'

નોંધ: ૨. આ સંબંધમાં Subject India (કર્તા-બ્રેલ્સફર્ડ)માં પાન ૨૩ નીચેની ફૂટનોટ નીચે મુજબ છે:

"I do not know what provocation they had received. In a perallel case at Chimur, in 1942, it is alleged that six women had been raped. So too, in 1942, though two Br. Airmen who crashed were murdered, it must be remembered that crowds were machine-gunned from the air."

Subject India. p. 23. footnote

નોંધ: ૩. અંગ્રેજોના હાલના વર્તનનું મૂળ ૧૮૫૭માં જડે છે. એ પહેલા પ્રાસકા પછી હમેશાં અંગ્રેજોએ એવું જ વર્તન દાખવ્યું છે. નીચેનો ફકરો વિચારો:

"From Cawnpore can be traced the widespread belief that one European life, especially that of a woman or child, is worth the lives of innumerable Indians. Educated Englishmen came to India with ideas drawn from the Press of that period, invariably depicting the Indian as a cowardly slayer of women."

Thompson & Garret
Rise & Fulfillment of Br. Rule
in India ch. VI. pp. 454-55

૧૮૫૭ને આટલાં વરસો વીત્યાં છતાં હજુ આપણે નસીબે એ જ વાત રહી! આપણે કાંઈ ધડો લીધો જ નહિ! અત્યારે પણ દરેક અંગ્રેજ હિન્દી-વિરોધી માનસ લઈને આવે છે અને તુમાખીથી વર્તે છે. '૫૭ના અત્યાચારોનું પુનરાવર્તન અંગ્રેજો કરતા આવ્યા અને આપણે તેની સામે કયું બળ સફળ રીતે યોજવું તે હજી વિચારી શક્યા નથી. ગાંધીજીએ ૧૮૫૭ના બળવાના પુસ્તકમાંથી શો સાર ગ્રહણ કર્યો તે તપાસ એમની 'આત્મકથા'ના કોઈ અભ્યાસીએ કરવા જેવી છે ખરી.

ચાલુ] 'રાષ્ટ્રપ્રેમી'

# વિદ્યા સાચું ધન છે, વસ્તુઓ નહિ

ચંપા નગરીમાં ધનપાલ નામે ધનવાન ગૃહસ્થ રહેતો હતો. તેની પાસે ધન-ધાન્ય, સોનું-રૂપું, ઘર-શયન, આસન-વાહન, ગાય-ઘોડા વગેરે મબલક હતાં. વેપાર-ધંધો તેમ જ વ્યાજવટાવમાં તેને ઘણી આવક હતી.

તેની પાસે ચાર કરોડ સોનૈયા દાટેલા સંઘરામાં હતા, ચાર કરોડ વ્યાજે, અને ચાર કરોડ ચાલુ વ્યવહારમાં હતા. ઉપરાંત દસ હજાર ગાયનો એક એવા ચાર 'વ્રજ' તેને ત્યાં હતા.

તે ધનપાલ શેઠને કેટલાય રાજા-મહારાજા, શેઠ-સંઘવી વગેરે પોતાનાં જરૂરી કામકાજ અને વ્યવહારોમાં પૂછવા જોગ અને સલાહ લેવા જોગ માનતા. પોતાના કુટુંબનો પણ તે પૂછવા જોગ, આધારભૂત, અને નેત્રરૂપ હતો.

તેને બે પુત્રો હતા. મોટાનું નામ યશપાલ હતું અને નાનાનું નામ સુખપાલ. પિતાએ જન્મથી માંડી તેમના સર્વ સંસ્કાર ધામધૂમથી રૂડી પેરે કર્યા હતા, અને ઉંમર થતાં કલાચાર્ય પાસે લેખન, ગણિત, વગેરે વિદ્યાઓ શીખવા જોગવાઈ કરી હતી.

યશપાલ એ બધી વિદ્યાઓ આચાર્યની શુશ્રૂષાપૂર્વક ભારે પરિશ્રમથી શીખતો; પરંતુ સુખપાલ એમ જ વિચાર કર્યા કરતો કે, "આ બધી વિદ્યાઓનું ફળ કેવળ આજીવિકા અને ધનોપાર્જન છે; તે તો મને જન્મસિદ્ધ છે; તો પછી શા માટે હું આ ઉદ્યમ કરું? વળી, મારા કલાચાર્ય આ બધી વિદ્યાઓ સારી પેઠે જાણે છે, છતાં તેઓ મારા પિતા જેવા ધનિકોની નોકરી કરીને જ માંડ આજીવિકા કરી શકે છે. માટે, વર્તમાન કાળમાં કેવળ પરિશ્રમરૂપ, અને ભવિષ્યમાં પણ બહુ અલ્પ ફળ આપનારી એ વિદ્યાઓ શીખવામાં શા માટે સમય અને શક્તિ ગુમાવવાં? તેના કરતાં જે ધન અત્યારે મને મળેલું છે અને જે વાપર્યું ખૂટે તેવું નથી, તે ધનને ભોગ અને દાન વડે ભોગવવું એ જ વિશેષ યોગ્ય ન કહેવાય?"

સુખપાલના આવા વિચારોથી અને ભણવામાં અનુદ્યોગથી ધનપાલ ખિન્ન થતો; પરંતુ તેની પત્ની અને સુખપાલની માતા ભદ્રા શેઠાણી પુત્રની આ રીતિનીતિ જોઈ, ન તો ચિડાતી કે ન ખુશ થતી.

એવામાં ધર્મપાલ નામે સાધુ ગામેગામ પગપાળા ફરતા, તથા તપ અને સંયમથી પોતાની જાતને શોભાવતા ચંપા નગરીમાં આવી પહોંચ્યા. ભિક્ષાનો સમય થયે તે વિધિપૂર્વક નિર્જીવ અને નિર્દોષ ભિક્ષાની શોધમાં ફરતા

ફરતા ધનપાલ શેઠને ઘેર આવી પહોંચ્યા. ધનપાલે તેમનો બહુ આદરસત્કાર કર્યો અને પૂજન કર્યું.

- તે વખતે ધનપાલ શેઠનાં બધાં કુટુંબીઓ પણ ધર્મપાલ સ્વામીની આસપાસ દર્શનાર્થે વીંટળાઈને બેઠાં. ત્યારે પ્રસંગ જોઈ, ધનપાલે ધર્મપાલ સ્વામીને વિનયપૂર્વક પૂછ્યું :– "ભગવન્! મારો નાનો પુત્ર સુખપાલ વિદ્યોપાર્જનની બાબતમાં આવું આવું માને છે અને કહે છે; તો શું તેનું તે માનવું ઠીક છે ?"

ધર્મપાલ સ્વામીએ જવાબમાં સુખપાલ સામું જોઈને મંદ મંદ હસતાં હસતાં કહ્યું :– હું હમણાં જ એક ઘટના જાતે જાણીને આવ્યો છું. તે તમને સૌને આદ્યંત કહી સંભળાવું છું; તે ઉપરથી તમે આ પ્રશ્નનો જવાબ જાતે જાણી લેજો !

ગઈ કાલે હું પગપાળો . . . ગામથી નીકળી અહીં આવતો હતો. સૂર્યાસ્તનો સમય થવા આવ્યો તે અરસામાં હું ગામ બહાર આવેલા અશોક ઉદ્યાન પાસે આવી પહોંચ્યો. તેમાં આવેલા પૂર્ણભદ્ર યક્ષના સ્થાનક પાસે મેં ઉતારો કર્યો. મોડી રાતે હું ધ્યાન-ચિંતન કરતો એક બાજુ બેઠો હતો. તેવામાં મેં એક માણસને દોડતો ત્યાં આવતો જોયો. તે પોતાના કેશ મૂઠીઓ ભરી-ભરીને તોડતો હતો, તથા વારંવાર પોતાની છાતી ઉપર જોરથી પ્રહાર કરતો-કરતો 'હાય મૂર્ખતા ! ધિક્ મૂર્ખતા !' એમ કહી કલ્પાંત કરતો હતો. તેણે યક્ષને સ્થાનકે આવી, પગથિયાં પાસે બેસી, મોટી ચીસો પાડી રોવા માંડ્યું, તથા પથ્થર ઉપર માથું અફાળવા માંડ્યું.

તેની આવી દુઃખભરી ચેષ્ટાઓ જોઈ હું ઊઠીને તેની પાસે ગયો, અને તેને આમ કરવાનું કારણ પૂછ્યું.

તેણે મારા મોં સામું થોડો વખત તાકી-તાકીને જોયા બાદ, જરા શાંત થઈ, પગે લાગી, આ પ્રમાણે કહ્યું :–

"ભગવન્! આપનાં દર્શનથી મારું મન કંઈક શાંત થયું છે. અને કૃપા કરી આપ મને પૂછો છો, તો મારું મૂર્ખતાભર્યું વૃત્તાંત સાંભળો.

"હું અહીંથી સો કોસ દૂર આવેલા . . . ગામનો ખેડૂત છું. વારંવાર દુષ્કાળ પડવાથી તથા રાજાના મહેસૂલ ઉઘરાવનારા અધિકારીઓના તગાદાથી ત્રાસીને હું મારાં સ્ત્રીપુત્રને કોઈ સગાને ત્યાં મૂકી, આજીવિકા શોધતો આ પ્રદેશમાં આવી પહોંચ્યો. ભૂખ અને થાકથી હેરાન થતો હું થોડા દિવસ ઉપર આ જ સ્થાનકની બહાર એક વૃક્ષ નીચે આવીને સૂતો અને ઘસઘસાટ ઊંઘી ગયો. મોડી રાતે મારા માથા નીચેના દરમાંથી નીકળેલી કીડીઓના ચટકાથી ત્રાસીને હું જાગી ઊઠ્યો. તે વખતે મેં યક્ષના આ મંદિરનાં પગથિયાં ઉપરથી એક પુરુષને હાથમાં વિચિત્ર કદ તથા આકારનો એક કુંભ લઈને ઊતરતો જોયો. તે ઘણા આનંદમાં હતો. તેણે પગથિયાં ઊતરીને તરત જ તે કુંભને જમીન ઉપર મૂક્યો. પછી તેની આસપાસ કૂંડાળું કરી, તે ધીમેથી બોલ્યો, 'અહીં એક સુખાસન થઈ જાય તથા ચાર દાસીઓ સોનાનાં પાત્રમાં ઉત્તમ ભોજનસામગ્રી તથા જળ વગેરે લઈને હાજર થાય !'

"હું નવાઈ પામીને, સંતાઈ, જોઈ રહ્યો હતો, તેવામાં તો ત્યાં એક સોનાનું દિવ્ય તથા સ્વયંપ્રકાશ સિંહાસન પ્રગટ થયું, અને જુદી જુદી દિશાએથી ચાર દાસીઓ હાથમાં ખાનપાનનાં વિવિધ પાત્રો લઈને હાજર થઈ. તેમણે ઘણા વિનયપૂર્વક તે બધું પેલા પુરુષ આગળ રજૂ કર્યું. પેલો પુરુષ ભૂખ્યો હોવાથી તરત બધું ખાઈ ગયો. પછી તેણે કુંભ સામું જોઈને ફરીથી કહ્યું કે, 'હવે આ બધું પાછું ચાલ્યું જાય !' એટલે તરત તે દાસીઓ, સિંહાસન વગેરે હવામાં ભળી જાય તેમ અલોપ થઈ ગયાં. પેલો પુરુષ પછી તે કુંભને એક વસ્ત્રમાં વીંટી, ત્યાંથી ચાલી જવા તૈયાર થયો. એટલે તરત મેં દોડતા દોડતા તેની પાસે જઈ, તેના પગ પકડી, આજીજી કરતાં કહ્યું, 'હે ભાગ્યશાળી પુરુષ, મેં તમારા આ કુંભનો બધો ચમત્કાર હમણાં નજરે જોયો છે. હું એક બહુ કંગાળ દુઃખી મનુષ્ય છું; તથા ઘરબાર કુટુંબ વગેરે છોડી, ભૂખે મરતો આજીવિકાની શોધમાં અથડાતો કુટાતો અહીં આવ્યો છું. તો કૃપા કરી, આ કુંભ પાસેથી મને થોડું ઘણું ધન અપાવો, તો હું ઝટ મારે ઘેર પાછો જાઉં, અને ત્યાં મારાં દુઃખી તથા ભૂખે મરતાં બૈરીછોકરાં સાથે ભેગો થઈ, સુખી થાઉં !'

"પેલા પુરુષે મારી આ કાકલૂદી સાંભળીને, મારા ઉપર દયા લાવી હસતાં હસતાં કહ્યું, 'ભાઈ! હું પણ તારી પેઠે જ કંગાળ હાલતમાં પરદેશથી આજીવિકા શોધતો આ તરફ આવ્યો હતો અને દુઃખના ભારથી આ સ્થાનકે ઝાડ હેઠળ આપઘાત કરવા તૈયાર

થયો હતો. તેવામાં પાસે જ બીજા વૃક્ષ નીચે ઉતારો કરીને રહેલા એક તપસ્વી સાધુએ મારા ઉપર કૃપા લાવી આ કુંભ મેળવવાની વિદ્યા મને શીખવી. તે વિદ્યા સાત દિવસ અને સાત રાત સુધી ઉપવાસ કરી, મંત્ર ભણવાથી સધાય છે. એ વિદ્યાની સાધના હમણાં જ પૂરી થઈ, અને મને આ કુંભ મળ્યો. તે લઈ, હું બહાર નીકળ્યો, અને તેની પરીક્ષા કરવા મેં ભોજનસામગ્રી જ માગી. તેં પણ જોયું કે એ કુંભમાં ખરેખર, એવી ચમત્કારી શક્તિ છે. તારી કથની પણ બરાબર મારા જેવી જ છે, તથા તું પણ આ કુંભની ગુપ્ત હકીકતનો જાણકાર બન્યો છે, તો હું તને એ કુંભ કે તે મેળવવાની વિદ્યા એ બેમાંથી જે કહે તે ખુશીથી આપીશ!'

"હું તેનો આ જવાબ સાંભળી, રાજી રાજી થઈ ગયો. મેં વિચાર્યું કે, એ વિદ્યા દ્વારા પણ છેવટે આવો કુંભ જ મેળવવાનો છે ને! તો પછી શા માટે હું એ મંત્ર શીખવાની તથા સાધવાની ખટપટમાં પડું? તેના કરતાં આ કુંભ લઈ, તેના વડે મેળવેલા ધનથી મારાં સ્ત્રી-પુત્ર, નાતીલાં વગેરે સાથે આનંદ કરતો થઈ જાઉં, એ જ શું ખોટું?

"આમ વિચારી મેં તેને કહ્યું, ભાઈ! મેં તો તારી પાસે થોડુંક ધન જ માગ્યું હતું, પણ તું પ્રસન્ન થઈને મને આખો કુંભ કે તેની વિદ્યા જ આપવા તૈયાર થયો છે, તો પછી તું કૃપા કરી મને એ કુંભ જ આપ!

"પેલો માણસ 'વારુ' એમ કહી, પહેલાં કુંભ વડે થોડું ધન મેળવી લઈ, પછી મને કુંભ આપી દઈ તરત ચાલતો થયો. હું પણ તે કુંભ વડે મેળવેલા ઉત્તમ, વેગવંત રથમાં બેસી, જલદી મારે ગામ પાછો ગયો, અને ત્યાં પહોંચી, એ રથને પાછો અલોપ કરી દઈ, ઘેર ગયો. ત્યાર બાદ કુંભ પાસેથી મેળવેલી સોનામહોરો વડે મેં એક મોટો મહેલ બનાવરાવવા માંડ્યો. મહેલ તૈયાર થતાં મેં મારાં બધાં સગાંવહાલાંને મોટી મિજબાની આપી. તેમાં પુષ્કળ ખાઈ પી, દારૂ ઢીંચી, આનંદમાં આવી, હું પેલા કુંભને માથા ઉપર મૂકી 'વાહ કુંભ! વાહ કુંભ!' કરતો નાચવા લાગ્યો. તે વખતે હાલવાથી મારે માથેથી તે કુંભ જમીન ઉપર પડીને તત્કાળ ફૂટી ગયો. તે કુંભ નાશ પામતાં જ તેના વડે પ્રાપ્ત થયેલી પેલી બધી સામગ્રી પણ તત્કાળ અલોપ થઈ ગઈ! પછી મારાં કુટુંબીઓ, તથા મને અચાનક મળેલી મબલક ધન-સંપત્તિની ઇર્ષ્યા વડે બળતાં મારાં સગાંસંબંધીઓ વડે થયેલી વિડંબનાથી શરમાઈ – ત્રાસી, હું તે બધાંને છોડી આજે જ પાછો આ વક્ષને સ્થાનકે આવી, મારી મૂર્ખતા ઉપર પસ્તાવો કરતો મરવા માટે બેઠો છું. મેં જો થોડો પરિશ્રમ કરવાથી ડર્યા વિના પેલા પુરુષ પાસે કુંભને બદલે કુંભની વિદ્યા જ માગી લીધી હોત, તો એક કુંભ ફૂટતાં હું બીજો કુંભ મેળવી શકત, અને મારી સુખસંપત્તિ કાયમ રહેત!"

આટલે સુધી આવ્યા બાદ ધર્મપાલ સ્વામીએ સુખપાલ તરફ નજર કરીને કહ્યું, એ માણસ કાલ રાતનો હજુ પણ તે પગથિયાં પાસે જ પડેલો છે!

સુખપાલે આ સાંભળી, તરત પોતાના નોકરોને એક વેગવાન રથ લઈ યક્ષને સ્થાનકે જવા તથા ત્યાંથી તે પુરુષને તેડી લાવવા કહ્યું.

નોકરો થોડી વારમાં જ દુઃખ–તાપથી પીડાયેલા તે હતભાગી પુરુષને ત્યાંથી લઈ આવ્યા. તેણે ધર્મપાલ સ્વામીને ત્યાં બેઠેલા જોઈ, તેમને ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા, તથા તેમના કહેવાથી પોતાનું આખું વૃત્તાંત ફરીથી તે સૌને કહી સંભળાવ્યું.

સુખપાલ તે સાંભળી, આંસુભરી આંખે ઊભો થયો, અને ધર્મપાલ સ્વામીને પગે લાગી કહેવા લાગ્યો, 'ભગવન્, આપે આજે મને અંધને નેત્ર આપ્યાં છે, તથા અંધારામાં ભટકતાને પ્રકાશ બતાવ્યો છે. હું મારી મૂર્ખતાથી આ પુરુષની પેઠે મારા વિનાશને પંથે વળતો હતો, ત્યાંથી આપે કૃપા કરીને મને સન્માર્ગે પાછો આણ્યો છે. હવે હું બરાબર સમજ્યો છું કે, વિદ્યા એ જ સાચું ધન છે; અને વિદ્યા મેળવવા સારુ જ આળસ છોડી પ્રયત્ન કરવો જોઈએ!'

ધન એ ધન નથી, વિદ્યા એ ધન છે!

ધનપાલ શેઠે બીજે દિવસે પેલા ખેડૂતને પૂરતું ધન આપી, તેને ઘેર જવા વિદાય કર્યો.

[જૈન કથા ઉપરથી] ગો૦

# ગામડાં માટે મનોરંજન પ્રવૃત્તિ

મનુષ્યને એની મરજી વિરુદ્ધ કંઈ કામ કરવું પડે તો એવું કામ કરતાં કરતાં એને એક જાતનો માનસિક થાક ચઢે છે. આ થાક ઉતારવા માટે પછી માણસ જુદી જુદી જાતના મનોરંજનના રસ્તાઓ શોધે છે. મનુષ્ય જ્યારે જંગલી દશામાં હતો ત્યારે પણ શિકારનાં થકવી નાંખે એવાં કામો એને ભાગે આવતાં. એટલે જ્યારે એ કામ પૂરું થતું ત્યારે શિકારની ચારે બાજુએ એ લોકો નાચતા અને એ રીતે થાકેલા મનને આરામ અને આનંદ આપવાનો પ્રયત્ન કરતા. ખેતીની શોધ પછી માણસને મન અને શરીરને થકવી નાંખે એવો શ્રમ ઓછો કરવો પડ્યો હશે. પણ ઉદ્યોગવાદ શરૂ થતાં માણસના મનને થકવે એવો શ્રમ ફરીથી શરૂ થયો. ખેતીવાડી અને શિકારમાં વિવિધતા આવતી હોવાથી આ શ્રમ મોટે ભાગે હળવો બનતો હતો. પણ ઉદ્યોગવાદમાં માનસિક શ્રમ પરાકાષ્ઠાએ પહોંચ્યો. સોય બનાવવી હોય તો એક માણસ વાળાના ટુકડા કરે, બીજો માણસ તેને અણી કાઢે, ત્રીજો માણસ નાકું પાડે, અને ચોથો વળી ઘસી આપે, અને પાંચમો પડીકાં વાળે. આ પ્રમાણે એક માણસના હાથમાં સતત એકધારું કામ આવ્યા કરતું હોવાથી એના જ્ઞાનતંતુઓ થાકી જાય છે અને પરિણામે કામ પૂરું થતાં જ મનોરંજન મેળવવા માટે જેવા હાથ લાગે તેવા રસ્તા શોધવા નીકળી પડે છે.

આ જ પ્રમાણે આજના જમાનામાં ગોખણપટ્ટીને લીધે વિદ્યાર્થીઓના મગજ ઉપર પણ એક જાતનો વધારેપડતો બોજો પડે છે. એટલે તેનું વર્તન પણ ઘણી વખતે મિલમજૂરો જેવું જોવામાં આવે છે અને એ લોકો પણ તમાશા શોધતા ફરે છે અને ફરતા ફરે છે.

પોતાનો ધર્મ સમજીને અગર તો રાજીખુશીથી જેણે કામો સ્વીકાર્યાં હોય એવાના મગજ ઉપર કામોનો બોજો ઓછો પડે છે. એટલે એવા લોકો કામ કરતાં કરતાં પણ ગીત લલકારતા જોવામાં આવે છે. પણ યંત્રવાદના જમાનામાં આવાં કામો અને આવા લોકો ઘણા ઓછા જોવામાં આવે છે. મોટા ભાગને તો સંયોગવશાત્ જે કામ એના ઉપર આવી પડે તે જ કામ કરવાનું રહે છે. પરિણામે ઉપર કહ્યો તેવો થાક એને લાગ્યા કરે છે.

જેમ કામ કરતાં કરતાં માણસ થાકે છે તેમ નવરા બેઠાં બેઠાં પણ માણસ થાકે છે. માણસને કંઈ ને કંઈ પ્રવૃત્તિ તો જોઈએ જ. એટલે એ પણ વખત પસાર કરવા માટે કંઈક આનંદપ્રમોદનાં સાધનો ખોળી કાઢે છે. વગર મહેનતે જેને ત્યાં પૈસો આવ્યો છે એવા પૈસાદાર તથા રાજા-મહારાજાઓનાં સગાંવહાલાં તથા વારસદારો આ પ્રકારમાં આવે છે. તેઓ જો સંસ્કારી હોય અને સંયોગો મળી ગયા તો એ લોકો ઊંચા પ્રકારનાં સાધનો વાપરે છે; નહિ તો સામાન્ય રખડુનાં જેવાં કૃત્યો કરી હલકો આનંદ મેળવે છે.

એટલે એ વાત તો નક્કી થાય જ છે કે, આખા દિવસના શારીરિક અગર માનસિક થાક પછી કે નવરાશ પછી માણસને દિવસને અંતે કંઈ ને કંઈ મનોરંજનનાં સાધનોની જરૂરિયાત રહે છે. અને એ માટે માણસ હંમેશાં આનંદનાં સાધનો શોધતો રહે છે. આ શોધમાં સારાં સાધનોને અભાવે એ ખરાબ સાધનોનો પણ ઉપયોગ કરે છે અને પરિણામે લાભને બદલે ગેરલાભ એના ભાગમાં આવે છે. સમાજને પણ આ રીતે એક જાતનું નુકસાન થાય છે. એટલે આવાં આનંદ-પ્રમોદનાં સાધનો તરફ કેળવણીકારોએ તથા સરકારે ખાસ ધ્યાન આપવું જોઈએ, અને એ સાધનો એવાં બનાવવાં જોઈએ કે બધાને એ સહેજે મળી રહે અને તેમના દ્વારા જનતામાં બૂરાઈઓ ન ઘૂસી જાય. આનાથી આગળ જઈએ તો આવાં સાધનોને સંસ્કારનાં સાધનો બનાવવાં જોઈએ; અને એ દ્વારા જનતામાં કેળવણીનો પ્રચાર કરવો જોઈએ.

પ્રવચન દ્વારા કે એવા શુષ્ક પ્રચાર દ્વારા જનતાના હૃદય ઉપર કાયમી અસર કરી શકાતી નથી; ઊલટું ઘણી વખત તો એનાથી કંટાળો ઊભો થાય છે. પણ સંવાદો, ગીતો કે કથાકીર્તન દ્વારા જો ઉપદેશ આપવામાં આવે તો એમાં આબાલવૃદ્ધ બધાને જ રસ પડે છે અને એના સંસ્કાર વધારે ઝડપથી અને ઊંડા ઊતરી શકે છે. કથાકીર્તન કરનારા પોતાના સુરીલા રાગથી જે રીતે મનુષ્યના હૃદયને સ્પર્શ કરે છે તે હજારો ભાષણોથી થઈ શકતું નથી. અને તે માટે જ ભાષણોની શરૂઆતમાં વાતાવરણ સર્જવા માટે આખરે તો ગીતોનો જ ઉપયોગ કરવો પડે છે. એટલે આવાં અસરકારક સંસ્કારનાં સાધનોનો ઉપયોગ આપણે જનતાની કેળવણી માટે કરવો જોઈએ અને તે દ્વારા જનતામાં સંસ્કાર રેડવાનું કામ કરવું જોઈએ.

આજે ગામડાંઓમાં સંસ્કારનાં ઘણાં સાધનો નકામાં પડી રહ્યાં છે. ગામડાંની ભજનમંડળી, સંઘનૃત્યો, ગીતો, નાટકો અને હરિકીર્તન જેવાં સંસ્કારનાં સાધનો ઉત્તેજન અને નવીનતાને અભાવે છેલ્લી દશામાં પડ્યાં છે. એના ઉપર ધ્યાન આપવામાં ન આવે તો એનો નાશ થતાં વાર લાગે એમ નથી. સમાજમાં ઊંચો અને આગળપડતો વર્ગ આવી વસ્તુઓને ટેકો ન આપે ત્યાં સુધી એનો ઉદ્ધાર શક્ય નથી. આજે તો આપણે આવી કળાઓથી જાણે કે અભડાતા હોઈએ એવી જાતનું વર્તન કરીએ છીએ, અને આનો ચેપ આપણું અનુકરણ કરતા નીચલા વર્ગને પણ લાગ્યો છે, અને જરા આપણા જેવો એ સુધર્યો કે તરત જ એનાં આનંદનાં સાધનો ફેંકી દે છે અને આપણા જેવો બની જાય છે. આજે રાનીપરજ જેવી કોમમાં સુંદર તાલબદ્ધ સંઘનૃત્યો પડ્યાં છે. એનાં વાજિંત્ર પણ એવાં છે કે એને માટે કંઈ ખર્ચ કરવો પડતો નથી અને જરા બગડ્યું તો શહેરમાં દોડાદોડ કરવી પડતી નથી. પણ આપણા સંપર્કમાં આવી તેઓ આ વસ્તુને તિરસ્કારવા લાગ્યા છે. પરિણામે આવાં નૃત્યો આપણાથી દૂર નાસવા લાગ્યાં છે. ખરી રીતે તો આપણે એ લોકોનાં નૃત્યોમાં ભાગ લઈ તેને ઉત્તેજન આપવું જોઈએ, અને એમાં જે કોઈ બૂરાઈઓ હોય તો તેને સુધારી સંસ્કારનું સાધન બનાવવું જોઈએ.

મણિભાઈ નાયક

# વરસાદનું પાણી અને જમીનનું તળ

નદી, કૂવો, તળાવ, પાણીના નળ ગમે ત્યાંથી આપણે પાણી મેળવીએ, પણ તે તમામ પાણી એક અગર બીજી રીતે વરસાદનું જ હોય છે. એક ચોરસ માઈલ જેટલી દરિયાની સપાટી ઉપરથી પ્રત્યેક મિનિટે ૬૬૮૦ શેર જેટલું પાણી ઊડી જાય છે અને તેનાં વાદળાં બંધાય છે. તે પછી વરસાદ રૂપે આવે છે. એમ આવતું પાણી તે જ આપણા વપરાશના પાણીનો અખૂટ મૂળ ઝરો છે.

આ પાણી પડે છે ત્યારે ચોખ્ખામાં ચોખ્ખું હોય છે. કુદરતમાં મળી આવતાં પાણીના ગમે તેટલા નમૂના તપાસીએ, પણ તે તમામમાં શુદ્ધમાં શુદ્ધ પાણી વરસાદનું જ હશે. વરસાદના પાણી કરતાંય વધારે શુદ્ધ પાણીની જરૂર હોય તો પાણીની વરાળ કરી તેને ઠારી નાખી તેનું પાણી કરવું જોઈએ.

કુદરતી પાણીના નમૂનાઓમાં વરસાદનું પાણી શુદ્ધ ખરું, પરંતુ તેમાં પણ અશુદ્ધિઓ તો રહેવાની જ. વરસાદનું પાણી વાદળથી જમીન સુધી આવે ત્યાં સુધીમાં તો તે હવામાંથી થોડાઘણા વાયુઓ ઓગાળી સાથે લઈ લે. વાતાવરણમાં ધૂળના રજકણો પવનથી ઊડતા હોય તે પણ વરસાદનો સંગાથ કરી લે. એ રજકણોને વળગી રહેલાં જીવાણુઓ પણ વરસાદનાં પાણી સાથે જમીન ઉપર આવે, અને હવામાન અનુકૂળ હોય તો પોતાની વસ્તી વરસાદના પાણીમાં જ વધારતા રહે. એવા જીવાણુઓમાંના કેટલાક રતુંબડા હોય છે. વરસાદના પાણીમાં તેમની સંખ્યા વિશેષ હોય તો વરસાદનું પાણી રંગ પકડે. ત્યારે લોકો કહે કે લોહીનો વરસાદ આવ્યો. વળી કેટલાંક શહેરોમાં અનેક જાતનાં કારખાનાં હોય છે. કારખાનાંમાં કેટલાંય રસાયણો વપરાય. તેની આજુબાજુની હવામાં ગંધક, ચૂનો, ક્લોરીન, એવી અનેક ચીજો અને તેના ખાર હોય. ત્યાં વરસાદ પડે ત્યારે તેના પાણીમાં એ બધાં રસાયન પણ આવે અને પાણી અશુદ્ધ બને.

વરસાદનું પાણી જમીન ઉપર પડે. જમીન ઉપર તેનું શું થાય તે હવે જોઈએ.

જમીન અનેક પ્રકારની હોય છે. રેતી, માટી, ચૂનો, મરડિયા, સલેટિયા પથ્થર, ચાક, એવા જુદા જુદા પ્રકારનાં જમીનનાં તળ હોય છે. વરસાદનું પાણી રેતી કે મરડિયાના તળ ઉપર પડે તો તે તેમાં સીધેસીધું ઊતરી જવાનું. એ પાણી જમીનની અંદર વહેવા માંડવાનું. પરંતુ બહારની જમીન કોરી જ દેખાવાની. ઉનાળામાં કેટલીક નદીમાં પાણી રહેતું નથી. પણ રેતી ખોદી વીરડા ગાળીએ તો અંદરથી પાણી મળે છે. રેતી,

મરડિયા કે રેતાળ પથ્થરવાળા જમીનનાં તળને ઝમતા ખડક (pervious rocks) કહે છે.

માટી, ચૂના કે સલેટિયા પથ્થરની જમીન જુદા પ્રકારની હોય છે. વરસાદ પડે ત્યારે તે પ્રથમ તો થોડું પાણી ચૂસી લે. પણ તે જમીનના રજકણો પાણી પીને ફૂલે અને એકબીજા રજકણ વચ્ચે રહેલાં છિદ્રો પૂરી દે. પછીથી ગમે તેટલું પાણી પડે પણ તે જમીન પાણી ચૂસે નહિ. આવાં તળને રીઢાં તળ કહે છે. રીઢા ખડકો impervious rocks કહેવાય. ખેડૂતને ક્યારીમાં પાણી વાળવું હોય અગર તેમાં આવતું પાણી બંધ કરવું હોય તો તે માટીની પાળ બાંધે છે. ક્ષીની માટી રીઢી છે એટલે તે પાણીને જવા દેતી નથી. રેતીની પાળ બાંધે તો તે ધોવાઈ જાય અને કામ ન આપે. રીઢી માટલીમાંથી પાણી ઝમતું નથી, તેમ રીઢી જમીન ઉપર પાણી ભરાઈ રહે અગર વહી જાય, પણ એ જમીન પાણી સમાવી દે નહિ. ગામેગામનાં તળાવનાં તળ બાઝી જઈને રીઢાં બનેલાં હોય છે, તેથી જ પાણી જમીનમાં ઊતરી જતું નથી અને ઉપર સંઘરાઈ રહે છે.

નદી ઉપર અગર તો ડુંગરની ખીણોમાં બંધ બાંધી પાણી સંઘરવું હોય તો તેનાં તળની ખાતરી કરી લેવી જોઈએ. તળ રીઢું ન હોય તો પાણી જતું રહે. તેથી તળની ખાતરી કર્યા પછી જ બંધનું કામ ચાલે. તળ રીઢું ન હોય તો તેને પ્રવાહી સિમેન્ટ રેડી રીઢું કરી લેવું જોઈએ. આપણી નદીઓના તળમાં રેતી ઘણી હોય છે. પરંતુ તે રેતી નીચે રીઢું તળ હોય છે. નહિ તો નદી સપાટી ઉપરથી વહેવાને બદલે જમીનની અંદર જ વહેવા માંડે.

બંસીલાલ ગાંધી

# સ્વાધ્યાય

## [અંતરાયોના અચૂક જોડીદારો]

નવ અંતરાયોની પારખ કહો કે તેમાંથી અચૂક ઊપજતા પ્રકારો કહો, નીચેનાં ચાર લક્ષણો તેમની સાથે હોય જ છે :—

दुःख-दौर्मनस्य - अंगमेजयत्व - श्वासप्रश्वासाः
विक्षेपसहभुवः ॥ ३१ ॥

દુઃખ, દૌર્મનસ્ય, અંગોમાં કંપ, અને શ્વાસપ્રશ્વાસ એ ચાર (ઉપર ૩૦મા સૂત્રમાં કહેલા) વિક્ષેપોની સાથે જોડાયેલાં છે.

દુઃખનો અનુભવ અનિવાર્ય નથી. ચિત્તના વિક્ષેપો છે, મનની સમાધિદશામાં અંતરાયો ઊભા થઈ શકે છે; દુઃખ એ તેથી થતો વિકાર છે. એવું જ મનની ચીડ કે અપ્રસન્નતાનું પણ છે. દુઃખ અંદર અને બહારનાં કારણોથી હોય. દૌર્મનસ્ય એ ચિત્તમાં અંદર થતો ક્ષોભ – ચીડ છે. જેમ કે, ધાર્યું ન થાય ત્યારે જે સંતાપ થાય, મનમાં ક્રોધ, ગ્લાનિ, નિરુત્સાહ, વિષાદ આવી જાય તે.

અંતરાયો આવે તો આ બે વસ્તુ તો માનસિક ક્ષેત્રમાં થાય એમ સૌને ખબર છે.

બીજાં બે લક્ષણો શારીરિક છે; પરંતુ યોગના શરીરવિજ્ઞાન કે હઠયોગનાં મૂળરૂપ એ વિધાન છે.

અંગમેજયત્વ એટલે શરીરની અસ્થિરતા — અંગોની અદઢતાને લઈને નીપજતો કંપ. મનોજયને માટે કે સાધનાને માટે આદ્ય સાધન શરીર છે તે સાબૂત ન હોય તો? આવી તેની સાબૂતીનો અભાવ એ અંગમેજયત્વ છે.

આ ત્રણે કરતાં ઝટ સમજાય એવું લક્ષણ શરીરની શ્વાસપ્રક્રિયા છે. આપણામાં કહેવત છે કે, પ્રાણ અને પ્રકૃતિ સાથે જડેલાં છે. યોગ-વિજ્ઞાન પ્રાણ વિષેના સૂક્ષ્મ અભ્યાસ પરથી એમ જણાવે છે કે, પ્રાણાયામના અભ્યાસથી અંતરાયો પર જય મેળવી શકાય છે. ચિત્તવૃત્તિ, પ્રાણગતિ, અને શરીરદશા એ ત્રણે ઓતપ્રોત સંબંધ રાખનારાં છે, એકમેકને પરસ્પર ઉપકારક છે, એ મોટી શોધ કદાચ પ્રથમ યોગકારે જગતને આપી છે. એટલું જ નહિ, એ ત્રણેને માટે એક સમગ્ર સાધનાનો અભ્યાસ પણ યોજ્યો છે.

અભ્યાસ કરવો તો તે શેનો, એ વિચારવાને આ વિક્ષેપો અને તેમનાં સહભૂ ચાર લક્ષણોનું પૃથક્કરણ કર્યું છે. યોગાભ્યાસને માટે તેમનું નિવારણ કરવાનું છે. તેનો માર્ગ શો? એ પ્રશ્ન હવે પછી જોઈશું.

મ૦

૨૧-૬-'૪૮

# નવું વાચન

**કામ અને કામિની :** (બે ભાગ) મૂળ મરાઠીમાં લે૦ પ્રેમાબહેન કંટક; અનુ૦ શકુંત શાવળ; પ્ર૦ વોરા એન્ડ કંપની, મુંબઈ; પાન ૫૪૦; કિં ૬-૮-૦.

ગાંધીજીના આશ્રમમાં રહેલાં અને તેમના તત્ત્વજ્ઞાનમાં માનનાર અને ગયાં પંદરેક વરસથી પૂના પાસે ગામડાંમાં રહી સેવા કરનાર એક મહારાષ્ટ્રી કુમારી સેવિકાએ લખેલી નવલકથા આ છે. તેનો વિષય છે 'વૈવાહિક બ્રહ્મચર્ય'. આ આદર્શ ગાંધીજીનો છે. તે ઝાઝો સમાજમાં વ્યાપ્યો નથી, વ્યાપે એવો પણ ન - કહેવાય. ઇંગ્લંડમાં હમણાં 'નિઃસંતાન લગ્ન' જેવો એક શબ્દપ્રયોગ જાગ્યો છે. સંતતિનિયમના કૃત્રિમ ઉપાયોની એ બલિહારી છે. સૌ જાણે છે કે, ગાંધીજી એના કટ્ટર વિરોધી છે. 'વૈવાહિક બ્રહ્મચર્ય' એ નથી; એ જયા–જયંતનો આદર્શ છે, એમ કહી શકાય એ આદર્શને રજૂ કરવા આ કથા રચાઈ હોય તો કહેવું જોઈએ કે, તેમાં તે અફળ છે. ઊલટું, કદાચ અજાણપણે છતાં પ્રસ્તુત વાર્તાથી આ વિષયની મશ્કરી જ થાય, એવું લાગવા ભય રહે છે. કથાનું નામ પણ વિચિત્ર ન કહેવાય? જોકે મરાઠીમાં આ ચોપડીએ તેના વિષયથી કેટલુંક કૌતુક અને તે પૂરતું પોતા માટે આકર્ષણ જગવ્યું છે.

**સુલભા :** લે૦ વિ. સ. ખાંડેકર; અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ; પ્ર૦ આર. આર શેઠની કંપની મુંબઈ; પૃ. સં. ૩૩૫; કિં. ૪-૮-૦.

આ નવલકથા મહારાષ્ટ્રના પ્રથમ પંક્તિના લેખકની છે. ચુસાતા સમાજના ત્રણ વર્ગો — ખેડૂતો, મજૂરો અને વેશ્યા અને તેમને સાથે મળીને ચૂસનારઃ એવા જમીનદારો, કારખાનાવાળા અને વકીલો છે એમ બતાવી, એ સમાજ-વિક્રિયાનું સમર્થ વર્ણન આ કથામાં છે. જ્યાં આવું ચૂસણ ચાલે, ત્યાં તેના ઉદ્ધારકો પણ તે સમાજમાંથી જ જન્મે છે.

મનસુખલાલ રતિલાલ મૂડીવાળા, તાત્યાસાહેબ, વિજય વકીલ પોતાની રીતે પોતાનો ધંધો વધારતા જાય છે ત્યારે મુકુંદ અને કદમ એ બે કિસાન કાર્યકરો તેમની સામે અસંતોષ અને હડતાલ ફેલાવાનું કામ કર્યે જાય છે. તેમના કામમાં તાત્યાસાહેબની ડોક્ટર થયેલી છોકરી સુલભા અને મનસુખલાલ શેઠની રખાતની દીકરી કેસર ભાગ લે છે લેખક એક વખતના સહૃદય શિક્ષક હોવાથી તાત્યાસાહેબના સહાનુભૂતિશૂન્ય સ્વભાવને લઈને વંઠી ગયેલા તેમના સંગીતપ્રેમી દીકરા મનોહરને પણ ચુસાતા સમાજમાં ભળાવે છે, અને એવા છોકરાઓને સુધારવા હોય તો અહીં પણ સહાનુભૂતિથી જ કામ કરવું જોઈએ, એમ સૂચવે છે.

નવલકથામાં નાયક છે મુકુંદ અને ઉપનાયક મનોહર; તેમ નાયિકા સુલભા અને ઉપનાયિકા કેસર. આ જોડકાંમાં અનુક્રમે બંધાતા પ્રણયનો વિકાસ આખી કથામાં છે, પણ તેમાંથી કોઈ પણ પરણતું જ નથી. જ્યારે અનેક મુસીબતો પાર કરીને નિરાંતે વિવાહિત થવાનો વિચાર કરવાનો વખત આવે છે ત્યારે મુકુંદ અને કદમ કિસાન સત્યાગ્રહમાં જેલ જાય છે અને બીજી ટુકડીમાં સુલભા ને કેસર જેલ જવાની તૈયારી કરતી હોય છે, અને ત્યાં કથા પૂરી થાય છે.

વાર્તામાં તે તે વખતનાં કુદરતી દશ્યોની મદદ લઈ પાત્રોનો મનોવ્યાપાર ચીતરવાનું કૌશલ્ય આ લેખકનો એક વિશેષ ગુણ છે. વાર્તાનાં બધાં પાત્રો સુશિક્ષિત હોવાથી તેમના અનેક ચટકદાર સંવાદોમાં કોટી, વ્યંગ, વક્રોક્તિ વગેરે ભાષાના અલંકારોની રેલમછેલમ છે. ભાષાંતર સારું થયું છે, છતાં તેમાં મૂળની મજા આવતી નથી, એમ કહેવું જોઈએ.

**કાશ્મીરી ગુલાબ :** લે૦ ના. સી. ફડકે; અનુ૦ ના. પો. અડાલજા; પ્ર૦ આર આર. શેઠની કં. મુંબઈ; પૃ. સં. ૧૯૨; કિં. રૂા. ૩ ૦-૦

અત્યંત સામાન્ય પ્રકારની આ એક નવલકથા છે. ગુલાબના વિધુર પિતા ક્વેટાના ધરતીકંપમાં બધું જ નાશ પામવાથી ત્યાંથી કરાંચી થઈને આવે છે. ગાડીમાં અમલકાંત જેવા સુશિક્ષિત યુવક સાથે તેમને ભેટો થાય છે. રાત્રે દારૂના નશામાં ગુલાબનો પિતા આપઘાત કરે છે. આ કથાનું પહેલું પ્રકરણ — 'ધરતીકંપનું બલિદાન' છેલ્લા ૧૭મા પ્રકરણમાં — 'સુખની પરાકાષ્ઠા'માં અમલકાંત ગુલાબ સાથે પરણીને કલકત્તા બાજુ નોકરી નિમિત્તે જવા સારુ ગાડીમાં બેસે છે. આ બે પ્રકરણોના વચલા કાળમાં 'કાશ્મીર ગુલાબ' પર જેટલી આફતો આવી શકે એમ છે, તેટલી બધી આવે છે, જેમાંથી ગુલાબ સહીસલામત પાર પડે છે. એકેય પાત્રમાં પ્રભાવશાળી વ્યક્તિત્વ નથી અને આખીય કથા અતિસામાન્ય કલ્પના-કૃતિ કહેવાય, એવી છે. સો૦

**વાણી :** સંપાદકો — પ્રકાશકો : સુરેશ હ. જોષી, મોહનભાઈ પટેલ; સરનામું : વિઠ્ઠલભાઈ પટેલ કોલેજ, વલ્લભનગર, આણંદ; વાર્ષિક લવાજમ રૂા. ૪–૦–૦.

સાહિત્યિક વિવેચનના કરતા આ નાનકડા નવા માસિકના ચાર પાંચ અંક જોઈ જતાં આનંદ થયો. સાહિત્ય-વિવેચનના અભ્યાસીઓને તથા રસિકોને તેમ જ ઉચ્ચ કક્ષાના કોલેજના વિદ્યાર્થીઓને ગમે ને રુચે તેવા વિષયો પર છણાવટ અહીં મળી રહે છે. કાવ્ય, કલા, ભાષા વગેરે પર લખાયેલા લેખોની પસંદગી અને તેમનું નિરૂપણ સંપાદકોની વિદ્વત્તા અને સુરુચિ બતાવે છે. માસિકની ભાષા વધુ સરળ, ઓછા સંસ્કૃત શબ્દોવાળી બનાવાય તથા વિષયો સાહિત્યના સામાન્ય જાણકારને રસ પડે તેવા સામાન્ય રસના પણ પસંદ કરવામાં આવે, તો આ માસિકે જે સારી શરૂઆત કરી છે તે મોટા વિસ્તારમાં વધુ ફળદાયી થઈ પડે.

**મોત ઉપર મનન ;** કર્તા : અ૦ ફિરોઝ કાવસજી દાવર; એસ એલ. ડી. કોલેજ, અમદાવાદ; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; કિં. રૂ. ૪–૦–૦.

ભરડિયા કે રેતાળ પથ્થરવાળા જમીનનાં તળને ઝમતા ખડક (pervious rocks) કહે છે.

માટી, ચૂના કે સલેટિયા પથ્થરની જમીન જુદા પ્રકારની હોય છે. વરસાદ પડે ત્યારે તે પ્રથમ તો થોડું પાણી ચૂસી લે. પણ તે જમીનના રજકણો પાણી પીને ફૂલે અને એકબીજા રજકણ વચ્ચે રહેલાં છિદ્રો પૂરી દે. પછીથી ગમે તેટલું પાણી પડે પણ તે જમીન પાણી ચૂસે નહિ. આવાં તળને રીઢાં તળ કહે છે. રીઢા ખડકો impervious rocks કહેવાય. ખેડૂતને ક્યારીમાં પાણી વાળવું હોય અગર તેમાં આવતું પાણી બંધ કરવું હોય તો તે માટીની પાળ બાંધે છે. ભીની માટી રીઢી છે એટલે તે પાણીને જવા દેતી નથી. રેતીની પાળ બાંધે તો તે ધોવાઈ જાય અને કામ ન આપે. રીઢી માટલીમાંથી પાણી ઝમતું નથી, તેમ રીઢી જમીન ઉપર પાણી ભરાઈ રહે અગર વહી જાય, પણ એ જમીન પાણી સમાવી દે નહિ. ગામેગામનાં તળાવનાં તળ બાઝી જઈને રીઢાં બનેલાં હોય છે, તેથી જ પાણી જમીનમાં ઊતરી જતું નથી અને ઉપર સંઘરાઈ રહે છે.

નદી ઉપર અગર તો ડુંગરની ખીણોમાં બંધ બાંધી પાણી સંઘરવું હોય તો તેનાં તળની ખાતરી કરી લેવી જોઈએ. તળ રીઢું ન હોય તો પાણી જતું રહે. તેથી તળની ખાતરી કર્યા પછી જ બંધનું કામ ચાલે. તળ રીઢું ન હોય તો તેને પ્રવાહી સિમેન્ટ રેડી રીઢું કરી લેવું જોઈએ. આપણી નદીઓના તળમાં રેતી ઘણી હોય છે. પરંતુ તે રેતી નીચે રીઢું તળ હોય છે. નહિ તો નદી સપાટી ઉપરથી વહેવાને બદલે જમીનની અંદર જ વહેવા માંડે.

બંસીલાલ ગાંધી

# સ્વાધ્યાય

**[અંતરાયોના અચૂક જોડીદારો]**

નવ અંતરાયોની પારખ કહો કે તેમાંથી અચૂક ઊપજતા પ્રકારો કહો, નીચેનાં ચાર લક્ષણો તેમની સાથે હોય જ છે :—

દુઃખ-દૌર્મનસ્ય – અંગમેજયત્વ – શ્વાસપ્રશ્વાસાઃ
વિક્ષેપસહભુવઃ ॥ ૩૧ ॥

દુઃખ, દૌર્મનસ્ય, અંગોમાં કંપ, અને શ્વાસપ્રશ્વાસ એ ચાર (ઉપર ૩૦મા સૂત્રમાં કહેલા) વિક્ષેપોની સાથે જોડાયેલાં છે.

દુઃખનો અનુભવ અનિવાર્ય નથી. ચિત્તના વિક્ષેપો છે, મનની સમાધિદશામાં અંતરાયો ઊભા થઈ શકે છે; દુઃખ એ તેથી થતો વિકાર છે. એવું જ મનની ચીડ કે અપ્રસન્નતાનું પણ છે. દુઃખ અંદર અને બહારનાં કારણોથી હોય. દૌર્મનસ્ય એ ચિત્તમાં અંદર થતો ક્ષોભ – ચીડ છે. જેમ કે, ધાર્યું ન થાય ત્યારે જે સંતાપ થાય, મનમાં ક્રોધ, ગ્લાનિ, નિરુત્સાહ, વિષાદ આવી જાય તે.

અંતરાયો આવે તો આ બે વસ્તુ તો માનસિક ક્ષેત્રમાં થાય એમ સૌને ખબર છે.

બીજાં બે લક્ષણો શારીરિક છે; પરંતુ યોગના શરીરવિજ્ઞાન કે હઠયોગનાં મૂળરૂપ એ વિધાન છે.

અંગમેજયત્વ એટલે શરીરની અસ્થિરતા — અંગોની અદઢતાને લઈને નીપજતો કંપ. મનોજયને માટે કે સાધનાને માટે આદ્ય સાધન શરીર છે. તે સાબૂત ન હોય તો? આવી તેની સાબૂતીનો અભાવ એ અંગમેજયત્વ છે.

આ ત્રણે કરતાં ઝટ સમજાય એવું લક્ષણ શરીરની શ્વાસપ્રક્રિયા છે. આપણામાં કહેવત છે કે, પ્રાણ અને પ્રકૃતિ સાથે જડેલાં છે. યોગ-વિજ્ઞાન પ્રાણ વિષેના સૂક્ષ્મ અભ્યાસ પરથી એમ જણાવે છે કે, પ્રાણાયામના અભ્યાસથી અંતરાયો પર જય મેળવી શકાય છે. ચિત્તવૃત્તિ, પ્રાણગતિ, અને શરીરદશા એ ત્રણે ઓતપ્રોત સંબંધ રાખનારાં છે, એકમેકને પરસ્પર ઉપકારક છે, એ મોટી શોધ કદાચ પ્રથમ યોગકારે જગતને આપી છે. એટલું જ નહિ, એ ત્રણેને માટે એક સમગ્ર સાધનાનો અભ્યાસ પણ યોજ્યો છે.

અભ્યાસ કરવો તો તે શેનો, એ વિચારવાને આ વિક્ષેપો અને તેમનાં સહભૂ ચાર લક્ષણોનું પૃથક્કરણ કર્યું છે. યોગાભ્યાસને માટે તેમનું નિવારણ કરવાનું છે. તેનો માર્ગ શો? એ પ્રશ્ન હવે પછી જોઈશું.

મ૦

૨૧-૬-'૪૮

# નવું વાચન

**કામ અને કામિની :** (બે ભાગ) મૂળ મરાઠીમાં લે૦ પ્રેમાબહેન કંટક; અનુ૦ શકુંત રાવળ; પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ; પાન ૫૪૦; કિં ૬-૮-૦.

ગાંધીજીના આશ્રમમાં રહેલાં અને તેમના તત્ત્વજ્ઞાનમાં માનનાર અને ગયાં પંદરેક વરસથી પૂના પાસે ગામડાંમાં રહી સેવા કરનાર એક મહારાષ્ટ્રી કુમારી સેવિકાએ લખેલી નવલકથા આ છે. તેનો વિષય છે 'વૈવાહિક બ્રહ્મચર્ય'. આ આદર્શ ગાંધીજીનો છે. તે ઝાઝો સમાજમાં વ્યાપ્યો નથી, વ્યાપે એવો પણ ન કહેવાય. ઇંગ્લંડમાં હમણાં 'નિઃસંતાન લગ્ન' જેવો એક શબ્દપ્રયોગ જાગ્યો છે. સંતતિનિયમના કૃત્રિમ ઉપાયોની એ બલિહારી છે સૌ જાણે છે કે, ગાંધીજી એના કટ્ટર વિરોધી છે. 'વૈવાહિક બ્રહ્મચર્ય' એ નથી; એ જયા–જયંતનો આદર્શ છે, એમ કહી શકાય. એ આદર્શને રજૂ કરવા આ કથા રચાઈ હોય તો કહેવું જોઈએ કે, તેમાં તે અફળ છે. ઊલટું, કદાચ અજાણપણે છતાં પ્રસ્તુત વાર્તાથી આ વિષયની મશ્કરી જ થાય, એવું લાગવા ભય રહે છે કથાનું નામ પણ વિચિત્ર ન કહેવાય? જોકે મરાઠીમાં આ ચોપડીએ તેના વિષયથી કેટલુંક કૌતુક અને તે પૂરતું પોતા માટે આકર્ષણ જગવ્યુ છે.

**સુલભા :** લે૦ વિ. સ. ખાંડેકર; અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ; પ્ર૦ આર આર શેઠની કંપની મુંબઈ; પૃ. સં. ૩૩૫; કિં. ૪-૮-૦.

આ નવલકથા મહારાષ્ટ્રના પ્રથમ પંક્તિના લેખકની છે. ચુસાતા સમાજના ત્રણ વર્ગો — ખેડૂતો, મજૂરો અને વેશ્યા અને તેમને સાથે મળીને ચૂસનારા એવા જમીનદારો, કારખાનાવાળા અને વકીલો છે એમ બતાવી, એ સમાજ-વિક્રિયાનું સમર્થ વર્ણન આ કથામાં છે. જ્યાં આવું ચૂસણ ચાલે, ત્યાં તેના ઉદ્ધારકો પણ તે સમાજમાંથી જ જન્મે છે.

મનસુખલાલ રતિલાલ મૂડીવાળા, તાત્યાસાહેબ, વિજય વકીલ પોતાની રીતે પોતાનો ધંધો વધારતા જાય છે ત્યારે મુકુંદ અને કદમ એ બે કિસાન કાર્યકરો તેમની સામે અસંતોષ અને હડતાલ ફેલાવાનું કામ કર્યે જાય છે. તેમના કામમાં તાત્યાસાહેબની ડૉક્ટર થયેલી છોકરી સુલભા અને મનસુખલાલ શેઠની રખાતની દીકરી કેસર ભાગ લે છે લેખક એક વખતના સહૃદય શિક્ષક હોવાથી તાત્યાસાહેબના સહાનુભૂતિશૂન્ય સ્વભાવને લઈને વંઠી ગયેલા તેમના સંગીતપ્રેમી દીકરા મનોહરને પણ ચુસાતા સમાજમાં ગણાવે છે, અને એવા છોકરાઓને સુધારવા હોય તો અહીં પણ સહાનુભૂતિથી જ કામ કરવું જોઈએ, એમ સૂચવે છે.

નવલકથામાં નાયક છે મુકુંદ અને ઉપનાયક મનોહર; તેમ નાયિકા સુલભા અને ઉપનાયિકા કેસર. આ જોડકાંમાં અનુક્રમે બંધાતા પ્રણયનો વિકાસ આખી કથામાં છે, પણ તેમાંથી કોઈ પણ પરણતું જ નથી. જ્યારે અનેક મુસીબતો પાર કરીને નિરાંતે વિવાહિત થવાનો વિચાર કરવાનો વખત આવે છે ત્યારે મુકુંદ અને કદમ કિસાન સત્યાગ્રહમાં જેલ જાય છે અને બીજી ટુકડીમાં સુલભા ને કેસર જેલ જવાની તૈયારી કરતી હોય છે, અને ત્યાં કથા પૂરી થાય છે.

વાર્તામાં તે તે વખતનાં કુદરતી દશ્યોની મદદ લઈ પાત્રોનો મનોવ્યાપાર ચીતરવાનું કૌશલ્ય આ લેખકનો એક વિશેષ ગુણ છે. વાર્તાનાં બધાં પાત્રો સુશિક્ષિત હોવાથી તેમના અનેક ચટકદાર સંવાદોમાં કોટી, વ્યંગ, વક્રોક્તિ વગેરે ભાષાના અલંકારોની રેલમછેલમ છે. ભાષાંતર સારું થયું છે, છતાં તેમાં મૂળની મજા આવતી નથી, એમ કહેવું જોઈએ.

**કાશ્મીરી ગુલાબ :** લે૦ ના. સી. ફડકે; અનુ૦ ના. પો. અડાલજા; પ્ર૦ આર આર. શેઠની કં. મુંબઈ; પૃ. સં. ૧૯૨; કિં. રૂ. ૩ ૦-૦

અત્યંત સામાન્ય પ્રકારની આ એક નવલકથા છે. ગુલાબના વિધુર પિતા ક્વેટાના ધરતીકંપમાં બધું જ નાશ પામવાથી ત્યાંથી કરાંચી થઈને આવે છે. ગાડીમાં અમલકાંત જેવા સુશિક્ષિત યુવક સાથે તેમને ભેટો થાય છે. રાત્રે દારૂના નશામાં ગુલાબનો પિતા આપઘાત કરે છે. આ કથાનું પહેલું પ્રકરણ — 'ધરતીકંપનું બલિદાન' છેલ્લા ૧૭મા પ્રકરણમાં — 'સુખની પરાકાષ્ટા'માં અમલકાંત ગુલાબ સાથે પરણીને કલકત્તા બાજુ નોકરી નિમિત્તે જવા સારુ ગાડીમાં બેસે છે. આ બે પ્રકરણોના વચલા ગાળમાં 'કાશ્મીર ગુલાબ' પર જેટલી આફતો આવી શકે એમ છે, તેટલી બધી આવે છે, જેમાંથી ગુલાબ સહીસલામત પાર પડે છે. એકેય પાત્રમાં પ્રભાવશાળી વ્યક્તિત્વ નથી અને આખીય કથા અતિસામાન્ય કલ્પના-કૃતિ કહેવાય, એવી છે.

સો૦

**વાણી :** સંપાદકો — પ્રકાશકો : સુરેશ હ. જોષી, મોહનભાઈ પટેલ; સરનામું : વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજ, વલ્લભનગર, આણંદ; વાર્ષિક લવાજમ રૂા. ૪–૦–૦.

સાહિત્યિક વિવેચના કરતા આ નાનકડા નવા માસિકના ચાર પાંચ અંક જોઈ જતાં આનંદ થયો. સાહિત્ય-વિવેચનના અભ્યાસીઓને તથા રસિકોને તેમ જ ઉચ્ચ કક્ષાના કૉલેજના વિદ્યાર્થીઓને ગમે ને રુચે તેવા વિષયો પર છણાવટ અહીં મળી રહે છે. કાવ્ય, કલા, ભાષા વગેરે પર લખાયેલા લેખોની પસંદગી અને તેમનું નિરૂપણ સંપાદકોની વિદ્વત્તા અને સુરુચિ બતાવે છે. માસિકની ભાષા વધુ સરળ, ઓછા સંસ્કૃત શબ્દોવાળી બનાવાય તથા વિષયો સાહિત્યના સામાન્ય જાણકારને રસ પડે તેવા સામાન્ય રસના પણ પસંદ કરવામાં આવે, તો આ માસિકે જે સારી શરૂઆત કરી છે તે મોટા વિસ્તારમાં વધુ ફળદાયી થઈ પડે.

**મોત ઉપર મનન :** કર્તા : અ૦ ફિરોઝ કાવસજી દાવર; ઍસ ઍલ. ડી. કૉલેજ, અમદાવાદ; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; કિં. રૂ. ૪–૦–૦.

"એક સમજદાર માણસના અભ્યાસનો ખરો વિષય મોત નથી પણ જિંદગી છે." (સ્પિનોઝા પૃ. ૩૭૧)

મોત ઉપર મનન કરતાં જીવન ઉપર મનન કરવું જ પડે, કેમ કે મોત જીવનનો એક ભાગ છે અને જીવન સમગ્ર જેટલો જ અગત્યનો. તેથી જીવનને સાચી રીતે સમજવું હોય તો મૃત્યુને પણ બરાબર સમજી લેવું રહ્યું. કહેવાય છે કે, ફિલસૂફીની પ્રથમ વિચારણા મૃત્યુ જોઈને થઈ. મૃત્યુ ભયકારક છે, તેટલું જ વિસ્મયકારક પણ છે! અને જીવન પણ એટલું જ આશ્ચર્યજનક નથી શું? જન્મ પણ આનંદાશ્ચર્ય પેદા કરી ફિલસૂફ મગજને મનનમાં મશગૂલ કરી દે તેમ છે. જન્મ, મૃત્યુ, જરા અને જીવન — ગમે તે એક યા બધાંય સાથે — ફિલસૂફીનાં જન્મદાતા છે, કારણ એકનો વિચાર કરતાં બીજાનો વિચાર કરવો જ પડવાનો.

જન્મની જેમ મૃત્યુ પણ માનવજીવનમાં ચાલતો રોજિંદો વ્યાપાર છે. રોજના એ બનાવ વિષે, એની ભયંકરતાથી ડરતાં છતા માણસ કેટલો નિશ્ચિંત થઈ ફરે છે! જાણે કે મોત તો તેને આવવાનું જ ન હોય? મૃત્યુની હયાતીની આ બેપરવાઈ અજ્ઞાનમૂલક છે. જ્ઞાન પેદા થતાં માણસ મૃત્યુની ગણના કરી શકે છે પણ સાથે જ તેનો ડર પણ છોડે છે; કારણ કે મૃત્યુને તે જુદા જ સ્વરૂપે અવલોકે છે. 'મોત ઉપર મનન' દ્વારા અ૦ હાવરસાહેબ સમજુ માણસને મૃત્યુ વિષે જ્ઞાનવાન દૃષ્ટિ કેળવતાં શીખવે છે. મૃત્યુ પર મૂલગામી વિચારણા ચલાવીને એમણે મૃત્યુ પર અનેક દૃષ્ટિએ થયેલા વિવેચનોનો સાર આપતા જુદા જુદા ધર્મોનાં તદ્વિષયક મન્તવ્યો રજૂ કર્યાં છે; એટલુ જ નહીં પણ જુદી જુદી ભાષામાં કવિઓ અને સાહિત્યકારોએ દર્શાવેલા મોતવિષયક વિચારોનાં સારા ટાંચણો પણ ભરપૂર આપ્યાં છે. લેખકની ઝીણવટભરી અને નિષ્પક્ષપાત રજૂઆતનો આબાદ નમૂનો 'પુનર્જન્મનો સિદ્ધાન્ત' પ્રકરણમાં મળે છે. લેખક એ સિદ્ધાંત વિષેનાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓ રજૂ કરી, તેને અનુકૂળ અને પ્રતિકૂળ દલીલો પણ લંબાણથી આપીને પછી પોતાનો મત પણ એ સિદ્ધાંતની તરફેણમાં બેધડક રીતે આપે છે આખા પુસ્તકમાં આવી નીડરતા અને બુદ્ધિપૂર્વકની વિચારપદ્ધતિથી થયેલા વિષયના નિરૂપણથી વાચક આ ગૂઢ વિષય ઉપરના લખાણને વાંચતાં કંટાળશે નહીં. તેઓ એક વિદ્વાન અને બહુશ્રુત પંડિત હોઈ તથા એક સફળ અધ્યાપક હોઈ અસાધારણ અને અઘરી વસ્તુની રજૂઆત સામાન્ય વાચક પણ સમજી શકે એવી રીતે કરે છે. પોતે પારસી છે અને ફારસીના અભ્યાસી છે, એટલે ફારસી શબ્દો એમની ભાષામાં સહેજે આવી જાય છે. પરંતુ તેથી ગુજરાતી ભાષાને તો લાભ જ છે. ગુજરાતી ભાષામાં આવાં પુસ્તકોની ખોટ છે તે આનાથી કંઈક પુરાય છે આ વિદ્વાન લેખક આવાં અન્ય પુસ્તકો લખી પોતાની બહુશ્રુત વિદ્વત્તાનો લાભ ગુજરાતને આપે એ ઇચ્છવા જોગ છે.

શાં૦ દે૦

**Preparation for Science:** લે૦ રિચર્ડ બી. ગ્રેગ; પ્ર૦: ગુજરાત વિદ્યાપીઠ; કિં. રૂ. ૦-૧૨-૦.

આજે વિજ્ઞાનનું મહત્ત્વ દુનિયાનાં તમામ ક્ષેત્રોમાં સ્વીકારાયેલું છે. વિજ્ઞાન શીખવા — સાચા વૈજ્ઞાનિક બનવા — જે તાલીમની આપણે સાચી જરૂર છે તે તાલીમ કઈ હોઈ શકે, કેવી રીતે આપવી, શા માટે આપવી, એ તમામનું નિરૂપણ કરતું આ અંગ્રેજી પુસ્તક સર્વ શિક્ષણશાસ્ત્રીઓએ વાંચવા અને મનન કરવા યોગ્ય છે. પુસ્તક છેક ૧૯૨૮માં છપાયું હોવા છતાં, તે તરફ આપણા કેળવણીકારોનું ધ્યાન ગયું હોય એમ જણાતું નથી. પાયાની કેળવણીના ઘડવૈયાઓને પણ આ પુસ્તક તેમના ક્ષેત્રમાં ઘણી મદદ કરી શકશે. પુસ્તકમાં સૂચવેલા તમામ પ્રયોગો લેખકે જાતે બાળકો પાસે કરાવેલા છે. ખૂબીની વાત તો એ છે કે, પ્રયોગના મોટા ભાગનાં સાધનો ગામેગામની ધરતીમાંથી પેદા થઈ શકે તેવાં છે. ગામડાંનો કોઈ પણ શિક્ષક ધારે તો આ પ્રયોગો વિદ્યાર્થીઓ પાસે સહેલાઈથી કરાવી શકે તેમ છે. શાળા-મહાશાળાઓમાં અપાતા વિજ્ઞાનના પુસ્તકિયા જ્ઞાન કરતાં ગામડી સાધનોથી પણ યોગ્ય વૈજ્ઞાનિક દૃષ્ટિએ અપાતું આ જ્ઞાન વિશેષ તેજસ્વી અને જીવંત બની રહે તેમાં શંકા નથી.

પ્રત્યેક કેળવણીકાર તેમ જ ખાસ કરી વિજ્ઞાનશિક્ષકોને આ પુસ્તક વાંચવા ખાસ ભલામણ કરી શકાય

આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ હવે વિદ્યાપીઠે છપાવવો જોઈએ.

બ૦ ગાં૦

**પુનર્જન્મ:** લે૦ શ્રી ગુણવંતરાય આચાર્ય; પ્ર૦ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૩૪૬; કિં. રૂ. ૪-૮-૦.

૧૯૪૦માં પ્રથમ પ્રકટ થયેલી આ સુંદર નવલકથાની આ બીજી આવૃત્તિ છે એ હર્ષની વાત છે. ખરી રીતે આ નવલકથા એ પ્રશ્નકથા છે અને લગ્ન વિષેના લેખકના વિચારોનો પ્રચાર કરવો એ જ એનો ઉદ્દેશ છે. અમુક અંશે આ કટાક્ષિકા પણ છે. પણ એનું લેખન એમણે એવી રીતે કર્યું છે કે, પ્રસ્તાવના ન વાંચો ત્યાં સુધી લેખક 'આર્યલગ્ન'ને 'એક જબરા જૂઠાણા' તરીકે અને લોકોની આંખે અવળા પાટા બાંધનારી એક કારમી ઇંદ્રજાળ તરીકે જાહેર કરવા માગે છે, એ ભાગ્યે જ કોઈ કલ્પી શકે.

જેમ વસ્તુ સારી એમ એ સહેજે વિકૃત થતાં સહેલાઈથી વધારે કટાક્ષને પાત્ર થઈ શકે છે, એવું આર્યલગ્નનું છે. બાકી એના સાચા અર્થમાં 'આર્યલગ્ન — વર્તમાન ચરમાંને એક અશક્ય આદર્શ કે ઇંદ્રજાળ ભલે જણાય તે છતાં — એક ઊંચો આદર્શ છે. અને બધા ઊંચા આદર્શોની જેમ પ્રખર પ્રેરકતાથી ભરેલો છે. સૂર્યની સામે ભલે ન જોઈ શકાય. છતાં એ પૃથ્વીનું જીવન છે ને જીવન રહેવાનું છે એમ આર્યલગ્ન સનાતન ને સુંદર કથાઓનું પ્રેરકબળ અને આર્યસંસારમાં પતિપત્નીને એકત્ર, સંતુષ્ટ, સુખી ને પ્રાગતિક રાખનારું પરમ ભાવનાબળ છે. 'વિરલ

અપવાદ' તરીકે પણ એની એવી સાચી ભાવનાને કોઈ પણ માણસ પહોંચ્યું હોય તો એ એની શક્યતાનું પણ ઘોતક જ છે.

રામાવતાર એ એક આર્ય ભાવનાનો અવતાર છે, એ જો માન્ય હોય, તો આર્યલગ્નની શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભાવનામાં એક-પતિવ્રત જ નહિ એકપત્નીવ્રત પણ સમાઈ જાય છે.

**સાગરકથાઓ**: લે૦ શ્રી ડુંગરશી ધરમશી સંપટ; પ્ર૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ નં. ૨; પૃ. ૩૨૩; કિં. રૂ. ૪-૦-૦.

સાગરની મધ્યયુગીન સાહસકથાઓ તરીકે કુમારો અને સાહસપ્રિય વાચકોને રસ પડે એવી છ વાર્તાઓનો આમાં સમાવેશ થાય છે. કથાઓ બધી ગુજરાતીઓની છે એ એની વિશિષ્ટતા છે વહાણના અને વહાણવટાના શબ્દોનો જે તળપદો ભંડાર આમાં ઠાલવવામાં આવ્યો છે એ ભાષાની દૃષ્ટિએ કદાચ આ ગ્રંથની ગુજરાતની મોટામાં મોટી સેવા ગણાશે. શ્રી રવિશંકર રાવળ આમુખમાં લખે છે એમ, "આ કથાઓને નવલકથાઓનું આછું હળવું ઢાંકણ માત્ર છે. ખરી રીતે તો એમાં ઇતિહાસ અને ભૂગોળના રસમય પાઠો અને સુંદર નિસર્ગવર્ણનો છે. . . . . ભાષાની સમૃદ્ધિ અને શબ્દોની વિપુલતાનો ખજાનો છે મધ્યયુગના લોકજીવન, વ્યાપારીજીવન અને દેશીપરદેશી જાતિઓનો પરિચય આપેલો છે."

**પરિભ્રમણ**—ભા૦ ૨,૩. લે૦ શ્રી ઝવેરચંદ મેઘાણી; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ, ગાંધીમાર્ગ, અમદાવાદ; પૃ. અનુક્રમે ૩૦૭ અને ૨૯૨; કિં. રૂ. દરેકના ૩-૮-૦.

શ્રી મેઘાણીનાં 'વિવેચનાત્મક-આલોચનાત્મક લખાણો'નો આ સંગ્રહ છે. અને એ રીતે એ ઘણો ઉપયોગી અને રસિક છે

**છેલ્લું પ્રયાણ**: લે૦ શ્રી ઝવેરચંદ મેઘાણી, પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ, ગાંધીમાર્ગ, અમદાવાદ; પૃ. ૧૭૯; કિં. રૂ ૨-૪-૦

'ટાંચણપોથીનાં વધુ પાનાં' અને બીજા શ્રી મેઘાણીના લેખોનો આ સંગ્રહ છે. અને 'પરિક્રમ્મા'ના અનુસંધાનમાં છે. લોકસાહિત્યના રસિકોને આકર્ષક અને ઉપયોગી. ચૂ૦

# માસિક વિવેચન

## કાપડ-ઉદ્યોગ અને સરકાર

પંડિત જવાહરલાલજી જૂન માસની શરૂઆતમાં ઉત્તાકામંડ ગયા હતા ત્યારે દક્ષિણ ભારત મિલમાલિક મંડળે એક સમારંભ ગોઠવી, તેમાં એમને ૧૦ લાખ રૂપિયા ગાંધી સ્મારક ફંડ માટે આપ્યા હતા. તે પ્રસંગે બોલતાં પંડિતજીએ અનેક બાબતો કહી, તેમાંની એક નીચે પ્રમાણે હતી—

"કન્ટ્રોલ કે અંકુશ હોય છે ત્યારે કાળાં બજાર ખીલે છે; અને કન્ટ્રોલ કાઢીએ છીએ ત્યારે પણ ભાવો તો ચડચે જ જાય છે એમ દેખાય છે કે, કમનસીબ બિચારા પ્રજાજનને અને સરકારને ભોગે દરેક જણ નફો લણે છે. આ નફાખોરીને રોકવા માટે કોઈ રસ્તો કાઢવો પડશે કારખાનાંના મજૂરો કે માલિકો કે મેનેજરો—જે હોય તે—સૌ કોઈ પાસેથી હું આશા રાખું છું કે, તેઓ સમજી લે કે, સરકાર આવું તો ન ચલાવી શકે, કેમ કે આથી સામાન્ય પ્રજાહિતમાં ખલેલ પડે છે.

"મજૂર અને મૂડીદાર વચ્ચે ઝઘડા હોય તો તેની નિષ્પક્ષ તપાસ કરી તોડ લાવવા માટે ઘટતી જોગવાઈ આપણે કરીએ.

"આમ છતાં જો ગમનો આવે એવો તોડ ન મળી શકે તો, સરકારે તેમાં પડીને તે ઉદ્યોગને પોતે ચલાવવા સિવાય બીજો રસ્તો હોય એમ મને નથી દેખાતું. ઊંચા ભાવ રાખી સામાન્ય પ્રજાને જે રીતે ચૂસવામાં આવે છે તેને કોઈ પણ સરકાર સાંખી ન શકે"

પંડિતજીએ આવી સાફ વાત કરી તે સારું થયું: કાપડનો મિલ-ઉદ્યોગ આપણે ત્યાં સારી પેઠે ખીલ્યો છે. સ્વરાજ આવ્યું નહોતું ત્યાં સુધી આ ઉદ્યોગવાળાઓ પોતાના સ્વાર્થને સારુ સ્વદેશીની ભાવનાને વાપરી ખાઈ તેનો ગેરલાભ લેતા રહ્યા. અને ૧૯૦૫થી જુઓ તો ત્યારથી આજ સુધીના દરેક રાજકીય ઉછાળાને પ્રસંગે આ વર્ગના લોકના ઘાટ આવા જ જોવા મળે છે.

૧૯૪૨માં અંગ્રેજ સરકારે પોતાના કામમાં એમને આબાદ લીધા. તેમાં તેઓ ફાવ્યા તેનું કારણ આ ઉદ્યોગની ઉપરની મૂળ વૃત્તિ જ હતી. કાપડના ઉદ્યોગ મારફતે અંગ્રેજોએ એકસાથે બેત્રણ કામ સાધવા તાક્યું: યુદ્ધકાળનો લાભ લઈ તેણે કાપડના ભાવ મોં-માથાવગરના વધારવા દીધા. તેની સાથે કાપડનાં કાળાં બજાર પણ શરૂ થયાં. કમાવાનો આવો લાગ કોણ જતો કરે? ૧૯૪૨ની લડતમાં પડેલો જુવાન અને વેપારીવર્ગ આ લોભે તણાયો. અને સરકારને કાપડના ઊંચા ભાવ મારફતે મળતા આવકવેરાથી લડાઈના ખરચામાં, વગર નવો કર નાંખ્યે, સારું મળતર થઈ રહેતું. કાપડ મારફતે

ગરીબો પાસેથી પૈસા ખેંચવાની જ આ નીતિ હતી, જેના હાથા કાપડ-ઉદ્યોગવાળા બન્યા.

આ ઢંગ એટલો લાંબો વખત ચાલ્યો કે તેમાં ફસેલા લોકને તેથી મળતા ઢગબંધ નફાની જાણે કુટેવ જ પડી ગઈ. આજે ૫–૧૫ ટકા નફો તે લોકને નજરમાં નથી આવતો! એટલે યુદ્ધ ગયું, પેલી સરકાર ગઈ, પોતાની પ્રજાકીય સરકાર આવી, કન્ટ્રોલ ગયો; છતાં, ઊંચા ને ખોટા ભાવ દ્વારા પ્રજાને ફોલી ખાવાની ટેવ તો ન ગઈ!

**સરકાર-કબજો**

કાપડ-ઉદ્યોગને સરકારકબજે લેવામાં શો વાંધો છે? તમે લોકો સુધરો, નહિ તો એ કરીશું — એમ શરતી વાતનીય શી જરૂર છે? શું આ ઉદ્યોગને સરકાર સંભાળી શકે એમ નથી? યુદ્ધનાં વરસોમાં આ ઉદ્યોગે રાંક પ્રજા પાસેથી એટલો નફો છડી લીધો છે કે, લગભગ એમને તેમનું વળતર મળી ગયું છે — પ્રજાએ તેને ઘણુંખરું વળતર આપ્યું છે. એટલે ૧૯૩૯માં યુદ્ધ શરૂ થતા અગાઉ એમની જે રોકાણ-મૂડી હતી તે પૂરતું વળતર આપીએ તો બસ થાય. જોકે તે પણ એમને તો ચોખ્ખો નફો જ રહે. વળી, યુદ્ધને લીધે નાણાબજારમાં જે ફુગાવો ઊભો થયો છે તે પણ આથી કરીને સહેજે બેસી જઈ શકશે. કાપડ-ઉદ્યોગે તો એવો ધંધો માંડ્યો છે કે, કાપડ દ્વારા ગરીબો પાસેથી કરોડો ખેંચ્યા પછી તે મૂડીથી નવા ઉદ્યોગો જમાવવા છે. અને નવા ઉદ્યોગો અમે જમાવીશું એમ કહી સ્વરાજસરકારને પણ વહાલા થવું છે. આ બધું પણ ઠેકાણે આવી જઈ શકે, એક જ શરત કે આ ઉદ્યોગને કોઈ ઠીક લાગતી વહેવારુ ઢબથી સરકાર-કબજે કરી લેવો જોઈએ. સરકારે આ વિચારી કાઢવા માટે સમિતિ નીમવી જોઈએ.

પણ આના કરતાં વધારે મહત્ત્વનો વિચાર તો બીજો છે. દેશની આમપ્રજાની વસ્ત્રવ્યવસ્થાની નીતિ વિચારવાની છે. એ બાબતમાં ગાંધીજીને ભૂલી જઈ શકાય એમ નથી. મિલ-કાપડ સરકારકબજે થાય તો જ ખાદી અને એ બંનેનો ભેગો વિચાર કરીને દેશની વસ્ત્ર-સ્વાવલંબન નીતિ નક્કી કરી શકાય. વર્ષમાં મહિનાઓ સુધી નવરી પડતી આમપ્રજાને ઉદ્યોગ શીખવી ખાદી ઉત્પન્ન કરાવવી જોઈએ; તે વગર, આજે તો ચોખ્ખું દેખાય છે કે, દેશની આળસ દૂર ન થઈ શકે; અને રાષ્ટ્રવ્યાપી આળસ ટાળ્યા વગર તેની અર્થનીતિ ભાગ્યે જ સધ્ધર અને સફળ કરી શકાય. કોઈ પણ વાદ લો, સૌને એટલું તો માન્ય છે કે, રાષ્ટ્રની બેકારી દૂર થવી જોઈએ, અને તે બનતી ત્વરાએ અને જે કોઈ મોજૂદ સાધનો હોય તે વાટે. મિલોનું કાપડ બહારના જરૂરવાળા દેશોમાં મોકલવા દ્વારા પરદેશનો વેપાર સ્થિર કરી શકાય. *ગાંધીજીના ખાદી-અર્થશાસ્ત્રનો* હવે આ પ્રમાણે ઉકેલ ન લાવીએ તો ભાગ્યે જ દેશની આમપ્રજાને સ્વરાજ ચાખવા મળે. તેમ ન કરવામાં આવે તો તેને તો કાળાં બજારના ઊંચા ભાવ અને તંગીની મોકાણથી જ મરવાનું રહે.

કાપડઉદ્યોગને, ખાદીના પ્રજાકીય હાથઉદ્યોગ દ્વારા અને મિલના સરકારકબજે ચાલતા યંત્રઉદ્યોગ દ્વારા, રાષ્ટ્રીય કરવાની યોજના વિચારી કાઢવામાં વિલંબ ન થવો જોઈએ.

૧૨-૬-'૪૮

**ઓલામાંથી ચૂલામાં તો નહિ!**

આવા સરકારકબજા વિષે એક સવાલ ઉઠાવવામાં આવે છે કે, તેથી ફાયદો થશે? સરકાર એટલે તેના એ કામ કરવા નિમાય તે નોકરવર્ગ. તે બરોબર કામ કરશે? લાંચ વધી નહિ પડે? અને કામ રેઢિયાળ નહિ થાય? તેના કરતાં પોતાપણાની સ્વાર્થી પ્રેરકતાથી કામ કરનાર ખાનગી માલિક સારું કામ ન દે? આજની પરિસ્થિતિ સુધરતાં તે સુધરશે નહિ?

પ્રશ્ન વિચારવા જેવો છે. તેની એક બાજુ એ છે કે, ખાનગી માલિકી હોય છે તો કાળાં બજાર કે નફાખોરી અને લાંચ એ બધું જોવા મળે છે. સરકાર કબજે થતાં પહેલી વસ્તુ નાબૂદ થાય — લાંચ એકલી રહે.

પણ બીજી વસ્તુ એ છે કે, ખાનગી માલકી નફાને ખાતર કામ કરે છે. સરકારી તંત્ર લોકની સેવાને ખાતર હોય છે. આ જે ઉદ્દેશફેર છે તે નાનોસૂનો ફરક નથી. રસ્કિનની શીખ પેઠે વેપારી અને ધંધાદારીઓ — અલબત તેઓ એ સારુ ઘટતું વળતર લઈ શકે છે, પણ — પ્રજાની સેવા સારુ પોતાનું કામ કરે, અથવા ગાંધીજી કહેતા એમ પોતાને ટ્રસ્ટી માની સેવાર્થે પોતાનું કામ કરે, તો જુદી વાત. નહિ તો, પ્રજા-હિતના ટ્રસ્ટી તરીકે સરકારે તે કરાવવું જોઈએ. એટલે આ ફેરફાર ખોટો ન ગણાય.

એક વાત છે કે, સરકાર આજે તે કામ લઈ શકે કે કેમ. આનો નિર્ણય તો તે કરી શકે. વડા પ્રધાન કહે છે તે પરથી કહેવાય કે, સ્થિતિ એવી હોય તો સરકારે તે કરવા તત્પર થવું જોઈએ. અલબત્ત, તેની યોગ્ય તપાસ વગેરે પૂર્વતૈયારી કરવામાં આવે; એ તો તેમાં રહેલું જ છે.

૨૦-૬-'૪૮

## ભૂપતિઓ અને ધનપતિઓ

હિંદના ભૂપતિઓ અને ધનપતિઓ વચ્ચે સરખામણી કરવાનું અનાયાસે સૂઝે એવી દશા આજે જોવા મળે છે. આપણા રાજામહારાજાઓ સ્વરાજયુગમાં કામ નહિ દે; તેઓ સમય વર્તી શકે એવા જ નથી રહ્યા, તો તે પ્રમાણે પછી ચાલવાની વાત તો ક્યાં જ રહી? — એમ સૌને લાગતું હતું. પરંતુ તેઓ (નિઝામ સિવાય) ખરે વખતે સીધા ઊતર્યા અને ઇતિહાસબળ પારખીને સ્વતંત્રતાના નવા યુગમાં પોતાનું સ્થાન સમજી લીધું. પરંતુ આપણા ધનપતિઓ! તેઓ વિષે આમ ન કહી શકાય. સમય ઓળખીને સુધરી જવાની હોડમાં રાજાઓએ એમને હરાવ્યા છે, એ ઉઘાડું છે.

એક મિત્ર આગળ આ વાત નીકળતાં તેમણે કહ્યું, "રાજાઓનું બળ અંગ્રેજ રાજ્ય અને તેનું શસ્ત્રબળ હતું. તે ગયા પછી કયા પીઠબળ પર તેઓ તમારી સામે ઝૂઝે! ન સમજે તો ક્યાં જાય? પણ ધનપતિઓ જાણે છે કે, આપણાં ધન અને યંત્રોદ્યોગની આ લોકને ગરજ છે. પછી તેઓ તમને શું કામ ગાંઠે?"

વાત સાચી છે. રાજાઓમાં પલટો થવાને માટે જે પરિસ્થિતિ જોઈએ તે આપણે નિર્માણ કરી, તો તેઓ પલટી ગયા. એક હૈદરાબાદ બાકી છે; પણ તેનાં કારણો જરા જુદાં અને નોખાં છે, તેમાં અહીં ન પડીએ. પણ ધનપતિઓનો પલટો આણવા માટે જે સ્થિતિ નિપજાવવી જોઈએ તે હજી નીપજી નથી. તો પછી તેઓ શાના ફરે? શું કામ ફરે? જે તે ઊંચો તે કેન્દ્રિત યંત્રોદ્યોગો વધારવાની જ વાત કરે, તો પછી તેની ચાવીઓ આજે જેના હાથમાં હોય તે શું કામ ભાવ ન ખાય? છતાં, પ્રજાબળ અહીં પણ સર્વોપરી બની શકે છે, કેમ કે અંતે જોતાં તો એ ઉદ્યોગો પ્રજાની ઘરાકીના ટેકાથી અને મજૂરની મજૂરીને બળે ચાલી શકે છે. આ બળ જો એકધ્યેય બનાવી સંગઠિત કરી શકાય તો ચકોર ધનપતિઓ પણ સમજતાં વાર નહિ લાગવા દે. પરંતુ આજે પ્રજા વધારેપડતી સરકારવશ બની જતી લાગે છે. જ્યાં ત્યાં જે કાંઈ કરવા જેવું લાગે તે સરકાર કરે, કૉંગ્રેસ કરે, એમ જ બોલાય છે. કાળાં બજાર કરનારો ને લાંચ આપનારો પણ બંનેને રોકવા માટે સરકારને જ કહે! જ્યાં ત્યાં, સજા કરો ને સીધું કરો, એ જ વાત કરાય છે. આમાંથી તો સ્વરાજ-સરકાર પોલીસ-સરકાર જ બની રહે, બીજું ન થાય. લોકશાહી જોઈતી હોય તો નાગરિકે આથી વધારે જવાબદારી અને જુદી સમજ દાખવવી પડશે.

૧૨-૬-'૪૮

## રખે ભૂલ કરીએ

ચારેક માસ ઉપર મુંબઈથી એક ભાઈએ 'હિંદુસ્તાની' વિષે લેખ લખી મોકલ્યો હતો. તેમાંનો નીચેનો ભાગ આજે પણ વિચારવા જેવો છે.

આ પ્રશ્નને માટે બંધારણસભા પર બધા મીટ માંડીને બેઠા છે કે, તે શું વિચારે છે. આ વૃત્તિ સારી નથી, જોકે સમજાય એવી છે. અનેક ભાષાભાષી પ્રજા પોતાની એક અખંડિતતા તથા સમાન સંસ્કૃતિનો દાવો રાખે અને છતાં પોતાના આંતરવ્યવહાર માટેની એક ભાષા શું કામ ન નક્કી કરી લે? કુદરતી રીતે તો એમ જ થાત. પણ દુઃખની વસ્તુ એ છે કે, આ પ્રશ્નને તેને માટેની કુદરતી રીતે ન જોતાં કોમી ચશ્માથી જોવાય છે. નહિ તો, સૌ કોઈ કબૂલે છે કે કોમ, ધર્મ, કે એવા ભેદો વગર જે એક ભાષા ઉત્તરમાં ઘણા લોકો બોલે છે અને જે આખા દેશમાં ઓછી-વત્તી ફેલાઈ છે, તે હિંદુસ્તાની જ રાષ્ટ્રભાષા છે. બંધારણસભાએ આ સ્વીકારવું જોઈએ; નહિ તો તે ભારે મોટી ભૂલ કરશે, જેને સુધારવા કોણ જાણે ભવિષ્યમાં હિંદી પ્રજાએ કેવા ભોગ કે નુકસાની આપવાં જોઈશે. મુંબઈથી લખનાર ભાઈ આ ભાષાના સ્વરૂપ વિષે લખે છે તે ખાસ ધ્યાન ખેંચે છે. તે લખે છે:—

"આજે હિન્દમાં એક દાવાનળ સળગી રહ્યો છે. આપણા દેશના ભાગલા પડયા છે. આપણું વધુ કમનસીબ તો એ છે કે, આપણી રાષ્ટ્રભાષા માટે આપણે અંદરોઅંદર લડી રહ્યા છીએ છેલ્લાં અઠવાડિયાંનાં સમાચારપત્રો જોતાં માલૂમ પડે છે કે, રાષ્ટ્રભાષાના અવનવા ફણગા ફૂટી રહ્યા છે એક ગુજરાતી ભાઈ લખે છે:— વૈજ્ઞાનિક દૃષ્ટિએ સંપૂર્ણ એવી ગુજરાતી લિપિ રાષ્ટ્રલિપિ બનવી જોઈએ. જ્યારે ડૉ. કાત્જુ જેવા મહાન નેતા હિન્દની સંસ્કૃતિ અને સર્વભાષાઓની

જન્મદાત્રી સંસ્કૃતને રાષ્ટ્રભાષા બનાવવા આગ્રહ રાખે છે. જ્યારે હિંદી સાહિત્ય સંમેલન જેવી દેશની પ્રથમ પંક્તિની સાહિત્યિક સંસ્થા કે જેમાં મોટા ભાગે હિંદીભાષીઓ જ છે, તે બિલકુલ સંસ્કૃતમયી હિંદી અને નાગરી લિપિની હિમાયત કરે છે. ઉપરોક્ત સંસ્થાના મોટા ભાગના સભ્યો હિંદીભાષી હોવાથી તેમને જો તે રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારાય તો તે શીખવાની મહેનતમાં ન પડવું પડે. શું આવા બધા ઝઘડાઓ ઊભા કરવા એ દેશની ઉન્નતિ સાધવામાં મદદ કરશે?

હું આપણા દેશવાસીઓનું નીચેની બાબતો પરત્વે ધ્યાન ખેંચવા ઇચ્છું છું. તા. ૨૫મી જાન્યુઆરીએ સ્થાનિક ઝીણા હોલ ખાતે કોંગ્રેસ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફથી યોજાયેલ હિન્દુસ્તાની સર્ટિફિકેટ-વહેંચણી સમારંભમાં પ્રમુખ શ્રી સુદર્શનજી, જેઓ હિંદુસ્તાનીના મહાન લેખક અને વિચારક છે, તેમણે નીચેનો ફકરો લખી એ સાબિત કર્યું છે કે, હાલના જમાનામાં જો હિંદી ભાષા અપનાવીએ તો તે આજના જમાનામાં તદ્દન કઢંગી અને બેહૂદી માલૂમ પડશે, કારણ કે તે ફકરામાં આવેલા શબ્દો જગતની ભાષાઓનું ભંડોળ છે અને તેથી જ ચાલુ ભાષા જ આપણે આમ-સમાજ સમજી શકીશું. તે ફકરામાં કયો શબ્દ કઈ ભાષાનો છે તે બતાવ્યું છે.

"અરે ભૈયા! કયા બતાઊઁ, આજ કમરે[1]મેં બૈઠા તુમ્હારે અખબારકે લિએ બહાદુર[2] ઈસાકા[3] જીવન લિખ રહા થા કિ નન્હા[4] ઊડદકી[5] દાલકે બડે[6] માંગને લગા. મૈંને નૌકરસે કહા, "ગુદામસે[7] નિકાલ લો, ઔર મેરે લિએ થોડાસા તંબાકૂ[8] ભી લેતે આના." યહ તમાશા ખત્મ[9] ભી ન હુઆ થા કિ ઇતનેમેં ડિપ્ટી[10] સાહબ આકર મેરે મેજકે સામને ખડે હો ગયે ઔર બોલે, "આજ ગિરજાધર[11]કે પાસ પાદરી[12] સાહબ કુરસીકા માલ નિલામ[11] કરાયેંગે, ચલોગે?" મૈંને પૂછા "કયા કયા નિલામ હોગા?" આપને ઘરકી ચાબીકે[11] સાથ ખેલતે હુએ "આઈને,[13] અલમારિયાઁ,[11] ગિલાસ,[10] ચીકેં.[14]"

ઉપરના ફકરામાંથી આ બધા પરભાષાના શબ્દો દૂર કરી તેમની જગાએ હિંદી શબ્દો મૂકી શકશો? શું તે ભાષા આમ-જનતા સમજી શકશે?

બીજો પ્રશ્ન હવે લિપિનો રહે છે. તેમાં તો હું તા. ૧૦મી જાન્યુઆરીએ દાદા માવળંકરે અમદાવાદમાં હિંદુસ્તાનીનાં સર્ટિફિકેટો વહેંચતાં સમજાવેલો તે લિપિનો મર્મ આપની સમક્ષ રજૂ કરું છું:

એઓશ્રીએ જણાવ્યું હતું કે, જ્યારે હિંદ અવિભક્ત હતું ત્યારે આપણે હિંદુસ્તાની માન્ય રાખી અને હવે જો આપણે જ એનો વિરોધ કરીએ તો એનો અર્થ એ થાય કે, આપણે કમને સ્વીકારેલા ભાગલાએ આપણા દેશબાંધવોથી આપણને જુદા પાડયા છે અને આપણી દરેક વસ્તુ સંસ્કૃતિ, રહેણીકરણી વગેરેની સમાનતામાં પણ જરૂર ભાગલા પાડવા માટે તૈયાર છીએ એમ થાય

બીજું બંને લિપિ શીખવાથી આપણું જ્ઞાન વધશે અને તેથી આપણને વધુ ફાયદો થશે.

એક રાજ્ય તેના લોકોની ભાષા હિંદુસ્તાની હોવા છતાં ફક્ત પોતાના ધર્મના બહાના નીચે ફક્ત ઉર્દૂ લિપિ જ અપનાવે, તેથી આપણે પણ તેના જેવા નાદાન ના થઈ શકીએ. કારણ કે આપણે હિંદમાં રહેવાનો અધિકાર માનવમાત્રનો છે એ સાબિત કરી આપવું છે."

## પ્રાંતવાર કે ભાષાવાર?

ભાષાવાર પ્રાંતો અને ભાષાવાર વિદ્યાપીઠો રચવાની ચર્ચા આજે ઠીક ઉપર આવી છે. તે અંગે જોવામાં આવતો એક ગૂંચવાડો સ્પષ્ટ કરવો જોઈએ. પહેલી વસ્તુ તો એ સમજવાની છે કે, પ્રાંતો રચવા માટે એક ભાષા–વિસ્તારનો કુદરતી એકમ માનવો એવો એક મુદ્દો લેવામાં આવ્યો છે. એટલે એક ભાષાપ્રદેશના અનેક નહિ પણ તેનો એક જ પ્રાંત રચવાનો ઇરાદો રખાય છે. પરંતુ જ્યારે આપણે ભાષાવાર વિદ્યાપીઠ કહીએ છીએ ત્યારે તેમાં મુદ્દો આવો નથી હોતો. એક-સરખી ભાષા બોલનાર બધા લોકો કે પ્રદેશને માટે એક જ વિદ્યાપીઠ રચવી, એમ એનો મુખ્ય ઇરાદો કે આગ્રહ નથી. એમ હોય તો એ તો બેહૂદું ગણાય. આજે પણ એક જ ભાષાભાષી ગણાતા પ્રાંતમાં અનેક વિદ્યાપીઠો ચાલતી હોય છે. ભાષાવાર વિદ્યાપીઠનો મુદ્દો એ છે કે, એક પ્રધાન ભાષાને બધા શિક્ષણનું માધ્યમ લઈને કામ કરતી વિદ્યાપીઠ રચવી. અને આવી વિદ્યાપીઠો એકભાષી પ્રદેશમાં અનેક હોઈ શકે. જેમ કે, ઇંગ્લંડ, અમેરિકા ૯૦ દેશોમાં જુઓ

એટલે ભાષાવાર પ્રાંત અને ભાષાવાર વિદ્યાપીઠ એ બે અલગ કોટિના વિચારો છે. આજે એ બેને ક્યાંક ક્યાંક ભેગા કરીને વિચારવામાં આવે છે ખરા; પરંતુ તે કેવળ આપણી આગંતુક સ્થિતિને લીધે. એક વિચાર તરીકે આ બે વસ્તુઓ અલગ જ જોવી જોઈએ.

---

[૧=ઇટાલિયન, ૨=મંગોલિયન, ૩=હિબ્રૂ, ૪=ગુજરાતી, ૫=તામિલ, ૬=તેલુગુ, ૭=મલયાલમ, ૮=અમેરિકન, ૯=અરબી, ૧૦=અંગ્રેજી, ૧૧=પોર્ટુગીઝ, ૧૨=લેટિન, ૧૩=ફારસી, ૧૪=તુર્કી.]

આમ ન થતું હોવાંથી જ કેટલાક લોક ભૂલ ખાય છે અને કહે છે કે, ગુજરાતને માટે એક જ વિદ્યાપીઠ હોવી જોઈએ, અને અત્યારે તો બધી કૉલેજો તેની સાથે જોડાય. આ વિચાર જાણ્યે અજાણ્યે પણ, મુંબઈ વિદ્યાપીઠની જૂની પરંપરા–બુદ્ધિમાંથી ફૂટતો ન હોય, એમ લાગે છે. એમ કરવું એને પ્રાંતવાર વિદ્યાપીઠ કહેવું એ સાચો પ્રયોગ ગણાય. પણ આપણી જરૂર એવી નથી. ભાષાવાર પ્રાંતો બને, તે પોતાનો સ્થાનિક વહીવટ સંભાળે,— અને તે અખિલ હિંદની વ્યાપક ભૂમિકાને વિસારે પાડ્યા વગર,— એ આપણે જોઈએ. તેથી એ હિલચાલને ભાષાવાર પ્રાંતની હિલચાલ કહીએ તે ઠીક છે. પરંતુ વિદ્યાપીઠોને ભાષાવાર કરવામાં રહેલી માગણી એ છે કે, હાલ જે અંગ્રેજી ભાષાવાર વિદ્યાપીઠો છે તે ફરીને સ્વભાષાવાર કે પ્રદેશભાષાવાર બને. આવી વિદ્યાપીઠો જ ભાષાવાર પ્રાંતની સાહિત્યિક, વહીવટી તથા બીજી અનેક પ્રકારની સાચી સેવા કરી શકે; તે પ્રાંતવાર એક જ હોય એવું કાંઈ નથી.

**નાગરી વિ૦ રોમન**

રોમન કે અંગ્રેજી લિપિ સાથે નાગરીને સરખાવવામાં, રોમન લિપિનું એક લક્ષણ એવું આગળ કરવામાં આવે છે કે, તે એક-પ્રવાહમાં લીટીમાં જાય છે; નાગરી પેઠે તેના અક્ષરોમાં ઉપર નીચેના બે માળ નથી કરવા પડતા; આથી કરીને બીબાં ગોઠવવામાં, છાપવામાં, ટાઈપ કરવામાં એક સરળતા રહે છે, જે નાગરીમાં એટલી નથી. રોમન લિપિમાં સાવ ઉપર નીચે માળ જેવું નથી એમ તો નથી. જેમ કે i, p, l, k, j, ઇ૦ અક્ષરોમાંથી જણાય છે. છતાં ઉપરની દલીલમાં તથ્ય છે કે, નાગરીની પેઠે માત્રાઓ, વરડુ ઇ૦ ઉપર નીચે અલગ નથી ગોઠવવામાં આવતાં. આથી કરીને અંગ્રેજી છપાણની લીટીઓ વચ્ચે બહુ થોડી જગા રાખીને ચલાવી શકાય છે, વગેરે.

કેવળ છપાણની દૃષ્ટિએ માનીએ કે આમાં કેટલુંક તથ્ય છે. પરંતુ વાચકની આંખની દૃષ્ટિએ પણ વિચાર કરવા જેવો છે, જે અનુભવે પણ દેખાય એવો છે. બે લીટી વચ્ચે અમુક જગા રહે તેથી અને આંખ ઉપર નીચે જોતી જોતી વાંચે— અંગ્રેજી પેઠે પાણીને રેલે ન ચાલે— તો તેમાં આંખને માટે સારું નથી? ખાસ કરીને બે લીટી વચ્ચે જે જગા રહે છે તેથી આંખને ચોકસ આરામ રહે છે, એમાં શંકા નથી. નાગરી અને તેમાંથી નીપજેલી લિપિઓને માટેનો આ ગુણ નોંધવો જોઈએ. છેવટે છપાણ, લખાણ બધું વાંચવાને માટે છે, એટલે આંખનો ખ્યાલ કરીને તે બધું વિચારવું એમાં ડહાપણ છે, એ પણ ધ્યાનમાં લેવું ઘટે.

૪–૬–'૪૮

**પ્રૌઢો માટે વિદ્યાપીઠો**

ખંભાતથી શ્રી. હિંમતલાલ દાળિયાએ બે માસ પર મને લખેલો નીચેનો પત્ર પ્રસિદ્ધ કરું છું. વિદ્યાપીઠે શરૂ કરેલી વિનીત પરીક્ષાને કેવો આવકાર મળ્યો છે તે આ પરથી જણાય છે. વિદ્યાર્થીઓમાં પણ એ પરીક્ષાએ સારી કુતૂહલતા પ્રેરી છે. ઘણા જણે તેનો લાભ લેવા ઇચ્છા જણાવી પરંતુ, તેના પ્રમાણમાં તેમણે દાખવેલી ઇચ્છાશક્તિ કે નિર્ણયબુદ્ધિ ઓછી ગણાય, કેમ કે ૨૫ જણ બેઠા. છતાં શરૂની એ સંખ્યા ખોટી ન ગણાય. આ પરીક્ષાને પૂરી જાહેરાત પણ ન મળી — માત્ર ત્રણ ચાર માસ ગણાય. વળી આ વિનીત પરીક્ષાને હજી સરકાર-માન્યતા મેળવવાની રહી, એ પણ લોકને તે અપનાવવામાં નડે છે. છતાં આ પ્રયાણ જરૂરી અને ઉપયોગી છે, એ સિદ્ધ થયું છે. (આ અંકમાં 'મેટ્રિક સુધારવાનો કાયદો' એ લેખ પણ જુઓ.)

હવે શ્રી દાળિયા તેથી આગળ વધવાનું કહે છે. તેમની આ માગણી ખોટી નથી. કામમાં પડેલા પ્રૌઢો માટે રાત્રિ વિદ્યાપીઠો હોઈ શકે છે. તેમાં તેમને કાંઈક માર્ગદર્શન અપાય બાકી તો પ્રૌઢ પોતાની મેળે પ્રગતિ કરતો હોય. તેને માટે એને ઉપયોગી સાહિત્ય-સામગ્રી મળવાં જોઈએ. તો આ રીતે નીવડેલા પ્રૌઢોની એક જાત એવી શક્તિ દેશને મળી જાય. એ દૃષ્ટિએ નીચેનો પત્ર વિચારવા જેવો નીવડશે—

"એ જાણીને મને ઘણો આનંદ થયો કે, આ જૂન માસથી ગુજરાત વિદ્યાપીઠ વિનીતની પરીક્ષા શરૂ કરે છે ઘેર બેઠાં અભ્યાસ કરી બેસવા ઇચ્છનારને પણ એમાં સવડ મળી છે, એ જ અતિ આનંદની વાત છે. આને માટે વિદ્યાપીઠને જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઓછા.

હવે એક નવી દિશામાં સૂચન કરું? દરેક સુધરેલા દેશમાં એકાદ બે એવી પણ વિદ્યાપીઠો હોય છે જે કેળવણીના ક્ષેત્રમાં દશકાથી કે તેથી વધુ મુદત સુધી કાર્ય કરનાર શિક્ષકને ઘેર બેઠાં અભ્યાસ કરી સ્નાતક (બી એ) અને પ્રસ્નાતક (એમ. એ) સુધીની પરીક્ષાઓ આપવાની સગવડ

કરી આપે છે, અને સરકારે આ પરીક્ષાઓને માન્ય કરેલી હોય છે.

દુર્ભાગ્યે આપણા હિંદમાં એવી એકે વિદ્યાપીઠ અસ્તિત્વ ધરાવતી નથી; તેમ જ બીજી વ્યાપારી પેઢીઓ જેવી આજની આપણી વિદ્યાપીઠો આવું કાર્ય ઉપાડે એમ બનનાર નથી. આ બાબતમાં ગુજરાત વિદ્યાપીઠ ક્રાંતિકારી પગલું લઈ દેશને અનેરું અને અમૂલ્ય દૃષ્ટાંત પૂરું પાડી શકે તેમ છે. પ્રજા પણ ગુજરાત વિદ્યાપીઠ પાસેથી આવી આશા સાથે જ રાખે છે. મારો આ તતૂડીનો અવાજ આપ વિદ્યાપીઠના નિયામકો સુધી પહોંચાડશો? વિદ્યાપીઠે કેળવણીના ક્ષેત્રમાં ગુજરાત ઉપર અસંખ્ય ઉપકારો કર્યા છે. અને આ ઉપકાર નાનોસૂનો નહીં ગણાય. આ મારા સાદા વિચાર ઉપર દેશનો વડીલ વર્ગ ગંભીરપણે વિચાર કરશે તો મારી વાત સાચી અને જરૂરી છે — અત્યંત અને એકદમ જરૂરી છે — એમ લાગ્યા વગર રહેશે નહીં. કાંઈ નહીં તો ભાષાવિશારદ જેને થવું હોય તેને માટે તો સરળતા કરી આપવી જ ઘટે.

હા, પરીક્ષાનું ધોરણ આપ ખૂબ ઊંચું રાખી શકો છો. અને મારી જ વાત કરું. વિદ્યાપીઠ ઘેર બેઠાં અભ્યાસ કરી પ્રસ્નાતક (એમ એ)ની પરીક્ષાઓ યોજે તો હું પણ એનો વિદ્યાર્થી ખુશીથી બનું

આશા છે મારો આ નાનકડો અવાજ આપની મારફત માઈકના અવાજની માફક બુલન્દ બની રહેશે, અને ગુજરાતની ભૂમિના એકેએક અણુમાંથી એ અવાજ પ્રતિઘોષિત થઈ રહેશે અને ગુજરાત વિદ્યાપીઠની સુવાસ દેશભરમાં ફેલાશે એટલું જ નહીં, પરંતુ દેશભરમાં એનો બુલન્દપડઘો પડશે."

## આ ફેરફાર શું કામ?

થોડા વખત ઉપર, આ માસિકમાં એક નોંધમાં (જુઓ વર્ષ ૭, અંક ૧, પૃ. ૩૨) સરકારે પ્રાથમિક શાળાનાં પાઠ્યપુસ્તકો પોતે તૈયાર કરાવવા ધારેલાં છે અને તે જ ચાલી શકે, એવું જે પગલુંભર્યું છે, તેની નાપસંદગી બતાવી હતી. તપાસ કરતાં જાણવા મળે છે કે, તે મુજબ સરકારે તેના નવા પ્રાથમિક શિક્ષણના કાયદામાં ફેરફાર પણ કરી લીધો છે.

૧૯૨૩ના પ્રા૦ શિ૦ કાયદા પ્રમાણે સરકારે સ્કૂલ બોર્ડને એક એ અધિકાર આપ્યો હતો કે, પોતાની શાળાઓને માટે તે પુસ્તકો પસંદ કરી શકે; તે પુસ્તકો સરકારે પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરેલાં હોવાં જોઈએ. આમ પસંદ કરેલાં પુસ્તકોને સરકારની મંજૂરી મળવી જોઈએ. મતલબ કે, સ્કૂલ બોર્ડને આ પ્રકારનો પસંદગી-હક આપ્યો હતો.

૧૯૪૮ના નવા કાયદામાં સાફ કરી દેવામાં આવ્યું છે કે, વખતોવખત સરકાર ફરમાવે તે મુજબ પુસ્તકો ચલાવવાં જોઈશે. એટલે સ્કૂલ બોર્ડનો પસંદગી-હક દૂર થાય છે.

આ કારણે આવો ફેરફાર કરવામાં આવ્યો છે તે સમજાતું નથી. એકસરખો વહીવટ એક વસ્તુ છે; પરંતુ કઈ ચોપડી ચલાવવી, શું ભણાવવું, ઇ૦ બાબતો નરી વહીવટી નથી. તેથી વહીવટ માટેની જરૂરોનો ન્યાય શિક્ષણકામ પર ન લાદવો જોઈએ. આમ થયા કરે તો તે આગળ જતાં, ઇચ્છા અનિચ્છાએ પણ શિક્ષણમાં પલટણ-નીતિ ('રેજિમેન્ટેશન') ઘૂસી જાય, જેને કોઈ પસંદ કરતું નથી.

૧૯-૬-'૪૮

## પ્રૌઢશિક્ષણમાં વિજ્ઞાન

કેવળ અક્ષરજ્ઞાન પ્રૌઢશિક્ષણ નથી, એ હવે સ્પષ્ટ થઈ ગયું છે. અને પુખ્ત મતાધિકાર દાખલ થતાં પ્રાથમિક રાજદ્વારી સમજ અને મત આપવા વિષે જ્ઞાન પણ પ્રૌઢોને આપવાં જોઈએ, એમ મુંબઈ સરકારના શિક્ષણ-સલાહકાર જણાવવા લાગ્યા છે. આ ઠીક છે. પરંતુ વિજ્ઞાન પણ ભુલાવું ન જોઈએ. આથી ગુજરાત પ્રૌઢશિક્ષણ સમિતિએ એક પેટાસમિતિ નીમી તેને કામ સોંપ્યું છે કે, પ્રૌઢોને વિજ્ઞાનનું સાદું જ્ઞાન પણ આપવું ઘટે; તે માટે શું કરવું એ તે વિચારે.

આ પેટાસમિતિએ જે વિચાર રજૂ કર્યો છે તે નીચે ઉતાર્યો છે,—

"(૧) હિંદ એ ગામડાંનો બનેલો દેશ છે. આપણાં ગામડાંઓમાં અજ્ઞાન અને વહેમના ઘર બાઝ્યાં છે. આ અજ્ઞાન તથા વહેમ દૂર કરવાં જોઈએ. તેમ જ આપણા પ્રજાજીવનમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ દાખલ થવી ઘટે. સામાન્ય જનતા એના રોજિંદા જીવનમાં જ્યાં ત્યાં વિજ્ઞાનનો ઉપયોગ અજાણપણે કરતી હોય છે, તે જ્ઞાનપૂર્વક કરતી થાય અને જ્યાં વિજ્ઞાનનો ઉપયોગ કરવો જોઈએ છતાં નથી કરતી, ત્યાં કરવા લાગે, તો એના જીવનમાં નવો રસ અને નવો ઉલ્લાસ આવે; જીવન વધારે સગવડવાળું અને સંપન્ન બને; તેમ જ સમાજ-જીવનમાં વ્યાપેલાં અજ્ઞાન અને વહેમના થરો આપોઆપ દૂર થાય, એવું આ સમિતિ માને છે. અને એવું કરવા માટે આમજનતા સમક્ષ વિજ્ઞાનના સાદા અને રસિક પ્રયોગો રજૂ કરવા જોઈએ

(૨) આવા પ્રયોગો નીચે જણાવેલી દૃષ્ટિ નજર સમક્ષ રાખીને યોજવા જોઈએ.

૧. ગામડાંની ખેતી વધારે સરળ અને સમૃદ્ધ બને

૨. ખાતર બનાવવાની સહેલી, શાસ્ત્રીય અને વધુ લાભદાયી રીતો હાથ આવે.

૩. નવા નવા ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગો ખીલવવાની ઇચ્છા જાગે.

૪. આરોગ્યની દૃષ્ટિએ આપણો ખોરાક, હવા, પાણી, કપડાં, મકાન, તળાવ, કૂવા, રસોડાં, જાજરૂ, સ્નાનગૃહ, ચૂલા, ધુમાડિયાં, પાણીની નીક વ૦ માં શા શા સુધારા કરવાની જરૂર છે, અને તે શા માટે, તેનું ભાન થાય.

પ. ટાઢિયો તાવ, બળિયા, અછબડા, ખસ, પ્લેગ, કૉલેરા, આંખ આવવી, કમળો થવો અને આવા જ બીજા રોગો થવાનાં કારણો સમજાય.

(૩) ઉપરોક્ત દૃષ્ટિ નજર સમક્ષ રાખીને ગ્રામ-જનતા પાસે રજૂ કરી શકાય એવા સહેલા છતાં અસરકારક બને એવા પ્રયોગોની યાદી, એમાં વપરાતાં સાધનોની નોંધ તથા કઇ ઢબે એની રજૂઆત કરવી એની ક્રમબદ્ધ યોજના તૈયાર કરવી.

તેના થોડા નમૂના નીચે રજૂ કર્યા છે:—

(૧) ગરમ અને હલકી હવા ઉપર જાય છે અને સ્વચ્છ ઠંડી હવા નીચે રહે છે, એનું પ્રત્યક્ષ દર્શન કરાવવું અને એના ઉપરથી બારી-બારણાં, હવાદાન, અને ધુમાડિયાંઓનાં સ્થાન અને રચના કેવાં હોવાં જોઈએ તે સમજાવી શકાય.

(૨) ગાળેલા સ્વચ્છ ગણાતા પાણીમાં પણ કેવા કેવા જીવાણુઓ પડયા હોય છે એનું સૂક્ષ્મદર્શક કાચથી દર્શન કરાવવું. અને પાણી, દૂધ વગેરે ઉકાળવાથી શા શા ફાયદા થાય છે એ સમજાવી શકાય.

(૩) થૂંક, ગળફો કે બીજી ગંદકીમાં પરોપજીવી જીવાણુઓ પડયાં હોય છે. એમનો કઈ કઈ રીતે ફેલાવો થાય છે એ પ્રત્યક્ષ બતાવવું અને સ્વચ્છતા જાળવવાથી ઘણા રોગોમાંથી બચાય એ બતાવી શકાય.

(૪) નજર બાંધતી વખતે વાટકો, થાળી સાથે કયા કારણથી ચોંટી જાય છે, તે બતાવવું અને સમજાવવું.

(પ) ચપ્પુથી લીંબુ કાપતી વખતે લીંબુનો રસ લાલ રંગનો કેવી રીતે બની જાય છે, એ પ્રત્યક્ષ કરી બતાવવું અને સમજાવવું.

(૬) ગ્રહણ શાથી થાય છે, અને સૂર્યચંદ્ર ઉપર કઈ જાતનો પડછાયો પડે છે એ સમજાવવું તથા પ્રત્યક્ષ બતાવવું.

ઉપર તો થોડા નમૂના બતાવ્યા છે. પણ જીવનનાં અનેક ક્ષેત્રોમાં અજ્ઞાન અને વહેમો પેસી ગયેલાં છે. એ બધી જગાએ વિજ્ઞાનદૃષ્ટિ આપીને આપણે પ્રકાશ પાડવો છે. અને જીવન જીવવા લાયક, આનંદ અને ઉલ્લાસથી ભરપૂર, તેમ જ સભવડ-સમૃદ્ધિથી ભરેલું બનાવવું છે."

૨૦-૬-'૪૮

## સ્વરાજ આશ્રમ-વેડછી

બારડોલી તાલુકામાં સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા નીચે ચાલતા સ્વરાજ આશ્રમો પૈકી વેડછી આશ્રમનું સને ૧૯૪૭નું વાર્ષિક નિવેદન અમારી પાસે આવ્યું છે. જેમને એ આખું જોવું હોય તેમણે શ્રી જુગતરામ દવે, વેડછી આશ્રમ, વાલોડ (જિ. સુરત), ને લખીને મંગાવવું. તેનો ટૂંક સાર નીચે આપ્યો છે:—

"આ આશ્રમ છેલ્લાં ૨૦ વર્ષથી રાનીપરજ વિભાગમાં રચનાત્મક કામ કરી રહ્યો છે. આશ્રમની કેળવણીની પ્રવૃત્તિઓમાં ચાલુ વર્ષમાં વેડછીની ગ્રામશાળા આશ્રમને હસ્તક મેળવી તેમાં નઈ-તાલીમ દાખલ કરવામાં આવી છે એ નવું કામ શરૂ કર્યું છે. વેડછી રાનીપરજ ખાદી કાર્યાલય તરફથી વસ્ત્ર-સ્વાવલંબી ખાદીકાર્યનાં ૧૩ મથકો ચાલી રહ્યાં છે, જેની નીચે ૩૮ ગામોમાં મળી ૨૬૮૨ કાંતનારાઓમાં કામ ચાલી રહ્યું છે. મુંબઈ સરકાર આ કામમાં સારી મદદ કરે છે. ખાદીપ્રચારમાં રસ ધરાવનારાઓને આ યોજના વિષે માહિતી મેળવી લેવા જેવી છે.

વેડછી આશ્રમની સાથે જોડાયેલા સાત ગ્રામ-સેવાનાં કેન્દ્રો ચાલે છે, જ્યાં સુશિક્ષિત કાર્યકર્તાઓ સમગ્ર દૃષ્ટિએ સેવા કરી રહ્યા છે.

બારડોલી વાલોડ ખેડૂતસમાજ, બારડોલી તાલુકા હળપતિ મહાજન દલિતવર્ગોને સંગઠિત કરવામાં સારો ફાળો આપી રહ્યાં છે. નિવેદનમાં સહકારી હિલચાલ વિષે પ્રકરણ આપ્યું છે તે પરથી જણાય છે કે, ૪ વિવિધ કાર્યકારી મંડળીઓ રાનીપરજ વિસ્તારમાં કામ કરી રહી છે, તેમ જ સહકારી ખેતી મંડળીઓ તથા હળપતિઓ માટે સહકારી ઘરમંડળીઓ કાઢવાનો પ્રયત્ન આશ્રમ કાર્યકર્તાઓ કરી રહ્યા છે."

## ગુજરાતની ખાસ જવાબદારી

'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ તેના ૧૪મી જૂનના અંકના અગ્રલેખમાં, શ્રી ગોરધનભાઈ પટેલે પ્રસિદ્ધ કરેલી અંગ્રેજી પત્રિકા — 'ગુજરાત માટે વિદ્યાપીઠ' — ઉપર અગ્રલેખ લખ્યો છે. તેમાં તે પત્રે એક વાત કરી છે તે નોંધપાત્ર લાગી —

"ગુજરાત યુનિ૦ સમિતિ મહિનાઓ સુધી કેમ ઊંઘતી રહી એ સમજાતું નથી. પણ હવે એ જાગૃતિ બતાવવા લાગી છે. . . . કમિટી જો તેની ભલામણોમાં ચીલેચલુપણું છોડી, પોતાને સોંપેલા કામને માટે નવો માર્ગ પકડી દેખાડે, તો તેણે કરેલી ઢીલ એળે ગયેલી નહિ ગણાય . . ."

કેમ કે, આ વાંચી અમને ગાંધીજીએ ગુજરાત યુનિ૰ સમિતિના પ્રમુખની ઉપર લખેલા પત્રની એને જ મળતી નીચેની વાત યાદ આવી :–

"એક નવી હકીકત તમારી પાસેથી મેં જાણી . . . તે એ કે, હવે બાપાવાર વિદ્યાપીઠ એક માત્ર ગુજરાતની જ બાકી છે.* . . . છતાં મારો લોભ કહો કે મોહ રહે છે કે, છેલ્લી વિદ્યાપીઠ હિંદુસ્તાનની સભ્યતા એટલે ગામડાંની સભ્યતાને આગળ વધારે."

હિંદમાં ગુજરાતનું એક ખાસ સદ્‌ભાગ્ય છે કે, તે પ્રાંતમાં ગાંધીયુગની અસર કેવળ રાજકીય ન રહેતાં, જીવનનાં બધાં ક્ષેત્રોમાં ઊંડે ઊતરી છે. શિક્ષણક્ષેત્રમાં પણ ગાંધીજીએ સ્વતંત્ર પ્રયોગ આદરી પ્રાંતના જીવનને ઘડવાનો જબરો પ્રયત્ન કર્યો છે. આથી કરીને પણ કહેવું જોઈએ કે, ગુજરાત ચીલેચલુ ન બની શકે. પૂનાની પ્રાદેશિક યુનિવર્સિટી સરકારે કરી છે, તેની જ ગુજરાતને માથે તો એ નહિ મારે ? — આવી બીતિ ચોમેર જોવામાં આવે છે. શિક્ષણ અને વિદ્યોપાસનાનો સવાલ એવો નથી કે એમાં આખા પ્રાંત માટે એક-હકૂમતી કાબૂ જોઈએ. પણ આજે એવી બીતિ છે કે તેમાં પણ આપણે રાજદ્વારી પ્રશ્નોની સરખામણીમાં તણાઈ જઈને વિચારદોષ કરી બેસીએ. આ સામે સંભાળવું જોઈએ.

'ટાઇમ્સ' એની ઉપરની નોંધમાં ઠીક કહે છે કે, જૂના ખ્યાલથી તણાઈ ન જતાં નવો વિચાર કરવો ઘટે; અને તેથી શ્રી. પટેલની પત્રિકામાં સૂચવેલો નવો માર્ગ — શિક્ષણ આપતી વસાહતી અને એકસ્થ વિદ્યાપીઠો સ્થાપવી સારી, એમ જણાવે છે.

૨૦-૬-'૪૮ મ૰

**'મૂડીવાદ' વિશેષણ**

લોકોના વપરાશમાં શબ્દો કેવા તરેહવાર રીતે દાખલ પડી જાય છે તેનો એક દાખલો સુરતના શ્રી નટવરલાલ વીમાવાળા એક લાંબો લેખ લખીને આપે છે. 'મૂડીવાદ' શબ્દ અંગ્રેજી 'કેપિટેલિઝમ' શબ્દના અર્થમાં યોજવામાં આવેલો છે. પણ છેક દક્ષિણમાં અમલસાડ સ્ટેશન પર એક માણસે ગામની પ્રજાનો અણગમો વહોરી લેનારા એક શેઠની બીજા માણસને ઓળખ આપતાં કહેલું મેં સાંભળ્યું છે કે, "એ તો મૂડીવાદ છે." ત્યારે એ શબ્દના અર્થને અને કેપિટેલિઝમને કશો સંબંધ નહોતો. એવી જ રીતે છેક ઉત્તરમાં અમદાવાદના એક ધોરી રસ્તા પર એક ભાઈ બીજાને ત્રીજા એકને વિષે કહેતા હતા કે, "એ તો સાવ મૂડીવાદ છે." ત્યાં પણ એ શબ્દ કેપિટેલિઝમના અર્થમાં વપરાયો નથી.

સામ્યવાદી વિચારસરણી પોતાની સાથે જગતમાં વ્યાપી રહેલાં દુઃખો અને અન્યાયનો એક સરળ ખુલાસો લઈ આવી છે. તેણે દુનિયાના લોકોના બે વિભાગ પાડ્યા છે: એક મૂડીવાદીઓ એટલે કે તવંગરો અને બાકીના બીજા શોષિતો. અને તે એમ કહે છે કે, બિચારા શોષિતો જો પહેલા જણાવેલા (તેની નજરે) કેવળ પાપી, અન્યાયી વર્ગને નાબૂદ કરે, તો જગતમાં રામરાજ્ય થઈ જાય ! ગુજરાતી બોલી બોલનારાં આમવર્ગે મૂડીવાદી શબ્દમાંથી છેલ્લી 'ઈ' કાઢી નાખી જગતમાં જે કંઈ તિરસ્કારને પાત્ર છે તે બધું 'મૂડીવાદ' શબ્દમાં એકઠું કરી દીધું ! અને જ્યારે કોઈ તવંગર પર ચીડ કાઢવી હોય ત્યારે સર્વ અનિષ્ટોના મૂળ સમું મૂડીવાદ નામ આપી દેવાનું જ ઠીક ગણ્યું !

આ શબ્દપ્રયોગ તદ્દન ખોટો છે એ સમજાવવાનીયે જરૂર નથી.

પણ સામ્યવાદી પ્રચારની એ એક ફતેહ ગણાવી જોઈએ કે, ગુજરાતના પૈસાની તંગી ભોગવતા વર્ગને અથવા તવંગરો તરફ સૂગ કેળવનારા વર્ગને પૈસાવાળાને ગાળ આપવાને મૂડીવાદ જેવો શબ્દ મળી ગયો. છાપાંઓએ હજી એ શબ્દપ્રયોગ અજમાવવા માંડ્યો નથી એ મોટી રાહત છે. કેમ કે આપણાં દૈનિક છાપાં લાંબી પંચાતમાં ઊતર્યા વિના જે એવા પ્રયોગો ઝીલે રાખે છે. દાખલા તરીકે, થોડા દિવસ પર 'શ્રદ્ધાંજલિ'ને બદલે અમદાવાદના એક દૈનિકે અમુકને 'તિલાંજલિ' એવું મથાળું મોટા અક્ષરે કર્યું હતું !

આમપ્રજાની લાગણીઓ અમુક એક વિચાર-સરણીનો પ્રચાર કાને પડ્યા કરવાથી કેવી તરેહવાર રીતે ખોટા શબ્દપ્રયોગથી વ્યક્ત થવા માંડે છે, તેનો ઉત્તમ નમૂનો મૂડીવાદ શબ્દનો ઉપર વર્ણવેલો પ્રયોગ છે. એ જ ન્યાયે થોડા વખત પછી કોઈક માણસ તરફ અત્યંત ઘૃણા બતાવવાને એ 'કાળો બજાર' છે એવું કહેવાનું થાય તો નવાઈ નહીં !

ઠા૰ મ૰ દે૰

* આ બરોબર છે? બાપાવાર વિદ્યાપીઠ તો હિંદમાં આજે કઈ છે? પ્રાંતવાર કહીએ તો કદાચ આ કાંઈક બરોબર હોય. કેમ કે ઓરિસા, આસામ, સિંધ, પૂર્વ પંજાબ, રજપૂતાના, વગેરેમાં નવી વિદ્યાપીઠો થાય છે.

# શિક્ષણ અને સાહિત્ય

જુલાઈ, ૧૯૪૮

વર્ષ ૭ અંક ૭


## અનુક્રમણિકા

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૭–અંક ૭] અમદાવાદ [જુલાઈ, ૧૯૪૮


## લડાઈ સામે સત્યાગ્રહ

"મરજી હોય તો માર્ગ નીકળે!" પ્રજાઓ જો ખરેખર લડવા ન ઇચ્છતી હોય, તો તેમને કોઈ પરાણે તેમ કરાવી ન શકે. ઇતિહાસમાં એવા દાખલા નોંધાયેલા છે, કે જ્યારે પ્રજાજનો લડાઈથી કંટાળ્યા હોય અને તેનો અંત લાવવાની ભારપૂર્વક માગણી કરતા હોય, ત્યારે તેમની સરકારોને પોતાના દુશ્મન સાથે સુલેહ કરવાની ફરજ પડી છે, અને કેટલીક વાર તો હીણપતભરી સુલેહ પણ કરવામાં આવી છે. ટ્રાન્સવાલના બોઅર-યુદ્ધનો દાખલો પણ છે. તે દાખલામાં ઇગ્લંડના પ્રજાજનોએ બ્રિટિશ સરકારને બોઅર લોકો સાથે સમાધાન કરવાની લગભગ ફરજ જ પાડી હતી એમ કહેવાય છે; અને તે પણ લડાઈ પ્રત્યેના અણગમાથી પ્રેરાઈને નહીં, પરંતુ પોતાની સરકાર કોઈ પણ નૈતિક સમર્થન વિનાની લડાઈ લડી રહી હતી, તેમ જ તેમ કરવામાં નિર્દોષ લોકો ઉપર મોંએ બોલી ન શકાય એવા અત્યાચારો કરી રહી હતી, એ વસ્તુના ભાનથી પ્રેરાઈને.

'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' એ નામના પોતાના પુસ્તકમાં ગાંધીજી જણાવે છે કે, બોઅર-યુદ્ધ સામે ઇગ્લંડમાં લોકમત ઊભો કરવાનું માન બોઅરલોકોને પોતાને ફાળે નથી જતું,—કે જેમની સ્ત્રીઓને વાડાઓમાં પૂરવામાં આવી હતી, અને જેમના પુરુષો 'રણમેદાનમાં વીરતાપૂર્વક લડતા હતા'—પરંતુ તે સમયે દક્ષિણ આફ્રિકામાં હાજર એવાં કેટલાંક ઉદારચિત્ત અંગ્રેજ સ્ત્રીપુરુષોને ફાળે જાય છે. ગાંધીજી ખાસ કરીને ત્રણ જણનો ઉલ્લેખ કરે છે: મિસ એમિલી હોબહાઉસ, સર હેનરી કેમ્પબેલ-બેનરમેન, અને મિ. ડબલ્યુ. ટી. સ્ટેડ. બ્રિટિશ લશ્કરે બોઅર લોકો ઉપર કરેલા અત્યાચારોને મિસ હોબહાઉસે હિંમતપૂર્વક અને નિખાલસતાથી વખોડી કાઢ્યા હતા. એક ચીની મુલાકાતી આગળ મિસ હોબહાઉસ વિષે બોલતાં ગાંધીજીએ કહ્યું હતું :

"એ અંગ્રેજ મહિલા હતી છતાં અંગ્રેજોએ બોઅર લોકોને જે વાડાઓમાં પૂર્યાં હતા ત્યાં તે નીડરપણે પહોંચી ગઈ હતી. એણે બોઅર લોકોને કદી હતાશ ન થવાનો ઉપદેશ આપ્યો. અને કહેવાય છે કે એણે બોઅર સ્ત્રીઓનાં હૃદય જે રીતે અડગ બનાવ્યાં તેવાં ન બનાવ્યાં હોત તો એ લડાઈએ જુદું જ રૂપ લીધું હોત. પોતાની પ્રજાની સામે તે ક્રોધથી ઊકળી ઊઠતી. એમને વિષે એક પણ સારું વેણ કહેવા જેવું એને દેખાતું નહીં. . . . 'શત્રુ' વિષેના એના જે પ્રેમે પોતાના દેશભાઈઓનાં કુકર્મોને વખોડવા પ્રેરી તે પ્રેમનું અનુકરણ તમે કરશો."

['હરિજનબંધુ' ૧૯–૨–૧૯૩૯]

બાકીના બે વિષે ઉલ્લેખ કરતાં તેઓ કહે છે :—

"મરહૂમ સર હેનરી કેમ્પબેલ બેનરમેને અંગ્રેજ પ્રજાનું હૃદય ઓળખ્યું અને તેણે લડાઈની સામે ગર્જના કરી. મરહૂમ સ્ટેડે જાહેર રીતે ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરી અને બીજાઓને તેમ કરવા પ્રેર્યા કે એ લડાઈમાં ઈશ્વર અંગ્રેજને હરાવે. આ દૃશ્ય ચમત્કારિક હતું. ખરેખરું દુઃખ ખરેખરી રીતે વેઠાયેલું પથ્થર જેવા હૃદયને પણ પિગળાવી નાખે છે એ એવા દુઃખનો એટલે તપશ્ચર્યાનો મહિમા છે, અને તેમાં જ સત્યાગ્રહની ચાવી છે."

['દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' પા. ૨૬–૭]

'દુશ્મનો'ના આ વકીલોનો અવાજ, ઇજ્જત અને ન્યાય માટેની નિષ્ઠામાંથી બળ મેળવીને, અંગ્રેજો તેમ જ બોઅર લોકોની તરવાર કરતાં પણ વધુ શક્તિશાળી બન્યો. તેણે અંગ્રેજોને પોતાની તરવાર મ્યાન કરવાની ફરજ પાડી. બોઅર લોકોની તરવારના ભયમાત્રથી તેમણે તેમ હરગિજ કર્યું ન હોત. માત્ર શારીરિક અથવા પશુબળથી જ ફેંસલો લાવવાનો હોત, તો હિન્દુસ્તાનની પરાણે મેળવેલી મદદ વડે અંગ્રેજો બોઅર લોકોનો સમૂળ ઉચ્છેદ કરવાને શક્તિમાન હતા.

પરંતુ બોર સ્ત્રીઓની યાતનાઓ અને તેમના પુરુષોની બહાદુરીની અંગ્રેજ પ્રજા ઉપર ઊંડી અસર થઈ. તેથી કરીને,

."છેવટે કિંગ એડવર્ડે લૉર્ડ કિચનરને લખ્યું કે 'આ મારાથી સહન થઈ શકતું નથી. જો બોઅરને નમાવવાનો આપણી પાસે આ જ ઇલાજ હોય તો એના કરતાં હું ગમે તેવી સુલેહ પણ પસંદ કરું છું. લડાઈને તમે જલદીથી સંકેલજો.'"

[સદર, પા. ૨૬]

"પરિણામ એ આવ્યું કે વેરીનીગીંગ મથકે સુલેહ કરવામાં આવી." એ સુલેહથી ગ્રેટબ્રિટનને જરા પણ પસ્તાવાનું કારણ મળ્યું નથી. ત્યારથી માંડીને દક્ષિણ આફ્રિકા ગ્રેટબ્રિટનનું વફાદાર મિત્ર બની રહ્યું છે, કે જેવું લડાઈથી નમાવીને તેને કદી બનાવી શકાયું ન હોત.

* * *

કુટુંબમાંથી કોઈ વ્યક્તિગત માણસોએ કાંઈ ખોટું ર્યું હોય તેથી કુટુંબોના બે ભલા અને પ્રામાણિક ાગેવાનોને મારામારી કરવી જ પડે એવું કાંઈ નથી. ામ જ જો તે કુટુંબોના સભ્યો ભલા, પ્રામાણિક, ાંતિપ્રિય, અને સિદ્ધાંતોને લગતી બાબતમાં અથુનમ ાય, તો ભલે પછી તેમના આગેવાનો તથા ખેરખાંઓ વિપરીત બુદ્ધિના, લોભી, અને કજિયાખોર હોય, તો પણ તે કુટુંબોને એકબીજા સાથે લડાઈ કરવાની કદી જરૂર ન પડે. એવા દાખલાની પણ ખોટ નથી કે, દરેક પક્ષમાંના કે એક જ પક્ષમાંના એકાદ સભ્યનાં પ્રેમ, ડહાપણ અને આપભોગ કેટલીયે પેઢીઓથી ચાલતી આવેલી તકરારોનો અંત લાવવામાં સફળ નીવડ્યાં છે.

તેથી આપણે સમજી રાખવું જોઈએ કે, જ્યારે બે સરકારો, અથવા તે જ પ્રમાણે નજીકનો ધરનો દાખલો લઈએ તો હિંદુ અને મુસલમાન કે યહૂદી અને આરબ જેવી બે કોમોના આગેવાનો એકબીજા સામે લડાઈ જાહેર કરે છે, ત્યારે તેઓ એવી ખાતરીને જોરે જ તેમ કરે છે કે, પોતાને પોતપોતાના પ્રજાજનોનો સાથ હોઈ, તેમનો ટેકો રાજીખુશીથી પોતાને મળશે, અથવા તો પોતાને માટે લડવાની તેમને ફરજ પાડી શકાશે. ગત વિશ્વયુદ્ધમાં બ્રિટિશ સરકારે પહેલી ખાતરીને જોરે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું હતું; અને હિંદી સરકારે બીજી ખાતરીને જોરે તેમ કર્યું હતું. હિટલરને કદાચ બન્ને ખાતરીઓ અંશતઃ હતી. જો લોકો લડવા ન માગતા હોત અને પોતાની ઇચ્છા જાહેર કરવા જેટલા તાકાતવાળા હોત, તો જર્મન ફુહરર કે બ્રિટનના નામદાર શહેનશાહ પણ લડાઈમાં આગળ વધી શક્યા ન હોત. આપણા દેશમાં મુસ્લિમ લીગ અને હિંદુમહાસભાના આગેવાનોએ કર્યું હતું તેમ જ ત્યાં કેટલાંય વર્ષોથી બંને દેશોના યુદ્ધખાંખુઓએ વેરઝેરનો પ્રચાર કર્યા કર્યો હતો. છાપાં વાંચનાર દરેક અંગ્રેજને (અને ઇંગ્લંડમાં લગભગ બધા જ છાપાં વાંચે છે) જર્મનોને ધિક્કારતાં શીખવવામાં આવતું હતું; અને તે પણ હિંદુસ્તાનમાં શ્રી ઝીણા અને સાવરકર, તથા રાષ્ટ્રીય સ્વયંસેવકસંઘ અને અકાલીઓ કરી શક્યા છે તે કરતાં પણ કદાચ વધુ તીવ્રતાથી અને સફળતાથી. આપણા દેશમાં કોમી વેરઝેરનો પ્રચાર કેવો જંગલી અને વિનાશકારી થયો તે આપણે જાણીએ છીએ. સામાન્ય અંગ્રેજનો જર્મન માટેનો, અને સામાન્ય જર્મનનો અંગ્રેજ માટેનો વિદ્વેષ તેથી પણ વધુ તીવ્ર હતો (અને કદાચ આજ સુધી પણ છે). પહેલા વિશ્વયુદ્ધ પછી થોડા સમય બાદ સાબરમતી આશ્રમમાં આવેલી એક અંગ્રેજ બાઈને હું જાણું છું કે જે ગાંધીજીની પાસે પોતાની પેઠે જ મહેમાન અને પ્રશંસક તરીકે આવેલી બીજી જર્મન બાઈને દેખી નહોતી ખમી શકતી.

* * *

બે વ્યક્તિઓ વચ્ચેનું વેર સામાન્ય રીતે અંગત કડવા સંબંધોમાંથી ઊભું થાય છે. પરંતુ જુદી કોમો અથવા જુદી પ્રજાના લોકો વચ્ચેના વેરમાં, ખરેખર લડાઈ શરૂ થાય તે પહેલાં, અંગત કડવા અનુભવો જેવું બહુ થોડું હોય છે. હજાર હિંદુઓમાંથી એક પણ એમ નહીં કહી શકે કે તેને મુસલમાનો સાથે કદી કોઈ કડવો અનુભવ થયો હતો; તેવું જ કોઈ મુસલમાન પણ હિંદુની બાબતમાં નહીં કહી શકે. કદાચ એ હજારમાંથી સો તો એમ કહી શકશે કે તેમને બીજી કોમમાં કેટલાક સારા દોસ્તો છે. તેવું જ અંગ્રેજો, જર્મનો, રશિયનો, યહૂદીઓ અને આરબોની બાબતમાં પણ સમજવું. અને છતાં થોડા મૂઠીભર કાવતરાખોર, મહત્ત્વાકાંક્ષી અથવા ધર્માંધ વ્યક્તિઓમાંથી સામાન્ય રીતે ઉદ્ભવતા વિપરીત પ્રચારને કારણે, એક આખી પ્રજા અથવા કોમ સામી બીજી પ્રજા અથવા કોમને એટલા આવેશ સાથે તીવ્રતાથી ધિક્કારતાં

શીખી જાય છે કે, અંતે એક નાનો આકસ્મિક આઘાત પણ મોટો દાવાનળ ઊભો કરવા પૂરતો થઈ પડે છે.

આપણે દરેક યુદ્ધના મૂળ કારણને કાળજીપૂર્વક તપાસીશું તો તેમાંનાં ઘણાંખરાં યુદ્ધોમાં આપણને અંતે એવું જાણવા મળશે કે તે માટેનું બીજ એક અથવા બંને પક્ષે કેટલીક બહુ મહત્ત્વાકાંક્ષી, શક્તિશાળી અને દુરાત્મા વ્યક્તિઓએ જ વાવ્યું હતું. એ અનિષ્ટ લોકોમાંથી ઊભું થયું નહોતું, પણ તેઓમાં ફેલાવવામાં આવ્યું હતું. તેઓને પરાણે અથવા અજાણપણે લડવામાં દોરી જવામાં આવ્યા હતા. અને તેઓ જ તે લડાઈના પ્રથમ તેમ જ મુખ્ય શિકાર પણ બન્યા હતા. પેલા મૂળ દોરીસંચાર કરનારાઓ તો તેમનો પક્ષ સદંતર પરાજિત થયો ન હોય તો મોટે ભાગે સલામત જ રહી ગયા હતા. ઘણી વાર તો સદંતર પરાજય બાદ પણ તેઓ કશી ઈજા પામ્યા વિનાના જ રહી ગયા હોય છે.

પરંતુ સામાન્ય માન્યતા એવી છે કે, લડાઈઓને સદંતર નાબૂદ કરવી એ ભારે મુશ્કેલ બાબત છે; અને તેનું કારણ એ બતાવવામાં આવે છે કે, માણસમાં અહિંસા કરતાં હિંસા વધુ મૂળભૂત તેમ જ સ્વાભાવિક છે. તેથી હિંસાના પૂજારીઓની સંખ્યા હજારોથી ગણી શકાય તેટલી છે, ત્યારે અહિંસાના પૂજારીઓની સંખ્યા આંગળીને વેઢે ગણાય તેટલી છે.

અલબત્ત, અહિંસામાં ઊંચે ચડવાપણું છે, ત્યારે હિંસામાં નીચે લપસવાપણું છે તેથી કરીને આખા લોકસમુદાયને હિંસામાં સામેલ કરવો એ વસ્તુ, તેને હિંસામાંથી બહાર કાઢી જવા કરતાં વધુ સહેલી છે. પરંતુ અહિંસાના પક્ષકારે એટલું સમજી લેવું આવશ્યક છે કે, હિંસા પણ છેવટે તો થોડીક વ્યક્તિઓના જ મૂળભૂત પ્રયત્નનું ફળ હોય છે. અને જો તેવો જ તીવ્ર પ્રયત્ન અહિંસાનો ઉપાસક કરે, તો પેલાના કરતાં ચઢાવવાળું અને વધુ મુશ્કેલ કામ હોવા છતાં, હિંસાના માર્ગમાંથી લોકોને ખસેડવામાં સફળતા મેળવવાની બાબતમાં હતાશ થવાનું કાંઈ જ કારણ નથી. ઊલટું, પેલાંના જેટલો જ પ્રયત્ન અને તીવ્રતા હોય, તો અહિંસાના ઉપાસકને હિંસાના પ્રચારક કરતાં કેટલીક વધુ અનુકૂળતાઓ છે. કારણ કે હિંસાને તો બહારનાં ભૌતિક સાધનો અને અટપટિયા સંગઠન ઉપર આધાર રાખવો પડે છે, ત્યારે અહિંસાને એ બધાં ઉપર બહુ થોડો આધાર હોય છે. તે તો પોતાની પ્રેમ અને સેવાની તથા બીજાને ન હણવાની — અરે, જાતનો પણ ભોગ આપવાની ભાવના ઉપર નિર્ભર છે. એકાદ ઢાલ ન હોય, તરવાર ન હોય, કે લપાઈ બેસવા કિલ્લાની દીવાલ ન હોય કે અનુયાયી વર્ગ ન હોય તેથી તે પોતાની જાતને અસહાય માની બેસતી નથી. તે તો મોત, ઈજા, અને માલમિલકતની હાનિને, કુદરતે જે અર્થમાં કલ્પ્યાં છે તે અર્થમાં જ સ્વીકારી લે છે; અર્થાત્ કોઈ પણ રીતે બનનારી જીવનની અનિવાર્ય ઘટનાઓ અને અકસ્માતોરૂપ તેમને માને છે, અને તેથી તે બધામાંથી ગમે તેમ કરીને નાસી છૂટવાની પરવા નથી કરતો: અહિંસા અને સ્વમાન સાથે અસંગત એવા કોઈ કાર્યનો આશરો લઈને તો નહીં જ. સત્ય અને પ્રેમના સિદ્ધાંતમાં દૃઢ શ્રદ્ધા સાથે તેના ઉપાસકે તેનું આચરણ કરવું જોઈએ તથા તેનો પ્રચાર કરવો જોઈએ. હિટલર અને ચર્ચિલ લડાઈ ચલાવવા માટે જે તમન્ના અને પુરુષાર્થ દાખવતા હતા તેટલાં જ તમન્ના અને પુરુષાર્થ લોકોને વેરઝેર અને યુદ્ધનિશામાંથી ખસેડી લાવવા માટે દાખવવાં જોઈએ.

* * *

વેરને અવેરથી જીતવાનો, અને મનસ્વી આક્રમણ સામે,— પોતાની પાશવતા માટે જાણીતા થયેલા દુશ્મનના હાથમાં મરજિયાતપણે સપડાવાની હદ સુધી પણ — અહિંસાને વળગી રહેવાનો આદર્શ હિંદી ભાવના-સૃષ્ટિમાં છેક અજાણ્યો નથી. જૈન અને બૌદ્ધ સાહિત્યોમાં કેટલાય રાજવીઓ સામાવાળિયા રાજાઓ સામે સંપૂર્ણ અહિંસાને વળગી રહ્યાના દાખલાઓ વર્ણવાયા છે.

કદાચ એ બધી કથાઓ ઐતિહાસિક હોવાને બદલે કલ્પિત જ હશે; તથા એ જાતનો આદર્શ બે હજાર વર્ષ પૂર્વે પણ હિંદુસ્તાનમાં કેવી રીતે કલ્પાયો હતો એટલું બતાવી આપવાના જ કામની હશે. ઇતિહાસમાં આ આદર્શના અમલનું પ્રત્યક્ષ દૃષ્ટાંત નોંધાયું હોય એમ હું નથી જાણતો. તેથી, એનું સંપૂર્ણ દૃષ્ટાંત પૂરું પાડવાનું માનવજાત માટે હજુ શક્ય નથી બન્યું એમ માનીને ચાલીએ. પરંતુ તેનું કારણ એ સિદ્ધાંત કરતાં તેના અનુયાયીઓની

નબળાઈમાં શોધવું જોઈએ. આપણી અહિંસા હજુ જોઈતી તીવ્રતાએ નથી પહોંચી; આપણાં અંતર હજુ અવિકસિત અને અશુદ્ધ છે; આપણો પ્રેમ હજુ ઉપરચોટિયો છે તથા હૃદય સુધી ઊંડે ન ઊતરેલા એક બૌદ્ધિક તર્કરૂપ છે; ક્ષમા કરવાની તત્પરતાનો આપણો ગુણ હજુ એક સંશયાસ્પદ વસ્તુ છે; અને છેલ્લું પરંતુ કદાચ ઓછી અગત્યનું નહીં એવું તો એ છે કે, આપણી શ્રદ્ધાના પુરાવારૂપે કાંઈ પણ સીધું કાર્ય કરવા માટેના ઉમળકાનો અને તાકાતનો આપણામાં અભાવ છે. આ અંગત અપૂર્ણતાઓ જ આપણને સામા બળવાન વિરોધની સામે ગભરાવી મૂકે છે. તેથી આપણે આપણી આધ્યાત્મિક નિર્બળતાઓનો અવેજ સંખ્યાબળમાં શોધવા મથીએ છીએ.

આમ કહેવાનો અર્થ એ નથી કે, આખા સમાજની શ્રદ્ધા, આચાર કે નીતિમાં કાંઈ પલટો કરવાનો હોય ત્યાં સહ-કાર્યકર્તાઓની કે છેવટે લોકસમસ્તના સહયોગની આવશ્યકતા નથી. પરંતુ મુદ્દો એ છે કે, સત્યાગ્રહી પોતાની શ્રદ્ધા જાહેર કરવામાં કે તે મુજબ વર્તવામાં બીજાની રાહ જોતો નથી કે બીજાઓની આવશ્યકતા માનતો નથી. બીજાઓના તુચ્છકારની કે અવગણનાની વાત તો ઠીક છે, પરંતુ તે તો પોતાના જીવને જોખમે પણ તેમ કરી છૂટે છે; અને તેની અવગણના કરાય કે તેને તુચ્છકારવામાં આવે, તોપણ તે બીજા આગેવાનો કે પક્ષોનો અથવા પોતાના સાથીઓનો કે લોકસમસ્તનો વાંક કાઢવાને બદલે પોતાની અધૂરી તપશ્ચર્યાનો જ દોષ કાઢે છે.

વ્યક્તિ, કોમ, પ્રજા કે રાષ્ટ્રે કરેલા હિંસક આક્રમણ કે યુદ્ધનો સામનો કરવાનો પ્રશ્ન તાત્ત્વિક રીતે એક જ છે. એક દાખલામાં જે સિદ્ધાંતો લાગુ કરાય, તે બીજા દાખલાઓમાં પણ લાગુ પડે. ગાંધીજીના જીવનનાં છેવટનાં કાર્યો કોમો વચ્ચેની હિંસાનો અહિંસા વડે સામનો કરવાને સમર્પિત થયેલાં હતાં. નોઆખાલી (પૂર્વ બંગાળ)માં તેમણે મુસલમાનોના હાથમાંથી હિંદુઓને બચાવવા તથા હિંમત આપવા માટે કાર્ય કર્યું. બિહાર, કલકત્તા, દિલ્હી અને પૂર્વ પંજાબમાં તે ગુસ્સે થયેલા અને વેરતરસ્યા હિંદુ અને શીખોના હાથમાંથી મુસલમાનોને રક્ષણ આપવાના કામે લાગ્યા હતા.

ઇંગ્લંડના ઇતિહાસમાં એક વાત છે કે, કેન્યૂટ રાજાના દરબારીઓ તેને સમુદ્રોનો અધિપતિ કહીને તેની ખુશામત કરવા લાગ્યા. તેણે તેમને પૂછ્યું કે સમુદ્રો મારો હુકમ માનશે કે કેમ? તેઓએ હા પાડી. પછી તે સૌ જ્યાં સુધી જઈ પહોંચ્યા હતા ત્યાંથી આગળ ન વધવાનો કેન્યૂટે ભરતીના મોજાંને હુકમ કર્યો. મોજાંઓએ તે હુકમ માન્યો નહીં. એટલે રાજાએ તે દરબારીઓને ખોટી ખુશામત કરવા બદલ ઠપકો આપ્યો.

રામાયણમાં, લંકા પહોંચવા માટે સમુદ્ર ઓળંગવાનો રામ વિચાર કરતા હતા તેની વાત છે. તુલસીદાસ કહે છે કે, રામે ત્રણ દિવસ ઉપવાસ કર્યા અને પોતાને માર્ગ આપવા સમુદ્રદેવને પ્રાર્થના કરી. સમુદ્રે કાંઈ સાંભળ્યું નહીં; એટલે લક્ષ્મણ કે જેમને ઉપવાસ કરતાં બાણોમાં વધુ શ્રદ્ધા હતી, તેમણે અસ્ત્રો વડે સમુદ્ર સાથે લડાઈ કરવાની સલાહ આપી. રામ એ સલાહ માનવાની તૈયારીમાં હતા, તેવામાં સમુદ્રદેવે તેમની સમક્ષ પ્રગટ થઈને, અસ્ત્રો ફેંકવા કરતાં પુલ બાંધવાનો સહેલો રસ્તો તેમને બતાવ્યો. રામે તે સલાહ સ્વીકારી, અને તેમની તથા સમુદ્રની વચ્ચે લડાઈને બદલે મિત્રતા થઈ.

કેન્યૂટ રાજાએ જેને થોભી જવાનો હુકમ કર્યો હતો તે સમુદ્રના જુવાળ કરતાં, કે જે સમુદ્રને રામ ઓળંગી જવા ઇચ્છતા હતા તેની અગાધતા કરતાં કોમી ઝનૂનનો જુવાળ વધુ પ્રબળ તથા દૃઢ હતો. તે એક જીવંત જુવાળ હતો. પ્રબળ, હિંસાવૃત્તિ ભરેલાં, નિષ્ઠુર, કઠોર, અને ખોટું કામ કરતાં આંચકો ન ખાય તેવાં સંગઠનો તે જુવાળને કદી જોવામાં ન આવેલી એવી તીવ્રતાવાળા તોફાનમાં ફેરવવા માટે લાંબો વખત થયાં અથાક પ્રયત્ન કર્યા કરતાં હતાં. તે સંસ્થાઓ બંને પક્ષે હજારોની કતલ કરવામાં તેમ જ લાખોને અવર્ણનીય મુશ્કેલીઓનાં મુખમાં ધકેલી મૂકવામાં સફળ પણ નીવડી ચૂકી. દુનિયામાં કદી જોવામાં ન આવ્યા હોય તેવા હિજરતીઓના જથાઓની પણ મુસ્લિમરાજ, હિંદુરાજ, અને શીખરાજના આ પુરસ્કર્તાઓ ઉપર કશી અસર ન થઈ. લોહી માટેની તેમની તરસ હજુ એટલી જ પ્રબળ રહી હતી. બંને સરકારોના તેમ જ દેશી રાજ્યોના કેટલાક સભ્યો અને અધિકારીઓ પણ — હળવી ભાષામાં કહીએ તો — પોતપોતાની હકૂમતમાં રહેતી લઘુમતીઓ પ્રત્યે કઈ નીતિ અખત્યાર કરવી તે બાબત તેમ જ

કોમી પ્રચાર પ્રત્યે પોતાના વલણ બાબત પોતાના મનમાં કશી સ્પષ્ટતા કરી શક્યા ન હતા. જાણીજોઈને કે મૂર્ખતાથી તેઓમાંના ઘણાખરાએ હિંદી સંઘમાં રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘને અને પાકિસ્તાનમાં મુસ્લિમ ગાર્ડ્ઝની સંસ્થાને ઉત્તેજન આપ્યું હતું. થોડાક અંગત મદદનીશો બાદ કરતાં ગાંધીજી કેટલોક વખત તો આ કોમવાદ સામે લડવાના પોતાના કાર્યમાં તદ્દન એકલા જ હતા. પરંતુ તેથી જરા પણ ગભરાયા વિના તેમણે એકલે હાથે પણ 'કરવું અથવા મરવું'નો નિશ્ચય કર્યો. બે વખત તેમણે મરણાંત ઉપવાસો આદરીને કત્લેઆમની શક્યતાના જુવાળને પાછો વાળ્યો હતો. તેમની તે સફળતાને, ચમત્કારોમાં ન માનનારા બુદ્ધિવાદીઓએ પણ 'ચમત્કારિક' કહીને વર્ણવી હતી. તેમના ઉપવાસોએ કલકત્તા અને દિલ્હીને મુસલમાનો માટે સહીસલામત સ્થળો બનાવ્યાં, અને બંને સ્થાનોના બાકીના ભાગોમાં પણ તેની સારી અસર પડી, એમાં શંકા નથી.

એ બીનાએ, ગાંધીજી જે વસ્તુ હંમેશાં માનતા આવ્યા હતા તે દર્શાવી આપી કે, સત્યાગ્રહમાં એક જ સાચો સત્યાગ્રહી પણ વસ્તુસ્થિતિમાં પલટો લાવવા માટે પૂરતો છે.

હિંદુ કોમવાદીઓએ જોયું કે ગાંધીજી પોતાના મિશનમાં સફળ નીવડતા જાય છે. તેઓનો રાજકીય સિદ્ધાંતવાદ જુદા પ્રકારના રાષ્ટ્ર અને સમાજવ્યવસ્થા માટેનો હતો. તેઓએ જોયું કે ગાંધીજી પોતાના તે આદર્શની સિદ્ધિમાં મોટામાં મોટા વિઘ્નરૂપ છે. અને ગાંધીજી સતત ઉપવાસ કરતા હોવા છતાં તથા ઘરડા થતા હોવા છતાં, 'કરવું કે મરવું'માંથી 'કરવું' જ ચાલુ રાખતા હતા અને 'મરવું' તો દૂર જ રહ્યા કર્યું હતું. એટલે તેઓએ નક્કી કર્યું કે, કુદરત ના પાડતી હોય તો તેઓએ પોતે તેમને 'મરવા' તરફ ધકેલવા. તેમનો એ નિર્ણય કેવી રીતે પાર પાડવામાં આવ્યો એ આપણે જાણીએ છીએ.

* * *

ગાંધીજીએ સત્યાગ્રહના જીવનભર કરેલા પ્રયોગો લડાઈ સામેના સત્યાગ્રહની શરતો નક્કી કરવા માટે આપણને પૂરતી સાધનસામગ્રી પૂરી પાડે છે. આ લેખ અત્યાર અગાઉ જ ઘણો લાંબો બની ગયો છે, અને હું તેમનાં લખાણોમાંથી લાંબા ઉતારાઓ આપું કે તેમના જીવનને વિસ્તારથી વર્ણવવા બેસું તો વાચકની ધીરજ ઉપર વધારે પડતો બોજો નાખવા જેવું થાય. તેથી હું તેમના કેટલાક નિર્ણયાત્મક અભિપ્રાયો દર્શાવીને જ સંતોષ માનીશ.

૧. અહિંસા મનુષ્ય જાતિનો સ્વધર્મ છે અને પશુબળ કરતાં એની શક્તિ અનંતગણી મોટી ને ચડિયાતી છે.

૨. જેમને પ્રેમસ્વરૂપ ઈશ્વર પર અવિચળ શ્રદ્ધા નથી તેમને એ શક્તિ છેવટની ઘડીએ કામ આવતી નથી.

૩. અહિંસા માણસનાં સ્વમાન અને આબરૂનું પૂરેપૂરું રક્ષણ કરે છે પણ જમીનજાગીર કે જંગમ મિલકતનું રક્ષણ હંમેશાં કરતી નથી; જોકે એની રક્ષા માટે સશસ્ત્ર માણસોની સેના કરતાં અહિંસાનું નિત્યનું આચરણ વધારે સબળ નીવડે છે. અહિંસાનો સ્વભાવ જ એવો છે કે અનીતિથી મેળવેલા ધનના કે અનાચારના બચાવમાં એ કશી મદદ કરતી નથી.

૪. જે વ્યક્તિઓ કે પ્રજાઓ અહિંસા આચરવા માગે તેમણે પોતાની આબરૂ સિવાય સર્વસ્વ (પ્રજાઓએ પોતાનો એકેએક માણસ) હોમવાને તૈયાર રહેવું જોઈએ. તેથી બીજી પ્રજાઓના દેશ પચાવી પાડવાની સાથે એટલે કે નર્યા પશુબળ પર રચાયેલા આધુનિક સામ્રાજ્યવાદ સાથે અહિંસાનો મેળ ખાય એમ નથી.

૫. અહિંસા એવી શક્તિ છે જેનો પ્રયોગ બાળક, જુવાન, સ્ત્રી, વૃદ્ધ સૌ સરખી રીતે કરી શકે છે. માત્ર તેમનામાં પ્રેમસ્વરૂપ ઈશ્વર વિષે અવિચળ શ્રદ્ધા હોવી જોઈએ અને તેથી મનુષ્યમાત્રને માટે સમાન પ્રેમ હોવો જોઈએ. અહિંસાનો જીવનધર્મ તરીકે સ્વીકાર કરવામાં આવે તો તે છૂટાંછવાયાં કાર્યોને લાગુ ન પાડતાં આખા જીવનમાં વ્યાપવી જોઈએ ને જીવનના પ્રત્યેક કાર્યમાં પ્રગટ થવી જોઈએ.

૬. અહિંસાધર્મ વ્યક્તિઓને માટે સારો છે પણ જનસમૂહોને માટે સારો નથી એમ માનવું એ ગંભીર ભૂલ છે.

વર્ધા, ૨૦-૬-'૪૮ **કિશોરલાલ ઘ૦ મશરૂવાળા**

# આ શા ની દિ શા

સત્યાગ્રહ જેવા સનાતન છતાં અભિનવ જીવન-તત્ત્વની શાસ્ત્રીય મીમાંસા કરતી આ ચોપડી* લખ્યાને ૧૪–૧૫ વરસ થયાં છે. લખતી વખતે જ એના વિદ્વાન લેખકની મુરાદ હતી કે, આને પ્રચારકી રૂપ આપવું નહિ. અને તેથી અમુક પ્રકરણો સત્યાગ્રહની સાંગોપાંગ ચર્ચા કરવા માટે આવશ્યક હોવા છતાં, તેમણે તે વખતે એ પ્રકરણો પ્રકાશિત થવા ન દીધાં. એ જમાનો કટોકટીનો હતો અને આખો દેશ ઉગ્ર સત્યાગ્રહમાં રોકાયો હતો. એવે વખતે છપાત તો એ પ્રકરણો, શાસ્ત્રીય દૃષ્ટિએ લખેલાં હોવા છતાં, કદાચ પ્રચારકી ગણાત અને તેથી આખા ગ્રંથના મંડાણનું સ્વરૂપ ખોટું સમજાત.

પા સૈકા સુધી ચલાવેલાં સત્યાગ્રહયુદ્ધોને અંતે હિંદુસ્તાન હવે સ્વતંત્ર થયું છે. હવે એની આગળના સવાલો બદલાયા છે. તેથી બાજુએ રાખેલાં એ જૂનાં પ્રકરણો આ નવી આવૃત્તિમાં ઉમેરી અધ્યાપક મગનભાઈએ એ મીમાંસા એક રીતે પૂરી કરી છે.

છતાં સત્યાગ્રહની મીમાંસા કોઈ કાળે પૂરી થઈ એમ કહેવાય જ નહિ. સત્યાગ્રહ એક રીતે યુદ્ધનો એક પ્રકાર છે; બીજી રીતે એ સંસ્કારી માનવજાતનો જીવનધર્મ છે. અને તેથી યુગે યુગે સત્યાગ્રહના નવા નવા અવતાર પ્રગટ થવાના જ. સત્યાગ્રહના આદ્ય આચાર્ય મહાત્મા ગાંધીએ, પોતાના જીવનકાળમાં, એની અનેક વિભૂતિઓ પ્રગટ કરી. હિંદુસ્તાન સ્વતંત્ર થતાં એના જે ભાગલા પાડવામાં આવ્યા, અને એના જ અનુસંધાનમાં આખા દેશમાં જે ઝેર રેડાયું, તેને પહોંચી વળવાના પ્રયત્નમાં ગાંધીજીએ સત્યાગ્રહ તત્ત્વને એક અવનવું રૂપ આપ્યું, જે એટલું અદ્ભુત અને સૂક્ષ્મ હતું કે, તેનું સ્વરૂપ ન ઓળખવાથી, પોતાની જ ભૂલોથી અકળાયેલા અને આંધળા થયેલા દેશે એ રાષ્ટ્રપિતાનો જ ભોગ લીધો અને એમના આખરી પ્રયોગને સત્યાગ્રહની અદ્ભુત શક્તિ પ્રગટાવતો અટકાવ્યો.

એક પ્રશ્ન ઘણાના મનમાં ઊઠે છે કે, સત્યાગ્રહનો હવે પ્રતિનિધિ કોણ છે? સત્યાગ્રહથી રંગાયેલા અનેક લોકો અને અધીરી વ્યક્તિઓ જ્યાં ત્યાં સત્યાગ્રહ કરી બેસે છે અને થોડી ચર્ચા બાદ ઓછોવત્તો વિજય મેળવીને અથવા માંડવાળ કરીને સત્યાગ્રહ પાછો ખેંચી લે છે. ઘણી વાર હવે સત્યાગ્રહ ઉપવાસનું રૂપ લે છે, અને થોડીક ચિંતા પેદા કરી સમાધાન ઉપર આવી જાય છે. પણ આવાં નાનાં મોટાં પ્રકરણોને સત્યાગ્રહના પ્રયોગ તરીકે ભાગ્યે જ ઓળખી શકાય.

ગાંધીજીએ પોતાના સત્યાગ્રહ-યુદ્ધમાં અનેક સાથીઓ મેળવ્યા અને કેળવ્યા. એમાંના કેટલાકને ભાગે સ્વરાજ-સરકારના અધિકારી થવાનું આવ્યું છે, જ્યારે બીજા એ સરકારને સામાન્યપણે ટેકો આપવાને બંધાયેલા છે. એટલે એ બંને પ્રકારના સત્યાગ્રહીઓ રાજકીય કે સામાજિક અન્યાય દૂર કરવા માટે જે કાંઈ કરવું હોય તે હવે સરકારી તંત્ર મારફતે કરી શકે. સામાજિક, ધાર્મિક અન્યાયો દૂર કરવા માટે તેમ જ ધર્મ ધર્મ વચ્ચેના ટોળાધર્મી ઝઘડાઓ પતાવવા માટે સત્યાગ્રહને ઘણો અવકાશ છે. પણ અત્યારે તો કોઈને એ સૂઝતું નથી. લોકો તરફથી કાં તો કાયદો હાથમાં લઈ ગુંડાશાહી ચલાવવામાં આવે છે અથવા ‘ એ બધું સરકારનું કામ છે ’ એમ કહી ઉદાસીનતા ધારણ કરવામાં આવે છે.

એક વાત સ્પષ્ટ છે કે, સત્તા જેમના હાથમાં હોય, સત્તાધારી જો પોતાનો રાજધર્મ ઓળખી મજબૂત હાથે કાયદાનું રાજ્ય ન ચલાવે તો અધીરી થયેલી પ્રજા સરકારની તત્પરતા ઉપરનો વિશ્વાસ ખોઈ બેસી કાયદો પોતાના હાથમાં લેવાની જ. પોતે જ સત્તાધારીને આપેલી સત્તા જો એ ન વાપરે તો પ્રજા બીજું કરી પણ શું શકે?

આવી હાલતમાં પ્રજા અવળે રસ્તે ન જાય એટલા માટે એને દોરનારા સત્યાગ્રહી નેતાઓ મળવા જ જોઈએ. પ્રજા જો કાયદો પોતાના હાથમાં લે તો તે પોતાની સરકારને નબળી પાડે છે અને જોતજોતામાં એનો નાશ કરે છે. પ્રજાએ મોટા પાયા ઉપર કાયદો હાથમાં લીધો કે સત્તાધારીઓએ રાજીનામું આપી સત્તાનો ત્યાગ કર્યે જ છૂટકો. તેઓ તેમ ન કરે તો તેમણે પોતાના હાથમાં ટકી શકે એવું પશુબળ સંગઠિત કરી, પ્રજાને દબાવી,

* ‘ સત્યાગ્રહની મીમાંસા ’— લે૦ મગનભાઈ દેસાઈ; કિં. ૩-૦-૦. તેની નવી આવૃત્તિની પ્રસ્તાવના રૂપે લખેલો લેખ આ છે.

જોહુકમી રાજ્ય ચલાવ્યે જ છૂટકો. બંને રીતે પ્રજાજીવન જોખમમાં જ આવે છે. આનો એકમાત્ર ઇલાજ સત્યાગ્રહ છે.' સત્ય, અહિંસા અને લોકકલ્યાણ એ ત્રિવિધ મર્યાદા 'જાળવીને સજ્જન લોકો જ્યારે સત્યાગ્રહ આદરે છે,' ત્યારે લોકસત્તા પર નભનારું રાજ્ય નબળું પડવાને બદલે આત્મશુદ્ધિ કરી મજબૂત થાય છે. સત્યાગ્રહની આ બાજુની મીમાંસા હવે આપણે ખીલવ્યે જ છૂટકો.

અત્યાર સુધી વ્યક્તિઓ અને સંગઠિત પક્ષો સત્યાગ્રહ કરતા આવ્યા છે. આખી પ્રજાએ સ્વતંત્રતા મેળવવા માટે અનેક વાર સત્યાગ્રહ કરી બતાવ્યો. હવે પછીનો સવાલ છે કે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના મતભેદોમાં કે ઝઘડાઓમાં રાષ્ટ્રો, એટલે કે તેમના પ્રતિનિધિરૂપ સરકારો, સત્યાગ્રહ કરી શકે કે નહિ? સરકારો પાસે પશુબળ છે એટલા માટે એણે એ વાપરવું જ જોઈએ, એમ સિદ્ધ નથી થતું. કોઈ પહેલવાન પાસે શરીરબળ છે એટલા માટે તે સત્યાગ્રહ ન જ કરી શકે એમ જેમ આપણે કહી શકતા નથી, તેવી જ રીતે સરકારો વિષે પણ છે. દાખલા તરીકે, હિંદુસ્તાન જેવું પ્રબળ રાષ્ટ્ર પોતાની શક્તિના ભાનમાં હૈદરાબાદ જેવી નાની સરકારની સામે પશુબળ વાપરવાને બદલે સત્યાગ્રહના બધા પ્રકારો અજમાવી શકે છે. હિંદની પ્રજા જ્યાં સુધી પોતાની સરકાર ઉપર વિશ્વાસ રાખી શકે છે અને તે સરકાર પ્રજાના જાનમાલના રક્ષણના કર્તવ્યમાં ચૂકતી નથી, ત્યાં સુધી એ જરૂર સત્યાગ્રહનાં અનેક પગલાં અજમાવી શકે છે.

પણ સવાલ એથી વ્યાપક છે. આખી દુનિયાની (લગભગ ૫૭ કે વધારે) સરકારો જો અંદર અંદરના વહેવારમાં સર્વરાષ્ટ્રીય પરિષદ ('યૂનો'—સંયુક્ત રાષ્ટ્રમંડળ) આગળ ન્યાય મેળવવામાં અસફળ થાય, તો સત્યાગ્રહ કરી શકે કે નહિ, અને કરી શકે તો તે કઈ રીતે, એની પણ મીમાંસા હવે થવી જોઈએ.

વ્યાપક સત્યાગ્રહ માટે હજી પણ અનેકાનેક પ્રસંગો કેલ્પી શકાય. આજકાલની અમેરિકા, ઇંગ્લંડ, રશિયા જેવી સરકારો શસ્ત્રબળની અસાધારણ શક્તિ ધરાવે છે. એવી સરકારની પ્રજા, પ્રજા તરીકે લગભગ નિઃશસ્ત્ર જ હોય છે. હવે જો કોઈ પણ કારણે એવી કોઈ સરકાર લોકસભાને પોતાના ધાકમાં રાખી જોહુકમી બની શકી તો પોતાની સ્વતંત્રતા જાળવવા માટે અથવા પાછી મેળવવા માટે જનતાએ શું કરવું? સરકાર પાસે આધુનિક વિજ્ઞાને તૈયાર કરેલાં શસ્ત્રોનું શસ્ત્રબળ કલ્પનાતીત હોય અને પ્રજા પાસે શસ્ત્રબળનો પૂરો અભાવ હોય, એવે વખતે પ્રજાના હાથમાં કેવળ સત્યાગ્રહ જ રહેવાનો. એ સત્યાગ્રહ પ્રજા કેવી રીતે વાપરી શકે એનો પણ વિચાર હવે થવો જોઈએ.

જગતમાં લગભગ બધાં જ રાષ્ટ્રો લોકશાહીના તત્ત્વને સ્વીકારતાં થયાં છે. એટલે હડહડતા અન્યાયના નિરાકરણને માટે લોકમતનો કોલ લેવાનો ઇલાજ પ્રજાના હાથમાં આવેલો હોવાથી, હવે પછી લોકમત જ્યાં જાગ્રત નથી એવે ઠેકાણે, સરકારને તેમ જ લોકમતને જાગ્રત કરવા માટે, ન્યાયની કલ્પનામાં લોકમતથી ઘણે દૂર સુધી ગયેલા સુધારકો જ સત્યાગ્રહ કરી શકવાના છે. એવા પ્રસંગો એક તો વિરલ હશે, અને બીજી બાજુ લોકમતના ટેકાને અભાવે તે ઉગ્ર રૂપે ચલાવવા પડવાના. સરકારમાં જો અહિંસા તત્ત્વ ઊતર્યું હોય તો જ આવા સત્યાગ્રહો સૌમ્ય રૂપમાં ચાલી શકે. પણ એ સત્યાગ્રહો લોકમતને અને લોકરૂઢ આદર્શને નહિ ગણકારતા હોવાથી, સરકાર તેમ જ જનસમાજ બંને એવા સત્યાગ્રહીઓની પૂરતી કસોટી કરવાની જ. કેમ કે સરકારો પોતાની શક્તિનો ઇનકાર સાંખી શકતી જ નથી. દરેક સરકારમાં આત્મરક્ષાનું તત્ત્વ એટલું બધું જાગ્રત હોય છે કે, બીજાં કર્તવ્યો પાર પાડી શકે કે નહિ, પણ આત્મરક્ષાનું કર્તવ્ય તે પાર પાડવાની જ. અને તેથી સત્યાગ્રહની હવે ઘણી જ ઊંડી અને વ્યાપક કસોટી થવાની છે.

ગાંધીજી હતા ત્યાં સુધી તેઓ સત્યાગ્રહના પ્રમાણભૂત આચાર્ય ગણાતા. એ સત્યાગ્રહનો પ્રતિનિધિ આપણા દેશમાં કે દુનિયામાં હવે કોણ છે? વ્યક્તિઓ તરફ નજર નાખતાં કહેવું પડે છે કે, સત્યાગ્રહના શાસ્ત્રનો યથાર્થ જાણકાર કોઈ દેખાતો નથી. સત્ય અને અહિંસાની જેનામાં એકાગ્ર નિષ્ઠા છે તે જ સત્યાગ્રહનો શાસ્ત્રકાર થઈ શકે છે. પણ એનામાં સામાજિક, ધાર્મિક, રાજનૈતિક અને હવે આંતરરાષ્ટ્રીય બધાનું યથાર્થ જ્ઞાન હોવું જોઈએ. દરેક પ્રકારના માણસનું મન કઈ રીતે કામ કરે છે એનું પણ ઊંડું અને નાજુક જ્ઞાન એ વ્યક્તિને હોવું જોઈએ, અને એની સાથે સત્યાગ્રહ જેવા સૂક્ષ્મ આધ્યાત્મિક તત્ત્વનાં થનાં ઇંદ્રિયાતીત પરિણામોનું સૂક્ષ્મ ભાન પણ એને હોવું જોઈએ. ઉપરટપકે જ્યાં પરાજય દેખાય છે ત્યાં પણ વિજયનો ઉદય થતો જોવાની ક્રાન્તદૃષ્ટિ જો એનામાં ન હોય, તો તે સત્યાગ્રહનો સફળ સેનાની ન જ બની શકે.

જેનું હૃદય જાતિ, ધર્મ, ભાષા, પંથ અને પૂર્વગ્રહની સંકુચિતતાને વીંધીને, પોતાની આસપાસની એકેએક વ્યક્તિ પ્રત્યે દોડી શકે છે, અને સ્વજન-પરજન, પાપી

અને પુણ્યવાન, નાજુક અને રીઢા — બધાને અપનાવી શકે છે, તેને હાથે જ સત્યાગ્રહની દોરવણી સફળ રીતે થઈ શકે છે.

પોતાની આસપાસના સમાજને દોરનાર સત્યાગ્રહી સામાજિક જીવનથી અલિપ્ત રહી શકે ખરો? "અત્યારે મારી પાસે કોઈ સત્યાગ્રહી ઇલાજ નથી, તે હું શોધીશ અથવા ઘડતો રહીશ, ત્યાં સુધી સમાજની જવાબદારી બીજા કોઈ લે અને એને સૂઝે તેમ કરે," એમ જવાબદાર સત્યાગ્રહી કહી શકે ખરો? કે પરિસ્થિતિ પરત્વે જે યોગ્ય હોય તે ઇલાજ અજમાવીને જ સમાજને આગળ લઈ જાય?

યુદ્ધ ટાળવા માટે અને રાષ્ટ્રોમાં કુટુંબધર્મની સ્થાપના કરવા માટે 'હેગ કાઉન્સિલ' સ્થપાઈ. એની જ વ્યાપક આવૃત્તિરૂપ 'લીગ ઑફ નેશન્સ' સ્થપાઈ. એના દોષો દૂર કરી આંતરરાષ્ટ્રીય દરબાર જેવી 'યૂનો' સ્થપાઈ. અને છતાં એ બધી સંસ્થાઓનું વાતાવરણ જોતાં એમને હાથે વિશ્વકુટુંબ સ્થપાય એવાં લક્ષણો દેખાતાં નથી. 'યૂનો'ને હાથે જ અન્યાય થાય તો એની સામે નાનું મોટું ગમે તે રાષ્ટ્ર સત્યાગ્રહ કરી શકે અને સત્યાગ્રહ દ્વારા માનવવ્યાપી રાષ્ટ્રકુટુંબ સ્થપાય, એવી આશા ઉત્પન્ન થઈ છે! એને માટે કાળ પરિપક્વ થયો છે? અને પરિપક્વ ન હોય તો પોતાનાં બલિદાનથી તે પરિપક્વ કરવાના દિવસો આવ્યા છે?

જબરદસ્ત રાષ્ટ્રો ગમે ત્યારે 'યૂનો'થી નોખા પડી 'તરવારનો ન્યાય' અજમાવી શકે છે અને 'યૂનો'ને નિરર્થક બનાવી શકે છે અને તેથી 'યૂનો'ને હંમેશાં બલાઢ્ય રાષ્ટ્રોથી બી બીને ચાલવું પડે છે નાનાં રાષ્ટ્રોએ હજી સુધી 'યૂનો' પાસેથી ન્યાય મેળવ્યો નથી. 'યૂનો'ના અન્યાય સામે સત્યાગ્રહ કરવાની પોતાની યોગ્યતા પણ તેઓએ માની નથી. કેટલાક દેશો સરકાર તરીકે બલાઢ્ય હોય, પણ રાષ્ટ્ર તરીકે શિથિલ હોય. એવા દેશો આંતરરાષ્ટ્રીય દરબાર સામે સત્યાગ્રહ કરી શકે ખરા?

આવા મોટા મોટા જગદ્વ્યાપી સવાલો આપણી આગળ પ્રત્યક્ષ થતા જાય છે. એ સવાલોની શાસ્ત્રીય મીમાંસા દુનિયા આગળ રજૂ થવી જોઈએ.

'યૂનો'ની નબળાઈ કે નાલાયકી સિદ્ધ થતાં આખી પૃથ્વીનું એટલે કે આખી માનવજાતિનું એક રાજ્ય સ્થાપન થઈ શકે ખરું? અને તેમ થાય તો તેવા રાજ્યની પ્રજા નિઃશસ્ત્ર હોય તો ઠીક કે સશસ્ત્ર હોય તો ઠીક? અને પ્રજાને જો નિઃશસ્ત્ર રાખવામાં આવે અને જગદેકરાજ્ય જુલમી બની જાય તો એ સરકાર સામે પ્રજા શી રીતે ઝૂઝી શકે? એ વખતે સત્યાગ્રહનું રૂપ કેવું હોય? એ સવાલ તો જોતજોતામાં વહેવારુ સવાલ થવાનો છે. અને એ સવાલ સાથે જ સરકારની શક્તિ અહિંસક ઢબે તોડવા માટે ભાંગફોડ ('સેબોટેજ') કેટલે દરજ્જે યોગ્ય ગણાય અને એની મર્યાદા કે વ્યાકરણ શું, એ સવાલ આપણે ટાળી શકવાના નથી.

અત્યાર સુધી આપણે જેટલા સત્યાગ્રહો અજમાવ્યા, તેટલા પરથી આપણે એટલું તો જોઈ શક્યા કે, સાચા સત્યાગ્રહ દ્વારા આપણે નક્કર શુદ્ધ વસ્તુ જ માગણીમાં મેળવી શકીએ છીએ. આપણી માગણીમાં જો મલિનતા હોય, અન્યાયભર્યો સ્વાર્થ હોય, અદૂરદૃષ્ટિ હોય અથવા માનવતાનો અભાવ હોય, તો તે સત્યાગ્રહ — શુદ્ધ સત્યાગ્રહ હોય તો — તો ફળી શકવાનો નથી. એટલે જેમ જેમ સત્યાગ્રહ કરતા જઈએ છીએ, તેમ તેમ આપણી માગણીઓ શુદ્ધ કરવી જ પડે છે. સત્યાગ્રહ દ્વારા થતી આ અંતઃશુદ્ધિ જ સત્યાગ્રહનો સૌથી મોટો લાભ છે. સામા પક્ષ ઉપર સત્યાગ્રહની થતી અસરનો આપણે એટલો બધો વિચાર કરતા આવ્યા છીએ કે, એની પોતાના પર થતી અસર જોવા માટે આપણે થોભ્યા જ નથી. સત્યાગ્રહની ખરી શક્તિ આ આંતરિક શુદ્ધિને લીધે જ પ્રગટ થાય છે અને તેથી જ સત્યાગ્રહ સર્વહિતકારી પરમ મંગલ તત્ત્વ સિદ્ધ થાય છે.

આ યુગના સર્વશ્રેષ્ઠ શસ્ત્રનું સ્વરૂપ ઓળખવા માટે દરેક રીતે ઉપયોગી એવી આ સત્યાગ્રહની મીમાંસા પ્રજાએ અભિનંદન સાથે આવકારવી જોઈએ, અને ઉચ્ચ કેળવણીની સંસ્થાઓએ રાજનીતિના તેમ જ સમાજશાસ્ત્રના અધ્યયનમાં એને આવશ્યક સ્થાન આપવું જોઈએ. શ્રી દિવાકરે લખેલી સત્યાગ્રહની મીમાંસા હજી મારા હાથમાં આવી નથી, એટલે એ ચોપડીની આ ચોપડી સાથે સરખામણી હું કરી શક્યો નથી. ખરું જોતાં શ્રી મગનભાઈએ અને દિવાકરે એકબીજાની ચોપડીનાં અવલોકનો લખીને આ વિષયને વધુ ચાલના આપવી જોઈએ.

શસ્ત્રયુદ્ધશાસ્ત્ર પોતાની વિકરાળ સિદ્ધિમાં અણુબૉંબ સુધી પહોંચ્યું છે અને ગાંધીજીએ ધર્મયુદ્ધશાસ્ત્રને સત્યાગ્રહ સુધી પહોંચાડી દીધું છે. એ બે શસ્ત્રો જ ભવિષ્યની માનવતાનો નિવેડો આણનાર છે. એમાંથી એકેની આપણે ઉપેક્ષા કરી શકવાના નથી અને બે વચ્ચે માંડવાળ તો અશક્ય જ છે.

જૂન, ૧૯૪૮ કાકા કાલેલકર

# પ્રેમ અને ભક્તિ

[એક બહેન પરના ગાંધીજીના પત્રો]

[ગયા અંકમાં 'ગાંધીજીનું પત્રસાહિત્ય' આપવાની શરૂઆત કરેલી તેનો બીજો હપતો આ છે. એમ જ બીજાં ભાઈબહેનો પોતાના પત્રો અમને મોકલાવે એવી વિનંતી છે.

નીચે પ્રસિદ્ધ કરેલા ગાંધીજીના પત્રો એક નવયુવતી ઉપર તેઓશ્રીએ લખ્યા હતા. હિંદુ રિવાજ પ્રમાણે, એ બહેનની સગાઈ એક જણ સાથે તેનાં માતાપિતાએ કરી હતી. (આ ભાઈને માટે પત્રવ્યવહારમાં क વાપર્યો છે.) બહેન તેને પરણવા તૈયાર નહોતી. કેમ કે તેને એક બીજા ભાઈ (તેમને માટે ख અક્ષર વાપર્યો છે.) સાથે મૈત્રી થઈ અને તેણે એ બહેનને સાધના અને ભક્તિનો રંગ લગાડયો. બહેનનાં માતાપિતાને દીકરીનો આ નવો પ્રેમ ન ગમ્યો. તેઓ જેની જોડે પોતે સગાઈ ગોઠવેલી તેની સાથે લગ્ન કરાવવા માગતાં હતાં. આ ગૂંચમાંથી ઉગારો મેળવવા આ બહેન ગાંધીજી પાસે દોડી ગયાં. ગાંધીજીએ તેમને પોતાની પાંખમાં લીધાં. પ્રસિદ્ધ કરવાને માટે મળેલા નીચેના પત્રો તેમણે એ બહેનને આ સમયમાં લખેલા તે છે. આજે એ બહેને લગ્ન કર્યું નથી અને સેવાકામમાં ગૂંથાયાં છે.

પત્ર નં. ૧૪, ૧૫ શ્રી. ભણસાળી પર લખેલા છે. તેમાં આ બહેન વિષે ગાંધીજીએ તેમને લખેલું હોઈને સાથે આપવામાં આવ્યા છે. હવે નીચેના પત્રો વાંચો: — મ.]

### ૧

૨૦-૮-'૪૫

ચિ. . . .

તું ત્યાંના કામમાં બરોબર પરોવાઈ જજે, શરીર સાચવજે ને તેને ઈશ્વરનું મંદિર માનશે તો ભગવાનનાં દર્શન ખરી રીતે થશે.

બાપુના આશીર્વાદ

### ૨

પૂના, ૨૯-૮-'૪૫

ચિ. . . .

તારો કાગળ મળ્યો. તારે ખને હમણાં તો કાગળ ન જ લખવો. તારા બાપ ને એનાં સગાં હમણાં જ મારી પાસેથી ગયાં, ને આ લખવા બેઠો છું. નવ વાગ્યા છે રાતના. તું ઇચ્છે તો ખને હું લખવા તૈયાર છું. જો મારે લખવો હોય તો ઠેકાણું મોકલજે. તારો કાગળ તારા બાપને વંચાવ્યો. તે ખનો વિશ્વાસ નથી કરતા. તેનો આગ્રહ કને પરણવાનો છે. તે કહે છે કે क પોતે, તું રાજી ન થાય ત્યાં લગી બ્રહ્મચર્ય પાળવા તૈયાર છે; બળાત્કાર નહીં કરે; તું પૂજાપાઠ કરે તેમાં વચ્ચે નહીં આવે. કનો આવો કાગળ મણિબહેને વાંચ્યો છે. આ બરોબર હોય તો તારો આવો વિવાહ કૃષ્ણદર્શનમાં વિક્ષેપ નહીં નાખે, કને સંતોષ થશે, તારાં માતપિતા ને બીજાં સ્નેહીઓને બહુ આનંદ થશે. હું તો મારા અનુભવ ઉપરથી કહું છું કે, આ વિવાહમાં કશી અડચણ નથી. તારામાં ખરી ભક્તિ હોવી જોઈએ. મને તુરત જવાબ આપજે.

બાપુના આશીર્વાદ

### ૩

પૂના, ૩-૯-'૪૫

ચિ. . . .

તારો કાગળ મળ્યો. તારા કાગળમાં તારી દૃઢતા જોઉં છું એ સાચવજે. ખને હમણાં કાગળ નહીં લખું. પહેલી વાતમાં માતપિતાને ન રીઝવે તો બીજીમાં તો રીઝવ જ. તારો કાગળ તારા પિતાને મોકલું છું. ને તે રાજી થશે તો, એટલે મારું લખવું પસંદ કરશે તો, લખીશ. તારી બહેનપણીને પણ હમણાં ન લખ તો ચાલે. લખવું જ જોઈએ તો પિતાજીની મારફતે કાગળ મોકલજે. મારા સિવાય જેને લખે તે પિતાજી મારફત લખજે.

તને પલટાવી કોણ શકે? પણ કર્મમાર્ગની મારફત તું ભક્તિ કરે છે એમ ન કહેવાય? નિષ્કામ કર્મ ભક્તિનું વિરોધી નથી પણ તે જ ખરી ભક્તિ છે એમ હું માનું છું. રૂ. ૨૫ મને તો નથી આપ્યા. આવવા હશે ત્યારે આવશે.

બાપુના આશીર્વાદ

### ૪

પૂના, ૨૯-૯-'૪૫

ચિ. . . .

તારો કાગળ હમણાં નથી. સાથે તારા પિતાનો કાગળ મોકલું છું. હમણાં તો તારો વિશ્વાસ એ નહીં જ કરે. એથી દુઃખ માનવાનું કારણ નથી. તું તારો વૈરાગ સિદ્ધ કરશે એટલે અત્યારનું તેમનું દુઃખ સુખ થઈ જશે ને તું બધાંને દીપાવશે.

તું બેચાર દિવસ સારુ વિનોબાજી પાસે જઈ આવે એ મને ગમે છે. શુદ્ધ સેવામાં કૃષ્ણદર્શન કરે

એ જ ખરાં માનજે. તારી તબિયત સાચવજે. બધું શાંતિને સંભાળપૂર્વક કરજે. જે સેવા કરે તે સમજપૂર્વક કરજે. પિતાજીને લખ્યા કરજે બીજા કોઈને તેમની મારફત કે મારી મારફત લખજે.

બાપુના આશીર્વાદ

૫

પૂના, ૯-૧૦-'૪૫

ચિ. . . .

તારો કાગળ મળ્યો. વિનોબાના સંપર્કમાં રહ્યા કરજે ને એની પાસેની જે ગ્રહણ કરી શકાય તે કરજે.

લ ઉપરનો કાગળ તેને નથી મોકલતો. એ મોકલું તો પિતાજી મારફત જ મોકલાય. પિતાજીને તે ન જ ગમે. એટલે મારી સલાહ છે કે તારે લને હમણાં કાગળ ન લખવો. તારી સંમતિ મળે તો હું લને એટલું લખું કે, પિતાને ખાતર તું હમણાં તેને કે કોઈ જૂના મિત્રોને કાગળ લખવા નથી ઇચ્છતી. પિતાની મૂળ ઇચ્છાને તું ન વશ થાય એ બરોબર છે. એ સિદ્ધ કરવા ને તેમને શાન્તિ દેવા સારુ પણ તારે આવા સંયમ પાળવા જોઈએ.

તું તારી બહેનપણીને લખવામાં ભૂલી, એ કબૂલ કરે છે એ સારું લાગે છે. હવે ન ભૂલતી. કાગળ લખવા તે મને કાં પિતાજીને. એમાં તારું કલ્યાણ છે.

બાપુના આશીર્વાદ

૬

પૂના, ૧૯-૧૦-'૪૫

ચિ. . . .

સાથેના કાગળ વાંચ. બંનેને ઉત્તર આપજે. તેઓની શંકાનું નિવારણ કરજે, થઈ શકે તો. મેં તો માત્ર પહોંચનું પત્તું લખ્યું છે, ને હું સેવાગ્રામ પહોંચું ત્યારે આવવું હોય તો આવે.

તારું બરોબર ચાલતું હશે. તારે આદર્શ સ્ત્રી થવાનું છે એ કદી ભૂલતી નહીં.

બાપુના આશીર્વાદ

૭

સોદપુર, ૧૮-૧૨-'૪૫

ચિ. . . .

હમણાં હું ઘણાં કામોમાં નથી લખી શક્યો. તારું બરોબર ચાલતું હશે. હિન્દુસ્તાની શીખતી હશે.

આ સાથે ચિ. કનો કાગળ છે. એ વાંચજે ને સાચવી રાખજે. હું આવું ત્યારે આપજે. મેં કને લખી નાંખ્યું છે કે, મારી ગેરહાજરીમાં પણ તેણે જવું હોય તો સેવાગ્રામ જઈ શકે છે. એ તને સમજાવીને લઈ જઈ શકે છે, સમજાવીને પરણી શકે તો સુખેથી પરણે. મારી સમજણ પ્રમાણે તો તું પરણવાનો વિચાર નહીં રાખી શકે. પણ મારી પરીક્ષા ભૂલભરેલી હોઈ શકે. ખરું જોતાં તો માણસ ક્યાં પોતાનું હૃદય ઓળખી શકે છે? એ તો કેવળ પરમેશ્વર જ ઓળખી શકે છે ના? એટલે જો તું કને મળવાથી પણ વિચાર બદલી શકે તો તું સાવ છૂટી છો એમ સમજજે. શરમની મારી અકડ ન રહેતી. સ્વચ્છ હૃદય કહે તે કરવું. તું કને લખે તે મને ગમશે, અને લખે તો તે મને મોકલજે. હું એને મોકલી આપીશ. લખવાનો ઉત્સાહ ન હોય તો મારો આગ્રહ નથી.

સાથે ૧. ટ્રેનમાં

બાપુના આશીર્વાદ

૮

મુખ્ય મથક-સોદપુર
મહિષાદલ-કોન્ટાઈની
બોટમાં, ૩૦-૧૨-'૪૫

ચિ. . . .

તારો કાગળ મળ્યો. તું કાયર થશે એ કેમ ચાલશે? જે પનારે પડ્યું એ વેંઢારવું જોઈએ. કને તું પતિ ન સમજે એ સાંખી શકું છું, સમજી શકું છું. પણ ભાઈ તો છે ના? ભાઈથી ડરવું શું? એની સાથે વાટાઘાટ ન કરે એમ કેમ ચાલે? એણે દોષ કંઈ નથી કર્યો. કર્યો હોય તો તેં જ. રૂઢિને નથી પાળવી તારે. એનીય હું હરકત નથી જોતો. રૂઢિ ન પાળવામાં અતિ દૃઢતા, પવિત્રતા, વિનય સામાન્યપણે પણ હોવાં જોઈએ. વળી તારે તો બહુ ઊંચે ઊડવું છે. જેવા તેવા પતિનો સથવારો મૂકીને ઈશ્વરને જ પતિ કરવાનો તેં આગ્રહ રાખ્યો છે. એ આગ્રહને અતડાઈથી તું શોભાવવાની નથી, એટલે તારે તો એને (કને) વધાવી લેવા જોઈએ, તો જ તું એનો ઉદ્ધાર કરી શકે ને તારોય. તું હજી કાચી છે એમ તું માને છે એ મને ગમે છે, તેથી કાચા માણસે જે મર્યાદા પાળવી જોઈએ તેનું પાલન તું ભલીભાંતિથી કરજે. એ પાલન એટલું જ કે કની સાથે એકાંત ન સેવે, એનો સ્પર્શ ન કરે. બહેનોના ધર્મમાં સ્પર્શ કરવાનું આવતું નથી. સ્પર્શ થાય તો તે ભાગતી નથી. પણ એ સ્પર્શમાં વિકારને ક્યાંય સ્થાન હોવું નથી. પણ જ્યાં ક્યાંય રહેલી છે ત્યાં તો સગાભાઈનો સ્પર્શ પણ ઘણી વાર વર્જ્ય થઈ

પડે છે. આ બધી સૂક્ષ્મ વસ્તુઓ તું સૂક્ષ્મ રીતે સમજતાં શીખશે તો જ તું ઈશ્વરને પતિ તરીકે ગણશે, અને એના બહોળા દરબારમાં તારો સ્વીકાર થશે. નહીં તો એક કાંકરાની જેમ તું ખરી પડશે.

વિનોબાની પાસે જ્યારે જઈ શકે ત્યારે જજે. ત્યાંથી તને હૂંફ મળશે, જ્ઞાન મળશે, નિશ્ચળતા વધશે.

પિતાજીના કે કના કાગળો તું ના પાડશે તો હું નહીં મોકલું. પણ એવા કાગળો વાંચતા છતાં તું વિહ્વળ ન થાય એ હું ઇચ્છું. ગઈ કાલનું બંગાળી ભજન હતું. સાંજના તો રોજ બંગાળી ભજન જ અહીં ગવાય અને એ જ શોભે. એ ભજનની પહેલી લીટી આ હતી કે, "હે પ્રભુ, સંકોચ એટલે શંકાને અવસરે પણ મને વિહ્વળતામાંથી બચાવી લેજે. એટલે કે મારી શંકામાત્રને મટાડી દેજે." તારું વ્રત કઠણ છે. તેં સ્વેચ્છાએ લીધું છે. એને પ્રભુની પ્રસાદી વિના પાળી શકવાની નથી.'

આ કાગળ હોડીમાં બેઠાં સવારના પહોરમાં ચીવટથી લખાવી રહ્યો છું. એવી આશાએ કે એ તારું અજ્ઞાન દૂર કરે અને તું દૃઢ થાય. સેવાકાર્યમાં પરોવાયા વિના શાંતિ નથી. આ કાગળ વિનોબાને તું વંચાવી શકે છે. એ તને વધારે સમજાવી શકશે અને એમાં ઊણપ હશે તે કાઢશે.

બાપુના આશીર્વાદ

૯

સસનિયા આશ્રમ
૧૦-૧-'૪૬

ચિ. . . .

તારો કાગળ મળ્યો. વિનોબાજીને મળતી રહેજે. પિતાજીને વિનયપૂર્વક લખ્યા કરવાનો તારો ધર્મ સમજજે. સત્ય માર્ગે જવાને સારુ નમ્ર બનીને જે સેવા કોઈ સોંપે તે પ્રેમપૂર્વક કરવી. આટલું સમજી લે તો તારું બધું કામ સરળ થઈ જાય. સત્ય માર્ગે તને ઈશ્વર લઈ જાય એ પુનરુક્તિ થઈ. સત્ય એ જ ઈશ્વર છે. તેથી સત્યની આરાધના એ જ સત્યમાર્ગની શોધ. આ રીતે આખો ભક્તિમાર્ગ વિચારી જા.

બાપુના આશીર્વાદ

૧૦

પૂના. ૪-૨-'૪૬

ચિ. . . .

મને બચાવવા ન લખતી હોય તો બરોબર છે. નહિ તો લખવું જ જોઈએ. તું ખુશ હશે.

બાપુના આશીર્વાદ

૧૧

દિલ્હી ૨૪-૪-'૪૬

ચિ. . . .

તારો કાગળ મળ્યો. તું વિવાહમાં જાય એમ મેં ઇચ્છ્યું ન હતું. તારે મુંબઈ જઈ આવવું એ સારું માન્યું હતું.

તું રસોડામાંથી ઝટ મન ન કાઢી લેતી. પણ બીજાઓ તારી જગ્યા સાચવી શકે એમ તૈયાર કરે એ તો ઇષ્ટ છે જ. ગામડાંઓમાં જતી રહે એ કરવા જેવું છે. ધીરે ધીરે ત્યાંની ઇસ્પિતાલનું કરજે. જ્યારે સેવામાં પરમેશ્વરનાં દર્શન કરતી થઈ જશે એટલે સેવાના બધા દરવાજા ખુલ્લા થશે. રસોઈમાં, જેટલું લખે છે તે ઉપરાંત એ છે કે, સાત્ત્વિક યુક્તાહાર કયો ને તે કેમ લોકપ્રિય કરી શકાય તે જાણવું.

બાપુના આશીર્વાદ

૧૨

સિમલા ૫-૫-'૪૬

ચિ. . . .

તારો કાગળ મળ્યો. ઈશ્વરકૃપાથી બધું સીધું થતું જાય છે. બધા ત્યાંના વડીલોની સલાહથી તું ચિ. . . . (બહેન)ના લગ્નમાં ગઈ એ મને તો બહુ ગમ્યું છે. તેમાં તારી પરીક્ષા થઈ રહેશે. માતપિતાને તથા બીજાં સગાંઓને સંતોષ આપશે ને ચિ. ક પણ રાજી રહેશે. બધાંને સંતોષ આપીને આશ્રમે વહેલી વળજે ને સેવાકામમાં ઓતપ્રોત થઈ જજે. ને તે રીતે ઈશ્વરનાં દર્શન કરજે. એટલું યાદ રાખજે કે ઈશ્વર અરૂપી છે.

બાપુના આશીર્વાદ

૧૩

ન. દિ. ૩-૯-'૪૬

ચિ. . . .

તારો કાગળ મળ્યો. તું જરૂર 'નયી તાલીમ'માં જોડાઈ શકે. સુશીલાબહેન સૂચવે છે કે, તું ગામડાની નર્સ બને તોય ઘણું કામ આપે એમ છે. તેને પણ મળજે ને પછી પસંદગી કરજે. જેથી તું શાંત, સ્થિર ને અખંડ સેવિકા થાય એ મને ગમશે. "સુતર આવે ત્યમ તું રહે જ્યમ ત્યમ કરીને હરિને લહે," આ અખાની વાણી છે. હું દૂર ન હત તો વધારે વાતો કરત. ભણસાળીભાઈની આજ્ઞા માને એમાં તારું કલ્યાણ છે.

તારું શરીર બરોબર રાખજે.

બાપુના આશીર્વાદ

પિતાજીનો જવાબ આવ્યો છે? તેં બધાં શાંત થયા?

૧૪

ન. દિ. ૩-૯-'૪૬

ચિ. ભણસાળી,

. . . (બહેન)ને જેમ દોરવી ઘટે તેમ દોરો. એ સાચી સાધ્વી સેવિકા થાય એ આપણે ઇચ્છીએ. એને નર્સ બનાવવાનું સુશીલાબહેન લખે છે. એની સાથે પણ વાત કરજો. ને પછી તમને ઠીક લાગે તેમ . . . ને (તેને) દોરજો. મને તો બંને ચીજ પસંદ પડે તેમ છે. . . . (બહેન)નું મન શામાં વધારે ચોંટે એ તો તે જ જાણે. એનામાં યોગ્યાયોગ્યતાની દૃષ્ટિ છે કે નહિ એ કહેવું મુશ્કેલ છે. એ ભોળી છે, એ તો આપણે આવી ત્યારથી જોઈએ છીએ.

તમે ખોરાક નિયમસર લેજો.

બાપુના આશીર્વાદ

૧૫

૨૫-૧૦-'૪૬

ચિ. ભણસાળી,

તમે ઉતાવળમાં છો. તમારું બળિદાન તેને વખતે મપાશે જ. . . . (બહેન)ને હજુ તૈયાર થયેલી નથી ગણતો. સહુને વખત આવવો જોઈએ.

હું બંગાળ પહોંચું ત્યારે ખબર પડશે. ત્યાંથી લખવું પડશે તો લખીશ.

બાપુના આશીર્વાદ

૧૬

૨૯-૧૦-'૪૬

ચિ. . . .

આ કલકત્તા જતી ટ્રેનમાં લખી રહ્યો છું. તું 'નયી તાલીમ'માં ન ટકી શકી. ત્યાં શીખવાનું ન મળે એ વાત બરાબર નથી. એનો અર્થ એ કે તને હજુ એમ કામ કરવાની કળ નથી આવી. ત્યાં જવામાં ઉતાવળ થઈ એમ માનું છું. જ્યાં હોઈએ ત્યાંથી સંપૂર્ણ સેવા કરતા થઈ જવું જોઈએ. જેણે સેવાને જ ધર્મ માન્યો છે તેને જ્યાં હોય ત્યાં સેવા કરી પૂર્ણાનંદને લેવાનો છે. એમ સેવા કરતાં જોઈતું જ્ઞાન મળ્યા કરે છે.

હવે તો તું સ્વસ્થ હશે. ને તબિયત સાવ સારી રહેતી હશે.



બંગાળ વિષે તો ભણસાળીભાઈને લખ્યું છે તે જોયું હશે. તારું એવું કામ કરવાનો સમય હજુ નથી આવ્યો. શું કરવાનું છે એ હું પોતે નથી જાણતો.

બાપુના આશીર્વાદ

૧૭

૨૯-૧-'૪૭
પાંચગામ

ચિ. . . .

તારો કાગળ મળ્યો. તું વણાટનું કામ સરસ રીતે કરી રહી છે એ મને ગમે છે. મારું આવવાનું તો થશે કે નહીં, એ જ હું જાણતો નથી. અહીંનું કામ ઊકલ્યા વિના હું ક્યાંય જઈ શકું એમ નથી. તું ગફલતમાં કેમ રહે છે? ભણસાળીભાઈ જેવા દોરનાર તારી પાસે છે પછી મન કે શરીર આળસ કેમ કરે? ગીતાજીનો બારમો અધ્યાય બરોબર સમજી લે. જે કંઈ કરીએ તે ભગવાનને અર્પણ કરીને જ કરીએ. એટલે મન પ્રમાદી થાય જ નહીં. એટલું તો દીવા જેવું સ્પષ્ટ છે કે, કંઈક ને કંઈક કર્યા વિના તો એક ક્ષણ પણ આપણે રહેતાં નથી. છેવટે શ્વાસોચ્છ્વાસ તો ચાલે છે ને? તો પછી બધું ઈશ્વર અર્પણ કરીને કરીએ એ ડહાપણ જ છે. મને લખ્યા કરજે.

બાપુના આશીર્વાદ

૧૮

૨૪-૩-'૪૭
પટના

ચિ. . . .

તને ભણસાળીભાઈ સાથે જવાનું મન થાય છે એ બરોબર ન કહેવાય. તારો ધર્મ ખાદીકામ પૂરું કરવાનો ને તેમાં જ પ્રભુનાં દર્શન કરવાનો છે. હજુ તારે બહુ આગળ વધવાનું છે, સ્થિરચિત્ત થવાનું છે. ક્યાંય જવાનો વિચાર ન કરતી.

બાપુના આશીર્વાદ

૧૯

૨૪-૮-'૪૭
કલકત્તા

ચિ. . . .

તારો કાગળ મળ્યો. સ્પષ્ટ લખ્યું એ ગમ્યું. જુગતરામભાઈની પાસે તું જાય તો હું વિરોધ ન કરું એટલું જ મેં કહ્યું છે. તારો ધર્મ 'આશ્રમ'માં રહી,

બધું અજ્ઞાન ટાળવાનો છે. 'આશ્રમ' ગમે તેવું હોય પણ તારું આશ્રયસ્થાન છે. મને માનનારી, મારી દીકરી થનારી તું હું કહું તેમ કરે તેમાં જ તારું શ્રેય છે. છેવટની જવાબદારી મારી ગણાય. ચિમનલાલભાઈ કે બળવંતસિંહજી કહે તે તને ગમતું જોઈએ. પણ ન ગમે તો તું મને પૂછી શકે.

ભણસાળીભાઈ પૂજ્ય છે, પણ એ દુનિયા બહાર છે, અવધૂત છે, એમ મારો અભિપ્રાય છે. એમને આદર્શ ગણીને તું ચાલી શકે, પણ દરેક બાબતમાં તે તને દોરી ન શકે..એ તેમનું ક્ષેત્ર નથી.

મારી સાથે ફેરવવામાં તારું શ્રેય ન હોય.

બાપુના આશીર્વાદ

૨૦

(તારીખ નથી)

ચિ. . . .

તારો કાગળ મળ્યો. પિતાજીનો પ્રેમ ઓળખી શકી તો માનો પણ જોશે. ધીરજ ને પવિત્રતા જોઈએ. પવિત્રતા પોતાના કામ મારફતે જ દેખાઈ આવે છે.

જો તારા મનમાં પૂરી ખાતરી થઈ હોય તો વાળ ભણસાળીભાઈ પાસે કપાવી નાખજે. એ કામ બહુ વિચારીને કરવા જેવું છે, એટલું હું જાણું છું.

તું માતપિતાને કાગળ લખ્યા કરજે. આશ્રમનાં બધાં કામમાં પરોવાઈ રહેજે. ઉર્દૂ-હિંદી બરોબર શીખી લેજે. બધી લિપિ સુંદર લખજે.

બાપુના આશીર્વાદ

# વિશ્વવિદ્યાલયનું કાર્યક્ષેત્ર !

ચાલુ માસની છઠ્ઠી તારીખે ગુજરાત વિશ્વવિદ્યાલય તપાસસમિતિ આગળ, તેને જે કંઈ પૂછપરછ કરવી હોય તેના જવાબ આપવાને, મારે જવાનું થયું હતું. શરૂઆતમાં જ સમિતિના એક સભ્યે મને અંગ્રેજીમાં સવાલ પૂછેલો જેની મતલબ એવી હતી કે, વિશ્વ-વિદ્યાલયને પ્રાથમિક બલકે બાળ કેળવણીથી માંડીને યુનિવર્સિટી સુધીની બધી જ કેળવણીનું કામ સોંપવું, એ વિચાર વિષે તમારો શો અભિપ્રાય છે?

મને પૂછવામાં આવતા સવાલો આગળ ચાલ્યા તેમાં યુનિવર્સિટીનું કાર્યક્ષેત્ર ઉચ્ચ કેળવણી પૂરતું જ મર્યાદિત હોય એવા ખ્યાલથી હું જવાબો આપ્યે જતો હતો. સવાલો પણ કુદરતી રીતે જ એ ખ્યાલને અનુસરીને પુછાતા હતા. એવા એક સવાલનો હું જવાબ આપતો હતો તે દરમિયાન મને વચ્ચેથી રોકી સમિતિના પ્રમુખે એવી મતલબનું જણાવ્યું કે, યુનિવર્સિટીનું કાર્ય અથવા કાર્યક્ષેત્ર ઉચ્ચ કેળવણીનું જ હોય એવા ખ્યાલથી આ સવાલ-જવાબ થતા લાગે છે. પરંતુ મારે તમને બધાને યાદ આપવું જોઈએ કે, અમે (એટલે કે આ સમિતિ) યુનિવર્સિટીના કાર્યના એવા સંકુચિત અથવા મર્યાદિત ખ્યાલથી બંધાતા નથી. ઊલટું, અમારો ખ્યાલ એવો છે કે, યુનિવર્સિટીનું કાર્ય પ્રાથમિક, માધ્યમિક વગેરે દરેક પ્રકારની કેળવણીને સમાવી લેનારું શા સારુ ન હોય! અમે એ ખ્યાલની છણાવટ કરી તેને પૂરેપૂરો વિકસાવવા માગીએ છીએ. ત્યાર પછી ગુ૦ વ૦ સો૦એ વિશ્વવિદ્યાલયના પ્રશ્નને વિષે વિચારણા કરવાને નીમેલી સમિતિએ તૈયાર કરેલા વિશ્વ વિ૦ની યોજનાના ખરડામાંથી તેમણે એક ફકરો વાંચી બતાવેલો, જે નીચે પ્રમાણે છે :

"..... પણ અમને લાગે છે કે વિશ્વવિદ્યાલય જેવી વધુ સમતોલ અને દીર્ઘદૃષ્ટિથી બનેલી સંસ્થાની અસર નીચે આપણી સમસ્ત કેળવણીનું સંચાલન થાય એ અતિ અગત્યનું છે. . . ." વગેરે.

શરૂઆતમાં મને પૂછવામાં આવેલા સવાલને અંગે મેં સામો સવાલ કરેલો કે, આ બધી જંજાળ યુનિવર્સિટી શા સારુ વહોરે? એવડી મોટી બાથ ભરવાની શી જરૂર? સમિતિના મંત્રી શ્રી બલ્લુભાઈ મજમુદારે ખુલાસામાં જણાવેલું કે, સંચાલન નહીં તોયે પ્રજાની કેળવણીનું નિયોજન એક જ ધોરણે થાય એવા વિચારમાંથી આ ખ્યાલ નીપજ્યો છે

આ સવાલ ઊંડે જઈ જોવો જોઈએ. સમિતિ તરફથી બહાર પાડવામાં આવેલી પ્રશ્નાવલિમાં આ વિષે નીચે મુજબનો સવાલ છે:

"પ. અ. વિશ્વવિદ્યાલયના કાર્યક્ષેત્રમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનો સમાવેશ કરવાનું સૂચવશો?

"પ. આ. એ જ રીતે પાયાની કેળવણી તથા વિશાળ પાયા પર પ્રૌઢ કેળવણીનો પણ સમાવેશ કરવાનું સૂચવશો?"

આ બધી વાતો પરથી એટલું સ્પષ્ટ સમજાય છે કે, ગુ૦ વિશ્વ વિ૦ તપાસસમિતિ આખીને નહીં તોયે તેના

કેટલાક સભ્યોને આ વિચાર બહુ ભાવી ગયો છે અને તે બધા વારંવાર વાગોળીને તેનો સ્વાદ લીધા કરે છે. એટલે સંભવ છે કે, સમિતિ સરકારને પોતાની ભલામણોનું નિવેદન કરશે તેમાં પોતે જે યુનિવર્સિટી ગુજરાતના પ્રદેશને માટે માગશે તેને પ્રાથમિક તેમ જ માધ્યમિક કેળવણીનું કામ સોંપી દેવાની માગણી કર્યા વિના રહેવાની નથી. એ માગણીનું સ્વરૂપ કેવું રહેશે તેનો ખ્યાલ આજે કરવો કઠણ છે. પ્રાથમિક કેળવણી તેમ જ માધ્યમિક કેળવણીનો વહીવટ સરકાર કરે છે તેને બદલે યુનિવર્સિટીને સોંપી દેવો; કે એ બંને કેળવણીનું માત્ર નિયોજન જ યુનિવર્સિટીને સોંપવું; કે વહીવટ સરકાર જ કરે પણ સૂચના યુનિવર્સિટી પાસેથી લે; એવા કોઈ પણ સ્વરૂપે એ માગણી થાય એવો સંભવ રહે છે. મને પોતાને અંગત લાગણી એવી થયા કરે છે કે, પોતાને સૂઝેલા આ નવા વિચારના કેફમાં સમિતિ સરકારને કહેશે કે પ્રાથમિક અને માધ્યમિક કેળવણી અમારી નિપજાવેલી આ નવી યુનિવર્સિટીને સોંપી દો. ગુ૦ વ૦ સો૦ની સમિતિએ ગુજરાત વિશ્વવિદ્યાલયની યોજનાના તૈયાર કરેલા ખરડાનો ૪૮મો પરિચ્છેદ વાંચી જનારને, મને આવી લાગણી કેમ થાય છે, તેનો ખુલાસો મળી રહેશેઃ

> "૪૮. અગાઉના પરિચ્છેદમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણને લગતા મૂળભૂત સુધારાઓ અમે સૂચવ્યા છે. પરંતુ વર્તમાન પરિસ્થિતિને લક્ષમાં લેતાં કેળવણીની આ કક્ષાઓ વિશ્વવિદ્યાલયના સીધા સંચાલન નીચે નથી અને મુંબઈ સરકારના કેળવણી ખાતાને હસ્તક એનું સંચાલન થાય છે. એટલે અમે રજૂ કરેલી સૂચનાઓનો કેટલે અંશે અને કયા ફેરફારો સાથે સ્વીકાર કરવામાં આવશે, એ અમે કહી શકતા નથી. પણ અમને લાગે છે કે, વિશ્વવિદ્યાલય જેવી વધુ સમતોલ અને દીર્ઘદૃષ્ટિથી જોનારી સંસ્થાની અસર નીચે આપણી સમસ્ત કેળવણીનું સંચાલન થાય, એ અતિ અગત્યનું છે. અમારી ધારણા પ્રમાણે પ્રાન્તીય સરકાર સમક્ષ આ પ્રશ્ન એક સમસ્યા જેવો છે. કેળવણીની પદ્ધતિનો આમજનતાની સાથે સંપર્ક સધાય એ હેતુથી પ્રાન્તીય સરકાર આપણા કેળવણીના ક્ષેત્રના મર્યાદિત પ્રદેશો સ્થાનિક મંડળોને સોંપવાની ઇચ્છા દર્શાવે, પરંતુ કાર્યશક્તિ અને શિક્ષણક્રમની એકરૂપતા કદાચ આ રીતે ઓછી થાય એવો ભય પણ સરકારને રહે. જો સરકાર-નિયુક્ત સ્વતંત્ર મંડળના સહકારથી કેળવણીનું નિયમન અને સંચાલન કરવાનું વિશ્વવિદ્યાલયને સોંપવામાં આવે (બાજબોધ મારું કરેલું છે) તો આ સમસ્યાનો સારો ઉકેલ થાય.
>
> "આ પ્રકારનું સૂચન નવીન છે, એ અમે પોતે જાણીએ છીએ. અને છતાં અમને લાગે છે કે, સરમુખત્યારી તંત્ર નીચે ચાલતા પાશ્ચાત્ય દેશોમાં કેળવણીને સત્તાનું કેવળ શસ્ત્ર બનાવી દેવામાં આવેલ; એવા ભયથી જો આપણે બચવા માગતા હોઈએ તો અમે સૂચવેલી દિશામાં પ્રયત્ન કરવો પડશે."

કંઈક નવું દર્શન થયું છે એવો ભાસ થવાની સાથે લોકોને કેવો ઉત્સાહ આવે છે અને સાથે તેમના મગજમાં કેવો ગોટાળો ઊભો થાય છે તેનો નમૂનો જોવો હોય તો આ પરિચ્છેદ અને તેમાંયે તેનો બીજો ફકરો ફરી એક વાર વાંચી જવાની વાચકને મારી ભલામણ છે.

બેશક તપાસસમિતિ તરફથી આવી માગણી થતાંની સાથે સરકાર તે કબૂલ કરી લેશે એમ માની લેવાને કારણ નથી. ઊલટું સરકાર સહેજે તપાસસમિતિને કહી શકે કે, આ માગણી તમે લાવ્યા તે બહુ રૂડી વાત છે. પ્રજાની કેળવણીનું નિયોજન અને સંચાલન બરાબર થાય તે માટે તમે આ બધો વિચાર કર્યો તે પણ ખોટું નથી. પણ તપાસસમિતિને અમારે (સરકારે) બે ત્રણ વાતો પૂછવી રહે છે: અમે (સરકારે) તો તમને (સમિતિને) ગુજરાતની પ્રાદેશિક યુનિવર્સિટી વિષે તપાસ કરવાને અને ભલામણોનું નિવેદન કરવાને કહેલું. તેમાં તમે આ વાત ક્યાંથી લાવ્યા? તમે (સમિતિ) કહેશો કે અમને સોંપવામાં આવેલી કામગીરીમાં આ વાતનો સમાવેશ થઈ જાય છે તો ભલે એ વાત કબૂલ, પણ તો પછી તમારી (સમિતિની) ભલામણની બાબતમાં અમને (સરકારને) આટલું કહો. યુનિવર્સિટીને પ્રાથમિક તેમ જ માધ્યમિક કેળવણીનું નિયોજન જ અમારે સોંપવું કે વહીવટ પણ સોંપવો? માનો કે નિયોજન કરતાં અમને નથી આવડતું. પણ વહીવટ કરવાને પણ અમે તમારી બનાવેલી યુનિવર્સિટીના જેટલા લાયક નથી? અને યુનિવર્સિટી બન્ને કેળવણીનો વહીવટ કરશે તો શું તે માટે પોતાનું એક નવું ખાતું ખોલશે? કે પછી અમને (સરકારને) કહેશે કે તમારું ખાતું અમને (યુનિવર્સિટીને) સોંપી દો? પછી અમારો ડી. પી. આઈ. યુનિવર્સિટીના હાથ નીચે કામ કરશે એમ ને? પછી તમે (યુનિવર્સિટી) શો સુધારો કરી દેશો એ અમારા (સરકારના) ધ્યાનમાં આવતું નથી. પણ ખેર! જોઈએ તો અમારું ખાતું લઈ લો ને તમારી (યુનિવર્સિટીની) એકાદ સમિતિને એનો વહીવટ

સોંપો. જોઈએ તો તમારા વાઇસ ચૅન્સેલરના હાથ નીચે એક નવો ડી. પી. આઈ. જેવો અમલદાર લાવો. પણ તેથીયે આગળ વધીને સવાલ એ આવશે કે, પ્રાથમિક અને માધ્યમિક બન્ને કેળવણીના અને તેમાંયે પ્રાથમિક કેળવણીના વહીવટનો ખર્ચ તમે ક્યાંથી લાવશો? તમે જાણો છો કે પ્રાથમિક કેળવણી ફરજિયાત અને સાર્વત્રિક કરવાને અમે (સરકાર) પ્રજા સાથે બંધાયા છીએ. એનો ખર્ચ કેવડો મોટો હશે તે યુનિવર્સિટી જેવા તમારા ચકોર મંડળથી અજાણ્યું નહીં હોય! તો શું તમારી (યુનિવર્સિટીની) એવી અપેક્ષા છે કે, આમેય તમને (સરકારને) એ ખરચ થવાનો છે તો એ નાણાં અમને (યુનિવર્સિટીને) આપી દેજો? એ કહો તો તે વાત પણ ઠીક. પણ બીજો એક સવાલ અમે (સરકાર) તમને (યુનિવર્સિટીને) પૂછીએ. પ્રજા પાસેથી કર વાટે નાણાં અમે ઉઘરાવીશું, એને અંગેની ઘણી માથાફોડ કરવાની રહે છે. એમાં હૈયાની બળતરાયે ઘણી થાય છે. છતાં એ નાણાં તો તમારો (યુનિવર્સિટીનો) કેળવણીમાં અનુભવ વધારે એમ માનીને અમે તમને સોંપી દઈએ. પણ પ્રજા પોતાનાં નાણાં બરાબર ખરચાય છે કે નથી ખરચાતાં, એ વિષે અમારો (સરકારનો) જવાબ માગશે, તો તે પહેલો અમારે તમારી પાસેથી લેવો ને પછી પ્રજાને પહોંચાડવો એમ? અને ધારો કે એ જવાબ અમને ફાવ્યો ને પ્રજાને ન ફાવ્યો તો શું? ત્યારે તમારી (યુનિવર્સિટી) પાસેથી પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો વહીવટ લઈ લેવો?

સરકાર આગળ ચાલીને તપાસસમિતિને પૂછી શકે કે, ઉપર પૂછેલા સવાલો તો જાણે ઠીક, પણ એક મુદ્દાના સવાલનો જવાબ તમારે (સમિતિએ) અમને આપવો જોઈએ. તમારા (સમિતિના) મગજમાં કંઈક એવો ખ્યાલ હોય એમ લાગે છે કે, લોકશાહી સરકારોમાં ડહાપણ ઓછું; તેમને અનુભવ ઓછો; તે વારે ઘડીએ પ્રજાની ધૂન પ્રમાણે બદલાતી રહે; એમાં ગમે તેવા લોકો ગમે તેવા કાવાદાવા કરીને ઘૂસી જાય, અને કેળવણી જેવો જોખમદારીનો સવાલ ને તેનું કામ એવા મંડળને સોંપાય નહીં; સરકારો અને તેમાંયે લોકશાહી સરકારો ભ્રષ્ટ જ હોય અને ન હોય તો થતાં વાર લાગતી નથી. એથી ઊલટું તમારી (સમિતિની) રચેલી યુનિવર્સિટીમાં હંમેશ પીઢ, ઠાવકા, સમતોલ વિચારના, દીર્ઘદૃષ્ટિવાળા લોકો જ આવશે; એમને કશો સ્વાર્થ નહીં, એમને તો બસ એક પ્રજાની સેવાની જ લગની; એ કદી ભ્રષ્ટ તો થાય જ નહીં, કેમ કે એમને સત્તાનો કેફ નહીં ને પ્રજાની સેવા કરવા સિવાય બીજો સ્વાર્થ નહીં; — એવો પણ તમારો (સમિતિનો) ખ્યાલ લાગે છે.

સરકાર એમ પણ સમિતિને કહી શકે કે, આ બધો તમારો ખ્યાલ છે તો એકલું પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીનું કામ જ તમારી બનાવેલી યુનિવર્સિટીને સોંપીએ, તેના કરતાં સરકારનાં બધાં ખાતાં જ સોંપી દઈએ તો શું ખોટું? કેળવણીની બાબતમાં જે દીર્ઘ-દૃષ્ટિ અને સમતોલપણાની અસર થાય એમ સમિતિ ઇચ્છે છે, તેની જ અસર સરકાર મારફતે ચાલતા સમાજના બધા વહેવારો પર થાય એ જ યોગ્ય નથી?

તપાસસમિતિ કે તેની ભલામણ પ્રમાણે રચાયેલી યુનિવર્સિટી સરકારને આ બધા સવાલોનો શો જવાબ આપશે ને સરકારનું સમાધાન કેવી રીતે કરશે, તેની સાથે મારે અહીં કશી લેવાદેવા નથી. વળી, તપાસસમિતિ અને તેની બનાવેલી યુનિવર્સિટી તરફથી મળેલા ખુલાસાઓ કે જવાબોથી સરકારના મનનું સમાધાન થઈ જાય અને તે કહે કે, નહીં, બસ આ જ વાત ખરી છે; આપણે કેવા કે આપણને આજ સુધી આ સૂઝ્યું નહીં! પછી સરકાર પ્રાથમિક તેમ જ માધ્યમિક કેળવણીનો વહીવટ યુનિવર્સિટીને સોંપી દેવા તૈયાર થાય, તો તે તેની મુનસફીની વાત છે અને તેની સાથે પણ મારે ઝાઝી લેવાદેવા નથી.

મારી સામે સવાલ એટલો જ છે કે, ઉચ્ચ કેળવણીની સાથે સાથે પ્રાથમિક તેમ જ માધ્યમિક અને પાયાની તેમ જ પ્રૌઢોની એમ બધીયે કેળવણીનું કામ યુનિવર્સિટીને સોંપી દેવામાં ખરે જ પ્રજાની કેળવણીના હિતની દૃષ્ટિથી લાભ છે? એ રીતે પ્રજાની કેળવણીનો વિકાસ થશે? તેની પ્રગતિ થશે?

આ સવાલોની વિચારણા હું આવતા અંકમાં કરવા ધારું છું.

અમદાવાદ, ૨૧-૭-'૪૮ ઠા૦ મ૦ દેસાઈ

# સ્વરાજની વાચનમાળા – ૩

[ગયા અંકથી ચાલુ]

### ૪. પ્રચારલક્ષી ?

એક એવો વાદ રટાયા કરે છે કે, કેળવણીમાત્ર, (અને તેના મુખ્ય સાધનરૂપ વાચનમાળા પણ) પ્રચારલક્ષી ન હોવાં જોઈએ. તથા તેના ટેકામાં, હિટલર મુસોલિની વગેરે સરમુખત્યારો, આખા રાષ્ટ્રની કેળવણીને હાથમાં લઈ, તે દ્વારા અમુક નિયત અને એકાંગી પ્રચાર ઊગતી પ્રજામાં કરી, આખી પેઢીને કેટલું નુકસાન કરી જાય છે, તેનો દાખલો ધરવામાં આવે છે. કેળવણીનો ઉપયોગ અમુક નિશ્ચિત આચાર-વિચારસરણી ઊભી કરવામાં ન થવો જોઈએ, પરંતુ વિદ્યાર્થી અથવા યુવક પોતે જ પુખ્ત વયે પહોંચી, પોતાની મેળે તે બાબતનો વિવેક કરી, પોતાનો આચારવિચાર ઘડી લે, એ જ સાચી કેળવણીનું ધ્યેય રહેવું જોઈએ, એમ કહેવામાં આવે છે.

પરંતુ એનો અર્થ છેક એવો તો ન જ કરી શકાય કે, કેળવણીની પાછળ કશી જ એક વ્યાપક દૃષ્ટિ ન હોવી જોઈએ! અમુક એકાંગી રાજકીય કે આર્થિક વિચાર કે આચારની સરણી ઊભી કરવામાં કેળવણીનું સાધન વટાવી ન ખવાવું જોઈએ, એ વાત સાચી; કારણ કે એવી એકાંગી સરણીઓ હંમેશ તાત્કાલિક પરિસ્થિતિમાં ઉપયોગી હોય તોપણ, લાંબે ગાળે તેમના પોતામાં જ પોતાની વિદાયનાં–પોતાના મૃત્યુનાં–બીજ રહેલાં હોય છે. પરંતુ માનવજીવનની સંસ્કારિતાનું એક વ્યાપક દર્શન હજુ પણ કે ક્યારે પણ ઊભું થઈ શકયું નથી, એવું તો છે જ નહીં. તો પછી તેવા કશા દર્શન વિનાની કેળવણી જ આપવી જોઈએ એમ કહેવું, એ વાહિયાત વાત છે. કારણ કે એ કેળવણી જ નથી. કેળવણીની પાછળ માન્યતા જ એ રહેલી છે કે, જે પ્રકૃતિ છે તેને સંસ્કારવી. પચીસ વર્ષનો યુવાન થાય ત્યાં સુધી તેને શુદ્ધ પ્રકૃતિસ્વરૂપ જ રહેવા દેવો, અને પછી તે પોતાની મેળે જોઈ-તપાસી પોતાનો સંસ્કાર વિચારી કાઢશે એ કહેવું, એ માનવ-માનસશાસ્ત્ર અને ફિલસૂફીથી ઊલટી વાત છે.

આજકાલ ઘણીખરી નવી વાચનમાળાઓ પાછળ ઉપર જણાવેલો વિપરીત ખ્યાલ વ્યાપેલો માલૂમ પડે છે. આખી વાચનમાળાના પાઠોના વસ્તુના સંકલન પાછળ કે પસંદગી પાછળ કશી જ સળંગ એક દૃષ્ટિ કે ભાવ ન રાખવાની પ્રતિજ્ઞા સાથે જાણે એ રચવામાં ન આવી હોય! અને તેથી જગત અને પ્રકૃતિ જેવાં છે તેવાં જ નિરૂપાય — આખી વાચનમાળા તેના પદાર્થપાઠોનું માળખું જ બની રહે, એટલો જ ખ્યાલ રાખવામાં આવ્યો હોય છે. બહુ બહુ તો જગત અને પ્રકૃતિનું વર્ણન કે નિરૂપણ રસમય બને તે માટે તેને નિરૂપવાની શૈલી પાછળ લક્ષ રાખવામાં આવ્યું હોય છે. પહાડો, નદીઓ, ખેતરો, શહેરો વગેરેનું છૂટું-છવાયું વર્ણન તેમાં આવશે; પરંતુ તે બધું મળી એક દેશ બને છે, અને તે દેશ પણ આપણી માતા — જન્મભૂમિ હોય છે, એવો કશો ખ્યાલ ઊભો થવા દેવામાં આવતો જ નથી! સુતારનું કારખાનું, લુહારની કોઢ, મિલના સંચા, રેલગાડી, આગબોટ, એ બધા વિષે રસિક અને સચિત્ર વર્ણનો હશે; પરંતુ સમાજના એ બધા પુરુષાર્થને આવરતી, નિયંત્રતી, ચૂસતી, કે ઉત્તેજતી એવી સ્વદેશીની, યંત્રવાદની, સમાજવાદની, મૂડીવાદની કે સર્વોદયની જીવનસરણી જ ખરેખર તો માનવસમાજમાં ચાલતી હોય છે, એની કશી ગંધ એમાં પેસવા દેવામાં આવતી નથી. તે જ પ્રમાણે માનવચરિત્રના નિરૂપણની બાબતમાં પણ રખે કશી જીવનસરણીનો સ્પર્શ ન થઈ જાય, તે માટે પરીકથા કે પશુકથાઓ જ ચલાવી લેવામાં આવે છે!

આ બધી આધુનિક કહેવાતી વાચનમાળાઓની સરખામણીમાં, અત્યાર પહેલાં રદ થયેલી જૂની સરકારી વાચનમાળા કે હોપ વાચનમાળા અમુક રીતે ચઢિયાતી વસ્તુઓ હતી એ કબૂલ કરવું જોઈએ. તે વાચનમાળાઓ પાછળ એક સમજદાર, સદાચારી, બુદ્ધિશાળી, અને ઉદારદૃષ્ટિ નાગરિક ઊભો કરવાની ચોખ્ખી દાનત હતી. ભલે રાજકીય કે આર્થિક બાબતમાં તે અંગ્રેજોનું રાજશાસન, અને અંગ્રેજોની 'લિબરલ' અર્થનીતિથી આગળ જતી નહોતી. પરંતુ એટલું બાદ કરતાં, બાકી આખી વાચનમાળા પાછળ ગયા જમાનાના ડાહ્યા, સાદા, ઉદાર, પીઢ એવા સાક્ષરો, શેઠો, વેપારીઓ, જમીનદારો, ખેડૂતો અને કારીગરો ઊભા કરવાનું સ્પષ્ટ દર્શન હતું.

આપણી સ્વરાજની વાચનમાળા પાછળ એવી કોઈક ચોખ્ખી દૃષ્ટિ હોવી જ જોઈએ. એ વાચનમાળા પ્રકૃતિને જેવી ને તેવી રહેવા દેનાર માત્ર પદાર્થપાઠની ન બની રહેવી જોઈએ. એ મિથ્યા પ્રયત્ન છે; અને

શુદ્ધ, નિર્મળ સૃજનકાળની અભડાયા વિનાની પ્રકૃતિ આજે કલ્પવી પણ અશક્ય છે. આજે જેને પ્રકૃતિ કહીએ તે કાં તો વિકૃતિને માર્ગે કે સંસ્કૃતિને માર્ગે વળેલી વસ્તુ જ હોઈ શકે છે. અને તેથી જ, ગયા અંકમાં આપણે જોઈ આવ્યા છીએ કે, વાચનમાળા માત્ર પદાર્થપાઠોથી ભરેલી નહીં, પણ માનવચરિત્રના પાઠોથી ભરેલી બનવી જોઈએ. બાહ્ય જગત તેમ જ પોતાની પ્રકૃતિ — એ બંનેને એક ગાંઠે જોડનાર વસ્તુ જો હોય તો તે માનવચરિત્ર છે. આપણે તેને જ પકડવું જોઈએ.

### ૫. સર્વોદયની કેળવણી

માનવચરિત્રનું નિરૂપણ પણ સર્વોદયની દૃષ્ટિને ઊભી કરે, પોષે અને વધારે એ રીતે જ થવું જોઈએ. સર્વોદય એ જ (સામાજિક) માનવ પુરુષાર્થની અંતિમ સિદ્ધિ છે, અને એ સિદ્ધિની વધુ ને વધુ નજીક પહોંચતા જવું એ જ સંસ્કારિતાના વિકાસનું માપ પણ છે. વાચનમાળાના પાઠો સમગ્ર રૂપે એ મહાશ્રદ્ધા અને મહાદર્શનના વર્તુળમાં સમાવા જોઈએ. સત્ય અને અહિંસાના પાયા ઉપર ઊભી થયેલી સર્વોદયની સંસ્કૃતિ, એ જ યુગપુરુષ ગાંધીજીએ આપણને આપણા હિંદસ્વરાજ અર્થે નવેસર આપેલું દર્શન છે.

એ જો સ્વીકારીએ, તો પછી અહીં સર્વોદયની દૃષ્ટિને તેના આવશ્યક ઘટકોના નિરૂપણ દ્વારા વધુ વિગતથી નિરૂપવી અસ્થાને નહીં ગણાય.[૧]

(૧) અસ્મિતાધારી કોઈ પણ એકમ — પછી તે વ્યક્તિ, સંસ્થા, સમાજ કે જે હોય તે — તેના વિકાસની બધી શરતોને એક શબ્દમાં સમાવવી હોય, તો તે સ્વતંત્રતા છે. જોકે, એ સ્વતંત્રને સંભાળવા સારુ — તેના યોગ્ય વિકાસને સારુ મોટે ભાગે સંયમ જ વાપરવાનો હોય છે; છતાં સંયમનું ફળ પણ સ્વતંત્રતા કે મુક્તિ જ અનુભવવી એ છે. સ્વધર્મની કલ્પના પણ દરેક વ્યક્તિના વિકાસનો કાયદો અલગ અલગ હોય છે, તે પરથી કરેલી છે. દરેકનું અંતઃકરણ સરખું વિકસેલું નથી હોતું. દરેકને જન્મથી જ અમુક ભિન્નતાઓ મળેલી હોય છે. આ બધાં બંધનોનો વિચાર કરીને અથવા એમના પરિણામરૂપ આપણો સ્વભાવ પારખીને, એ બધાંની સંગીતિ-સમાન આપણો જીવનમાર્ગ ખોળવાનો હોય છે, અને એને જ સ્વધર્મ કહે છે. એમ કરવામાં પૂરી છૂટ ન હોય તો વિકાસ ન સાધી શકાય. તેથી સ્વતંત્રતા એ વિકાસની મુખ્ય શરત છે.

(૨) સ્વતંત્રતા દ્વારા દરેક પોતાની અસ્મિતા સાચવીને વિકાસ સાધે એ બરાબર છે. પરંતુ તેમ કરતાં મમતા, પરિગ્રહવૃત્તિ કે સ્વાર્થવૃત્તિરૂપી સામાજિક પરિણામ પણ નીપજે છે. સ્વતંત્રતાનું સત્ય ઘણી વાર ધન અને પદની સત્તામાં પરિણમે છે. આ તેના તથા સમાજના વિકાસ માટે ભયંકર પરિણામ છે, કેમ કે એમાં સ્વાતંત્ર્યનો દ્રોહ રહેલો છે. એક સમાજમાં, એક રાષ્ટ્રમાં એકત્ર રહી જીવન-વિકાસ કરવા ઇચ્છનાર દરેક જાતના સમુદાયમાં અમુક મૈત્રી કે પ્રેમસંબંધ જોઈએ જ. ઐક્યજનક અમુક સંબંધ તેમાંની દરેક વ્યક્તિને સાચવવાનો હોય જ. ગમે તેવા સ્વાર્થ આગળ પણ, સામાન્ય રીતે જોતાં, માણસ સર્વોદય ન ભૂલી શકે. ભૂલવા જાય પણ તે ગમે તે રીતે સામો આવે જ. દરેકે સર્વોદયમાં પોતાનો સ્વાર્થ જોવા કેળવાવું જોઈએ. એ ભાવ કે સમજ દરેકમાં ન ઊપજે તો દરેકની સ્વતંત્રતા નહીં જ સાચવી શકાય. કારણ કે દરેક સ્વાર્થાંધ જ બને તો પરિણામે ભોગૈશ્વર્યવૃત્તિ પ્રકોપ પામી, તે બીજાને ખાવાનું જ તાકે. એટલે સર્વોદયમાં જ સાચો સ્વાર્થ છે એ બુદ્ધિ દરેક અસ્મિતાધારી એકમની જો ન હોય, તો જે સ્વતંત્રતા વિના જીવન-વિકાસ અશક્ય થાય, તેના પર જ છેદ મુકાવા વારો આવે, અને જીવન જ ઉચ્છેદાવાની ભીતિ જન્મે.

(૩) હવે, સર્વોદય જો આપણો આદર્શ હોય, તો એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે આપણાં કાર્યો પોતે જ સર્વોદયસાધક હોવાં જોઈએ; ઓછામાં ઓછાં તે તેનાં વિરોધી તો ન જ હોઈ શકે. સમાજતંત્રને અથવા કોઈ પણ સંગઠિત સમુદાયને એક સંચા સાથે સરખાવાય. જેમ સંચાનું ચક્ર પોતાની ગતિએ ફરે અને તેની સ્વતંત્ર ગતિથી જ સંચાનો સામુદાયિક અર્થ સરે, એ રીતે ચક્ર સંચાના કામમાં સહકારી છે એમ કહેવાય; તેવી જ રીતે વ્યક્તિનો સમુદાયના કાર્ય સાથે સંબંધ છે. એમ જોતાં સહકાર એક બાજુ વ્યક્તિસ્વાતંત્ર્ય અને બીજી બાજુ સર્વોદય એ બે વચ્ચે અનુસંધાન કરી આપનાર કડી સમાન છે. સહકાર હરકોઈ કામ કરવામાં જરૂરી છે. સારું કે નરસું ગમે તેવું કામ સહકાર વિના ન નભી શકે.

---

૧. આ ભાગ શ્રી. મગનભાઈ દેસાઈ કૃત 'સત્યાગ્રહની મીમાંસા' ઉપરથી તારવ્યો છે.

(૪) અને સહકાર જો ધર્મ છે, તો દરેક જણે પોતાના કામને સેવા રૂપ જ ગણવું જોઈએ, એ એમાંથી આવશ્યક ઉપસિદ્ધાંત નીકળે છે. આજે મૂડીદાર – મજૂર, ગરીબ – તવંગર, ઊંચ – નીચ બધા માંહોમાંહે લડે છે, એનું કારણ એ છે કે, દરેક પોતપોતાના કામને પોતાનું — અંગત સ્વાર્થનું જ સમજે છે. તેને જો તે સમાજહિતને ખાતર પોતાને મળેલ જવાબદારી પેટે માને, તો કોઈને લડવાનો પ્રસંગ ન આવે, અને સહકાર અને સર્વોદય સહેજે તેમાંથી સધાય. સામાજિક આદર્શ જ્યાં સુધી અનિષ્ટ સ્પર્ધાજનક હોય ત્યાં સુધી કલહનું મૂળ ન જ જાય, અને નબળા લોકનો મરો જ રહેવાનો. સેવા, સહકાર અને સર્વોદય એ જ સાચાં વ્યવસ્થાજનક હોઈ શકે.

(૫) પણ આ ત્રિવિધ આદર્શનું સાધન સ્વદેશી છે. સેવાની કલ્પનામાંથી જ સ્વદેશી ધર્મની ઉત્પત્તિ છે. સર્વોદય-પ્રેમી માણસ એકલો આખી દુનિયાની સેવા શી રીતે કરી શકે? છતાં તેણે તેમ કરવું તો જોઈએ, કેમ કે સેવાધર્મના મૂળમાં સર્વોદય રહેલો છે. એટલે સેવાની મર્યાદારૂપ સ્વદેશીની કલ્પના સ્વાભાવિક જ આગળ આવે છે. જે આપણી પડોશમાં છે તેમનો આપણી સેવા ઉપર પ્રથમ હક છે. માત્ર એમાં શરત એટલી છે કે, આવી સેવા પણ એવી ન હોવી જોઈએ કે જે જગતની વિરોધી હોય. એટલે જગતને અવિરોધી એવી કુટુંબસેવા, કોમની સેવા, રાષ્ટ્રસેવા વગેરે સ્વદેશી ગણાય. જો તે સાચેસાચ સેવા જ હોય તો તે અન્ય કુટુંબ, કોમ કે રાષ્ટ્રની વિરોધી બનશે પણ નહીં; કેમ કે સેવાનું મુખ્ય લક્ષણ જ એ છે કે, તેમાં પરાર્થનો વિચાર રહે.

સ્વદેશીની કલ્પના વ્યક્તિના સ્વધર્મ સાથે સરખાવી શકાય. જેમ સ્વધર્મ વ્યક્તિની જેવી હોય તેવી પરિસ્થિતિની ગણના કરે છે અને શુદ્ધ આદર્શ ધર્મને તે પરિસ્થિતિનાં ચશ્માંથી નિહાળે છે, તેમ સ્વદેશીનું છે. સ્વધર્મની જેમ સ્વજાતિ, સ્વદેશ વગેરે પણ વ્યક્તિને માટે સાચા ઘટક છે. તે દ્વારા જ તે સમસ્ત માનવજાતને ઓળખી શકે અને પહોંચી શકે. બીજી રીતે પહોંચવા જતાં એક જગાએથી ઉખેડી ઝાડને પરાઈ જમીનમાં રોપવા જેવું વિદેશીપ થાય.

આમ આ 'સ'થી શરૂ થતી પાંચ બાબતો — સ્વતંત્રતા, સર્વોદય, સહકાર, સેવા, સ્વદેશી — એ સમાજ-ધર્મનાં મૂળભૂત તત્ત્વો છે. અહિંસા અથવા અદ્રોહ તેમાં સૂત્રરૂપે રહેલ છે. વાચનમાળાનું — કેળવણીનું — સંસ્કારિતાનું વસ્તુમાત્ર આ પાંચ સકારની મર્યાદામાં જ — તેમના પાયા ઉપર જ વિકસવું જોઈએ. અર્થાત્ કેળવણી દ્વારા સંસ્કારિતા સાધવાની વાત જો સાચી હોય, તો તે એ રીતે જ સધાઈ શકે. કહેવાતી ઉચ્ચ કેળવણી પણ આજે પદાર્થવિજ્ઞાન, યાંત્રિક કુશળતા વગેરે પાછળ જ પડીને, સંસ્કારિતાનું મૂળ લક્ષ્ય ખોઈ બેઠી છે; અને પરિણામે દેશદેશમાં ઉચ્ચ કેળવણી આપનાર યુનિવર્સિટીઓ વધ્યે જવા છતાં, પ્રજાઓની સંસ્કારિતા તો પીછેહઠ જ કરતી જાય છે; અને વધુ પ્રગતિ સાધનારા કહેવાતા દેશો જ સૌથી વધુ અમાનુષી લડાઈઓમાં જ ધપ્યે જઈ, વિનાશને વરી રહ્યા છે.

એટલે સ્વરાજની વાચનમાળા સુરાજની પણ વાચનમાળા હોઈ, આપોઆપ આ સમાજધર્મના પાંચ 'સકાર' માટેની જ વાચનમાળા હોવી જોઈએ. એ વાચનમાળાનો કોઈ પણ પાઠ, કે કોઈ પણ ભાવ આ પાંચ બાબતોની મર્યાદા ઉલ્લંઘતો હોવો ન જોઈએ.

હિંદુસ્તાન દેશ માટે આ પાંચ સકારોને મૂર્તિમંત કરી આપે એવો એક રચનાત્મક કાર્યક્રમ ગાંધીજી આપતા ગયા છે. તેના મુદ્દાઓ આ પાંચ સકારોને વિગતથી સમજવા અગત્યના છે. તેમની યાદી આ પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૧. કોમી એકતા | ૧૧. રાષ્ટ્રભાષાનો પ્રચાર |
| ૨. અસ્પૃશ્યતાનિવારણ | ૧૨. સ્વભાષા-પ્રેમ |
| ૩. દારૂબંધી | ૧૩. આર્થિક સમાનતા |
| ૪. ખાદી | ૧૪. ખેડૂતો |
| ૫. બીજા ગ્રામોદ્યોગો | ૧૫. મજૂરો |
| ૬. ગ્રામસફાઈ | ૧૬. આદિવાસીઓ |
| ૭. 'નઈ તાલીમ' | ૧૭. રક્તપીતિયાઓ |
| ૮. પ્રૌઢ શિક્ષણ | ૧૮. વિદ્યાર્થીઓ |
| ૯. સ્ત્રીઓની ઉન્નતિ | ૧૯. ગોસેવા |
| ૧૦. આરોગ્ય અને શૌચની કેળવણી | |

મૂળમાં આ રચનાત્મક કાર્યક્રમ પ્રજાકીય સહકાર અને સ્વાવલંબન ચાહનાર અને કેળવનાર કાર્યક્રમ છે. અને તેથી જ જેમ જેમ આગળ વધીએ છીએ તેમ તેમ રચનાત્મક કાર્યક્રમ દેશના સ્વરાજનું અને તેના ઘડતરની સ્વાવલંબી યોજનાનું રૂપ પકડે છે. સ્વરાજ માટેની વાચનમાળા આ સમગ્ર ક્ષેત્રને આવરી લેતી, તથા તેના પાયા ઉપર જ ઊભી થતી હોવી જોઈએ.

### ૬. રસ

આમ, વાચનમાળાને ધ્યેયલક્ષી બનાવવા જતાં, તે નીરસ થઈ જશે, એવો ભય રાખવાની જરૂર નથી. કારણ કે, ઇંદ્રિયોની આળપંપાળ કે તેમને ગમતા વિષયો, તેમને અર્પવામાંથી જ જીવનમાં સાચો રસ કે ભોગ નિષ્પન્ન થાય છે, એમ હરગિજ નથી. જીવનમાં પણ જેટલે દરજ્જે આત્મસમર્પણ હોય છે, તેટલે દરજ્જે તેમાં લહાવો અને આનંદ લાગે છે. કુટુંબનો આનંદ કુટુંબ માટે ઘસાવામાંથી જ આવી શકે છે. પ્રિયજન પ્રત્યેની પ્રેમવૃત્તિ, તેની સેવા કરીએ તેમાંથી સંતોષ પામે છે. માત્ર ઇંદ્રિયના ભોગમાં રમનારાને તો છેવટે ભર્તૃહરિની જેમ રડવાનું જ આવે છે કે, 'भोगा न भुक्ता वयमेव भुक्ताः — ભોગો ભોગવવા જનારાં અમે જ ભોગોના ભોગ બની ગયા.' ઇંદ્રિયારામ અને ભોગૈશ્વર્યની તૃપ્તિ મેળવવા જવામાં જ જગતનાં આ બધાં દુઃખો, કલહ, અને ખુનામરકી સરજાયાં છે, એ ઉઘાડું છે.

પણ ખરી વાત જ એ છે કે, જીવનને ધારણ કરી રાખનાર, અને જીવનને ઉજાળનારી—ધન્ય કરનારી પેલી બધી શુભ વૃત્તિઓથી પ્રેરાયેલા આચરણથી જ પરિપૂર્ણ અને સાચો આનંદ નિષ્પન્ન થાય છે. એ આચરણને નિરૂપી તેમાંથી નિષ્પન્ન થતા રસને રજૂ કરવો એ જીવન જેટલું જ અઘરું કાર્ય હોવાથી, સામાન્ય રીતે સાહિત્યકારો હલકા ક્ષણિક ભોગો નિષ્પન્ન કરતા આચરણને નિરૂપવા તરફ જલદી વળે છે. પરંતુ એ આચરણો એટલાં તો મર્યાદિત છે કે, પછી વિવિધતા અને નવીનતા શોધવાના જોશમાં તેમને વધુ ને વધુ હલકી તૃપ્તિઓની વસ્તુ જ સ્વીકારતા જવું પડે છે. પરંતુ શુભ વૃત્તિઓથી પ્રેરાયેલા આચરણને તો મર્યાદા જ નથી. એટલે શુભ ભાવોના નિરૂપણમાંથી રસ નિષ્પન્ન કરવાના વસ્તુના વૈવિધ્યને પણ પાર નથી.

તેથી આવી શુભ કલ્યાણકારી ભાવનાઓને મૂર્તિમંત કરવા ઇચ્છતી વાચનમાળાનું વસ્તુ રસની દૃષ્ટિએ પણ હરગિજ ઊતરતું થવાને બદલે ખરેખર વધુ ઉદાત્ત અને વધુ રસપ્રદ થશે.

સવાલ ફક્ત આ કે તે ભાવના ઉપરની શ્રદ્ધાનો જ છે. ગાંધીજીએ સ્થાપેલા સ્વરાજ્યનો પાયો સર્વોદયને અનુલક્ષતી ભાવનાઓનો હોય, તો તે સ્વરાજની વાચનમાળાનો પાયો પણ તેથી જુદી ભાવનાઓનો ન હોઈ શકે.

ગો૦

# પ્રૌઢશિક્ષણ તે કયું?

રાજકીય સ્વરાજ્ય મળી ગયું એટલે લોકનાયકો અને પ્રજાકીય સરકાર પ્રજાકલ્યાણની વિવિધ યોજનાઓ વિચારી રહ્યાં છે, કેટલીક અમલમાં પણ મુકાઈ રહી છે. પ્રજા નિરક્ષર છે—અજ્ઞાનમાં ડૂબેલી છે, એટલે પ્રૌઢશિક્ષણની યોજનાને પણ ખૂબ મહત્ત્વ અપાઈ રહ્યું છે. પ્રૌઢશિક્ષણ અને તેની યોજના વિષે આપણે તટસ્થ રીતે વિચાર કરવાની જરૂર છે. હમણાં જ મુંબઈમાં એ પ્રશ્નના વિચારકોનું નાનકડું સંમેલન મળેલું અને હવે પ્રૌઢશિક્ષણને વેગ મળશે એવી આશા રખાય છે.

પ્રજામાં અજ્ઞાન છે—પ્રજા નિરક્ષર છે—એટલે પ્રૌઢશિક્ષણનું મહત્ત્વ તો છે જ. પરંતુ પ્રજા 'અજ્ઞાન' છે એટલે શું એ વધુ કાળજીપૂર્વક વિચારવાની જરૂર છે. એ અજ્ઞાન એટલે શું? રૂઢિગ્રસ્ત રીતરિવાજો અને વહેમોમાં ગ્રામપ્રજા સપડાઈ છે એને 'અજ્ઞાન' કહેવામાં આવે તો એ બરોબર છે.

પરંતુ અજ્ઞાન એટલામાં જ પર્યાપ્ત નથી થતું. ગામડાની પ્રજાનો અને તેમનાં જીવનની રહેણીકરણીનો તેમ જ જીવનનિર્વાહના વ્યવસાયોનો અને એમના જ પડોશીઓ કે બીજાઓ સાથેના એમના વ્યવહારોનો વધારે અભ્યાસ કરીએ છીએ ત્યારે જણાય છે કે, આજે પ્રજાનું અજ્ઞાન જૂના રિવાજો અને ખોટી સામાજિક પ્રથાઓ વિષેના હઠાગ્રહોમાં જ નથી સમાતું. જીવનનું જેમાં કલ્યાણ છે અને ગ્રામજીવનની જેમાં સાચી ઉન્નતિ છે, એ વિષેની આપણી કલ્પનાઓ જ ભ્રષ્ટ થતી જાય છે; નીતિ અને સદાચાર, પ્રામાણિકતા અને શુભનિષ્ઠા આપણામાંથી ઘસાતાં જ જાય છે ૧૦ વર્ષ પહેલાં જે હતું તેના કરતાં આજે એમાં વિશેષ અનિષ્ટ વ્યાપતું જાય છે. કેવળ સ્વાર્થ અને જીવનના તદ્દન પાર્થિવ ભોગો પ્રતિ જ લોકોનું ચિત્ત અને એમની વૃત્તિઓ કેન્દ્રિત થતાં જાય છે. આ સ્વાર્થ અને ભોગલાલસામાં એટલી ટૂંકી દૃષ્ટિ રખાય છે કે પડોશનું અને અન્ય ગ્રામવાળાઓનું તો પાર વિનાનું નુકસાન એમાં થાય જ છે; પરંતુ સ્વાર્થની પાછળ પડેલાનું પણ એમાં છેવટે નુકસાન જ થાય છે. ગામમાં પહેલાં દૂધ સ્વચ્છ નિર્ભેળ મળતું, આજે એ મુશ્કેલ થઈ પડ્યું છે. દૂધમાં પાણી નાખવું એ સહજ અને સ્વાભાવિક થતું જાય છે. ઘી તો ગામડામાં ચોખ્ખું જ મળે એ

તો નિર્વિવાદ વસ્તુ હતી. આજે વનસ્પતિ-ઘીમાં ભેળવીને 'ગામડાનું ઘી' ભ્રષ્ટ થતું જાય છે. હાથઘંટીએ લોટ દળી આપનાર બહેનને કદી ખ્યાલ પણ ન હતો કે હાથે દળેલા લોટમાં હલકા અનાજના લોટનો ભેળ થઈ શકે. ગામડાની પ્રજાનું દુર્દૈવ છે કે, આજે ગરીબ ભોળી દળનારી ડોસીમા પણ ચોખ્ખો લોટ દળી આપવાનું ભૂલતાં જાય છે. ચોમેર ફેલાઈ રહેલાં દગો, અપ્રામાણિકતા, લોભ અને સ્વાર્થના કુસંસ્કારોનો ચેપ પણ એમને લાગતો જાય છે. કોઈ પણ વસ્તુ ખરીદો કે તૈયાર કરાવો—એમાં દગો છેતરપિંડી ઘૂસવાનાં જ. પરિણામે વસ્તુ નબળી જ મળવાની—જેવી તેવી જ તૈયાર થવાની. સુથાર, લુહાર, કુંભાર, ભરવાડ, ખેડૂત, વણકર, બધા જ પ્લેગ અને કોગળિયા કરતાંયે વધારે ભયંકર ચેપમાં સપડાતા જ ગયા છે. સામાન્ય વેપારીઓ તો એમાં અગ્ર ભાગ જ ભજવે છે. ઓછી મહેનતે વધુ કેમ કમાવું અને વધારે ભાવે નબળી વસ્તુઓ કેમ વેચવી, એનો રોગ આજે ગામડાના પ્રજાજીવનને પણ પાયમાલ કરી રહ્યો છે. કાળાબજાર અને નફાખોરી કંઈ મોટા વેપારીઓમાં જ નથી. એ પાછળની હીન વૃત્તિ બધે જ પોતાનું અનિષ્ટ સામ્રાજ્ય ફેલાવી રહી છે.

જ્યાં સ્વાર્થ છે, લોભ છે, દગલબાજી છે, નરી અપ્રામાણિકતા જ છે, ત્યાં માનવતા બધી જ બાજુથી ખંડિત થતી જાય છે; ક્ષીણ થઈ વિનાશને કિનારે જ તે આવીને ઊભી રહી છે. આજે પ્રજામાં પરસ્પર વિશ્વાસ તૂટતો જાય છે, પડોશપ્રેમ ભુલાતો જાય છે, કોઈનું કંઈક ભલું કરી દેવું એ વૃત્તિ ઘસાતી જ જાય છે. પરસ્પર વ્યવહારોમાં રહેલી નિખાલસતા અને શુભનિષ્ઠા તો લગભગ પરવારતાં જાય છે. કોઈને કોઈની પડી નથી. કેવળ સ્વાર્થ કેમ આગળ વધે એની જ એકમાત્ર ચિંતામાં ઘણાખરા પડી ગયા છે. પ્રજાની નીતિમત્તા જ જ્યાં જોખમમાં મુકાઈ ગઈ છે ત્યાં પ્રજાજીવનમાં બીજા સદ્ગુણો કે સંસ્કારોને વિષે તો વાત જ શી કરવાની હોય? આજે જો પ્રજામાં અજ્ઞાન છે તો તે નીતિ અને સદાચારને જ અંધકાર અને વિનાશના ખાડામાં ધકેલી દેવાનું ભયંકર અજ્ઞાન છે. એ અજ્ઞાનને ટાળવા જે શિક્ષણ સર્વોપરી શક્તિ ધરાવે તે જ શિક્ષણ સાચું પ્રૌઢશિક્ષણ નીવડવાનું છે. નિરક્ષરતા એ કંઈ પ્રજા-જીવનનો બહુ મોટો શાપ નથી. નિરક્ષરતા છે તેથી જ કંઈ આ અધઃપતનને નોતરનારું અજ્ઞાન વ્યાપતું જાય છે એવું નથી. દુઃખદ હકીકત તો એ છે કે, ગરીબ ભોળા નિરક્ષર ગ્રામપ્રજાજનોમાં જે નૈતિક અજ્ઞાનની જડતા આજે બળવાન થતી જાય છે, તેનું મુખ્ય કારણ તો એ છે કે, પેલા 'ભણેલા'નો ચેપ ગ્રામપ્રજામાં જલદ નીવડતો જાય છે. કેવળ રાજ્યતંત્રનાં નાનાં મોટાં ચક્રોમાં જ લાંચ-રુશવત, દગાખોરી, લોભ, સ્વાર્થ અને અપ્રામાણિકતા નથી વ્યાપેલાં. એમાં તો એ બધાં વિઘાતક તત્ત્વો છે જ. પણ કેળવણીનું દુર્દૈવ તો એ છે કે, 'ભણેલા' ગણાતા ડૉક્ટરો, વકીલો, વ્યાપારીઓ, શિક્ષકો અને હવે તો સમાજસેવકોમાં પણ એ દુષ્ટ રોગ છૂપી રીતે પોતાનું ગોઝારું કામ કર્યા જ કરે છે. ભણેલાની એ સ્વાર્થબાજીની બધી રમતોનો ચેપ ગામડાની પ્રજાને લાગતો જ જાય છે. 'ભણેલા'ને વિદ્યા તો મળી હશે કે નહિ તે પ્રશ્ન જ છે; પરંતુ એમનામાં રહેલી અવિદ્યાએ તો આજે ગામડાંઓની પ્રજાને પણ ભરખવા માંડી છે. વસ્તુસ્થિતિ જ્યાં આવી છે ત્યાં પ્રૌઢશિક્ષણનું પ્રથમ કાર્ય આ અવિદ્યાના બળવાન થતા અંધકારમાં પ્રકાશના પ્રતાપી કિરણો ફેલાવવાનું છે. કેવળ નિરક્ષરતાનિવારણમાં તો એ પ્રતાપી કિરણોની સામગ્રી નહિ જેવી જ પડી છે. નીતિવિનાશને માર્ગે પ્રજાને ઝપાટાબંધ ઘસડી જનારી અવિદ્યા અને અજ્ઞાનને ભેદવા માટે જે પ્રતાપી પ્રકાશકિરણોની જરૂર છે, તે કિરણોની સામગ્રી તો પ્રૌઢશિક્ષણની વ્યાપક કલ્પના અને તેના અમલમાં જ પડેલી છે. આથી પ્રૌઢશિક્ષણના પ્રચારની જવાબદારી ઉપાડનાર કાર્યકર્તાઓ અને સંચાલકોએ નિરક્ષરતા-નિવારણ કરતાંયે વધુ શક્તિશાળી જે પ્રૌઢશિક્ષણ છે તેને શોધવું જોઈએ; શોધીને તેને અમલમાં મૂકવાનું સ્વાભાવિક પ્રચારતંત્ર ગોઠવતા જવું જોઈએ. એ પ્રૌઢશિક્ષણ કેવળ નિરક્ષરોમાં જ કે ગ્રામવાસીઓમાં જ જરૂરનું છે એવું નથી. કદાચ એની વધુ જરૂર તો ભણેલાઓમાં અને નગરવાળાઓમાં પણ હોય. માત્ર ગરીબો અને કારીગરો માટે જ એનું મહત્ત્વ નથી; સુખી કુટુંબો અને સંસ્કારી કહેવાતી પ્રજા માટે તો કદાચ એની અગત્ય વધારે પણ હોય. પ્રૌઢશિક્ષણ નિરક્ષરતા-નિવારણ સાથે જ સંકળાયેલું રહેલું છે. એટલે પ્રજાને તો એવા સંકુચિત પ્રૌઢશિક્ષણ કરતાં અત્યારે સામાજિક શિક્ષણની જ વધુ જરૂર છે. એ શિક્ષણ જેમને આપવાની ખાસ જરૂર છે એ બધા પ્રૌઢો છે, માટે એ પણ પ્રૌઢશિક્ષણમાં ગણાવું જોઈએ. ગાંધીજી એવા પ્રૌઢશિક્ષણની કલ્પના દેશ આગળ મૂકી ગયા છે.

૧૫-૦૫-'૪૮
ગાંધીકુટિર, કરાડી,

દિલખુશ દીવાનજી

# ગૂજરાત વિદ્યાપીઠની વિનીત પરીક્ષા

ગઈ સાલ ૧૯૪૭ના જૂનથી ગૂજરાત વિદ્યાપીઠ તરફથી શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય શરૂ કરવામાં આવ્યું ત્યારે તેમાં પ્રવેશ મેળવવા માટે ગૂજરાત વિદ્યાપીઠની અમુક પરીક્ષા અથવા મુંબઈ યુનિવર્સિટીની તે કક્ષાની પરીક્ષા પસાર કરેલી હોવી જોઈએ એવું ધોરણ રાખવામાં આવ્યું હતું. વિદ્યાપીઠ તરફથી તે વખતે કોઈ માન્ય શાળા મારફત કે બીજી રીતે પરીક્ષા લેવાની વ્યવસ્થા નહોતી, એટલે બીજી વિદ્યાપીઠની પરીક્ષા પસાર કર્યા વગર શ્રી. મહાદેવ મહાવિદ્યાલયમાં કોઈ દાખલ થઈ ન શકે એવી સ્થિતિ હતી. આ ઉપરથી કેટલાકની માગણી હતી કે, વિદ્યાપીઠ તરફથી મહાવિદ્યાલયના પ્રવેશ માટે પોતાની જ સ્વતંત્ર પરીક્ષા હોવી જોઈએ.

તે ઉપરાંત, કોઈ કારણે હાઈસ્કૂલનું શિક્ષણ પૂરું ન કરી શક્યા હોય ને કામધંધામાં પડેલા નવજુવાનો તથા મૅટ્રિકની પરીક્ષામાં, ખાસ કરીને અંગ્રેજીમાં, નપાસ થવાથી નાસીપાસ થયેલાઓ આવી પરીક્ષા આપવા ઇચ્છતા હોય છે. વળી શાળાનું ભણતર છોડીને ગામડાંમાં કામ કરતા સેવકો, ધંધોરોજગાર કરતા મજૂરો અને કારકુનો પણ ઘેર બેઠાં અભ્યાસ કરીને પોતાની શિક્ષણવિષયક લાયકાત વધારવા ઇચ્છતા હોય છે. તે સંબંધમાં મુંબઈ પ્રાંતની હાઈસ્કૂલોના હેડમાસ્તરોની પરિષદે પણ ૧૯૪૭માં સૂચવ્યું હતું કે, 'હાઈસ્કૂલો છોડી નોકરીમાં પડેલા છોકરાઓને આગળનું શિક્ષણ મળે તે માટે ઘટતી જોગવાઈ કરવી જોઈએ.'

આવી વિવિધ જરૂરિયાતોનો ખ્યાલ કરીને ગૂજરાત વિદ્યાપીઠે મૅટ્રિકની કક્ષાની સ્વતંત્ર વિનીત પરીક્ષા યોજી છે.

આ પરીક્ષા માટે નીચેના વિષયો રાખવામાં આવ્યા છે:

૧. માતૃભાષા ગુજરાતી
૨. રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની
૩. કોઈ એક અર્વાચીન ભાષા (અંગ્રેજી, મરાઠી, હિંદી અગર ઉર્દૂ)
૪. કોઈ એક ખાસ વિષય (સંસ્કૃત, નામું અગર બીજગણિત–ભૂમિતિ)
૫. ઇતિહાસ અગર ભૂગોળ–રાજ્યબંધારણ
૬. સામાન્ય ગણિત ને વિજ્ઞાન અગર ખાદીવિદ્યા
૭. કાંતવાની સામાન્ય આવડત

આજના મૅટ્રિકના અભ્યાસક્રમમાં જે ધોરણે ફેરફારો કરવાની જરૂર છે તેનો ખ્યાલ કરીને, અને વિદ્યાપીઠના વિનયમંદિરમાં ૧૯૪૨ સુધી ચલાવેલા અભ્યાસક્રમના અનુભવ ઉપરથી ઉપરનો અભ્યાસક્રમ યોજવામાં આવ્યો છે. વિદ્યાપીઠમાં ભણતા વિદ્યાર્થી માટે ૧૯૨૦ ની સાલથી અંગ્રેજીનું શિક્ષણ કદી ફરજિયાત હતું નહિ. કોઈ પણ વિદ્યાર્થી અંગ્રેજી ભણ્યા વગર સ્નાતક થઇ શકતો હતો. વિનયમંદિરમાં પણ તેમ જ હતું. સ્વતંત્ર દેશમાં સ્વાભાવિક રીતે એમ જ હોવું જોઈએ. જેને અંગ્રેજી શીખવાની જરૂર હોય તેને તે ભાષા શીખવાની વ્યવસ્થા હોય, એ એક વાત. પણ તે વિના શિક્ષણ આગળ ન ચાલે, એમ ન હોવું જોઈએ. સૌને માટે અંગ્રેજીની જરૂર નથી. તેને બદલે કોઈ પણ અર્વાચીન ભાષાનું જ્ઞાન હોય તો પૂરતું છે. તે જ પ્રમાણે સૌને બધું બીજગણિત ને આખી ભૂમિતિ નથી જોઈતાં. આ પ્રમાણે જ વિવિધ રુચિ અને આવશ્યકતાઓનો ખ્યાલ કરીને, તથા વિનીત પરીક્ષાનું અને મહાવિદ્યાલયના પ્રવેશનું ધોરણ સચવાઈ રહે એ રીતે અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. તે મુંબઈ યુનિવર્સિટીની કૉલેજમાં પ્રવેશ મેળવવા માટે નથી, તેમ સીધી સરકારી નોકરી મેળવવા માટે નથી. પણ ઉપર દર્શાવ્યા મુજબ ઘેર બેઠાં અભ્યાસ કરીને પોતાની શિક્ષણવિષયક લાયકાત વધારવા ઇચ્છનાર માટે છે અને મૅટ્રિક થયા વગર શ્રી. મહાદેવ મહાવિદ્યાલયમાં દાખલ થવા ઇચ્છનાર માટે છે.

સદરહુ પરીક્ષા પહેલવહેલી ગયા જૂન માસમાં લેવામાં આવી હતી. બીજી પરીક્ષા ઈ.સ.૧૯૪૯ના મે માસની શરૂઆતમાં લેવાશે. તે માટેની અરજી પરીક્ષા-ફીના રૂ.૧૫ સાથે ૧૯૪૯ના ઍપ્રિલની ૧લી તારીખ સુધીમાં ઠરાવેલા નમૂના પ્રમાણે મોકલી આપવાની છે.

૧૯૪૮ ના જૂન પછી અભ્યાસક્રમમાં કરવામાં આવેલા ફેરફારો સાથેનું નવું બોધપત્ર તૈયાર કરવામાં

આવ્યું છે. તે ત્રણ આનાની ટિકિટો બીડીને 'શ્રી.મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૯' એ સરનામે લખવાથી મળી શકશે. જેમની પાસે ગઈ પરીક્ષાનું બોધપત્ર હશે તેઓ 'બોધપત્રની પૂર્તિ' અલગ મંગાવશે તો વગર કિંમતે મોકલવામાં આવશે.

વિ૦

# સ્વાધ્યાય

## [ અંતરાયોનું નિવારણ ]

ગયા અંકમાં આપણે અંતરાયો અને તેમની સાથે અચૂક જન્મતો તેમનો પરિવાર જોયો છે, એ જોઈ આવ્યા. આ બધાને ઓળંગી જવું જોઈએ. તે કેવી રીતે બને? તેનો ઉપાય શો? પછીનાં સૂત્રો તે જણાવે છે.

આ જોતા પહેલાં એક સામાન્ય વિચાર કરી લેવા જેવો છે. દુઃખ, ક્રોધ, ચીડ, શરીરકંપ ઇત્યાદિ અનુભવો નવ અંતરાયોને કારણે થાય છે. પરંતુ આ અંતરાયોનું કારણ શું? તેમને અંતરાયો કેમ કહેવામાં આવે છે? શામાં અંતરાય તરીકે એ આવે છે કે જેથી તેવું નામ એમને આપવામાં આવ્યું છે?

આર્ય કે હિંદુ તત્ત્વજ્ઞાનની પરમ સ્થિતિ એમ કહે છે કે, જે છે તે જ છે અને બીજું કાંઈ નથી.

नाऽसतो विद्यते भावः
नाऽभावो विद्यते सतः ।

અને એવી સ્થિતિ સદાકાળ સુખશાંતિ અને 'સ્વસ્થ સમાધાનની જ હોઈ શકે; એ સૌનું પરમ ધામ છે. એ સહજ સ્થિતિ છે; જીવનો મૂળ સ્વભાવ એ જ છે. એ એનું સાચું સ્વરૂપ છે.

પરંતુ આવો અનુભવ તો આપણને થતો નથી. જે અનુભવ મોટે ભાગે થયા કરે છે એ તો દુઃખ, ક્રોધ, ચીડ, ઇત્યાદિ ભાવોનો. જે કારણોને લઈને આ નવો અને વિપરીત અનુભવ થાય છે તેમને 'અંતરાયો' કહ્યા છે. આ રીતે એ યથાર્થનામ છે. છતાં એ કારણો શાથી નીપજે છે એમ પૂછી શકાય. એ સવાલ આપણને તત્ત્વજ્ઞાનના મૂળ પ્રશ્ન ઉપર લઈ જાય છે. આ મૂળ કારણને બૌદ્ધો તૃષ્ણા કહે છે; વેદાન્ત તેને અવિદ્યા કે માયા કહે છે; ખ્રિસ્તીઓ તેને 'ઓરિજિનલ સિન'— મૂળપાપ કહે છે; જૈનો તેને પુદ્ગલ કે કર્મરજ કહે છે. એમાંથી દુઃખ અને પાપકર્મો પેદા થાય છે.

યોગસૂત્રકાર અહીં આ વિચારમાં ઊંડે ગયા વગર, દુઃખના પ્રત્યક્ષ જોવા મળતા બધા પરિવારનો વિચાર કરીને, અંતરાયો તથા તેમના અચૂક જોડીદારો ગણાવે છે, કે જેથી સાધકને અભ્યાસ કરવાની દિશા અને પ્રયત્નની સ્પષ્ટતા મળી રહે. યોગકારનું મુખ્ય લક્ષ્ય ચિત્તવૃત્તિનિરોધ કે સમાધિ અથવા સ્વસ્થ ચિત્તદશા મેળવવી એ છે. ખરું જોતાં આ દશા આપણને સહજપ્રાપ્ત છે; પણ આપણે તે જોઈ શકતા કે અનુભવી શકતા નથી. કારણ, અવિદ્યા કે અજ્ઞાનમાંથી નીપજીને અંતરાયો વચ્ચે આવે છે. આ અંતરાયો શરીર, મન તથા હૃદય સુધી બધે વ્યાપે છે અને બધે પહોંચીને પજવે છે. અભ્યાસ કરવાનો જે કહ્યો છે તે, આ ઊંડે સુધી ગયેલા અંતરાયોને જ્યાં ત્યાંથી હઠાવવાનો. તેનો ટૂંકો અને એકમાત્ર ઉપાય સૂત્ર ૩૨માં સામાન્ય રૂપે આપી દેવામાં આવ્યો છે:—

तत्प्रतिषेधार्थम् एकतत्त्वाभ्यासः ॥ ३२ ॥

તે અંતરાયો અને એમની સાથે થતા વિક્ષેપોને રોકવાને માટે એકતત્ત્વનો અભ્યાસ કરવો જોઈએ. કોઈ પણ એક મુદ્દો કે બાબત લઈને તેની ઉપર ચિત્તને એકાગ્ર કરવાનો સતત પ્રયત્ન કર્યા કરવો જોઈએ. જેમ કે, નવ અંતરાયો અને ચાર તેના સહભૂ, એ ૧૩માંથી એક અંતરાયને જીતવાને માટે અભ્યાસ આદરીએ. આ તેરે વસ્તુઓ ઓતપ્રોત સંકળાયેલી છે. એકને પણ જીતવામાંથી બીજી હાથમાં આવતી જાય છે અને એમ અંતરાયો દૂર કરવાનો જે એક મુદ્દો છે તે હલ થાય છે. વાત મૂળ એ છે કે, ચિત્તને એકાગ્ર થવાની ટેવ પાડવી જોઈએ. ચિત્તની સામાન્ય ટેવ તો એક વસ્તુથી બીજે અને બીજેથી ત્રીજે, એમ ક્ષણે ક્ષણે ચંચળપણે ઊડ્યા કરવાની છે. એને લઈને જ અંતરાયો અંતરાયરૂપે વર્તી શકે છે. એટલે એ ચિત્તને એમ કૂદાકૂદ કર્યા કરવામાંથી પકડવું જોઈએ. તે કરવાને માટે, શરૂમાં જ સૂત્રકારે કહ્યું કે, યા તો ઈશ્વરપ્રણિધાન કે ભક્તિયોગ અથવા તો વૈરાગ્ય–અભ્યાસ–યોગ લેવો જોઈએ. એ અભ્યાસ કરવાને માટે એકાગ્ર મન જોઈએ. એ મન પછી અંતરાયોને પણ વશ નહિ થાય.

આવું મન અભ્યાસ વડે કરી શકાય છે. તે અભ્યાસ કેવા પ્રકારનો હોય તે હવે પછીનાં થોડાંક સૂત્રોમાં બતાવે છે.

૨૦–૭–૧૯૪૮

મગનભાઈ દેસાઈ

# ૧૯૪૨–૪૩ના એ દિવસો !–૩

## [ એક ડાયરીનાં પાન ]

[ એક સહૃદય રાષ્ટ્રપ્રેમી ભાઈએ, અંગ્રેજ સરકારના ગાંડપણના આ કાળમાં છૂટક લખેલી પોતાની ડાયરીનાં પાન ( ઇચ્છું તો પ્રસિદ્ધ કરવાની છૂટ સાથે ) જોવા આપ્યાં છે. આ ભાઈએ જેલમાં આ નથી લખ્યાં; તે આ કારમા દિવસોમાં દેશરૂપી બહારની જેલમાં હતા. તે તરીકે આ ડાયરી એક રીતે કીમતી ગણાય. કાંઈ નહિ તો, તે કાળમાં એક દેશપ્રેમીને બહાર શું થતું હતું, એ તો એમાંથી જોવા મળે છે.

આ ડાયરી નરી હકીકતોની નથી. તેમ જ તેમાં રોજેરોજ લખાયેલી નોંધો નથી. તા. ૨૪–૮–'૪૨થી ૨૨–૨–'૪૩ ( ગાંધીજીના ઉપવાસ ) સુધીના કાળમાં જ્યારે જ્યારે જે ભાવ ટપકાવવા જેવો લાગ્યો, તે વિષે નાનકડી ૨૦–૨૨ નિબંધિકાઓ એમાં છે. તે દિવસોના ઇતિહાસના સર્જનને માટે પણ આવી સામગ્રી કામની ગણાય. આજે જ્યારે એ સમય વિષે ઇતિહાસની તટસ્થ નજર કામ કરી શકે છે, ત્યારે એને પ્રસિદ્ધ કરવામાં વાંધો નથી. નીચે તેનો આગળનો હપતો છે. — મ૦ ]

### ૧૦

### 'એક જ ઉપાય'

૨૬મી ઑક્ટોબર ૧૯૪૨

"હું એક બ્રિટિશર છું અને પહેલી વાર હિન્દમાં . . . આવ્યો છું. સ્વાર્થી હેતુઓ સિવાય હિન્દને આઝાદી નહિ આપવાનું બીજું કોઈ કારણ મને જણાતું નથી."

આ એક વાક્યમાં આખાયે હિન્દી પ્રશ્નનો સરળ, સીધો અને સચોટ ઉકેલ સૂચવ્યો છે. હિન્દી મહાસભાની પણ એ જ માગણી છે. હિન્દનો કહેવાતો મવાલ પક્ષ પણ આ માગણીનું સમર્થન કરે છે. હિન્દનાં સ્ત્રીપુરુષો યુદ્ધ-પ્રયાસમાં પોતાનો સર્વોત્તમ ફાળો આપવા ટમટમી રહ્યાં છે. સારીયે દુનિયાનાં માનવતાપ્રેમી તત્ત્વો પણ આ જ માગણી રજૂ કરે છે. દુનિયાના અડંગ શાન્તિવાદીઓ પણ સ્વાતંત્ર્ય હાસલ થયે યુદ્ધપ્રયાસોમાં ફાળો આપવા એકપગે ખડા છે.

ત્યારે આમાં સામું કોણ પડે છે? બ્રિટિશ શાહીવાદના ઉપાસકો ચર્ચિલ અને એમેરી, મૅક્સવેલ અને હિન્દનાં પ્રત્યાઘાતી તત્ત્વો. આ બધા નાઝી ગુંડાગીરીનું અક્કળ અનુકરણ કરી સારાયે હિન્દના અભિપ્રાયને ચગદી નાખવા માગે છે. આ લોકનો વારસો જોહુકમી અને જોરતલબીનો છે હિન્દમાં બીજો મોરચો ઊભો કરવામાં તેઓ કૃતકૃત્યતા સમજે છે. સિંગાપુર અને મલાયામાંથી ભાગી છૂટેલા લોકના મોમાં આ બડાશ જરાયે શોભતી નથી; પણ તેઓ તો હાંક્યે જ રાખે છે. આમ ગાડું ક્યાં સુધી ચાલશે?

હકીકત અને સત્ય જ્યાં સુધી આ લોકની કાનપટ્ટી પકડી સાન ઠેકાણે લાવશે નહિ ત્યાં સુધી આ લોક હાંક્યે રાખવાના છે. અંગ્રેજ પ્રજાની એક ખાસિયત ગણાય છે કે તેઓ અતિશય અડિયલ લોક છે. બર્નાર્ડ શૉએ પ્રથમથી જ કહ્યું છે કે, આયર્લૅન્ડ સામે જેટલાં પગલાં અંગ્રેજોએ લીધાં હતાં તે બધાંયે પગલાં હિન્દીઓ સામે પણ અંગ્રેજો લેશે, પણ આખરે હિન્દને સ્વતંત્ર થવા દેવું પડશે. અંગ્રેજ પ્રજાને જો કોઈએ દગો દીધો હોય તો શાહીવાદીઓએ જ. કેટલાયે આગળપડતા અંગ્રેજ લેખકોએ ગઈ લડાઈ પછી તરત જ બ્રિટિશ સામ્રાજ્ય માટે ચેતવણીના સૂર સ્પષ્ટ અને અસંદિગ્ધ ભાષામાં કાઢેલા, પણ શાહીવાદી ટોળકીએ એના ઉપર જરાયે ધ્યાન ન આપતાં તેઓની ઠેકડી કરેલી. વ્યવહારમાં પોતાની જાતને પાવરધા માનતા સદ્ગૃહસ્થો શાહીવાદી વિચારો ઉપર ભારે મદાર બાંધી, ચાલુ વ્યવસ્થા ટકાવી રાખવા આકાશ-પાતાળ એક કરે છે; પણ નવાં બળો આગળ નમતું આપ્યા વિના આખરે તેમને ચાલવાનું નથી. ચાલુ વ્યવસ્થા અને નવી વ્યવસ્થાના સમન્વયમાં જ કંઈક સર્વપક્ષી હિત સમાયેલું હોય છે. પણ બન્ને પક્ષે ભારે ભોગ પછી જ કંઈક યોજના ઘડી શકે છે ઇતિહાસ આવા સમન્વયોની સાખ પૂરે છે. શિક્ષણ અને સંસ્કૃતિનું રહસ્ય આવા સમન્વયની જરૂરિયાત સમજી યોગ્ય સમયે વાજબી પગલાં લેવામાં સમાયેલું છે. આ સત્ય બ્રિટન આજને અવસરે નહિ સમજે તો તેની સંસ્કૃતિનો વિનાશ નક્કી છે. દબાયેલી પ્રજાઓનો અવાજ ન્યાયી સત્તાના તંત્રમાં કદાપિ મિથ્યા જતો નથી. આ અવાજ મિથ્યા નહિ જાય તેનો ચોક્કસ પુરાવો આપણને એક . . . બ્રિટિશરના ઉપર ટાંકેલા સચોટ મિતભાષી વાક્યમાંથી મળે છે. તે વાક્યમાં દલીલબાજી નથી; નગ્ન સત્ય અત્યંત સાદા સ્વરૂપમાં સીધી રીતે મુકાયેલું છે અત્યારની દુનિયાની વિચિત્ર પરિસ્થિતિમાં ઉપરનો અભિપ્રાય તે એક જ ઉપાય છે આ અભિપ્રાયનું વિશેષ મહત્ત્વ તો એ છે કે, આ અભિપ્રાય એક બ્રિટિશ લશ્કરી અમલદારનો છે. તે કોઈ એકાંતસેવી વાચનપ્રિય અધ્યાપકનો નથી; અધ્યાપકોના વિચારોની અવગણના શક્ય છે, પણ આ ઉપાય તો જવાબદાર . . . સમરાંગણ-પ્રિય સૈનિકનો છે, અને તેનું વજન વધારે પડવું જોઈએ. સ્વાર્થનાં ચશ્માં દૂર થતાં આ સત્ય સ્પષ્ટ દેખાવાનું છે. ફ્રેન્ચ લેખક પોલ રિશાર કહે છે:

"જ્યારે સ્વાર્થવૃત્તિનો નાશ થાય છે, ત્યારે જ મનુષ્યત્વનો ઉદય થાય છે"

"Where gain ends, there man begins."

૧૧

### એક જ વિચાર, એક જ આચાર

તા. ૯મી નવેંબર ૧૯૪૨

આજને બેસતે વરસે એક જ વાત ફરી ફરીને વિચારવાની રહે છે. આપણી સાલ મુબારકની ઇચ્છાઓ ક્યારે ફળીભૂત થશે તે વિચારવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે. સાલ મુબારક કહો તે સાલ મુબારકની બની જતી નથી; પણ ઘણા માણસો સાચા દિલથી તેવી ભાવના સેવે અને પ્રબળ ઇચ્છા વ્યક્ત કરે તો તેની સામુદાયિક અસર થાય એમ આપણે માનીએ છીએ. આ નૂતન વરસે આપણે હિન્દ સ્વરાજ્યની ભાવના દૃઢ કરીએ અને પરદેશીઓને જાકારો દઈએ. "હિંદ છોડી ચાલ્યા જાઓ" એ સૂત્રનો જાપ સર્વવ્યાપી બને અને તેની ભીતરનો આચાર દેશવ્યાપી બની અંગ્રેજોની નાગચૂડમાંથી આપણે છૂટા થઈ સ્વાતંત્ર્ય હાંસલ કરીએ; આવી ભાવના હિન્દનાં દરેક સ્ત્રી-પુરુષ-બાળક સેવે—આગ્રહપૂર્વક સેવે. એવી આશા દરેક સ્વદેશભક્ત વ્યક્ત કરશે. આપણે જ્યાં જ્યાં મળીએ, મન્દિરે કે ઘેર, ઓફિસમાં કે રસ્તામાં ત્યાં બધાયે આપણા મિત્રોમાં એક જ વિચારનો પ્રચાર કરીએ, ભારે વિશ્વાસ અને શ્રદ્ધાથી તેનો પ્રચાર કરીએ, કારણ કે આ વિશ્વાસ અને શ્રદ્ધા અચળ હશે તો એક જ આચાર હયાતીમાં આવશે.

(ચાલુ)

'રાષ્ટ્રપ્રેમી'

# જમીન અંદરનું પાણી

રેતાળ જમીન ઉપર ગમે તેટલું પાણી પડે તોય તે સીધેસીધું જમીનમાં ઊતરી જવાનું. રેતાળ ભાગ પૂરો થાય અને રીઢું તળ આવે ત્યાં સુધી તે નીચે ઊતર્યા કરશે. એટલે રીઢા તળ પાસેની રેતી પાણીથી તરબોળ રહેવાની. તેથી ઉપરની થોડી રેતી ખપકચરી ભીની રહેવાની અને તે ઉપરની રેતી સૂકી પડી જવાની. તરબોળ રેતીની ઉપલી સપાટીને પાણીપટ (water-table) કહેવામાં આવે છે.

આવી રીતે જમીનની અંદર પાણીપટમાં વહેતું પાણી માઈલોના માઈલો સુધી વહી છેવટે કોઈ દરિયા કે સરોવર સુધી જાય. તેના લાંબા રસ્તામાં તેને જમીનનાં બે રીઢાં તળ વચ્ચેથી પણ પસાર થવું પડે. ઉપરના રીઢા તળ ઉપર કેટલાય ફૂટ વળી કોઈ જુદી જ જાતના ખડક હોય અને છેક ઉપર જમીન હોય. આ જમીન ઉપર સારડા વડે ખોદી નળ ઉતારીએ તો તે નીચે ઊતરતાં ઊતરતાં અંદર વહેતા પાણી ઉપરના રીઢા તળને ભેદી નાખે. એટલે નીચે વહેતું પાણી તે નળીમાં ઊંચે ચઢે. આવું પાણી પાણીપટ જેટલું ઊંચું આવી શકે. એ પાણી જે મૂળ ઠેકાણેથી આવતું હોય ત્યાં પાણીપટ ઊંચો હોય તો નળીમાં પાણી ઊંચે સુધી ચડવાનું. કોઈ કોઈ વાર તો નળીના મોઢા બહાર પાણી ફુવારા માફક પણ ઊડે છે. આવા નળીવાળા કૂવાને પાતાળ-બોરિંગ કહેવાય. વીરમગામ, પાટડી અને બાવળામાં આવાં પાતાળ-બોરિંગ છે. અંગ્રેજીમાં તેને આર્ટિઝન વેલ કહે છે, આવા પાતાળ-બોરિંગનું પાણી મીઠું નીકળે તો તે વપરાશમાં ઉત્તમ ગણાય.

કોઈક ઠેકાણે જમીનની ઉપરની સપાટી નીચી હોય છે અને દૂરથી આવતા પાણીનો પાણીપટ ઊંચો હોય છે. આવો પાણીપટ જમીનમાં જે જગાએ ઊઘડે તે જગાએથી પાણીનો ઝરો વહેવા માંડે. પાણીપટ નીચો જાય તો ઝરો સુકાઈ જાય. ચોમાસામાં વરસાદ પડવાથી ફરી પાણીપટ ઊંચો આવે ત્યારે ઝરો ફરી વહેવા માંડે.

કેટલાક ઝરાનાં પાણી ચોખ્ખાં અને મીઠાં હોય છે. કેટલાક ઝરાનાં પાણી ચળકતાં હોય છે. કેટલાક ઝરાનાં પાણી હલકાં ગણાય છે, જ્યારે કેટલાંક પાણી ભારે ગણાય છે. આમ બનવાનું કારણ આપણે હવે પછી તપાસીશું.

બંસીલાલ ગાંધી

# પાનની પરિભાષા

પાન થડ કે ડાળીને વળગેલું હોય ત્યાંથી માંડી પાનના છેડા સુધીની રેખાને મધ્યરેખા કહેવાય તે આપણે જોઈ ગયા. મધ્યરેખાના ત્રણ ભાગમાંથી 'દીટું' અને 'દાંડી' સંબંધી વાત ગયા હપ્તામાં થઈ ગયેલી. હવે આપણે બાકી રહેલા ત્રીજા ભાગ 'પીઠ' અને તેને વળગતાં પાતરાં સંબંધી વિચાર કરીશું.

કેટલાંક પાનમાં પીઠ ખૂબ લાંબી હોય છે. પરંતુ મોટા ભાગનાં પાનમાં તે બહુ લાંબી થઈ શકતી નથી. કેટલાંક પાનમાં તો પીઠનો ભાગ એક બિંદુમાં જ સમાઈ જાય છે.

પીઠ ઠીક ઠીક લાંબી હોય ત્યારે તેમાંથી બે બાજુએ શિરાઓ નીકળી પાનના પાતરા ઉપર ફેલાતી જાય છે પીઠની બે બાજુએ પાતરું વળગેલું હોય તેમાં આ શિરાઓ રસને લાવવા-લઈ જવાનું કામ કરે છે. પીઠ અને શિરાની આવી રચના હોય અને પાતરું સળંગ હોય તો તેને પાંખિયું પાન કહેવાય.

જો પીઠ લાંબી ન વધતાં એક બિંદુ સ્વરૂપે જ રહે અને તે બિંદુમાંથી શિરાઓ ફૂટી જુદી જુદી દિશામા પાતરા ઉપર ફેલાય તો તે પાનને હાથિયું પાન કહેવાય.

જો પીઠ બિંદુ સ્વરૂપે રહે અને તેમાંથી શિરાઓ જુદી જુદી દિશામાં ફેલાય અને પાતરું દાંડીને કાટખૂણે ફેલાય અને દાંડીની બધી બાજુએ પાતરું વિકસે તો તેને પગિયુ પાન કહેવાય.

વડ અને પીપળાનાં પાન પાંખિયા પાનમાં ગણાય, પપૈયાનું પાન હાથિયું પાન ગણાય, જ્યારે અળવીનું પાન પગિયું પાન ગણાય.

હવે આપણે પાંખિયા પાનના જુદા જુદા પ્રકારો જોઈએ. પાંખિયા પાનમાં પીઠની બે બાજુએ પાતરું એકધારું ફેલાયું હોય છે. પરંતુ પીઠ અને પાતરું એ બે શરતમાં દોડતાં હોય તો? પીઠ લાંબી ને લાંબી વધતી જાય અને પાતરું તેટલું વધી ન શકે તો શું થાય? જો પીઠ કરતાં પાતરું સહેજસાજ પાછું પડતું હોય તો લીમડાના પાનની જેમ પાતરાંમાં દાંતા દાંતા પડી જાય. જો પાતરું વધારે પાછું પડે તો પાતરાંમાં ફાંટા પડી જાય. ગળજીભીના પાનમાં આવું જ હોય છે. પરંતુ પાતરું તેથી પણ પાછળ પડે તો છેવટે પાતરું કપાઈ તેની પાંદડીઓ જ પીઠની બે બાજુએ શિરાને વળગી રહે. આમલીના પાનમાં એવું જ હોય છે. જ્યાં સુધી પાતરું સળંગ રહે ત્યાં સુધી આખું પાન તે સાદું પાન કહેવાય. પરંતુ જ્યારે પાતરું કપાઈ જઈને પાંદડીઓ થઈ જાય ત્યારે તે પાન સંયુક્ત પાન કહેવાય. ખરું જોતાં તો તે સંયુક્ત નહિ પણ વિભક્ત જ છે. પાંદડીઓ મળી પાતરું થયું નથી, પણ પાતરું કપા પાંદડીઓ થઈ છે.

હવે હાથિયા પાનના પ્રકારો જોઈએ. તેમાં પીઠ ફક્ત બિંદુ સ્વરૂપે જ છે અને તેમાંથી શિરાઓ નીકળે છે. આ શિરાઓ ઉપર સળંગ પાતરું હોય છે. પરંતુ શિરાઓ વધ્યા કરે અને પાતરું પાછું પડે તો પાતરાના ફાંટા પડે. પપૈયાનું પાન આ પ્રકારનું છે. તેમાં પાતરાના ફાંટા પડયા છે પણ પાતરું કપાઈ જઈ પાંદડીઓ થઈ નથી.

પરંતુ પાતરું વધારે પાછું પડે તો પાતરું કપાઈ તેની જુદી જુદી પાંદડીઓ બને. શીમળાનું પાન જોઈએ તો તેની પાંચ પાંદડીઓ આ પ્રકારની જણાશે. પાંદડીઓ જુદી પડી માટે એ પાન સંયુક્ત થયું. બીલીપત્રની ત્રણ પાંદડીઓ પણ એ જ પ્રકારની છે.

પાતરાનો વિકાસ ઓછો રહેવાને કારણે ઘણી વખત શિરાને વળગેલી પાંદડી પણ સળંગ નથી રહી શકતી. તેનાય ભાગ પડી જાય છે.

પાનની પાંદડીઓ ફરી ફરી નાની પાંદડીઓમાં વહેંચાય, પાંદડીઓ બબ્બેની હારમાં જ વળગેલી હોય, અગર છેડા સુધી બબ્બેની હારમાં હોય અને છેડે ટોચની એક પાંદડી વળગી હોય, એમ તેનાં જુદાં જુદાં સ્વરૂપ ઓળખવા તે પ્રત્યેકને અલગ નામ આપવામાં આવે છે.

### પરિભાષા

મધ્યરેખા Phyllopodium  
દીટું Hypopodium  
દાંડી *Petrole or Mesopodium*  
પીઠ Epipodium  
પાતરું Blade, or Lamina  
પાંખિયું પાન A pinnate leaf  
શિરા Vein  
હાથિયું પાન A palmate leaf  
પગિયું પાન A peltate leaf  
દાંતાળું પાન A dentate leaf  
ફાંટાળું પાન A lobed leaf  
સાદું પાન A *simple leaf*  
સંયુક્ત પાન A compound leaf

**બંસીલાલ ગાંધી**

વસંતની મંજરી ફરી ડોલી રહી છે? શું મને તારા વિચાર નહિ આવતા હોય? પણ તારું ઘર દૂર છે.

ગુરુએ કહ્યું: "એ તો વિચારનો અભાવ છે. તેનું ઘર દૂર શી રીતે થયું?"

કૉન્ફ્યૂશિયસ

D

# ગુજરાત યુનિવર્સિટી તરત જ રચવી?

શ્રી. તંત્રીજી,

મુંબઈ સરકારે ગુજરાત માટે અલગ યુનિવર્સિટી સ્થાપવા અંગે જે તપાસસમિતિ નીમી છે, તે સંબંધમાં મારા વિચારો પ્રદર્શિત કરતો આ પત્ર આપના માસિકમાં પ્રસિદ્ધ કરશો તો આભારી થઈશ.

સ્વરાજ મળ્યા પછી આપણા લોકો પ્રજાજીવનના અનેક પ્રશ્નોનો ઉકેલ તરત કરાવવા બૂમો મારે છે. જે પરિસ્થિતિ કેટલાંયે વર્ષોથી ચાલી આવી છે તેને સ્વરાજ મળ્યા પછી થોડા વધુ સમય માટે સહી લેવા લેઓ તૈયાર નથી. માણસને માટે શક્ય એટલી ઝડપથી પ્રધાનમંડળો અનુકૂળ ફેરફારો કરવા મંડી પડેલાં છે. છતાં દરેક પ્રશ્નનો નિકાલ આજ ને આજ કરાવવા લોકો બૂમો પાડયા જ કરે છે. ગુજરાત માટે અલગ યુનિવર્સિટીની વાત પણ આ જ પ્રકારની છે.

ગુજરાત માટે અલગ યુનિવર્સિટી હોવી જોઈએ એવી કેટલાંક મંડળોમાં પ્રચલિત થયેલી વાત પરથી મુંબઈ સરકારે ગુજરાત યુનિવર્સિટીના પ્રશ્ન અંગે તપાસસમિતિ નીમી છે, અને એ સમિતિએ પોતાનું તપાસકાર્ય શરૂ કર્યું છે. અલગ યુનિવર્સિટી માટેની ગુજરાતની માગણી ખાસ જોરદાર ન હતી, છતાં સરકારે તપાસસમિતિ નીમી છે, એમાં અયોગ્ય ઉતાવળ થઈ છે, એમ મને લાગે છે.

મહારાષ્ટ્ર માટે અલગ યુનિવર્સિટીનો પ્રશ્ન ઘણાં વર્ષ પર હાથ ધરવામાં આવ્યો હતો. તેને અમલમાં મૂકવાનું કામ પ્રથમ પૂરું કરવું, એ જ યોગ્ય માર્ગ ગણાય. મહારાષ્ટ્ર યુનિવર્સિટી પોતાનું કામકાજ શરૂ કરી દે અને બે ચાર વર્ષની તેની કામગીરી અને તેના પ્રત્યાઘાતો જોયા પછી જ બીજી યુનિવર્સિટીનો વિચાર હાથ ધરવામાં આવ્યો હોત, તો ઘણું ઠીક થાય. મહારાષ્ટ્ર માટેની અલગ યુનિવર્સિટીનો પ્રશ્ન પૂરો છણાયેલો છે, તેને માટે નાણાં વગેરેની જોગવાઈ થઈ ગઈ છે, અને હોદ્દેદારો પણ નિમાયેલા છે. છતાં ખાસ આશ્ચર્યની બાબત તો એ છે કે, મહારાષ્ટ્ર યુનિવર્સિટીએ કામકાજ શરૂ કર્યું નથી અને કામ શરૂ કરવા અંગે હાલમાં કોઈ જાતની ઉતાવળ થતી દેખાતી નથી. તેથી શંકા થાય છે કે, મહારાષ્ટ્ર યુનિવર્સિટી કદાચ એમ તો ન કરે કે ગુજરાત યુનિવર્સિટી અલગ થયા બાદ મુંબઈ યુનિવર્સિટીને જ મહારાષ્ટ્ર યુનિવર્સિટી બનાવી લે?

મુંબઈ યુનિવર્સિટીનું કામ ઘણું મોટું થઈ ગયું છે, તે હળવું કરવું જોઈએ, એટલા ખાતર જ ગુજરાતની અલગ યુનિવર્સિટી કરવી હોય, તો તે વાસ્તવિક થશે નહિ. ગુજરાત માટે અલગ યુનિવર્સિટીનું કારણ હોય તો તે એક જ હોઈ શકે અને તે સ્વભાષાના માધ્યમનું ધોરણ. પણ તપાસસમિતિ તો હજી તપાસમાં જ છે કે, ગુજરાત યુનિવર્સિટીનું માધ્યમ કયું રાખવું. ગુજરાતી ભાષાનું માધ્યમ ન રાખવાનું હોય તો પછી ગુજરાત માટે અલગ યુનિવર્સિટીની જરૂર જ નથી. અને જો મુંબઈ યુનિવર્સિટીનું માધ્યમ ગુજરાત યુનિવર્સિટી માટે પણ રખાય તો પછી ગુજરાતની શાળા–કોલેજો મુંબઈ યુનિવર્સિટીને આધીન જ રહે તેમાં શું ખોટું? કેમ કે સમયાનુસાર ફેરફારો તો મુંબઈ યુનિવર્સિટીમાં પણ આપણે કરી શકીશું.

પણ ગુજરાત માટે અલગ યુનિવર્સિટીની વાતો કરનારાઓ પૈકી ઘણા તો માત્ર વાતો જ કરે છે અને તેઓ પોતે શું કહે છે તે સમજતા પણ નથી હોતા. ગુજરાતમાં ગાંધીજીએ સ્વતંત્ર યુનિવર્સિટી રચી. તેથી ગુજરાતની અલગ યુનિવર્સિટી માટે જો કોઈનું કહેલું આધારભૂત ગણી શકાય, તો તે માત્ર ગાંધીજીનું ગણાય. તેમણે તો સ્પષ્ટ જાહેર કર્યું હતું કે, ગુજરાતનો અલગ પ્રાંત રચાય ત્યાર પછીથી જ ગુજરાતની અલગ યુનિવર્સિટી રચાવી જોઈએ. એમના અવસાનના થોડા સમય પહેલાં જ તેમણે ગુજરાતની અલગ યુનિવર્સિટીના વિચાર સામે આપણને લાલબત્તી* ધરી ચેતવ્યા હતા.

એ જોતાં ગુજરાતનો અલગ પ્રાંત રચાય તે પહેલાં ગુજરાત માટે અલગ યુનિવર્સિટી કરવી ન જોઈએ. મુંબઈ યુનિવર્સિટીમાં આપણે જોડાયેલા છીએ જ. વિદ્યાર્થીઓનો અભ્યાસ કંઈ અટકી પડેલો નથી. તો પછી હાલના કરોકરીના સમયમાં ગુજરાતનો અલગ પ્રાંત થયો નથી તે પહેલાં અને ગાંધીજીની દૂરદર્શી

* જુઓ 'હરિજનબંધુ' તા ૨-૧૧-'૪૭માં તેમનો લેખ 'નવી વિદ્યાપીઠો,' (આ લેખ શિક્ષણના નવેંબર, ૧૯૪૭, અંકમાં આપેલો છે.)

ચેતવણીને અવગણીને ગુજરાત માટે અલગ યુનિવર્સિટી કરવાનો વિચાર કરતા પહેલાં આપણે અટકવું જોઈએ. નહિ તો આપણે અંધારામાં ભૂસકો મારવા જેવું કરીશું અને તેમ કરતાં જે અનિષ્ટો પેદા કરીશું તેમાંથી છૂટતાં આપણને ભારે પડી જશે.

તેથી હું સૂચવું છું કે, મુંબઈ સરકાર યુનિવર્સિટીના પ્રશ્ન અંગે મહારાષ્ટ્રની અલગ યુનિવર્સિટીનું કામકાજ શરૂ કરાવી દેવામાં પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે અને ગુજરાત યુનિવર્સિટી તપાસસમિતિને હાલમાં વિખેરી નાખે.

નવસારી, ઈશ્વરલાલ નાગરજી નાયક
તા. ૨૦-૭-'૪૮.

[શ્રી. ઈશ્વરલાલ નાયકનો ઉપરનો પત્ર એક ભારે મુદ્દો ઉઠાવે છે. ગુજરાતની ઉચ્ચ કેળવણીમાં રસ લેતાં ભાઈબહેનોએ તે શાંતિથી વિચારવા જેવો છે. ગુજરાત માટે પોતાનું અલગ વિદ્યાપીઠ જોઈએ, એ બાબતમાં કોઈનો વિરોધ નથી. સવાલ માત્ર એ છે કે, તે ક્યારે રચવું? કેવા પ્રકારનું રચવું?

વળી, મુંબઈ વિદ્યાપીઠથી લોક કંટાળ્યા છે એનો અર્થ શો? કેમ કે દહાડે દહાડે છોકરા તો તેમાં ભરતી થતા જ જાય છે અને નવી કૉલેજો કાઢનારા પણ એ જ જૂની ઢબે ચાલ્યા કરે છે. કોઈ કશી વાતે નવીનતા નથી કરતું. તો પછી લોક કંટાળ્યા છે એનો શો અર્થ? એનો અર્થ એ જ કે, તેમાં તેઓ કેટલાક સુધારા ચાહે છે. અને આ બાબતમાં શ્રી. ઇશ્વરલાલ કહે છે તે ધ્યાન પર લેવા જેવી વાત છે કે, મુંબઈમાં પણ સમયને અનુકૂળ સુધારા આપણે કરી શકીશું. (મુંબઈના સેનેટરો આ વિશ્વાસ રાખે તો કેવું સારું! કેમ કે મુંબઈ વિદ્યાપીઠ વિષે એમના જેટલા નિરાશાવાદી બીજા ભાગ્યે હશે.)

ભાઈ ઈશ્વરલાલ કર્ણાટક યુનિ૰ સમિતિનો પણ ઉલ્લેખ કરી શકત. છાપાં જણાવે છે કે, તે સમિતિએ પોતાનો રિપોર્ટ સરકારને સોંપ્યો છે, અને તેમાં તેણે એમ જણાવ્યું લાગે છે કે મુંબઈ ઢબની માન્યતાદાથી વિદ્યાપીઠ કર્ણાટક માટે સ્થાપવી. આથી કદાચ માનીએ કે મુંબઈ વિદ્યાપીઠનો ભાર (?) હળવો થશે. પણ કર્ણાટકનું શું રંધાશે, એ પ્રથમ મુદ્દો છે. તેને મુંબઈ કરતાં સારી સંસ્થા મળશે? તે સંસ્થા સ્વતંત્ર યુગના નવા જમાનાની સેવા કરે એવી યોગ્ય બનશે!

મહારાષ્ટ્ર અને કર્ણાટકનો ભાગ મુંબઈથી છૂટો થાય, પછી ગુજરાત પ્રદેશ જ મુંબઈ વિદ્યાપીઠ પાસે રહે. અત્યારના વચગાળામાં ગુજરાતને માટે તે ગોઠવણ બસ નથી? શ્રી. નાયકનું ચર્ચાપત્ર આવો સવાલ પૂછે છે. હજી ગુજરાતે અલગ પ્રાંત બનવાનું છે. પૂના યુનિ૰ વિષે વિચાર થયો ત્યારના જમાનાથી અત્યારનો જમાનો સાવ ફરી ગયેલો છે. આજે તો રોજ નવા નવા અને એવા મોટા બનાવો બને છે કે, યુનિ૰નો વિચાર કરવામાં કોઈ ભૂમિકા જ નથી રહેતી. એ બધું આ વચગાળાના ક્રાંતિભર્યા સમયમાં કાંઈક ઠરીઠામ થાય ત્યાર પછી આગળ જવું સારું, એવો સવાલ જે ઉઠાવ્યો છે એ પણ તપાસવો ઘટે છે.

મુંબઈનો બોજો હળવો કરવાના ખ્યાલને લઈને જ પ્રાદેશિક વિદ્યાપીઠો રચાય એ બરોબર છે? કેમ કે એને માટે બીજા રસ્તા પણ યોજી શકાય. નવી વિદ્યાપીઠો રચવા માટે નવા યુગને પોષક હોય એવું તેમનું પોતાનું જ સ્વતંત્ર કારણ હોવું જોઈએ. તે સ્પષ્ટ કરી લેવું અને તેને જ કારગત કરવા ઉપર સીધી દૃષ્ટિ રાખીને કામ કરવું જોઈએ, એ વસ્તુ તરફ પણ આ ચર્ચાપત્ર વાચકનું ધ્યાન ખેંચે છે.

સ્વભાષાનું માધ્યમ એક એવો મુદ્દો છે કે જેને લઈને આપણે કદાચ નવું વિદ્યાપીઠ જોઈએ. માધ્યમનો આ ફેરફાર કોઈ આજે કરે કે કરવા તત્પર છે, એમ લાગે છે? ખાસ એ કામ સોંપી એકરચ અને વસાહતી વિદ્યાપીઠ સ્થાપવાનો કાયદો કરી આપીએ તો તેને માટે કોઈ કેન્દ્ર તૈયાર થાય? આ સવાલ પણ આ ચર્ચામાંથી ઊઠે છે.

અને સૌથી મોટો વિચાર તો એ રજૂ થાય છે કે, પૂના વિદ્યાપીઠનો પ્રયોગ જોવા માટે કેમ ન થોભવું જોઈએ? ગુ૰ યુનિ૰ સમિતિ અત્યારે પોતાનું કામ કરે છે ત્યારે આ ચર્ચા તેના કામને મદદરૂપ થશે એવી આશા છે. —મ૰ મ૰ દેસાઈ]

પોતાની મહેનતથી કમાયેલા ભોજન જેવું મીઠું કોઈ ભોજન નથી. પછી ભલેને આખું બટકું હોય.

કૉન્ફ્યૂશિયસ

# માસિક વિવેચન

## ગુજરાતનો વિસ્તાર વધે છે

સૌરાષ્ટ્રનાં અનેક રાજ્યો (વડોદરાનો અમરેલી ઓખા પ્રાંત અને જૂનાગઢ રાજ્ય બાદ કરતાં) એક રાજપ્રમુખની હકૂમત તળે આવ્યા બાદ, બીજી રૂડી વાત હવે એ બની છે કે, પાલણપુર, રાધણપુર, ધરમપુર, વાડાસિનોર, છોટાઉદેપુર, લુણાવાડા, રાજપીપળા, બારિયા, વાંસદા, ખંભાત, ઈડર, સચીન વગેરે મોટાં કહેવાય એવાં ૧૭ રાજ્યો અને ૧૪૨ તાલુકદારીઓ મુંબઈ ઇલાકાના ગુજરાત પ્રાંતમાં મળી ગયાં છે. સૌરાષ્ટ્ર પેઠે એમનું અલગ જૂથ નથી બન્યું, પરંતુ છૂટાં છૂટાં વેરાયેલાં આ રાજ્યો ગુજરાતની પ્રાંતીય હકૂમત તળે આવી ગયાં છે. આમ ઉમેરાતો મુલક ૧૬૦૦૦ ચો. માઈલ જેટલો છે અને તેની વસ્તી ર૩ લાખ છે. તે પ્રદેશની આવક દોઢેક કરોડ ઉપરની છે. આ રાજ્યોમાંનાં કેટલાંક તેમની પાસેના ચાલુ જિલ્લાઓમાં જોડી દેવામાં આવ્યાં છે. બાકીના એકસાથે આવતાં રાજ્યોને ભેગાં કરી તેમના બે નવા જિલ્લા બનાવવામાં આવ્યા છે:

૧. બનાસકાંઠા જિલ્લો — વિસ્તાર ૯૫૦૦ ચો. મા.; મુખ્ય ગામ પાલણપુર

૨. મહીકાંઠા જિલ્લો-વિસ્તાર ૨૫૦૦ ચો. મા.; મુખ્ય ગામ હિંમતનગર.

દેશી રાજ્યો તૂટીને ગુજરાત સાથે મળી જતા આ બધા પ્રદેશોના પ્રશ્નો તેના તેના ખાસ છે. ત્યાં મધ્યકાલીન હકરાતી સમાજવ્યવસ્થા ચાલે છે. લોકશાહીનું ત્યાં ભાગ્યે જ નામનિશાન જોવા મળે. આને લીધે કેવા કેવા પ્રશ્નો જાગે તે કલ્પી લેવાનું જ રહે છે. તેમાં ખાસ કરીને આવે છે પછાત કોમોનો પ્રશ્ન: ભીલ, કોળી, ઠાકરડા રબારી, આહીર, રાનીપરજ, દૂબળા વગેરે અનેક લોકોને વરસોથી અજ્ઞાન, વહેમ અને પછાતપણામાં નાખી મૂકવામાં આવ્યા છે. આ ભાગમાં તેઓની વસ્તી વધારે છે. તેઓ સ્વતંત્ર ભારતમાં હવે સૌ સાથેની બરાબરીના હકથી આવીને ઊભા રહે છે. તેમને સાથે લઈને ચાલવાનું કામ પ્રજાકીય કેળવણી અને રચનાત્મક કાર્યક્રમ ઉપર આવી પડે છે. કહેવાય છે કે, માર્કસવાદ આવા પછાત વર્ગોમાં ઝટ વકરી શકે છે. જો માર્કસવાદ ગાંધીજીના સર્વોદય પેઠે એક સેવાવાદ હોત તો એનો વાંધો નહિ. પરંતુ આ તો એક સત્તાવાદ છે. પછાત વર્ગોને સત્તાનાં પેદાં તરીકે વાપરવામાં નથી તેમનું કલ્યાણ કે નથી દેશનું. એ વર્ગોને ગાંધીજીએ આંકી આપેલા વ્યાપક રચનાકાર્ય દ્વારા જ પહોંચવું એ બધી રીતે ઉત્તમ છે. આ મુલકોને ગુજરાત પોતામાં મેળવી લે છે, તો તેણે આ કામની જવાબદારી લીધી છે, એમ સમજવું જોઈએ.

૨૦-૭-'૪૮

## મત અને મોટર

લોકશાહી એટલે ચૂંટણી; અને ચૂંટણી એટલે મત. અને મત કેવી કેવી રીતોએ મેળવાય છે તે તો તેના અનુભવીઓ કહી શકે. પરંતુ કદાચ તેઓ બધું કહે નહિ, અને કહે તો પૂરેપૂરું ન કહે. પણ એ વળી જુદી વાતે ચડી જવાયું.

મત ઉઘરાવવા માટે મોટરોનો ઉપયોગ ખૂબ થાય છે. મતદારો મતમથકે જવાના આળસના માર્યા મત આપવા ન આવે, તેથી ઉમેદવારો તરફથી વાહન-વ્યવસ્થા રખાય છે, એ સૌને ખબર છે.

આ વિષે વિલાયતમાં એક વાદ ઊઠયો છે અને તેને અંગે પાર્લમેન્ટમાં કાયદો આવ્યો છે. વાહનવ્યવસ્થા તો ધનવાન ઉમેદવારો જ રાખી શકે. ગરીબ મજૂર ઉમેદવાર શું કરે? આથી કરીને ધનિકો બેઠે લાભ ખાટી જાય. તેનો ઉપાય શો! 'હિંદુ' પત્ર (તા. ૨૪-૬-'૪૮નો અગ્રલેખ) લખે છે કે, પાર્લમેન્ટમાં એક બિલ રજૂ કરવામાં આવ્યું છે તેની 'પ્રસ્તુત કલમનો ઇરાદો એ છે કે, ઉમેદવારો વ્યવસ્થિત રીતે મોટર-વાહનો વાપરે તેના ઉપર અંકુશ મૂકવો; પણ તેમાં એવા લોકો ન આવે કે જેઓ પોતે કે પોતાનાં કુટુંબીને માટે જ મોટર વાપરતા હોય." ચર્ચા દરમિયાન કોઈએ પૂછયું કે, મિત્રભાવે કોઈ સાથે બેસાડી જાય તે રોકાશે? જવાબ મળ્યો કે, ના. ચૂંટણી વખતે બધા મતદારોને ઉમેદવારો પોતાના મિત્રો તો માને જ છે; એટલે એમને તો લઈ જઈ શકાય! મતલબ કે, હતા ત્યાં ને ત્યાં આવી રહ્યા.

પરંતુ આમાંથી આપણે એક નોંધવા જેવું છે ખરું કે, આપણે ત્યાં ચૂંટણીઓમાં જે રીતો અજમાવાય તે ઉપર નજર રાખવી જોઈએ અને તેની અંદર આવતી અઘટિતતાઓને દૂર કરવા મથતા રહેવું જોઈએ.

આગળપડતા લોકશાહી દેશોની પ્રજાએ એ જ રીતે પોતાની ચૂંટણીનીતિને ધીમે ધીમે ઊંચે ચઢાવી છે.

૨૦-૭-'૪૮

## હિંદુસ્તાનીના પરીક્ષાર્થીઓમાં વધારો

ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સભાના પરીક્ષામંત્રી શ્રી. ગિરિરાજ કિશોર એક ખબર લખી જણાવે છે, જે સૌને કહેવા જેવી ગણાય. તે કહે છે કે, ઓગસ્ટમાં થનારી હિંદુસ્તાની પરીક્ષાઓમાં બેસનાર ઉમેદવારોની સંખ્યામાં સારો વધારો જોવા મળે છે. આ એક સરસ વસ્તુ ગણાય. એનો અર્થ એ કે, લોકોને ધીમે ધીમે, ગાંધીજીએ છેલ્લા દિવસ સુધી કહ્યા કરેલી વાત દિલમાં વસતી જાય છે કે, હિંદની રાષ્ટ્રભાષા હિંદી નથી, ઉર્દૂ નથી, પણ હિંદુસ્તાની છે; કે જે સરળ હિંદી તથા સરળ ઉર્દૂનું સુમેળ મિશ્રણ છે અને નાગરી કે ઉર્દૂ લિપિમાં લખાય છે તથા વંચાય છે.

પરીક્ષામંત્રીએ આપેલા આંકડા નીચે મુજબ છે—

| પરીક્ષા-તારીખ | પહેલી | દૂસરી | તીસરી | ચોથી | કુલ |
|---|---|---|---|---|---|
| ૧૪-૯-'૪૭ | ૩૩૪૭ | ૧૧૫૯ | ૩૨૩ | ૧૦૫ | ૪૯૫૪ |
| ૧૫-૨-'૪૮ | ૨૪૮૪ | ૧૨૨૮ | ૪૫૧ | ૮૭ | ૪૨૫૦ |
| ૨૨-૭-'૪૮ | ૩૬૦૦ | ૧૪૦૦ | ૫૬૦ | ૧૫૨ | ૫૭૧૨ |

એટલે કે લગભગ હજાર પંદરસો પરીક્ષાર્થીઓ આ વખતે વધ્યા છે. એને માટે એ સૌને મુબારકબાદી ઘટે છે.

૨૧-૭-'૪૮

## ઉચ્ચ શિક્ષણનું માધ્યમ

હિંદુસ્તાનીને અંગે એક એવો વિચાર કેટલાક રજૂ કરે છે કે, તેને ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે દાખલ કરવી જોઈએ. આથી હિંદની એકતા સચવાશે.

અને આ સાથે બીજો એક એવો અંદેશો રજૂ કરવામાં આવે છે કે, પ્રાંતભાષાઓને જો માધ્યમ બનાવશો તો, કોમી મતાધિકાર પેઠે, આ વસ્તુ ભાષા-વાર ભાગલાવૃત્તિ પ્રેરશે.

આ વસ્તુમાં ઊંડા ઊતરી વિચારવું ઘટે છે. આજે પ્રાંતભાષાઓમાં પરસ્પર કશી અદમદમિકા નથી. સૌ પ્રાંત પોતપોતાની ભાષા ખીલવે અને તે દ્વારા પોતાનાં બાળકોનું બધું શિક્ષણ ચલાવે, એ સૌને સહજ સ્વાભાવિક લાગે છે. એમાં કોઈને કોઈ સામે ઈર્ષા-અદેખાઈ નથી; માનહાનિ નથી લાગતી.

હવે હિંદુસ્તાની વિષે જોઈએ. પ્રથમ તો એનો પક્ષ કરનારા એ ભાષાના સ્વરૂપ વિષે એકમત નથી. પણ તો હિંદીને જ — એટલે કે સંસ્કૃતિપ્ર હોઈને લેવા માગે છે. આ હકીકત યુ.પી.ના અમુક જ અખબાર લોકની છે. તે જો શિક્ષણ અને રાજ્યવહીવટની ભાષા બને, તો તેનું વર્ચસ્વ વધે. એટલે કે, એક જ પ્રાંતના અમુક વર્ગના લોક આખા હિંદ ઉપર વિશેષ અધિકાર ભોગવે. અને સ્વભાષા છોડીને બીજી ભાષાના વાહનથી શિક્ષણક્રમ થાય, એને લીધે જે બગાડ થાય એ તો અલગ. પરંતુ હિંદીને જો ઉપર જણાવેલો અપરિમિત અધિકાર અને વર્ચસ્વ મળે, તો જરૂર પ્રાંતિમાં વિખવાદ જન્મે. અને બીજા અનિષ્ટો પણ ક્યાં ક્યાં જન્મે તે અત્યારે કોણ કહી શકે!

એટલે ખરું જોતાં જો ભાંગ રાખવા જેવી હોય તો હિંદુસ્તાનીને માધ્યમ તરીકે લેવામાં નથી રહેલી?

બીજો પણ એક ભય છે. માધ્યમ તરીકે બનવાનું પ્રાંતભાષાનું કુદરતી સ્થાન જો રાષ્ટ્રભાષા છીનવી લે, તો રાષ્ટ્રભાષા વિષે વિરોધવૃત્તિ ન જાગે! ગાંધીજીએ હમેશ કહ્યું હતું કે, સ્વભાષાના ક્ષેત્રમાં અને અધિકારમાં રાષ્ટ્રભાષા કદી હરીફ નહિ બને. અને શિક્ષણનું સાર્વત્રિક માધ્યમ સ્વભાષા જ હોવી ઘટે એ ગાંધીજીએ સિદ્ધાંતપૂર્વક જણાવ્યું છે.

રાષ્ટ્રભાષા આપણને આખા રાષ્ટ્રનું રાજકાજ અને આંતરપ્રાંતીય કામકાજ કરવાને માટે જોઈએ. તેથી તેને ઉચ્ચ શિક્ષણના અંત સુધી આવશ્યક અભ્યાસનો વિષય જરૂર બનાવીએ. પરંતુ શિક્ષણનું માધ્યમ બનાવવામાં તો ભારે ભૂલ થાય.

૨૨-૭-'૪૮

## યુનિવર્સિટીની પ્રારંભિકતા

મુંબઈ વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. ટોન્ગરોરીએ 'યુનિવર્સિટીઓ અને તેમના પ્રશ્નો' એ વિષે એક અંગ્રેજી પુસ્તક બહાર પાડ્યું છે, તેનો પરિચય આપતી સમાલોચના જોવા મળી. તેમાં યુનિવર્સિટીની જે મજેદાર વ્યાખ્યા લેખકે કરી છે તે ઉતારી છે:—

"યુનિવર્સિટી એ એવા લોકોનું મંડળ છે કે જેઓ જ્ઞાનનાં પ્રચાર તથા વૃદ્ધિ કરવાના કામમાં રોકાયેલા હોય છે, અને એમને (તેને માટે) પગારની રકમ મેળવવા કરવામાં આવેલ હોય છે."

અને સમાલોચક કબૂલ કરે છે કે, આ નવી જાતની વ્યાખ્યા બીજી કોઈ વ્યાખ્યા જેટલી જ સંતોષકારક છે. એ વ્યાખ્યામાં શ્રી. ટોન્ગરોરી યુનિવર્સિટીને ઘટે એ લક્ષણો જરૂરી માને છે —

૧. જ્ઞાન-પ્રસાર અને વૃદ્ધિનું કામ.

૨. તેને માટે રાજ્યમાન્યતા કે કાનૂની પટો.

વિદ્વાન અને વિદ્યાભ્યાસંગી લોકોનું મંડળ બને તેની સાથે જ એ 'વિદ્યાપીઠ' બને છે. અને જો તે સંગીન કામ કરે તો પ્રજામાન્ય બને, જેને લઈને રાજ્યાશ્રય તેને આપોઆપ મળે એમ બને. એટલે પહેલા લક્ષણની સરખામણીએ જોતાં, કાનૂની પટો એ ગૌણ લક્ષણ હોવું જોઈએ. પરંતુ હિંદમાં અંગ્રેજી રાજ્ય તળે નોકરીવષુ વિદ્યાપીઠો રચાઈ તેમાં કાનૂની પટાથી પહેલ થઈ. કાનૂની પટાને લેખક આટલો મોટો દરજ્જો આપતા હશે તે આથી કરીને?

બીજી એક વાત એ ધ્યાન પર આવે છે કે, વિદ્યાપીઠનું કામ કરવાને માટે, તેને પ્રદેશમર્યાદા હોવી જોઈએ, એવું વ્યાખ્યામાં જરૂરી નથી મનાયું. આ કહેવાની જરૂર એટલા માટે લાગે છે કે, આજે 'પ્રાદેશિક' વિદ્યાપીઠો રચવાની વાત ચાલે છે. વિદ્યાપીઠો માટે કાનૂન દ્વારા પ્રદેશ નક્કી કરવો જોઈએ? [વિ]દ્યાપીઠ વિદ્યાધામ છે, વિદ્યારાજ્ય નથી; અથવા [કો]ઈ પ્રકારે જો તે રાજ્ય છે તો તે વિદ્યાના સહજ [પ્રી]તિ હૃદયબળનું રાજ્ય છે. પુસ્તકના સમાલોચક આ [બા]બતમાં એક ઇશારો કરે છે: તે કહે છે કે, આપણી [એ]ક રાષ્ટ્રીય સંસ્કૃતિને અનેક 'પ્રાદેશિક સંસ્કૃતિઓ'માં [વિ]ભાગલા કરવાની વાત ભારે ખતરનાક છે. વિદ્યાપીઠ [મા]ટે કાનૂની પ્રદેશબંધી રાખવી, અને તે ઉપરાંત [આ]ગળ જઈ તે પ્રદેશની ખાસ સંસ્કૃતિ છે, જેનો તે [વિ]દ્યાપીઠનું સંશોધન કરી વિકાસ કરવાનો છે એમ કહેવું,— એ આજે હવામાં બધે ચાલે છે. 'નવી વિદ્યાપીઠો કાઢવાના વા' વાય છે તે વખતે આ બાબતમાં સાવધાન રહેવું જોઈએ.

૨૧-૭-'૪૮

**પરદેશી પદવીની કદર**

છાપાંમાંથી એક ખબર જાણવા મળે છે કે, મુંબઈ સરકારે વિલાયતની ટી. ડી. પદવી મેળવનાર શિક્ષકને માટે એવો આંતરો પાડ્યો છે કે, તેને એક કે બે પગલાં ખાસ પગારબઢતી મળે. આ જો સાચું હોય તો એ સારું નથી. બીજું તો કાંઈ નહિ, એમાં આપણી જ માનહાનિ રહેલી છે. ૧૯૩૭-૩૮માં કૉંગ્રેસ સરકારે પણ આમ જ વિચાર કરેલો અને એ પ્રકારની ખાસ જાહેરાત કરેલી. જો ઉપરની ખબર સાચી હોય તો હવે ૧૯૪૮માં તેમાં ફરક શું કામ થાય છે?

તે વખતે 'શિ. સા.'–માં 'ધન્યવાદ' મથાળે લેખ લખી સરકારની એ જાહેરાતને આવકાર આપેલો. ઉત્સાહી વાચક એ લેખ નવેંબર, ૧૯૩૯, ના 'શિ. સા.'માં જોઈ લે. નીચે તે સરકારી જાહેરાતનો સાર જે બહાર પડેલો તે ઉતારવામાં આવે છે:—

"તાજેતરમાં સરકારે જોયું કે, હિંદી વિદ્યાર્થીઓ હુન્નરકળા વિનાની બીજી સામાન્ય વિદ્યાઓ ભણવા વિલાયત જતા વધતા લાગે છે. તેમાંના કેટલાય ટી. ડી. થાય છે કે અર્થશાસ્ત્ર યા બીજા વિષયોની પદવી લે છે. સરકારને લાગે છે કે, આ પ્રાંતની કેળવણી આ વિષયોમાં પૂરતી ખીલેલી છે, અને હિંદી વિદ્યાર્થીઓ એની વિલાયતની પદવીઓ લીધે કશો ખાસ લાભ નથી મેળવતા; પરંતુ જનાર વિદ્યાર્થીઓ એવું માનતા લાગે છે કે, વિલાયતની પદવીની હિંદમાં વધારે કદર થશે અને તેના જેવી દેશી પદવીવાળાઓ કરતાં પોતાને નોકરીમાં પહેલી પસંદગી મળશે.

"સરકાર માને છે કે, આ ખોટો ખ્યાલ દૂર કરવાનો સમય હવે આવ્યો છે. તેથી ચોખવટ કરવામાં આવે છે કે, નોકરીમાં દેશી વિલાયતી પદવીઓનો ભેદ નહિ કરવામાં આવે. વળી સરકારને લાગે છે કે, બનતા સુધી હુન્નરકળાના શિક્ષણ માટે જ વિદ્યાર્થીઓ પરદેશ જાય. પણ, સામેથી સરકારની એમ પણ ઇચ્છા નથી કે, તે સિવાય પણ પરદેશ ભણવા જવા ઇચ્છનારા પર તેણે કશાં રોકાણો મૂકવાં. ઇરાદો એટલું જ ચોખ્ખું કરવાનો છે કે, પરદેશી પદવી સરકારી નોકરીમાં અવશ્ય કરીને કશો લાભ દેશે નહિ."

**વાર્ષિક સાહિત્ય સમીક્ષા**

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, ના મંત્રીએ નીચેની વિનંતી પ્રસિદ્ધ કરવા મોકલી આપી છે:—

"ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષે બે વિભાગમાં વહેંચી નાંખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છે:—

**વિભાગ પહેલો:**

કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મતત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ વગેરે.

**સમીક્ષક:**

શ્રી. રામપ્રસાદ શુક્લ, નૂતન સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ ૬

**વિભાગ બીજો:**

વિજ્ઞાન—ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીય સાહિત્ય વગેરે.

રાજુ મોટે ભાગે આર્ય સન્નારીનું એક બીબું છે. પણ કાળુ વધારે જીવંત વ્યક્તિ છેઃ એના શરીરમાં ગુરાતન અને ભીમસેની તાકાત હોવા છતાં મનમાં જેમ સતત વિચારશીલતાની અને દુશ્મનનું દષ્ટિબિંદુ પણ કલ્પવાની અને વિચારવાની કર્મને મારી નાખનારી વૃત્તિ છે, એમ એના કામતંત્રમાં અમુક અપુરુષાતન પણ પડેલું છે. કદાચ એ અપુરુષાતન જ, લેખકને મન, દોષરૂપ જણાતા પાત્ર-લેખનમાં ઉપર્યુક્ત બંને મુદ્દાઓને સાચા ઠરાવનારું કારણ હોય. નહિ તો રાજુ જેવું પ્રેમપાત્ર જ્યારે મોઢે ચડીને એને એમ કહે કે હું જો પુરુષ હોત તો મને અનાજના બદલામાં ફસાવવા ફરનાર પેલા વાણિયાને હું જાનથી મારી જ નાખત ત્યારે એ ફક્ત વિચારમૂઢ થઈને જ ન બેસી રહેત.

ગ્રામજીવનના અને ગ્રામભાષાના રસિક અભ્યાસીઓએ લોકસાહિત્યના અને બીજા રસિયાઓની જેમ ભાષાશુદ્ધિ-અર્થે એટલો સંયમ કેળવવો જોઈએ કે જેથી સંવાદની ભાષામાં ગમે એવા પ્રાંતિક, સ્થાનિક કે ગ્રામ્યાદિ શબ્દા-દિવાળી ભાષા જરૂર પ્રમાણે ભલે દેખા દે, લેખકની પોતાની ગણાય એ ભાષામાં તો શિષ્ટભાષા જ પ્રવર્તે. ભાઈ પન્નાલાલ પટેલને પણ જેમ એ યાદ કરાવવાની જરૂર રહેતી લાગે છે, એમ જ આ ગ્રંથના પ્રતિષ્ઠિત મુદ્રક અને પ્રકાશકને એટલું યાદ કરાવવાની જરૂર લાગે છે કે માનવીની અને એનીની ભવાઈની આ સુંદર કથાના મુદ્રણ અને પ્રકાશનમાં મુદ્રણ-પ્રકાશનની પણ ભવાઈ જેવું જોવામાં આવે છે એ દુઃખની અને શરમની વાત છે. પ્રકાશક અને મુદ્રક બંને ઉચ્ચ કોટિના હોવા છતાં આમ બન્યું છે, એથી જ અત્રે બે શબ્દો આકરા લખવા પડે છે. એવી તે શી ઉતાવળ, અથવા તો વાચકોની ભાષા-શુદ્ધિ વિષેની રસવૃત્તિની એવી તે શી અવમાનના ગુજરાતમાં ચાલી રહેલી છે કે ખરાબ રીતે પ્રૂફ જોઈને ઠેકડેકાણે પુસ્તકને આમ બગાડી નખાય છે? જેટલી સુંદરતાની અને બીજાં સાત સુશોભનોની જે ચિંતા રખાય છે એના સાતમા ભાગની ચિંતા પણ લેખકનું લખ્યુંલખાણુ સાચી ને સારી રીતે છાપવાની ને પ્રકટ કરવાની ચિંતા રખાય તો ગુજરાતી સાહિત્યનું પ્રકાશન એની એક મોટામાં મોટી ખોડમાંથી બચી જાય. ધોતિયાની પાટલીની કે ઈસ્ત્રીની ગડીની, કે બીજી એવી ઝટ નજરે ચડતી હજારો દેખાવની ઝીણવટોભરી સફાઈઓ સાચવવામાં જો સંસ્કારિતા કે નાગરિતા હોય તો નિર્દોષ મુદ્રણમાં પણ જરૂર એક પ્રકારની સંસ્કારિતા છે કે નાગરિકતા જ રહેલી છે.

**પાનેતરના રંગ** : લે૦ શ્રી પન્નાલાલ પટેલ, પ્ર૦ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ; મુંબઈ નં. ૨, પૃ. ૨૪૮; કિં. રૂ. ૩-૮-૦.

માનવીની ભવાઈ એ ૧૯૪૭નું પ્રકાશન છે. અને આ ૧૯૪૬નું પ્રકાશન છે. એ રીતે જોતાં ચૌદ ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ ઉપરોક્ત નવલકથાની અગ્રણટુકડી જેવો છે. આમાંની ઘણીખરી વાર્તાઓ સુંદર છે. 'મહેણાની મારેલી,' 'પ્રભુ જે કરે છે તે સારા માટે,' 'જીવતર પર ખોયલું' અને 'બે વરસ' એ એમાંની સારામાં સારી વાર્તાઓ છે. બીજી એક સારી પણ ભિન્ન કોટિની વાર્તા મનહર નામક છે. એ સુંદરમની નાગરિકાનું સ્મરણ કરાવે એવી છે. 'શંકરકાકાએ કરેલું ધીરાનું વેવિશાળ' પણ છલકતા હાસ્યરસથી ભરેલું છે. 'બે વરસ' માંનો ખેમો પાઠકસાહેબની 'ખેમી'ની જ જેમ કદાચ સૌથી વધારે જીવતા સર્જાયેલું પાત્ર છે.

ચૂ૦

## સાભાર સ્વીકાર

ગતિ પ્રકાશન લિ. ઘોકાંટા, અમદાવાદ; તરફથીઃ

**ધુમ્રસેરઃ** લે૦ પા૦ ગુલાબદાસ બ્રોકર, ધનસુખલાલ મહેતા કિં. ૧-૦-૦; **દુનિયાની દૃષ્ટિએ** : સં. અબ્દુલ હમીદ કુરેશી, પુરુષોત્તમ ગણેશ માવલંકર કિં. ૦-૮-૦; **મોતી** : અનુ૦ જયંતી દલાલ કિં. ૦-૧૨-૦.

ગુ. વ. સોસાયટી, અમદાવાદ; તરફથીઃ

**માનસરોગવિજ્ઞાન** : લે૦ ડૉ. બાળકૃષ્ણ અમરજી પાઠક; કિં. ૧-૦-૦; **પ્રાચીન ગુર્જર કાવ્ય** : સંપા૦ અધ્યાપક ભોગીલાલ જ. સાંડેસરા કિં. ૨-૦-૦.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; તરફથીઃ

**અખંડાનંદ પંચાંગ અંક** : તંત્રીઃ સોપાન સંપાદકઃ શાસ્ત્રી હિંમતરામ મહાશંકર જાની કિં. ૦-૮-૦; **દલપતરામની કવિતા** : સંપા૦ અ૦ કેસવરામ કા. શાસ્ત્રી કિં. ૦-૧૦-૦; **ચંદ્રહાસ** : પ્રયોજક: વિષ્ણુદેવ સકળેશ્વર પંડિત કિં. ૦-૩-૦; **જીવનચર્યા** : પ્રયોજક, વિજયશંકર ધનશંકર મુનશી કિં [illegible] ૦; **યક્ષ અને યુધિષ્ઠિર** : લે૦ વિષ્ણુદેવ સ[illegible] કિં. ૦-૩-[illegible]

અનડા બુક ડેપો, બાલ[illegible] તરફ[illegible]

**નવયુગ ગણિત** : [illegible] અનડા [illegible] ૦-[illegible]

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये



સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાળદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)



વર્ષ ૧૦ — અંક ૮

ઓગસ્ટ — નવજીવન, અમદાવાદ — ૧૯૪૮

# શિક્ષણ અને સાહિત્ય

ઑગસ્ટ, ૧૯૪૮

વર્ષ ૭ અંક ૮

## અનુક્રમણિકા

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૭—અંક ૮] અમદાવાદ [ઑગસ્ટ, ૧૯૪૮


## સેવકનો સાચો ધ્યાનમંત્ર

શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયની પ્રાર્થનામાં નીચેનો શ્લોક લેવામાં આવ્યો છે:—

न त्वहं कामये राज्यं
न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां
प्राणिनामार्तिनाशनम् ॥

હું નથી રાજ્યની ઇચ્છા કરતો, કે નથી સ્વર્ગની કરતો. અરે, મોક્ષનીયે મને ઇચ્છા નથી. ...ી તવાયેલાં પ્રાણીમાત્રની પીડા દૂર થાય, એટલું જ હું ઇચ્છું છું.'

આ મહાન શ્લોકને પૂ. ગાંધીજીએ આશ્રમની સવારની પ્રાર્થનામાં સ્થાન આપ્યું છે. દરેક માનવતા-પ્રેમી સજ્જન આ ભાવને પસંદ કરશે જ. પરંતુ જે સેવક છે—સેવક થવા માગે છે, તેણે તો એ ખાસ પસંદ કરવો જોઈએ. તેને માટે આ મંત્ર ટૂંકમાં તેનો સાચો ધ્યાનમંત્ર છે.

સામાન્ય રીતે માણસો શું ઇચ્છના જીવનમાં ગુજારો કરે છે? સુખ, સમૃદ્ધિ, આરામ. એનો જ આદર્શ તે સ્વર્ગ. મનુષ્ય પોતાનાં કર્મ આ દૃષ્ટિએ ન કરે; કેમ કે એ સ્વાર્થી ટૂંકી દૃષ્ટિ છે. સેવકને તો તે છાજેય નહિ.

બીજો અને પરમ કહેવાતો આદર્શ કે પુરુષાર્થ તે મોક્ષ. સમજદાર મનુષ્ય જાણે છે કે, છેવટે મનુષ્યે બંધનથી મુક્તિનો અનુભવ કરવાનો છે. બુદ્ધ ભગવાન પેઠે તે સમજે કે, આત્યંતિક દુઃખનિરોધ કર્યા વગર છૂટકો નથી. પણ એ ઇચ્છયે શું વળે? એને માટે મથવું જોઈએ, સાધના કરવી જોઈએ. એ કરનાર પછી નિશ્ચિંત થઈ જાય, કેમ કે અંતે તેને સિદ્ધિ મળે જ.

આ સાધન સેવા જ છે: પારકાનાં દુઃખો દૂર કરવામાં પોતાના જીવનને જોડવું, એમાં જીવનની સફળતા છે. સેવક એ સમજીને મચ્યો રહે છે. એ જ એનું લક્ષ્ય બને છે.

શરૂમાં, રાજ્ય ન જોઈએ, એમ કહ્યું છે. આ પણ એક મહત્ત્વનો ઇનકાર છે. રાજ્ય એટલે સત્તા. મનુષ્યમાં બે મોટી વાસના છે—ભોગ ને ઐશ્વર્ય કે સત્તા. ભોગનો ઇનકાર 'સ્વર્ગ' પદથી કર્યો; સત્તાનો ઇનકાર 'રાજ્ય' પદથી કર્યો છે. બાદ રહે છે ચરમ હેતુ—મુક્તિ. તે પણ ન જોઈએ, કેમ કે એને પણ અજ્ઞાનવશ થઈને કેટલાક કેવળ સ્વાર્થપૂજા કરી મૂકે છે, એવું જોવામાં આવ્યું છે. તેના કરતાં એનું સાચું સાધન જે પરોપકાર કે સેવા, એ જ ગ્રહણ કરવા જેવો આદર્શ છે, એમ આ શ્લોક ટૂંકમાં જણાવે છે.

આજે દેશમાં રાજસત્તા લોકોને હાથ આવી છે ત્યારે અત્યાર સુધી પ્રજાની સેવામાં પડેલા સેવકોએ પણ આ ટૂંકડા શ્લોકમાંથી ઘણું સમજવાનું છે. જેમણે સેવકની દીક્ષા લેવી છે, તેમણે તો એનું સતત મનન કરવું જોઈએ.

• આ લેખ સ્વરાજની પહેલી સંવત્સરીએ મું૦ મહાદેવભાઈની પુણ્યતિથિને દિવસે બહાર પડે છે. સ્વરાજ આજે ઉપરના મંત્રના ભાવથી ભરેલી સેવા માગે છે. અને મહાદેવભાઈનું જીવન જોઈએ તો તે આ જ મહાભાવથી ભરેલું સેવાજીવન હતું.

[મ. દે. સ મહાવિદ્યાલયના હસ્તલિખિતમાંથી]

મગનભાઈ દેસાઈ

૧૩-૮-૧૯૪૮

# શાસ્ત્રની ગૂંચો

એક ભાઈ લખે છે:

"નીચેનો પ્રશ્ન મેં ગાંધીજીને તા. ૨૨-૧-'૪૮ને દિવસે પત્રથી મોકલેલો. પરંતુ તેનો તેઓ જવાબ આપે તે પહેલાં તો પ્રભુએ તેમને આ દુનિયામાંથી ઉપાડી લીધા. હવે આપને એ પ્રશ્નનો જવાબ આપવા વિનંતિ કરું છું.

"અહીં થોડાક વખત પર વ્યાખ્યાતાએ ગીતા ઉપર ભાષણ આપતાં કહ્યું કે: 'ગીતા એવો ગ્રંથ છે કે જેમાંથી દરેક માણસ પોતે ધારેલી વસ્તુ માટે આધાર મેળવી શકે. ગાંધીજીને તેમાં અહિંસા દેખાય છે. જે ગ્રંથમાં ભગવાન કૃષ્ણ અર્જુનને લડાઈમાં પ્રવૃત્ત થવા સ્પષ્ટ રીતે આદેશ આપે છે, તે પુસ્તકમાંથી અહિંસાનો અર્થ કેવી રીતે નીકળી શકે? કાલેલકર જેવા લેખક પણ કહે છે કે, ગીતામાં યુદ્ધનો આદેશ એ તો એક રૂપક છે. તેની પાછળ રહેલું મૂળતત્ત્વ તો અહિંસાનું છે. પરંતુ આ ખોટી અને વધુપડતી ખેંચાખેંચ છે. આમ માનનારાઓ સત્યને ઉવેખી રહ્યા છે. ગીતામાંથી કોઈ કાળે અહિંસાનો આદેશ મળી જ ન શકે.'

"ભાષણ બાદ અમારા અધ્યાપકશ્રીએ પણ જણાવ્યું કે, વ્યાખ્યાતાની વાત સાચી છે, અને આ બાબતમાં ગાંધીજી ભીંત ભૂલે છે. માટે આ વિષે આપ ખુલાસો કરશો, અને જે શ્લોકોમાં આપને અહિંસાનું દર્શન થયું હોય તે ટાંકી વધારે ચોખવટ કરશો."

દુનિયામાં કોઈ એવો ધર્મગ્રંથ નથી કે જેના તે તે ગ્રંથોના વિદ્વાનોએ પરસ્પર વિરોધી અર્થ કર્યા ન હોય. અખાએ જેમ વેદાંત વિષે કહ્યું છે કે "દ્વૈત-અદ્વૈતનો ઊંડો કૂવો; ઝઘડો ભાંગી કોઈ ના મૂઓ," તેમ બીજા અનેક બાબતોના મતોને લાગુ પડે છે. યુનાઈટેડ સ્ટેટ્સમાં પાદરીઓનો એક પક્ષ ગુલામીની પ્રથાને ધર્મમાન્ય ઠરાવનારો હતો, અને બીજો હતો ધર્મ-વિરોધી ઠરાવનારો! કુરાનનાં અનેક વાક્યો વિષે એમ છે. તેમ જ ગીતા વિષે

શાસ્ત્રો અને શાસ્ત્રીઓની આ માયામાંથી છૂટવા માટે આપણે આપણા જ વિવેકથી તે પ્રશ્નનો નિર્ણય કરવો રહ્યો. જો વિવેકના નિર્ણયથી શાસ્ત્ર વિરોધી જ હોય તો એ શાસ્ત્ર છોડવું રહ્યું. જો શાસ્ત્રનો અર્થ વિવેકને અનુકૂળ થઈ શકતો હોય તો તે અર્થ લેવો ઘટે. અર્થાત્, છેવટનું પ્રમાણ શાસ્ત્ર નહીં, પણ આપણો શુદ્ધ વિવેક.

હિંસા કરવાનું શીખવવા માટે શાસ્ત્રની જરૂર પડતી નથી. ચોરી, વ્યભિચાર, માંસાહાર, દારૂ, અસત્ય વગેરેમાં પ્રવૃત્ત થવા માટે ધર્મગ્રંથની જરૂર ન હોય. તેને માટે તો દિલ-ઉશ્કેરનારાં પુસ્તકો, ભાષણો, સિનેમા વગેરે બસ થાય. ધર્મ કુપ્રવૃત્તિઓમાંથી અટકાવવા માટે હોય, સત્પ્રવૃત્તિઓમાં પ્રેરવા માટે હોય. ગીતાનું ધ્યેય જો શીખવી શીખવીને ઠોરવોનો સંહાર કરવા અર્જુનને પ્રેરવો એટલું જ હોય, તો તેને ધર્મગ્રંથ કે શાસ્ત્ર સમજવાની કે એટલું મહત્ત્વ આપવાની કશી જ જરૂર નથી. હિટલર કે ચર્ચિલ વગેરેનાં લડાઈ-પ્રેરક ભાષણોના જેટલી એની કિંમત ગણો અને છોડી દો. ધર્મને શોધવા માટે કોઈ વધારે સાત્ત્વિક અને ઊંચો ગ્રંથ શોધો.

ગાંધીજી ભીંત ભૂલે છે એમ કહેનાર વધારેમાં વધારે એટલું જ ખાતરીપૂર્વક કહેવા માગે છે કે, ગીતાનો અહિંસાવાદી અર્થ કરવામાં ગાંધીજી ભૂલે છે. પણ ધર્મનું ધ્યેય માનવને હિંસામાંથી અહિંસા પ્રત્યે લઈ જનારું હોય કે અહિંસામાંથી હિંસા પ્રત્યે, એ વિષયમાં ગાંધીજી ભૂલે છે એમ નહીં કહી શકે. અને ગીતાનો અર્થ શો છે એ ઠરાવવું એટલું મહત્ત્વનું નથી, જેટલું ધર્મનું ધ્યેય શું છે એ ઠરાવવું મહત્ત્વનું છે. ગાંધીજીનો અર્થ ભલે ખોટો રહ્યો, એમનો પગ ધર્મના સ્થિર ખડક ઉપર છે; જ્યારે પેલા સજ્જન ભીંત બરાબર જુએ છે, પણ પગ નીચેનો પાયો ખસી જાય છે તે પોતાની ભૂલ જોઈ શકતા નથી.

ગીતામાંથી હિંસા–અહિંસા શોધવાની ભાંજગડમાં હું કદી પડ્યો નથી. ગીતાને આવી રીતે ચૂંથવાનો મેં પ્રયત્ન કર્યો નથી.

ગીતા મેં વાંચવા માંડી તે પહેલાં જ હું અહિંસા-ધર્મી થયેલો હતો. એટલે ગીતામાંથી મારે અહિંસાનું દર્શન કરવાપણું નહોતું. પણ ગીતાના ૧૩મા અધ્યાયમાં જ્ઞાનીનાં લક્ષણ કહ્યાં છે, ૧૨મામાં ભક્તનાં લક્ષણ કહ્યાં છે, ૧૬મામાં દૈવી અને આસુરી સંપત્તિઓ

ગણાવી છે, તે બધામાં અહિંસાને જ દૈવી સંપત્તિ, જ્ઞાન અને ભક્તિનું અંગ ગણાવ્યાં છે, હિંસાને નહીં.

વળી, પાંચ હજાર કે બે હજાર વર્ષ પર આપણા પૂર્વજોએ ધર્મનો જેટલો વિચાર કર્યો, ત્યાં જ તમારે ને મારે થોભવાનું છે શું?

નવી દિલ્હી, ૨-૮-'૪૮ — કિશોરલાલ મશરૂવાળા

# નવી તાલીમનું રહસ્ય

(હિંદુસ્તાની તાલીમી સંઘની તા. ૧૯-૩-'૪૮ની સભામાં આ૦ કૃપાલાનીજીએ આપેલા ભાષણમાંથી.)

વિનોબાજીએ મને હુકમ કર્યો કે નવી તાલીમ પર હું કંઈક બોલું. પરંતુ તેને અંગે હું પહેલેથી કોઈ વ્યવસ્થા કરીને નથી આવ્યો. મેં નવી તાલીમ પર પુસ્તક* લખ્યું છે, પણ મેં તેમાં શું લખ્યું છે તે આજે મને પણ યાદ નથી. એક વાર મારા મનમાં જે આવી ગયું તે મેં લખી નાખ્યું છે અને ત્યાર પછી તે પુસ્તકનું દર્શન પણ મેં નથી કર્યું. મને યાદ આવે છે કે, તે પુસ્તકમાં એક અધ્યાય પાયાની કેળવણી વિષે છે, જેમાં બતાવ્યું છે કે નવી તાલીમ કેવી જૂની વસ્તુ છે.

આ કોઈ ખાસ નવી વસ્તુ નથી. મને જ્યાં સુધી યાદ છે, એનાં મેં બે પાસાં રાખ્યાં છે: પહેલું એ છે કે માણસ શીખતો કેવી રીતે? એટલે કે આપણે ત્યાં તાલીમ કેવી રીતે આવી? જેવી રીતે બીજી બધી વસ્તુઓ આવી છે, તાલીમ પણ તેવી જ રીતે આવી છે. આ વસ્તુને હું એક દાખલો આપીને સમજાવવા ઇચ્છું છું. આપણી પાસે દાક્તરી વિદ્યા કેવી રીતે આવી છે? માણસ માંદો પડ્યો, કેટલીયે જાતના પ્રયોગ કરવામાં આવ્યા. કોઈ ને કોઈ પ્રયોગથી તે ઠીક થઈ ગયો. ત્યાર પછી આપણે એક સાધારણ નિયમ બનાવ્યો કે, ફલાણી બીમારી માટે ફલાણી દવા આપવી જોઈએ. મતલબ એ કે, પહેલાં ક્રિયા થાય છે, ત્યાર પછી સિદ્ધાન્ત બને છે. અને એવો સિદ્ધાન્ત આગળ જઈને એક મોટા તત્ત્વજ્ઞાનનું રૂપ ગ્રહણ કરે છે. એટલે કે, આ બધાંનો પાયો જમીન પર છે. જમીન પર પગ રાખીને આપણે આસમાન સુધી ઊડી શકીએ છીએ. પછી ધીરે ધીરે શું થયું? માણસ એ ભૂલતો ગયો કે તેનો પોતાનો પગ જમીન પર છે અને એમ વિચારવા લાગ્યો કે આકાશમાં ઊડી રહ્યો છું. પરંતુ તે આમ ક્યાં સુધી ઊડી શકે છે? હવે જ્યારે તાલીમમાં સુધારાનો સવાલ આવે છે અને તમે આ કામ કરવા ઇચ્છો છો ત્યારે આપણે જમીન પર જ આવવું છે.

આપણા જીવનની જરૂરત માટે આ બધાં કામ થાય છે. કામ કરતાં કરતાં આપણને એક આદત પડી જાય છે અને તે જ આદત લાંબા વખત પછી એક રૂઢિ બની જાય છે. પરંતુ માણસ ઘણું કરીને એ ભૂલી જાય છે કે, આદત પહેલાંની પેલી શી વસ્તુ હતી? એક નાની વાત લઈએ. આપણે નાહવાની આદત શા માટે પાડી? સફાઈ માટે. પરંતુ મેં ઘણા માણસોને જોયા છે, જે સ્નાન તો કરે છે પણ પોતાની સફાઈ નથી કરતા, પાડોશીઓ માટે પણ ગંદકી કરે છે. આ રીતનું કામ માણસને ફાયદા કરતાં નુકસાન જ કરે છે. પરંતુ આ રૂઢિમાં આપણે સુધારો કરવા ઇચ્છીએ તો આપણે શું કરવું જોઈએ? રૂઢિની મતલબ શું છે? રૂઢિની મતલબ વિષે તો મેં ઉપર ઉલ્લેખ જ કર્યો. પરંતુ જે દૃષ્ટિવાળો માણસ હોય છે તે આ જૂની વાતોને જ ફરી ચોખ્ખી કરે છે, જેથી તેમાં અસલી ચેતના આવે છે અને નવો પ્રાણ પેદા થાય છે. આ પ્રમાણે તે પુરાણી વસ્તુને ફરી સ્થાપિત કરે છે, પરંતુ એક ઊંચા થર પર. આ રીતે માનવતાની ઉન્નતિ થાય છે. તાલીમ પણ આ રીતે નીકળી, વેદ અને પુરાણ બધાં એમ નીકળ્યાં. કારણ કે દુનિયામાં આપણે કંઈક કામ કરવું હતું અને પોતાની જરૂરતોને પૂરી કરવી હતી. આ જ કારણથી માણસે કામ કરવું શરૂ કર્યું, અને કામ કરતાં કરતાં તેણે તેનું એક શાસ્ત્ર પણ બનાવ્યું. પરંતુ જે જમીનમાંથી આપણે પેદા થયા હતા તેને જ આપણે ત્યજી દીધી અને સમજવા લાગ્યા કે આસમાન ઉપર

* એ પુસ્તકનું નામ છે—'સર્વોદયની કેળવણી', કિંમત રૂ. ૧-૪-૦ (પ્ર૦ નવજીવન, અમદાવાદ.)

ચાલીએ છીએ. જે નક્કર વસ્તુમાંથી આપણને આ તાકાત મળી તેના તરફ નજર ન રાખતાં આપણે તરંગોની દુનિયામાં ચાલ્યા ગયા.

જ્યારે જ્યારે તાલીમમાં ક્રાન્તિનો સવાલ આવ્યો, ત્યારે ત્યારે યુરોપના લોકોએ એ જ કર્યું કે, જ્યાંથી તાલીમ શરૂ થઈ તે જ જગ્યા પર ગયા અને તેની પાયાની વસ્તુને લઈને એક ઊંચા થર પર તેને મૂકી. આ પ્રમાણે કામ કરતાં કરતાં અને જરૂરતોનો ખ્યાલ કરતાં કરતાં એક પ્રકારના પ્રાથમિક સિદ્ધાન્ત ઉપર આપણે આવી પહોંચ્યા કે, આ રીતે આપણને જે મળે છે તે જ આપણી પાસે રહે છે અને તે જ યોગ્ય રીતે બનેલુ રહી શકે છે. જ્યારે આપણે દુનિયાના સવાલોનો તોડ લાવી શકીશું ત્યારે દુનિયાના બંધારના સવાલોનો પણ તોડ લાવી શકીશું, નહીં તો નહીં. એનું જ વર્ણન મેં પેલા પુસ્તકમાં કર્યું હતું.

આપણે બાળકને કેવી રીતે શીખવીએ છીએ? તેને કામ કરવાનું શિખવાડીએ છીએ. કોઈ ખ્યાલી વસ્તુ આપણે તેની પાસે મૂકતા નથી. તેને કહીએ કે ફલાણી વસ્તુ નાક છે અને તેને બાળક દેખાડે છે. એ પ્રમાણે મોં, આંખો, વગેરે એક એક વસ્તુ દેખાડતાં દેખાડતાં બધી વસ્તુઓનું જ્ઞાન તેને કરાવાય છે. એ પ્રમાણે પ્રત્યક્ષ રૂપે આપણે તેને જ્ઞાન આપીએ છીએ. આ જ અસલી વિદ્યા હોય છે.

બાપુનું પણ હંમેશાં ધ્યાન આ જ અસલી વસ્તુ તરફ રહેતું હતું. એટલે કે જમીન તરફ. તેમણે તાલીમની બાબતમાં કેટલાયે મહત્ત્વપૂર્ણ પ્રયોગ કર્યા, જેમનો ઉલ્લેખ પોતાની આત્મકથામાં પણ કર્યો હતો. સૌથી પહેલાં તેમણે જ 'નવી તાલીમ'ની વાત અમારી પાસે મૂકી હતી. પરંતુ હું કહેવા માગું છું કે, તેમની આ નવી વસ્તુ વસ્તુતઃ તો જૂની જ છે. આ જૂની વસ્તુમાં તે માણસને નવી દૃષ્ટિ કેવી રીતે પેદા થતી તે જાણવા માટે કોઈ કાયદો નથી. કોઈને કોઈ રીતે પ્રત્યેક વસ્તુનું તત્ત્વ તેઓ ગ્રહણ કરી લેતા હતા. આપણે જે વસ્તુના પંડિત છીએ અને જે વસ્તુની જાણકારીનો દાવો રાખીએ છીએ તેમાં જ તેઓ આપણને હરાવી દેતા હતા. આમ તો હું પણ એક જમાનામાં ઇતિહાસનો પંડિત હતો. પરંતુ ચંપારણમાં તેમણે મને હિંદુસ્તાનના ઇતિહાસ વિષે એવી દૃષ્ટિ આપી, જે કોઈ દિવસ કોઈ પુસ્તકમાં મેં જોઈ નથી. તે દૃષ્ટિ કઈ હતી? જે લખાયેલો ઇતિહાસ છે તેનાથી પૂરેપૂરી ઊલટી! ત્યારે તો હું પહેલવહેલો તેના ઉપર વિશ્વાસ પણ કેવી રીતે કરું? પરંતુ હું તમને કહું છું કે, મહાત્માજી સાથે રહેતાં, કામ કરતાં હિંદુસ્તાનના ઇતિહાસના તેમના દૃષ્ટિકોણને મેં બરાબર જાણ્યો. અને આજે તેની ઉપર હું એક લાંબું ભાષણ પણ આપી શકું છું, કારણ કે આખા હિંદુસ્તાનના ઇતિહાસનો વિકાસ કઈ કઈ દિશામાં થઈ રહ્યો છે તે તેમણે અમને બતાવી દીધું. ત્યારે અમે તેમાં જે ખાલી જગ્યાઓ હતી તે પૂરી દીધી. આજે આપણી પાસે તેનું એક ક્રમિક શાસ્ત્ર છે. પરંતુ તેની ચાવી આપણને મળી ક્યાંથી? તે તો આપણને મળી બાપુજી પાસેથી કે જે કોઈ ઇતિહાસના પંડિત ન હતા. પ્રત્યેક વસ્તુનું જે એક કેન્દ્રસ્થાન હોય છે તેની તેમને બરાબર ખબર પડી જતી હતી. કોઈ પણ પ્રકારના ડર વગર માણસો સમક્ષ તેઓ તેને મૂકી દેતા હતા. પ્રથમ તો માણસો તેને જોઈને ચમકી ઊઠતાં હતાં, કારણ કે તે વાત ઉપરથી ખોટી જણાતી હતી.

તાલીમની વાત, તો તેઓ રેંટિયામાંથી કાઢશે. આપણે બધા માટે આ આશ્ચર્યની વાત બની શકે છે. પરંતુ તે નીકળી એ જ રેંટિયામાંથી અને એ જ સાળમાંથી જે આખી દુનિયાની જરૂરતોને પૂરી કરનાર છે. વિજ્ઞાનની પણ આ જ બાબત છે. જ્યારે સ્ત્રીએ ખાવા પીવાનું શરૂ કર્યું, માણસે જ્યારે બે અને બે મેળવીને ચાર કહ્યા, ઘરમાં જ્યારે લાકડાં સળગવા લાગ્યાં, કઠિયારો જ્યારે કુહાડી લઈને લાકડાં કાપવા નીકળ્યો, ત્યારે જ વિજ્ઞાનની શરૂઆત થઈ. આપણી સમક્ષ એ ખોટો અભિપ્રાય રાખવામાં આવ્યો હતો કે વિજ્ઞાનની શરૂઆત હમણાં જ થઈ છે. પણ મહાત્માજીએ આપણો તે ખોટો ખ્યાલ દૂર કરી દીધો અને આપણી પાસે તે જ જૂની વસ્તુને માનવ ઇતિહાસના અનુભવોના આધાર ઉપર નવી રીતથી મૂકી.

એટલે આ વસ્તુનો જે પાયો છે તે તો જમીન પર જ છે. અને જેનો પાયો એવો હોય છે તે ચીજ તો પુખ્ત થશે, મજબૂત થશે અને સારી રીતે થશે. આ પ્રકારની વિદ્યા સફળ સાબિત થશે. તેના વડે જ આપણે દેશને કંઈક ફાયદો કરી શકીશું. અને સાચા અર્થમાં તે જ સુશિક્ષિત માણસ કહેવાશે જે આ પ્રમાણેની કેળવણી ગ્રહણ કરશે.•

# પંદર વર્ષ બાદ

[શ્રી. મગનભાઈ દેસાઈકૃત 'સત્યાગ્રહની મીમાંસા' પુસ્તકની સુધારેલી વધારેલી બીજી આવૃત્તિ હમણાં બહાર પડી છે, તેના નિવેદનમાં 'પંદર વર્ષ બાદ' એ મથાળાથી નવું નિવેદન કર્યું છે. તેમાં એમણે મુખ્યત્વે બે મુદ્દા ચર્ચ્યા છે :

૧. ૧૯૩૦–૩૨ પછીનાં ૧૫ વરસોમાં સત્યાગ્રહનાં સાધનોમાં શી પ્રગતિ થઈ છે તે;

૨. હવે પછી સત્યાગ્રહનું ભાવી શું? તેનો વિકાસ કઈ રીતે થશે?

આ બે બાબતો સામાન્ય વાચકને રસિક લાગશે માનીને તે ભાગ નીચે ઉતારવામાં આવ્યો છે.]

## ૧

ગાંધીજીએ સત્યાગ્રહના સાધનની શોધ દક્ષિણ આફ્રિકામાં કરી, તેને લગભગ અર્ધી સદી થઈ. એટલાં વરસોના તપને બળે હિંદે આજે પોતાની સ્વતંત્રતા મેળવી છે. અને તેની સાથે સ્વરાજ માટેના સત્યાગ્રહનો યુગ પૂરો થઈ, સુરાજ્ય કે રામરાજ્ય સ્થાપવા માટેના સત્યાગ્રહનો નવો પ્રજાકીય પ્રયોગ આદરવાનું કામ દેશ પાસે આવે છે. પરદેશી રાજ્યબળ સામે અહિંસા અને સત્યથી લડવાનો પ્રયોગ અને પોતાના સ્વરાજને અહિંસા અને સત્યથી રામરાજ્યે પહોંચાડવાનો પ્રયોગ — એ બેની ભાત જુદી પડે છે એ ઉઘાડું છે. છતાં આ બીજા પ્રયોગ માટે પણ સત્યાગ્રહનું સાધન એટલું જ સારું, સચોટ અને સફળ છે. આ પ્રયોગ માટે સત્યાગ્રહ કામમાં લેતાં તે લગભગ એક પરમ સામાજિક ધર્મના રૂપે પહોંચી જાય છે, એમ કહી શકાય.

આ બે અલગ પડતા તબક્કા વિષે કાંઈક ઝાંખી મીમાંસાનાં પ્રકરણો લખ્યાં ત્યારે હતી, અને ગ્રંથના ઉપસંહારમાં આ બાકી રહેતી બીજી મજલ સંબંધે લખેલું કે,

> "સત્યાગ્રહ કેવળ રાજદ્વારી શસ્ત્ર નથી; આપણે જોયું કે તે સુધારાનું સાચું સાધન છે. . . . આપણો પ્રશ્ન આખા રાષ્ટ્રનો પુનરુદ્ધાર છે. કોમી ઐક્ય, અસ્પૃશ્યતા, ગ્રામસંગઠન, સામાજિક સડો, અનારોગ્ય, સાચી કેળવણી, વગેરે અનેક રાષ્ટ્રીય મહત્ત્વના પ્રશ્નો આપણી પાસે ઉકેલ માગી રહ્યા છે. તે બધાને માટે સત્યાગ્રહથી વધારે શ્રેષ્ઠ સાધન ન હોઈ શકે.
>
> "ભાઈ ભાઈ વચ્ચેના આ બધા પ્રશ્નો છે. તેને માટે પ્રેમબળ જ ઉત્તમ ઉકેલ આણનાર હોય. અને અહીં પ્રેમસંબંધ સહજ હોવાથી સત્યાગ્રહનો પ્રયોગ પણ સરળ હોવો જોઈએ. પણ કદાચ ત્યાં જ તે મુશ્કેલ પણ બને: પ્રતિષ્ઠાનો પ્રશ્ન, માનઅપમાનની ખણખોદ, . . . સ્થાનિક અહમહમિકા, પ્રાંતીય પક્ષપાત, નાતજાતના ઊંચનીચભાવ, પરંપરીણ રાગદ્વેષ વગેરે. . . અરાષ્ટ્રીય બળો . ." (પા. ૨૭૫-૬).

પણ આ લખ્યું ત્યારે એ તો કલ્પનાની બહાર હતું કે, દેશના પુનરુદ્ધારના સ્વતંત્ર યુગને આરંભે શરૂ થતા સત્યાગ્રહી પ્રયોગનું પહેલું બલિદાન તેના સર્જક રાષ્ટ્રપિતાનું જ લેવાશે.

બીજું, આ વરસોમાં એક નવું જે જોવા મળ્યું તે એ કે, પ્રેમની પેઠે, અને તેના કરતાં સહેલાઈથી અને વધુ વેગભેર, દ્વેષ અને વેરઝેરથી પણ લોકોને એકઠા કરી સંગઠનપૂર્વક કામ લેવાય છે. શ્રી. ઝીણાએ, — કોમી એકતા બાબતની આપણી કચાશના પાયા ઉપર, અને અંગ્રેજ રાજકર્તાની કૂટનીતિના તે બાજુના પક્ષપાતને જોરે, — મુસ્લિમ લીગ મારફત જે કામ સાધ્યું, તે ગાંધીજીની સત્યાગ્રહ-પદ્ધતિને માટે કદાચ મોટો જબરો પડકાર હતો. અને એ એમણે ઝીલ્યો. આ પડકાર અંગ્રેજોના પડકાર કરતાંય મોટો હતો, કેમ કે અંગ્રેજો સામે થતાના સત્યાગ્રહમાં તો પ્રજાનો એમને સાથ હતો. પણ આમાં તો એ એકલવીરને લોકોનો સાથ નહોતો. છતાં તેમાં એ તો અડગ રહીને ઝૂઝ્યા અને પૂરા યશની સાથે પાર પડ્યા.

આજે જગતમાં દ્વેષ અને વેરઝેરથી બેહું યુદ્ધ લડવાનું — અને તે સીધાં શસ્ત્ર ઉઠાવ્યા વગર — પણ શસ્ત્ર ખીલ્યું છે. જુઓ હિટલર ઝીણા વ૦નું કામ. સત્યાગ્રહે તેની સામે પોતાનું શસ્ત્ર ખીલવવાનું છે. આમ તો પહેલું શસ્ત્ર પણ શસ્ત્ર વગર જો ચાલે તો ચલાવવા તૈયાર છે. તે અસત્યપ્રચાર, દંભકપટ, ગુપ્તતા, ભાંગફોડ, (લોકસંગ્રહ નહિ પણ) લોકવિગ્રહ, વગેરે મારફત લોકબળ તથા સરકારને આબાદ હચમચાવી મૂકીને ચૂપકાથી કામ લે છે. સત્યાગ્રહ એવી કપટી નિર્બળતાની અને પ્રજાઘાતક લોકવિગ્રહી રીતમાં માનતો નથી. એ જ એની શ્રેષ્ઠતા છે અને વિલક્ષણતા પણ છે. તેથી તેમાં ગુપ્તતાને સ્થાન નથી; તેનું દરેકઈ સાધન લોકસંગ્રહી જ હોવું જોઈએ — ભલે તેનું સાધન ન ચાલે; ક્યારે પણ જૂઠી દેખાતો

લાભ હોય, છતાં તે ખોટો જ ગણીને તેને છોડે છે અને સત્યથી જ પોતે બળવાન થવા તાકે છે તેથી તેનું બળ કેવળ સંખ્યા કે બાહ્ય કદ નહિ, પણ લડતના મુદ્દાનું લોકહિતકારી સત્ય જ હોય છે. લડત દ્વારા આ સત્ય પ્રગટે છે અને સૌ તેને અંતે સ્વીકારે છે, એટલે તેનો વિજય થાય છે.

આ સાદી વાતનાં સાધનોનો પાર નથી. મનુષ્ય આચારનાં બધાં પાસાંમાં તથા સ્થાનોએ એનાં સાધનો રહેલાં છે. સદાચાર સત્યાગ્રહનું જ રૂપ ગણાય. છતાં સમુદાયમાં કામ કરતાં ગાંધીજીએ કેટલાંક સામાજિક સાધનો પ્રયોગસિદ્ધ રૂપે આપણી આગળ મૂક્યાં છે:

૧. સવિનય કાનૂનભંગ
૨. શાંતિમય અસહકાર
૩. મર્યાદિત બહિષ્કાર
૪. કરબંધી

આ ચાર સાધનો ૧૯૩૫ સુધીમાં આપણે મુખ્યત્વે સરકાર સામે અખતિયાર કરેલાં. તેની ચર્ચા આ મીમાંસામાં કરેલી છે (જુઓ પા. ૨૩૪ અને આગળ). ત્યાર પછી ૧૯૪૨માં સ્વાતંત્ર્યનો છેલ્લો મોરચો આવ્યો. તે વખતે એક નવો રસ્તો કેટલાક લોકોએ લીધો તે ભાંગફોડ. આ માર્ગ સત્યાગ્રહમાં ખપી શકે કે કેમ, એ તપાસવું જોઈએ.

વળી સત્યાગ્રહના પ્રચારનાં આ વર્ષો દરમિયાન અનેક વાર ગાંધીજીએ સત્યાગ્રહના એક સાધન તરીકે ઉપવાસનો ઉપયોગ કર્યો છે; આમરણ અનશન પણ લીધેલું. ધીમે ધીમે કરતાં હમણાં હમણાં લોકો આ સાધનને પણ વાપરવા લાગ્યા છે. એવું નથી કે ગાંધીજી હતા ત્યારે તેમના ઉપરાંત બીજાએ આ સાધન નહોતું જ વાપર્યું. પરંતુ તે હયાત હતા ત્યારે ઓછું ચાલુ થયેલું. અને જ્યાં કોઈ તે ખોટી રીતે ઉગામતું ત્યાં પોતે તેને સુધરાવી લેતા. આ પ્રમાણે તો તે સત્યાગ્રહના આખા પ્રયોગ માટે જ કરતા હતા. એમણે એટલે સુધી કહી રાખેલું કે, મારા જીવતા સુધી બીજા લોકો સ્વતંત્ર અખતરા ન કરે તો સારું. હવે એ કાબૂ રહ્યો નથી. એટલે સત્યાગ્રહનું નામ લઈ ગમે તેવાં પજવણાં માંડવામાં આવે છે. તેમાંય લોકલાગણી ઉશ્કેરી દયા ખવડાવવાની દૃષ્ટિએ, ઉપવાસ તો લોકો જરી જરીમાં સામે મારે છે, અને ઘણી વાર તો કેવળ પોતાનો ધાર્યો સ્વાર્થ સાધવાને માટે. આથી કરીને, ઉપવાસ સાધનનો વિચાર પણ કરવા જેવો ગણાય.

એવું જ હડતાલનું શસ્ત્ર પણ હવે વ્યાપક બનવા લાગ્યું છે, આ શસ્ત્રનો પણ ગાંધીજીએ ઉપયોગ નથી કર્યો એમ નથી. જેમ કે, દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ ચાલતો હતો તે જ વખતે અમુક હડતાલ પાડવા માટે કારણ હોવા છતાં તે ન પાડવી એ સત્યાગ્રહને શોભે, એમ તેમણે કહ્યું. અને ૧૯૧૮માં અમદાવાદના મજૂરોની હડતાલને ધર્મયુદ્ધ માની પોતે તેનું નાયકપદ લીધું. છતાં એ શસ્ત્ર સ્વાતંત્ર્યયુદ્ધના સમયમાં, સરકાર સામે એક વિરોધ-દર્શક દેખાવથી વધારે આગળ ખીલ્યું છે એમ ન કહેવાય. સમાજવાદીઓ સામાન્ય હડતાલને રાજદ્વારી શસ્ત્ર તરીકે વાપરવામાં માને છે. ૧૯૪૨ના કાળમાં તેનો એ ઉપયોગ કરવા માટે કાંઈક પ્રયત્ન થયો. અમદાવાદનો ગાંધીવાદી મહાજને જ એમાં રંગ રાખેલો, બાકી કોઈ જગ્યાએ ઝાઝું થઈ શક્યું હોય એમ જોવા ન મળ્યું. તે વખતે ગાંધીજીએ સરકારી નોકરોનેય સલાહ આપી હતી, પણ તે હડતાલની નહિ, પણ નોકરી પર રહેવા છતાં જૂઠા, જુલમી અને અન્યાયી હુકમોનો અમલ કરવાની ના પાડવાની. મતલબ કે, સત્યાગ્રહી હડતાલમાં પણ નીતિ, સત્ય-અહિંસા ઇ૦નો વિવેક જોઈએ. પરંતુ આજે તો હડતાળ જ્યાં ત્યાં પડવા લાગી છે. અને તેમાં સત્યાગ્રહ અને ગાંધીજીનું પણ નામ લેવાય છે. તેથી કરીને આ શસ્ત્રનો પણ સત્યાગ્રહી દૃષ્ટિએ વિવેક કરવો જોઈએ.

આમ આ નવાં ખીલેલાં સાધનો તપાસવાં જોઈએ (જુઓ પા. ૨૩૪ ઉપર નોંધ). આ શસ્ત્રો અત્યારની પરિસ્થિતિમાં વધારે આગળ આવશે અને વપરાશે એવું પણ લાગે છે. એમને જો સાચી રીતે વાપરવાં હોય — એટલે કે તેમને સત્યાગ્રહનાં સાધન બનાવવાં હોય, તો તેમાં લોકસંગ્રહ અને સત્ય-અહિંસાની દૃષ્ટિએ જરૂરી વિવેક-મર્યાદાઓ વિચારવી જોઈએ.

સત્યાગ્રહ સત્યબળ, આત્મબળ કે માનવ ચારિત્ર્યનું બળ છે; અને તે રીતે એ પશુબળથી કે શરીરબળથી સાવ જુદું પડે છે, એ વસ્તુ દીવા જેવી ચોખ્ખી છે. એટલે એ બાબતમાં પ્રશ્ન ઊઠે તો નિકાલ કરવામાં બહુ મુશ્કેલી નથી પડતી.

પરંતુ સત્યાગ્રહને વિચારવાની એક બીજી રીત પણ ગાંધીજીએ તેના આદિકાળથી કહેલી છે. સત્યાગ્રહ એ સબળનું શસ્ત્ર છે; તે નિર્બળતામાંથી નહિ, પણ આત્માની એકતા અને અમરતાના ભાનમાંથી જન્મતું સત્યબળ છે. અને તેથી તે એક જાગ્રત અને સક્રિય

પ્રતિકાર-શક્તિ છે. તે નિષ્ક્રિય પ્રતિકાર કે 'પૅસિવ રિઝિસ્ટન્સ' નથી. સત્યાગ્રહ તેનાથી સાવ જુદી તાકાત છે. 'પૅસિવ રિઝિસ્ટન્સ' નિર્બળતામાંથી જન્મે છે. સત્યાગ્રહ શૂરાનો ધર્મ છે; પૅસિવ રિઝિસ્ટન્સ નબળાની લાચારી છે.

ઉપરનાં સાધનોનો વિચાર કરવામાં આ મોટો ફેર યાદ રાખવાની જરૂર છે. ગાંધીજી માનતા કે, હિંદમાં પોતે સબળના સત્યાગ્રહનો પ્રયોગ કરે છે. પરંતુ છેવટમાં તેમને એમ લાગતું ગયું કે, એમ નથી; હિંદના લોકો લગભગ 'પૅસિવ રિઝિસ્ટન્સ'ની વૃત્તિથી જ કામ કરે છે. ગયે વરસે એમણે એ જાહેર પણ કર્યું.

૧૯૪૦ બાદનાં વરસોમાં આ વસ્તુ બીજી રીતે પણ જોઈ શકાતી હતી. હિંદના કેટલાક નેતાઓને લાગતું હતું કે, ગાંધીજીની બળવાન રીતને દેશ અમુક હદ સુધી જ જીરવી શકે છે; તેથી આગળ જઈ સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર તે વાપરી શકે એમ નથી. તો પછી સ્વતંત્રતા લેવા માટે શું કરવું? ગાંધીજીની રીત ઉમદા છે, અમોઘ છે; પરંતુ તેના અમલ માટેની પોતાની મર્યાદા આંકી લઈ, પ્રજાએ પોતાને ફાવે એવાં સાધનોથી વેળાસર કામે લાગવું જોઈએ, એ સારું, નહિ? આમ વિચારી કેટલાક મુત્સદ્દીઓએ અંગ્રેજોની યુદ્ધકાળની આંપદીનો લાભ જોઈ, તેમાં આંટી નાંખીને સ્વરાજ લેવાનો દાવ પણ તાકવો હતો. એ અફળ જતાં પ્રજાએ પાછું ગાંધીજીનું નેતૃત્વ લીધું, અને તેમણે યુદ્ધનિષેધનો સત્યાગ્રહ અને તે પછી હિંદ છોડોનો સત્યાગ્રહ શરૂ કર્યો. પરંતુ લોકની શક્તિ વિષે ઉપરનો જે કેટલાકનો ક્યાસ હતો એ તો સાચો હતો. એટલે પ્રજાએ સત્યાગ્રહની જગાએ નબળાની નીતિ લીધી. ઉઘાડી વાત છે કે, અસહકાર, હડતાલ, વગેરેથી સામા પક્ષને અમુક સતામણી કે પજવણી થઈ શકે છે; તેને કાયર કરી શકાય છે. એમ પજવી પજવીને કાયર કરીએ એટલે તે થાકશે, એવું નિદાન કાઢી, ઘણી વાર, લોક સાચા સત્યાગ્રહને બદલે આવા 'પૅસિવ રિઝિસ્ટન્સ'ના વિકારી રૂપને પકડે છે. તેથી હડતાલ, ઉપવાસ, છૂપી ભાંગફોડ ૪૦ આ પ્રકારની 'પૅસિવ રિઝિસ્ટન્સ' નીતિના રૂપે જોવા મળે છે. કેટલાય ઉપવાસ કેવળ ત્રાગું કે બાવાના ધરણા જેવા જ નથી હોતા? કેટલીય હડતાલો બિનજરૂરી, સમાજહિતના સમગ્ર વિચાર વિનાની, સામાને પજવીને કે આંટીમાં લઈને પોતાનું ખોટું ખરું કામ કઢાવી લેવા માટે હોય છે. આવી હડતાલો ને ઉપવાસો સત્યાગ્રહ નથી.

૧૯૪૨માં કેટલાકે યુક્તિથી ભાંગફોડના ઉપાયને સત્યાગ્રહમાં ઘુસાડ્યો. એને વિષે એવો વાદ પણ રચી કાઢયો કે, માનવજીવ લેવો એ હિંસા છે; ભાંગફોડમાં એ નથી. કોઈ તો વળી એમેય કહેવા લાગ્યા કે, ગાંધીનો સત્યાગ્રહ આ રીતે એક પગલું આગળ વધે છે! તે વખતે ગાંધીજી જેલમાં હતા. આ બધી તર્કપરંપરા વિષે પોતાનો મત તે કહી શકતા નહોતા. તેનો લાભ સાધી લોકોને ભાંગફોડમાં પ્રેરવા માટે આવું કેટલુંક થયું. પરંતુ એક વસ્તુ ચોખ્ખી છે કે, ભાંગફોડ ગુપ્તતા વગર ન ચાલી શકે અને સત્યાગ્રહમાં એવી ગુપ્તતાને સ્થાન નથી. બીજું, ભાંગફોડ કરવાનો પેંતરો ગોઠવતાં ખરે ટાંકણે ક્યારેક વચ્ચે કોક માણસ વિઘ્નરૂપે આવી જાય તો તેનો ફેંસલો કરવો પડે છે— યા તો વિઘ્ન દૂર કરવા માટે કે પછી પોતે પકડાઈ જવામાંથી બચવા માટે. મતલબ કે, જીવહિંસાની મર્યાદા રહેતી નથી. ઉપરાંત, એ પણ સ્પષ્ટ છે કે, ૧૯૦૫ના ત્રાસવાદીઓની ફિલસૂફીની જ પરંપરામાં ગોઠી શકે એવી જ ફિલસૂફી ભાંગફોડ પ્રવૃત્તિની છે.

આથી આગળ પણ કેટલુંક વિચારવા જેવું છે. માનવને ઉપયોગી કે લોકસંગ્રહમાં ખપની કોઈ પણ મિલકતનો નાશ કરવો તેનેય સત્યાગ્રહશાસ્ત્ર હિંસા ગણે છે. ત્યાં આગળ મિલકત લગભગ જીવન સમાન છે. જે મિલકત માનવસમાજ માટે ઝેરરૂપ છે, (એટલે તે મિલકત પણ કેવી રીતે કહેવાય?) તેનો જ નાશ તેને માન્ય છે. જેમ કે, ૧૯૩૦માં તાડ ખજૂરાં કેવળ તાડીનું ઝેર જ આપનારાં છે, માટે તેમનો નાશ કરવો ઘટે, એ દૃષ્ટિએ તે કાપવામાં આવ્યાં. પરંતુ બંગાળમાંથી ખબર મળી કે, તેમાંથી તો સરસ ગોળ બને છે, એટલે એમનો નાશ બંધ કરવામાં આવ્યો.

ભાંગફોડની બાબતમાં હવે તો ગાંધીજીનો મત પણ ૧૯૪૫ બાદ મળી ચૂક્યો છે. તેમણે સ્પષ્ટ કર્યું છે કે, ભાંગફોડ હિંસા છે અને તે સત્યાગ્રહના શસ્ત્રાગાર બહાર છે. સશસ્ત્ર ખુલ્લો બળવો કે જાહેર યુદ્ધ ન કરી શકનાર અથવા તેવા કાર્યની ગૌણ મદદરૂપે આ રસ્તો લેવામાં આવે છે. પણ તેને સત્યાગ્રહી યુદ્ધમાં સ્થાન નથી.

ઉપવાસનું શસ્ત્ર ઝીણું તથા આકરું છે. તે ધરણું નથી એ આપણે ઉપર જોયું. ગાંધીજીએ ધરણાને

ત્યાજ્ય માન્યું છે; એ હિંસા છે એમ સાફ બતાવ્યું છે. છતાં, સત્યાગ્રહમાં સાચા અને શુદ્ધ ઉપવાસના શસ્ત્રને સ્થાન છે જ, એમ કહ્યું છે. તે શસ્ત્ર વાપરવા માટે અધિકાર જોઈએ, પૂર્વ લાયકાત મેળવવી પડે છે; અમુક કટોકટીમાં જ એ રામબાણ કાઢવું જોઈએ. —આ બધું ખરું; પરંતુ તે વગર સત્યાગ્રહનું શસ્ત્રાગાર ઊણું ગણાય, એમ તેમણે બતાવ્યું છે. આ અધિકાર, લાયકાત વગેરે વિષે તેમણે સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસમાં ઉત્તમ ચર્ચા કરી છે. એવી ચોખવટ એમનાં બીજાં લખાણોમાં ક્યાંય મળતી નથી. વાચકને એ પુસ્તકમાંથી આ ભાગ જોવા વિનંતી કરું છું (જુઓ તે ચોપડીનાં પાન ૧૧–૧૮).

## ૨

હજી એક વસ્તુ જોવાની રહે છે. તે છે સત્યાગ્રહનું ભવિષ્ય. તેના શોધક અને પ્રયોગકાર ગાંધીજી આજે ગયા છે. એમણે દુનિયાને આપેલી આ અણમોલ સામાજિક ભેટ એમની સાથે જ ખતમ થાય છે એમ માનવું? કે એમના અર્ધ સદીના પ્રયોગને અંતે અને જગતનો આ સમયનો ઇતિહાસ જોતાં, તેમાંથી હકીકતરૂપે એવું કાંઈક નીપજી રહેલું છે, કે જે માનવસમાજને આ નવીન સામાજિક સિદ્ધાંતના વિકાસ તરફ ખેંચશે જ એમ કહી શકાય? સત્યાગ્રહને માટે હિંદમાં અને જગતમાં હવે પછી કેવું ભવિષ્ય છે?

આ સવાલનો વિચાર બે ભાગમાં કરવો જોઈએ. એક તો હિંદની દૃષ્ટિએ; બીજો જગતની માનવવ્યાપી દૃષ્ટિએ. ગાંધીજીએ સત્યાગ્રહને માટે હિંદને પોતાની પ્રયોગભૂમિ બનાવ્યો. એટલે સુધી કે, જ્યાં સુધી તે પ્રયોગની કાંઈ કે સફળતા હિંદમાં ન કરી બતાવી શકું, ત્યાં સુધી યુરોપ અમેરિકાની પ્રજા બોલાવે તોય ત્યાં જવામાં શો સાર?— એમ એમણે માન્યું. હિંદના પ્રયોગનો પહેલો તબક્કો — રાજકીય આઝાદી મેળવવી, એ પૂરો કર્યો. બીજા તબક્કામાં પહેલો જ ઘા સત્યાગ્રહ નીતિ ઉપર આવ્યો. પ્રજાએ તેમાં એમને સાથ ન આપ્યો; છતાં તે અડગ રહ્યા. તે અંગે તેમણે ઉપવાસ સુધીનો સત્યાગ્રહ પ્રજા સામે ખેડ્યો. તેની કેવી પ્રબળ અસર થઈ તેનો પૂરો ખ્યાલ તો હજી હવે આપણને આવશે. છતાં, સબળના સત્યાગ્રહનો આ નવો પ્રયોગ હિંદ ન ઝીલી શક્યો. પહેલા તબક્કામાં ચાલી શક્યું એમ, બીજા શરૂ થતા તબક્કાના આ નવા પ્રયોગમાં નિર્બળતા ન ચાલી શકે. છતાં પ્રજાને, તેના નેતા ને સેવક તરીકે, પોતે આગળ લેવી જોઈએ; તેનો સાચો માર્ગ સત્યાગ્રહ-વિહિત કોમી એકતા જ છે; તેથી તે નીતિ પર પોતે અડગ રહ્યા અને તેમ કરતાં તે પડયા.

આ બીજા તબક્કાનું કામ બરોબર રીતે કરવાને માટે તેમણે દિલ્હીને પોતાનું મથક બનાવ્યું. તેમણે જોયું કે, સ્વતંત્ર સરકારે પણ પોતાની રીતે સત્યાગ્રહી ઢબે જ કામ કરવું જોઈએ. કેમ કે આ નવા પ્રયોગમાં તેણેય ભાગ ભજવવાનો આવે છે. સરકારનાં સૂત્ર હાથ લેનારાઓ તેમના જ જૂના સાથીઓ હતા. નવા યુગમાં ગાંધીજીની દૃષ્ટિએ સાચી સરકારી નીતિથી તેઓ ચાલવાને તત્પર હતા. આમ, એક નવી જ દિશામાં સત્યાગ્રહ-નીતિ અજમાવવી હોય તો તેનો પ્રયોગ કરી શકાય, એવી સ્થિતિ આજ જન્મી છે. આ દિશા તે સરકારની. આપણે યાદ રાખવું જોઈએ કે, સત્યાગ્રહ કેવળ વૈયક્તિક ધર્મ નથી; તે સામુદાયિક —સામાજિક પણ છે. તે કેવળ પ્રજાને માટે જ નથી, રાજા અને સરકારો માટે પણ છે. આજે હિંદમાં કૉંગ્રેસ સરકારો સામે આ સવાલ છે. તેઓ સરકાર માટે સત્યાગ્રહી રાજનીતિ કેવી હોય, એનો વિકાસ કરી બતાવશે? સત્યાગ્રહમાં કેળવાયેલી હિંદી પ્રજા પોતાની સરકારોનાં તંત્રને આ રીતે ચલાવી શકશે?

આ સવાલ પ્રજાના લક્ષમાં આવ્યો નથી. પણ એ ધ્યાન દઈને લાવવા જેવો છે.

એ રીતે જોઈએ તો હિંદની સરકાર વિષે તથા પ્રજા વિષે શું લાગે છે? આનો ઉત્તર ચર્ચવા માટે લાંબી જગા રોકવી ન જોઈએ. જે બેચારેક તારણો ચોખ્ખાં રજૂ કરી શકાય એવાં છે, તે ટૂંકમાં ગણાવી જાઉં :

૧. કોમી એકતાની બાબતમાં સરકારી નીતિ સાચી રહી છે. હિંદનું રાજ્ય કોઈ એક સંપ્રદાયી નહિ, પણ તેથી પર એવું સર્વકોમી— પ્રજાકીય કે લોકશાહી રાજ્ય હશે. આ બાબતમાં હિંદની સરકારે મક્કમ રહીને, 'પાકિસ્તાન'વાદનાં માઠાં ફળથી ઉશ્કેરાયેલી પ્રજાના ગાંડપણને પણ કાબૂમાં લીધું છે. અને તેથી તે ગાંધીજીના પ્રમાણપત્રને પાત્ર પણ બની.

૨. એક રાષ્ટ્ર તરીકે તેણે શાંતિપ્રિયતા બતાવી છે અને પોતાના આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં સાચી વૃત્તિ રાખીને કામ કર્યું છે. આથી તેણે રશિયાના કે બ્રિટન-

અમેરિકાના એકે મોરચાબંધ પક્ષમાં ન જતાં સંયુક્ત રાષ્ટ્રમંડળ કે 'યૂનો'ની પરિષદોમાં સાચી શાંતિની રાજનીતિ શી હોય તે સંભાળવા પ્રયત્ન કર્યો છે. જેને માટે તેને ખમવું પણ પડે છે.

૩. એક ત્રીજી વસ્તુ પણ નોંધવી જોઈએ તે કાશ્મીર. એ પ્રકરણમાં હિંદી સરકારે ફોજ મોકલી અને તેમાં ગાંધીજીએ તેને આશીર્વાદ આપ્યા. અને તેમણે એમ કહ્યું કે, ન્યાયને સારુ સરકાર શાંતિના માર્ગો લે; તે છેવટે ન ફળે તો સરકારો જેવી આજે છે તેવીએ શસ્ત્રથી પણ ન્યાય મેળવવો જોઈએ, એ સાચી નીતિ છે. કહો કે, ધર્મયુદ્ધ લડવાનું હોય તો સરકારને માટે તે વિહિત છે, એ ગીતાજૂની વાત એમણે ઉચ્ચારી. હિંદી સરકારે કાશ્મીર-હૈદરાબાદમાં જે શાંતિ અને ખામોશીથી છતાં ન્યાયની અડગતાથી કામ કર્યું છે, તે સત્યાગ્રહની રીતે જોતાં દુનિયાની સરકારો માટે ધડારૂપ છે. આવી દિલી શાંતિપ્રિયતા અને મેળવૃત્તિ જો જગતની સરકારોમાં હોય તો જ 'યૂનો'ના સિદ્ધાંતનો વિજય થઈ શકે. આ વૃત્તિથી હિંદ આગળ ઉપર પણ વર્તી શકે અને, ન કરે નારાયણ ને નવું યુદ્ધ આવે તો, તે વખતે જરૂર પડે તો આયર્લેન્ડની જેમ તટસ્થ રહીને પણ આ વૃત્તિનો ધ્વજ ફરકતો રાખે, તો ગાંધીજીના સત્યાગ્રહની એક બાજુ હિંદી સરકારે આગળ ચલાવી એમ જરૂર કહી શકાય.

૪. હિંદની પ્રજાના પક્ષે જોતાં કહેવું જોઈએ કે, તેણે પોતાની શરૂઆત ગાંધીજીના ખૂનથી કરી છે. તેવું જ તેનાં કાળાં બજાર, લાંચરુશવત, નફાખોરી, સ્વાર્થી સંકુચિતતા, પ્રાંતીય વાડાનીતિ, રાષ્ટ્રભાષાના વિચારમાં કોમીપણું ઇ૦ પરથી જોવા મળે છે. આ બાબતો માટે સરકાર પ્રજાને પાલે પડેલી છે. જો પ્રજાનો મોટો ભાગ આ પ્રકારની વૃત્તિ પર ચડી જાય, તેને લોકશાહી સરકાર ઝાઝી સુધારી ન શકે. બહુ તો તે બધાં અનિષ્ટોનું ઝેર સમાજશરીરને મારી ન નાખે એટલું તે સંભાળી શકે. એને માટે ધરતા દાબ રૂપી ઇંજેક્શનો આપવાથી કામ નભી જાય; પણ તેથી લાંબું ન નભાય; અને તે પ્રજા ગાંધીજીના સત્યાગ્રહમાં કેળવાયેલી છે એમ તો ન કહી શકાય.

જરાક જોઈએ તો આનું પ્રતિબિંબ માઠું પડ્યું છે, એ બતાવી શકાય. જુઓ આપણી આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાની પારાશીશી. એશિયાઈ પરિષદની ગૌરવભરી વાતથી શરૂ કરનારા આપણે. 'યૂનો'માં દ૦ આફ્રિકા અંગે જમ્બરી જીત મેળવનારો આપણો રાષ્ટ્ર. પરંતુ પછી પાકિસ્તાનવ દી કતલેઆમ અને અમાનવતા આવી. દક્ષિણ આફ્રિકાએ મચક આપવી બંધ કરી; બલકે સ્મટ્સે સામું સંભળાવ્યું. પછી તો બાપુને જ મારવામાં આવ્યા. આ એક કૃત્યે આપણા રાષ્ટ્રની પ્રતિષ્ઠાને પણ એવો જ ઘા કર્યો છે. દુનિયામાં હવે આપણે હિંદુઓનું રાષ્ટ્ર છીએ, એ એક અણલખી વાત જ જાણે હોય, એમ ગોરાં આગેવાન રાષ્ટ્રો માનીને વર્તે છે. જોકે ઉપર (૧) (૨) માં આપણે જોયું કે, હિંદી સરકાર સચ્ચાઈભેર એ સામે ઝૂઝે છે, તો તેની અસર પણ જોવા મળે છે.

૫. એટલે સવાલ હવે એ છે કે, ગાંધીજીના ગયા બાદ હિંદની પ્રજામાં સત્યાગ્રહી રીતની પ્રાણપ્રતિષ્ઠા શી રીતે કરવી? આજે તો જૂના કાળમાં અને દેશી રાજ્યોના જમાનામાં જોવા મળતી પ્રજા જેવા જ ઘાટ દેખાય છે. આ પ્રજાને લોકશાહી ઢબનું સંગઠન અને સમાજ-જીવન કોણ શીખવે? પેઢીધર ચાલતી રાજાશાહી કે નવાબીના અને મહમદતાઈ અને પીરખલીફાઈના સંસ્કારોમાં ઊછરેલી પ્રજા ગાંધીજીનો મૂર્તિમંત વારસ ખોળે; પણ એ ખોટું છે. એ કામ સત્યાગ્રહના તત્ત્વે કરવું ઘટે; જીવનનાં બધાં ક્ષેત્રોમાં જાગૃતિ સેવતા ધર્મ-પરાયણ પ્રજાનાયકો મારફતે એ થઈ શકે. તેનો સૌથી વિશેષ ભાર હિંદની સ્વતંત્ર કેળવણી રચી જે જીવંત જ્ઞાનતંત્ર રચીએ તેની ઉપર પડવાનો. આજે આ બાબતમાં પણ પૂરું લક્ષ ગયું નથી, એ એક આપણા લોકમતનું નોંધપાત્ર દૂષણ છે. અસ્તુ.

ઉપરની ચર્ચા પરથી સ્પષ્ટ થશે કે, સત્યાગ્રહને માટે હિંદમાં ભવિષ્ય છે જ. આપણે લોકો પરદેશી સરકાર સામે જ અત્યાર સુધી સત્યાગ્રહ કરતા આવ્યા, તેથી આમ-સમજ એવી બંધાઈ ગઈ છે કે, સત્યાગ્રહ પ્રજાનું સરકાર સામેનું જ જાણે શસ્ત્ર છે. પરંતુ "સત્યાગ્રહ સાથીની સામે, સગાંની સામે, સમાજ સામે, રાજ્ય સામે, જગતની સામે થઈ શકે." (સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ, પા. ૮૮). ભાનભૂલેલી પ્રજા સામે તેના નેતાઓ, સાચી હોય તો તેની ચૂંટેલી સરકાર પણ સત્યાગ્રહ કરી શકે. પ્રજા ભમે તેવા ખોટા દાદ લેવડાવે તેને જ અપનાવવા એ લોકશાહી નથી તેમાં ન માનતા તેના પ્રતિનિધિઓ તેને વશ ન થાય; પરંતુ જો પ્રજા ન માને તો તેઓ સત્યને નામે પણ જાલિમ કે સર-

મુખત્યાર બની ન શકે. સત્યાગ્રહ એમ શીખવે છે કે, તો પછી તેમણે તે પ્રજાનું પ્રતિનિધિત્વ છોડી દેવું જોઈએ, અને તે રીતે પોતાના સત્યને વળગી રહેવું જોઈએ. પછી પ્રજા ઠીક માને તેમને પોતાનું રાજતંત્ર સોંપે. અહીં સત્યાગ્રહનો અર્થ અહિંસા અને લોકસંગ્રહ-પરાયણ-ધર્મનીતિ એવો કરી શકાય

આ વ્યાપક દૃષ્ટિથી જોતાં ગાંધીજીની સત્યાગ્રહની શોધે જગતનું પણ ધ્યાન ખેંચ્યું છે. અને તેમના શુદ્ધ બલિદાને એ વસ્તુ પર પાકી મહોર મારી છે. આખરે જોતાં, સત્યાગ્રહની આ શોધમાં જગતદૃષ્ટિએ તરી આવે એવા મોટા મુદ્દા બે છે:

૧. સાધ્ય અને સાધન વચ્ચે અતૂટ મેળ છે. જેવું સાધન તેવું જ સાધ્ય ફળવાનું એ, 'વાવો તેવું લણશો'–ના જેવું જ અટલ સત્ય છે. ગમે તેવાં સાધનો લઈને પણ સાધ્ય મેળવવા ઇચ્છવામાંથી કેવળ તકવાદ કે પરિણામવાદ પર જ જઈ રહેવાય છે, આદર્શવાદ કે સાધ્ય સધાતાં નથી. અને તેથી સરવાળે જોતાં સમાજનું કલ્યાણ નથી થતું.

માર્ક્સવાદી વિચારણામાં આ વસ્તુ માન્ય નથી. અંતે જઈને જોતાં જણાય છે કે, ગાંધીવાદ અને માર્ક્સવાદ વચ્ચે રહેલો મૂળ ફિલસૂફિક ભેદ એનું કારણ છે. હિંસા દ્વારા શાંતિ નહિ, પણ વધુ ને વધુ હિંસા આગળ વધે, એ વસ્તુ માર્ક્સવાદ માનતો નથી. પોતાને ગમતું સાધ્ય લાવવાને માટે તે હિંસાનું સાધન પણ વાપરી લે છે.

૨. ગમે તેવા સંઘબળ, સંગઠનતંત્ર કે શસ્ત્રબળ છતાં જો વ્યક્તિ અને એના સત્યે પાર પડવું હોય તો સત્યને ખાતર અહિંસક ઢબે મરણ સુધી પણ ઝૂઝવું એ માર્ગ જ સાચો કલ્યાણમાર્ગ છે. અર્વાચીન જગતમાં તો જેમ જેમ સંઘ અને સંગઠન યાંત્રિક યુક્તિથી તથા શસ્ત્રબળથી જબરાં ને જબરાં બનતાં જાય છે, તેમ તેમ એક સવાલ થઈ પડ્યો છે કે, વ્યક્તિ પાસે આ સામે શું બળ છે? અરે, કોઈ પણ બળ છે ખરું? પ્રચંડ રાક્ષસ આગળ વામન જેવી લાગતી આ વાતનો જવાબ સત્યાગ્રહ છે, કે જે ખરેખર કહે છે કે, હિરણ્યકશિપુઓ સામે એકલ સત્યવીર પ્રહ્લાદો જ જીતી શકે છે.[1]

આ બંને વિચારો જગત સામે આવતા જાય છે. એ આજના મૂળભૂત વિચારો તરફ જગત અનુભવે આપમેળે વળે છે.[2] ગાંધીજી જેવા મહાપુરુષોને જગતો નવદર્શનો થોડાક દસકા દરમ્યાન જામી શકતાં નથી. આજના ૨૦મી સદીના જગતની સામે જો કોઈ પણ નવીન ક્રાંતિનો મુદ્દો હોય તો માનવ માનવ વચ્ચે અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે — આખા માનવકુટુંબમાં શાંતિ શી રીતે સ્થાપવી? યુદ્ધનું શું કરવું? તેનાં કારણો નાબૂદ થઈ જાય એવો વ્યવહાર કયો? એવી કેળવણી કઈ? એવું અર્થતંત્ર કયું? એને માટેનો વેપાર, વહેંચણી, ઉત્પાદન ઇ૦ કેવી રીતે હોવાં જોઈએ? એ સારુ માનવપ્રાણીએ કયો હૃદયધર્મ કેળવવો અને ધારણ કરવો જોઈએ?

મૂળ પ્રશ્ન આ પ્રકારે, માનવકુટુંબમાં શાંતિ અને સુખનું જીવન અને તેનો માર્ગ શોધવાનો હોવા છતાં, હજી ૧૯મી સદીના પોકારો ને દૃષ્ટિબિંદુઓ રટાયે જાય છે. ધર્મસંપ્રદાયમાં જ નહિ, આમાં પણ આ જાતની જુનવાણી જડતા ચાલુ છે.[3] સત્યાગ્રહનું ગાંધીજીનું દર્શન આ સામે પડકારરૂપ છે. રાજકારણ, સમાજશાસ્ત્ર, યુદ્ધશાસ્ત્ર પણ પરમ માનવધર્મ-પરાયણ કરવાનો એનો આદેશ છે. એ વગર માનવસમાજની અને માનવતાની વ્યાપક રક્ષા અશક્ય છે. સત્યાગ્રહ 'આર્મ્ડ પીસ'—શસ્ત્રભીરુ શાંતિ નથી ચહાતો. આજે તો 'યૂનો'ની દૃષ્ટિ તેનાથી આગળ નથી વધતી. અણુબૉમ્બને જોરે — તેની ધાકે તે શાંતિ તાકે છે. વ્યવહારમાં માનવપશુ એમ જ વર્તે એમ માનીએ, તોપણ એ એની ઇતિ નથી. તેણે એથી આગળ જવું જોઈએ. શાંતિનો મૂળ ઊગમ ધર્મભીરુતામાં હોય, શસ્ત્રભીરુતામાં નહિ. ગાંધીજીનો સત્યાગ્રહ આ ચાહે છે. વ્યક્તિને સાચો માનવ બનાવી તે એના સમાજના સંગઠનને શાંત ને ન્યાયી બનાવવા માગે

૧. અહીંયાં પણ માર્ક્સવાદ જુદો પડે છે, લોકશાહીવાદ વ્યક્તિના વિકાસ-સ્વાતંત્ર્યને પરમ વસ્તુ માને છે. માર્ક્સવાદ સંઘ કે સમુદાયને પરમ માની વ્યક્તિને તેમાં ગોઠવાઈ જવાના ધર્મવાળો કેવળ મૂક ઘટક જ માને છે.

૨. જેમ કે જુઓ આલ્ડસ હક્સલેનાં નીચેનાં બે પુસ્તકો:

(૧) એન્ડ્સ ઍન્ડ મીન્સ

(૨) સાયન્સ, લિબર્ટી, ઍન્ડ પીસ

૩. જુઓ જૉન મિડલટન મરેનું પુસ્તક ધી નેસેસિટી ઑફ પેસિફિઝમ.

છે. સત્યાગ્રહ એનું સાધન અને શસ્ત્ર છે. એ વસ્તુ આજે એમના જવા છતાં સાચી જ છે, એટલે એનું ભાવી સત્યની જોડે અંકાયેલું છે. સ્વતંત્ર હિંદ પાસે આશા રખાય છે કે, તે એક રાષ્ટ્ર અને રાજ્ય તરીકે દુનિયાને સત્યાગ્રહની શાંતિનો માર્ગ બતાવે. બાપુએ પોતાના લોહીની સાથે સોંપેલી સત્યાગ્રહની પરમ ભેટને હિંદ કેમ ભૂલી શકે?

૨૪-૬-'૪૮ મગનભાઈ દેસાઈ

# હિંદનું સ્ટર્લિંગ લેણું

[એક યુવાને ગામલોકોને તે બાબત આપેલી સાદી સમજ]

કેટલાકનો એવો ખ્યાલ છે કે, અભણ મોટેરાંને લખતાં વાંચતાં શીખવીએ એટલે પ્રૌઢશિક્ષણ પૂરું થયું. પણ લખતાં વાંચતાં શીખવવું એ તો પ્રૌઢ-શિક્ષણનું પહેલું પગથિયું છે. ખરું પ્રૌઢશિક્ષણ ત્યાર પછી શરૂ થાય છે અને તે થોડું ભણેલા, વધારે ભણેલા સૌને માટે હોઈ શકે છે. શાળામાં થોડીઘણી કેળવણી લઈને ધંધારોજગારમાં પડયા પછી પણ સૌએ શિક્ષણ ચાલુ રાખવાની જરૂર છે. અને તે ખરું પ્રૌઢશિક્ષણ છે. શાળાને દરવાજે શિક્ષણ સમાપ્ત થતું નથી, પરંતુ ત્યાર પછી પણ ચાલુ રહેવું જોઈએ અને એમાં જ કેળવણીની ખરી દૃષ્ટિ રહેલી છે, એમ એક યુવાનને મનથી સમજાઈ ગયું હતું. તે એક વખત ગ્રીષ્મવર્ગમાં ગયો હતો, ત્યાંથી તેને એ વસ્તુ સમજાઈ હતી. અને પોતાને ગામ ગયા પછી તેણે એ કામ શરૂ કર્યું હતું. તે આખો દિવસ પોતાનો ધંધો કરતો અને રાતે ગામની ધર્મશાળા પાસે સમૂહપ્રાર્થના કરાવતો. પ્રાર્થના બાદ રોજના અવનવા બનાવોની વાતો થતી, શિષ્ટ પુસ્તકોમાંથી કંઈક વાચન થતું, તથા ભેગા મળીને કાંતવાનું પણ કરતા. જુલાઈ માસની અધવચમાં હિંદી સરકારના નાણાંમંત્રી શ્રી ષણ્મુખમ ચેટ્ટી વિલાયત જઈને હિંદના સ્ટર્લિંગ લેણા બાબત વ્યવસ્થા કરી આવ્યા તેના ખબર મોટા અક્ષરે છાપામાં આવ્યા હતા. તે બાબત એક દિવસ સાંજે વાત નીકળતાં એક ભાઈએ પૂછ્યું કે, આ સ્ટર્લિંગનું લેણું શું છે અને ચેટ્ટી સાહેબ કોણ છે? તેમને ત્યાં કોણે મોકલ્યા હતા અને ત્યાં જઈને શું કરી આવ્યા તે વિષે કંઈક વાત કરો.

પેલા ભાઈએ જણાવ્યું કે, ચેટ્ટી સાહેબ વિષે પહેલાં હું વાત કરીશ. સ્ટર્લિંગના લેણા બાબત પછી કહીશ.

ચેટ્ટી સાહેબ એ આપણી હિંદી સરકારના નાણાંમંત્રી છે. તે બાહોશ નીણાશાસ્ત્રી છે. સ્વરાજ મળ્યા પહેલાં તેઓ વડી ધારાસભાના પ્રમુખ હતા અને બ્રિટિશ સરકારના માનીતા હતા. બ્રિટિશ સરકારે તેમને 'સર'નો ઇલકાબ આપ્યો હતો. અને હિંદ તરફથી વેપારી વાટાઘાટો કરવા કૅનેડા મોકલ્યા હતા, જ્યાં તેઓ હિંદને નામે 'ઓટાવા કરાર' કહેવાતું એક વેપારી કરારનામું કરી આવ્યા હતા. તે કરાર દેશના હિતમાં નહિ હોવાથી પ્રજાકીય આગેવાનોએ તેનો ખૂબ વિરોધ કર્યો હતો. તેને લીધે ચેટ્ટી સાહેબની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી હતી અને નવી ચૂંટણીમાં તેઓ હારી ગયા હતા. ત્યાર પછી ધારાસભાના કામમાંથી તેઓ બહાર જ રહ્યા હતા. સ્વરાજ્યયુગમાં પ્રજાકીય સરકાર થતાં કૉંગ્રેસ બહારના બાહોશ માણસોને પણ પ્રધાનમંડળમાં લેવામાં આવ્યા, તેમાં ચેટ્ટી સાહેબને નાણાંપ્રધાન તરીકે લેવામાં આવ્યા.* તે હોદ્દાની રૂએ તેઓ સ્વરાજ્યસરકાર તરફથી સ્ટર્લિંગ લેણાની વાટાઘાટો કરવા વિલાયત ગયા હતા. ત્યાંના પ્રધાનો સાથે વાટાઘાટો કરીને તેમણે જે નક્કી કર્યું તે સમજવા માટે પહેલાં સ્ટર્લિંગ લેણું શું છે તે સમજવું જોઈશે.

સામાન્ય રીતે પરદેશ સાથેના વેપારમાં લેવાના માલને બદલે સામેથી જોઈના માલની આપલે કરવામાં આવે છે. ૧૯૩૯ પહેલાં સામાન્ય રીતે એ પ્રમાણે સામસામી માલની આપલે કરીને પરદેશ સાથે વેપાર ચાલતો હતો. પરંતુ છેલ્લું વિશ્વયુદ્ધ શરૂ થયા પછી બ્રિટિશ સરકાર તરફથી યુદ્ધ અંગે હિંદમાંથી માલસામાનની ખરીદ ખૂબ જ વધી પડી. તેને બદલે ઇંગ્લંડ પાસે આપણને કંઈ માલ આપવાનો હતો

* હમણાં થોડા દિવસ પર તે એમાંથી છૂટા થયા છે.

નહિ; એટલે તેને બદલે ઇંગ્લન્ડે ત્યાંની સરકાર પરની હૂંડીઓ લખી આપી. આવી હૂંડીઓને આપણી ચલણી નોટોની અનામત તરીકે રાખીને હિંદમાં માલને બદલે નવી નોટો છાપી છાપીને આપવામાં આવી.

સરકાર કે બૅન્ક ચલણી નોટો કાઢે છે ત્યારે તેની અનામત તરીકે કાયદાથી ઠરાવ્યા પ્રમાણે થોડું સોનુંરૂપું અનામત રાખે છે અને બીજાં સરકારી લોનોનાં કાગળિયાં અનામત તરીકે રાખે છે. એ રીતે આપણા ચલણના કાયદા પ્રમાણે ઇંગ્લન્ડની સરકારની લોનોનાં કાગળિયાં નોટોના અનામત તરીકે રાખવાની છૂટ છે. તે છૂટનો લાભ લઈને અહીંથી મોકલેલા માલને બદલે અહીંના વેપારીઓને સરકારે નવી નવી નોટો છાપીને આપી; અને તેને બદલે ઇંગ્લન્ડની સરકાર પરની હૂંડીઓ અનામત તરીકે રાખી. આ રીતે હિંદમાંથી જે માલ લોકોએ પોતે વાપરવાને બદલે પરદેશ ચઢાવ્યો, તેના બદલામાં વેપારીઓને અને લોકોને નોટોના રૂપમાં નાણાં મળ્યાં અને સરકારને વિલાયતની હૂંડીઓ મળી. ઇંગ્લન્ડની સરકાર પરની આવી હૂંડીઓ તે આજનું આપણું સ્ટર્લિંગ લેણું છે.

આ હૂંડીઓ ઇંગ્લન્ડના ચલણી પાઉંડ કે સ્ટર્લિંગમાં આંકેલી હોય છે, એટલે તેને સ્ટર્લિંગ જામીનગીરીઓ અથવા સ્ટર્લિંગનું કે પાઉન્ડનું લેણું કહે છે.

છેલ્લા વિશ્વયુદ્ધ પહેલાં હિંદ ઇંગ્લન્ડનું દેવાદાર હતું અને તે પેટે દર વરસે હિંદની સરકારે તેને લગભગ રૂ. ૪ કરોડ વ્યાજના ચૂકવવા પડતા હતા. તે વખતે આપણી રાષ્ટ્રીય મહાસભા એમ ઇચ્છતી હતી કે, હિંદને આઝાદી મળ્યા પછી એ દેવાની નિષ્પક્ષ તપાસ કરાવવી જોઈએ અને અંગ્રેજ સરકારે હિંદને માથે ખોટી રીતે લાદેલું દેવું રદ કરવું જોઈએ; તથા તેના અમલમાં ખોટી રીતે લખી વાળેલાં કે ચૂકવાયેલાં નાણાં હિંદને મજરે મળવાં જોઈએ. છેલ્લા યુદ્ધની લેવડદેવડને લીધે આ આખી પરિસ્થિતિ જ પલટાઈ ગઈ છે: હિંદ ઇંગ્લન્ડનું દેવાદાર મટીને લેણદાર બન્યું છે. હવે જૂનું આપેલું દેવું મજરે લેવાની વાત કોઈ કરતું નથી. પણ નવું થયેલું લેણું કેવી રીતે વસૂલ કરવું એ ચિંતા કરવાની થઈ છે.

હવે લડાઈ બંધ થઈ છે એટલે ઇંગ્લન્ડની સરકાર લેણું ચૂકવી આપે એ ચોખ્ખા શરાફી વહેવારની રીત છે. કોઈ વટવાળો શરાફ કે બૅન્ક પોતાના પરની હૂંડીનાં નાણાં આપવાની ના પાડી શકતાં નથી. ઇંગ્લન્ડે પણ એ રીતે હૂંડીનાં નાણાં આપવાની ના પાડી નથી. પણ તેની સગવડે તે રકમ આપવા માગે છે. એટલે તેમની સગવડ કેમની કે કેટલી સાચવીને લેણું વસૂલ કરવું અને તે કેવી રીતે, તેની વાટાઘાટ કરી નક્કી કરવા ચેટ્ટી સાહેબ વિલાયત ગયા હતા; અને તેમની સાથે મદદમાં કેટલાક અમલદારો અને બીજા નિષ્ણાતો ગયા હતા. તે બધા હિંદી સરકાર તરફથી ગયા હતા. તેમની સાથે પાકિસ્તાની સરકારના પ્રતિનિધિઓ પણ ગયા હતા, કેમ કે આ લેણું ૧૯૪૭ના ઑગસ્ટ પહેલાંનું હોઈ, તેમાં પાકિસ્તાનનો અમુક ભાગ છે. ત્યાં ગયા પછી હિંદની બન્ને સરકારના પ્રતિનિધિઓ વચ્ચે મતભેદ પડે તો કંઈ નિર્ણય થઈ શકે નહિ, એટલે જતાં પહેલાં બંને સરકારના પ્રતિનિધિઓએ કરાંચીમાં મળી અંદર અંદર સમજૂતી કરી લીધી હતી. ઇંગ્લન્ડ ગયા પછી ત્યાંની સરકારના પ્રતિનિધિઓ સાથે વાટાઘાટો થઈ. તેને પરિણામે હાલ જે વ્યવસ્થા કરવામાં આવી છે તેનો સાર હું તમને જણાવું છું.

વાટાઘાટો વખતે આપણું સ્ટર્લિંગ લેણું રૂ. ૧૧૬ કરોડ પાઉંડ (૧૫૪૭ કરોડ રૂ.) હતું. તેમાંથી પાકિસ્તાન સરકારના ભાગના આશરે રૂ. ૨૧૩ કરોડથી ૨૬૭ કરોડ જેટલા જશે. બાકીની રકમમાંથી નીચે પ્રમાણે રકમો ઇંગ્લન્ડને ચૂકવવામાં આવશે:

૧. લડાઈ વખતે બ્રિટિશ સરકારે યુદ્ધને માટે જે બાંધકામો કરેલાં તે હિંદી સરકારે લઈ લીધાં છે. તેમ જ બ્રિટિશ સરકારની કેટલીક યુદ્ધસામગ્રી અહીં પડી છે તે પણ અહીંની સરકારે લીધી છે. તેની કિંમત હિસાબોના ચોપડે રૂ. ૫૦૦ કરોડ આંકવામાં આવી હતી, તેના રૂ. ૧૩૩ કરોડ આપવાના ઠરાવ્યા છે.

૨. હિંદના પ્રાન્તોમાં અને મધ્યસ્થ સરકારમાં નોકરી કરી ગયેલા અમલદારોને પેન્શનો આપવાનાં હોય છે, તે પૂરેપૂરાં ચૂકવી આપવા માટે રૂ. ૨૨૪ કરોડ જુદા કાઢવામાં આવ્યા છે.

૩. ઉપરની રકમો જતાં લગભગ રૂ. ૧૦૦૦ કરોડ રહેશે. તેમાંથી હવેનાં ત્રણ વરસમાં હિંદને રૂ. ૧૦૬ કરોડ મળશે. ગયે વરસે તે પ્રમાણે આપવાની નક્કી કરેલી રકમમાંથી જે રકમ મળવાની બાકી રહી

છે તે રકમ પણ આવતાં ત્રણ વરસમાં વાપરવા મળશે. એટલે બન્ને મળીને રૂ. ૨૧૩ કરોડ મળશે.

૪. ઉપરની રકમ સામાન્ય રીતે પાઉંડના ચલણવાળા દેશો સાથે વેપાર કરવા માટે કામમાં આવે. તે સિવાયના દેશો સાથે વહેવાર કરવા માટે ઇંગ્લન્ડ પહેલા વરસે રૂ. ૨૦ કરોડ જેટલી રકમની વ્યવસ્થા કરી આપશે. તે બાબતમાં બીજા વરસે ફરી વિચાર થશે.

આ વ્યવસ્થા ત્રણ વરસ માટે કરવામાં આવી છે. ત્યાર પછી તેનો નવેસર વિચાર થશે તે વખતે લેણું ઓછું કરવાનો કે ઘટાડવાનો સવાલ ઊભો નહિ થાય અને તે પ્રશ્ન તો તદ્દન દટાઈ ગયો છે, એમ ચેટ્ટી સાહેબ કહે છે. પરંતુ પાર્લમેન્ટમાં ચર્ચિલ સાહેબના પ્રશ્નના જવાબમાં જણાવવામાં આવ્યું છે કે, ત્રણ વરસ પછી બન્ને પક્ષ ગમે તે સવાલ ઊભો કરી શકશે. એટલે એક હજાર કરોડના લેણામાંથી ત્રણ વરસમાં લગભગ સો કરોડ રૂપિયા આપ્યા પછી કોણ કેવી વાત કરશે તે આજે કંઈ નિશ્ચિત કહી શકાય નહિ. પણ આપણને કોઈ હવે ખોટી રીતે દબાવી શકે તેમ નથી, એટલે ઇંગ્લન્ડને પોતાનું દેવું ધીમે ધીમે પણ આપ્યા વગર છૂટકો થવાનો નથી, એમ માનવામાં વાંધો નથી. બધું લેણું એકદમ ચૂકવી આપવા માટે તગાદો કરવો એ આપણે માટે પણ ખોટું છે. એટલે હાલ તરત પરસ્પર બાંધછોડના ધોરણે જે વ્યવસ્થા થઈ છે તે ઠીક છે.

સ. — વચ્ચે એક યુવાને છાપાંમાં કંઈ વાંચ્યું હશે તે ઉપરથી પૂછ્યું કે, છાપાંમાં કેટલાક આ વ્યવસ્થાને વખોડી કાઢે છે અને તેની વિરુદ્ધ ટીકાઓ કરે છે તેનું શું કારણ?

જ. — છાપાંમાં આવેલી કેટલીક ચર્ચા ખોટી નથી. તેમનું કહેવું એમ છે કે:

૧. ઇંગ્લન્ડે ઇજિપ્ત વગેરે દેશોમાં લડાઈના સમયમાં બાંધકામો કર્યાં હતાં તે છોડી દીધાં, તો હિંદે તેના પૈસા શા માટે આપવા જોઈએ? અને જો આપવા હોય તો અમેરિકાને આપ્યા તે ધોરણે આપવા જોઈએ.

૨. પેન્શનોની આખી રકમ આજથી જુદી કાઢવાની શી જરૂર? હિંદની તે જવાબદારી છે અને તે હિંદે પૂરી કરવી જોઈએ. તે બાબતમાં ઇંગ્લન્ડ લેણદાર હિંદનો અવિશ્વાસ શા માટે રાખે?

૩. નોટોના ચલણના ભંડોળ ખાતે -રૂ. ૨૬૫ કરોડની સ્ટર્લિંગ જામીનગીરીઓ કાયમ રાખવાની શી જરૂર? બજારની રૂખ જોઈને પોતાને યોગ્ય લાગે તે ઉત્તમ જામીનગીરીમાં હિંદ પોતાના પૈસા કેમ ન રોકે?

૪. લેણાની રકમ પરનું વ્યાજ ફક્ત .૭૮ ટકા (લગભગ પોણો ટકો) રાખ્યું છે તે ઘણું ઓછું છે.

આ ટીકાઓ ધ્યાનમાં લેવા જેવી છે. આપણા નાણામંત્રીએ તે બાબતોનો વિચાર કર્યો હશે. છતાં તેમને અમુક હદ સુધી છૂટછાટ મૂકવાનું યોગ્ય લાગ્યું હશે અને હિંદી સરકારે તેમાં સંમતિ આપી હશે, એટલે તેઓ ઉપર મુજબ કરાર કરી આવ્યા છે, એમ મનાય. તેમાં કંઈક ઊણપ હોય તોપણ આપણા પ્રતિનિધિઓએ આપણું હિત ખ્યાલમાં રાખીને તે કર્યું હશે એવો વિશ્વાસ આપણે રાખવો જોઈએ. તેમ ન કરીએ અને નાની નાની બાબતોની ટીકા-ટીપણી કરીને આપણા જ પ્રતિનિધિઓનો દોષ કાઢ્યા કરીએ તો રાજતંત્ર સુતરું ચાલે નહિ. વળી હંમેશાં દેવાદાર કરતાં લેણદારે ઉદારનીતિ રાખવી ઘટે છે. તેમ ન થાય તો યહૂદી લેણદાર શાયલૉકે પોતાની શરત પ્રમાણે શેર માંસ લેવાનો આગ્રહ રાખ્યો હતો એના જેવું થાય.* આપણે તેના જેવા ન થવું જોઈએ. આ રીતે જોઈએ તો ચેટ્ટી સાહેબ જે કરી આવ્યા છે તેમાં ખાસ ખણખોદ કરવા જેવું નથી.

વિ૦

* અહીં યુવાને શાયલૉકની રમૂજી અને બોધક વાત કહી સંભળાવી હતી. તે ભાગ અહીં છોડી દીધો છે.

ભલાભૂંડાના વિવેક વગરના માણસો સુખી છે, કારણ, એવા વિવેકવાળા (સત્ય જાણનારા) માણસોના જેવી ચિંતાઓ અને ઉપાધિઓ એમને વેઠવી પડતી નથી.

તેઓ દેવ જેવા છે, કારણ, દેવોની પેઠે તેઓ પણ મનમાં આવે તેમ વર્તે છે; તેમને કશો અંકુશ નથી.

—કૉન્ફ્યુશિયસ

# રવિશંકર મહારાજ

શ્રી રવિશંકર વ્યાસને જ્યારે હું પહેલવહેલો મળ્યો ત્યારે એમનો પોશાક, એમની કામળ અને એમની બેસવાની ઢબ જોઈ, 'આ કોઈ ગામડિયો અભણ કાર્યકર્તા છે' એવી પહેલી છાપ પડી. કોઈએ એમનો પરિચય કરાવ્યો ન હતો. એ રીતે એ સારું જ થયું. બીજી ક્ષણે જોયું કે, આ ગામડિયો તંદુરસ્ત છે અને મનદુરસ્ત છે. એમનામાં અસાધારણ નમ્રતા હતી. પણ એ નમ્રતા પાછળ પોતાને વિષે કશો અણવિશ્વાસ દેખાતો ન હતો.

એમની સાથે વાતો શરૂ થઈ અને મેં જોયું કે, શુદ્ધ જિજ્ઞાસાથી તેઓ જે પ્રશ્ન પૂછતા હતા, એ પ્રશ્નો પાછળ સારીસરખી સંસ્કારિતા અને સામાન્ય લોકોમાં હોય છે એના કરતાં ઘણી ઉપયુક્ત અને વિપુલ માહિતી એ ધરાવે છે. આર્યસમાજના સંસ્કારો તો તરત દેખાઈ આવતા. પણ કેટલાક આર્યસમાજીઓમાં જે સનાતની કટ્ટર 'સમાજી'પણું હોય છે, તેનાથી તેઓ મુક્ત હતા. મેં એમને કહ્યુ કે, 'સનાતની વૃત્તિ ન છોડેલા લોકો જ્યારે આર્યસમાજી બને છે, ત્યારે તેઓ વેદનો અર્થ કરતા સાયણાચાર્યને બદલે ઋષિ દયાનંદને પ્રમાણ માને છે એટલું જ; પણ અંધ અનુયાયિતા અને કટ્ટરપણું બન્નેનું સરખું જ હોય છે. એક જણ 'ધર્મસિંધુ'ને કે રૂઢિસ્મૃતિને માને છે તો બીજો 'સત્યાર્થપ્રકાશ'માં માને છે. પણ આંધળા અનુસરણમાં બન્ને સરખા જ સનાતની હોય છે. તમારામાં એ સનાતનીપણું હું નથી જોતો. તમે સાવ તાજા લાગો છો.'

આમ રવિશંકર મહારાજની મારા પૂરતી શોધ મેં જાતે જ કરી એ વાતને આજે પા સદી કરતાં વધારે વખત થયો હશે. આટલાં વરસોમાં અનેક વાર, અનેક પ્રસંગે રવિશંકર મહારાજના પરિચયમાં આવ્યો છું. હું જોઉં છું કે, બુદ્ધિની, હૃદયની અને જીવનદૃષ્ટિની એમની તાજગી એવી ને એવી જ રહી છે એટલું જ નહિ, પણ કાંઈક વધી છે નિઃસ્પૃહતા જાળવ્યા છતાં બધા પ્રત્યે સમભવ અને મીઠાશ બતાવવાની કળામાં તો ગાંધીજી પછી એમનું જ સ્થાન છે. એમની સાથે કલાકો સુધી વાતો કરો અને વર્ષો સુધી એમના કામનું નિરીક્ષણ કરો, એમના મનમાં કોઈને વિષે કડવાશ કે શત્રુતા દેખાઈ આવે નહિ.

જ્યારે જ્યારે આનું કારણ મેં શોધ્યું છે, ત્યારે ત્યારે મને તો એ સફળતાના મૂળમાં એમની નિર્લોભતા, અપરિગ્રહ અને અનાસક્તિ દેખાયાં છે. અને, લોકોને આશ્ચર્ય થશે, પણ મને તો લાગે છે કે, એમની મીઠાશ પાછળ એમનું સાદું, કષ્ટસહિષ્ણુ, ખડતલ જીવન જ છે. જે લોકોનું ખડતલપણું જબરદસ્તીથી કેળવેલું હોય છે અને બરાબર પચેલું હોતું નથી, તેઓ તો પોતાની કદર કરવાને અર્થે પણ બીજા શિથિલ લોકો પ્રત્યે આકરા થઈ જાય છે. પણ જેમણે શીતલ ત્યાગ સાધ્યો છે, વૈતરું કરતાં જેમને આનંદ છૂટે છે, અને પરિશ્રમી જીવન જેમને કષ્ટ જેવું લાગતું નથી, તેઓ એ જ ચારિત્ર્યસિદ્ધિને કારણે, કેવળ ઉપરથી નહિ, પણ હૃદયના ઊંડાણથી બધા પ્રત્યે મીઠાશ રાખી શકે છે, બતાવી શકે છે.

કેટલાક આધ્યાત્મિક સાધનામાં માનનારા લોકો બહુ કોમળ સ્વરે બોલે છે, દરેક બાબતમાં ઉદાર દૃષ્ટિએ જોવાનો આગ્રહ સેવે છે, પણ તેઓ નક્કર વસ્તુસ્થિતિને અડતા જ નથી; ઝઘડાંમાં ઊતરીને દબાયેલાઓનું પ્રત્યક્ષ ઉપરાણું લેવાનું તો દૂર જ રહ્યું. રવિશંકર મહારાજ એ કોટિના નથી. એમનો પુણ્યપ્રકોપ જાગ્રત થઈ શકે છે, ગરીબોની વહારે તેઓ ધાઈ શકે છે. ઝઘડો વહોરી લઈ શકે છે. પણ એમની ઉચ્ચ ભૂમિકા નક્કર હોઈ પોતાની અનાસક્તિ દ્વારા જ તેઓ બધાનો આદર મેળવે છે. અળગા રહી પોતાની જાતને બચાવવી એ ખરી અનાસક્તિ નથી. પોતાનો સ્વાર્થ બાળી નાખી દુર્જનો પ્રત્યે પણ સમભાવ કેળવવો એ સાચી અનાસક્તિ છે, એ તેઓ જાણે છે. અને ગરીબો માટે ન્યાય અને રાહત મેળવવા પાછળ કેવળ નરી ન્યાયનિષ્ઠાથી પ્રેરિત થવાને બદલે પ્રેમ, બંધુતા અને માનવતાની નિષ્ઠાથી જ તેઓ સમાજસેવામાં પ્રવૃત્ત થયા છે અથવા એમ જ કહેવું જોઈએ કે, માતામાં બાળકો પ્રત્યે જે અમર્યાદ વાત્સલ્ય હોય છે તે જ એમને, ગુનેગાર ગણાતી અને ત્રાસરૂપ નીવડેલી દૂધેવી કોમોની સેવા કરવાને પ્રેરે છે.

સેવા કરવાની આ વૃત્તિ સાથે લઈને જ તેઓ જન્મ્યા લાગે છે. પણ એ સેવા કરવાની આવડત અથવા કુનેહ તો એમનામાં અનુભવે આવી છે. આ બાબતમાં એમનું આત્મપરીક્ષણ એટલું ઉગ્ર છે કે, સેવાભાવમાં 'પરોપકાર'-બુદ્ધિનું મિશ્રણ થવાથી પણ સેવાભાવ મેલો થઈ શકે છે, એ પણ તેઓ જોઈ શક્યા છે.

એમની તત્ત્વનિષ્ઠા અને નિઃસ્વાર્થ સેવાભાવ જોઈને સત્તાના પ્રતિનિધિ સરકારી અમલદારો એમની કદર કરવા લાગ્યા. એમની સૂચનાને માન આપી ગરીબોને ન્યાયની તેમ જ નાણાંની અને સગવડોની રાહત આપવા લાગ્યા મહારાજ એમાં તણાયા. પણ એમની અંતર્મુખ જાગરૂકતાને એમાં આવતા દોષો પારખતાં વાર નહિ લાગી રાહતકાર્ય એ ચારિત્ર્યસંગઠન માટે પાંગળું સાધન છે, એ એમણે જોઈ લીધું. અને જોયું એટલે જાહેર પણ કર્યું. રાહતનું કામ છોડી દેવા જેટલું આધ્યાત્મિક આંધળાપણું એમનામાં નથી. પણ રાહતની કિંમત રાહત જેટલી જ છે, વધારે નથી, એટલું એમણે જોઈ લીધું છે. ગરીબોનું દુઃખનિવારણ કરવા માટે સ્વરાજ્યસરકારની મદદ લેવા તેઓ તૈયાર થાય ખરા; પણ સત્ય અને સત્તાનો મેળ ખાઈ ન શકે એટલું તો એમના મનમાં વસી જ ગયું છે. ખડતલ જીવનને કારણે જળવાયેલી જાગરૂકતા એમની મુખ્ય મૂડી

છે. અને તેથી તેઓ ઉચ્ચ કોટિના સેવક અને સાધક બન્યા છે.

એમને સંસ્કૃત કે અંગ્રેજી નહિ આવડતું હોય, પણ કોઈ એમને અભણ માને તો તે ભૂલ છે. માણસના મનનું અને જીવનનું પૃથક્કરણ કરવાની કળા જેણે કેળવી છે અને સેવાને અર્થે એ કળા જે સફળતા સાથે વાપરી શકે છે, એને અભણ ન જ કહી શકાય.

રવિશંકર મહારાજ જે ગામડિયા ભાષા બોલે છે તે એમણે કેળવેલી છે. પણ એમના વાક્યેવાક્યમાં એમનો શબ્દભંડોળ પ્રગટ થાય છે એટલું જ નહિ, પણ એમને શબ્દશક્તિનું ભાન છે એ પણ તરી આવે છે. સત્યનિષ્ઠા અને જીવનનિષ્ઠા જ્યાં હોય ત્યાં વિચારશુદ્ધિ અને ભાષાશુદ્ધિ એની મેળે ખીલવાનાં જ. મનુષ્યસ્વભાવનું અને સામાજિક પરિસ્થિતિનું આટલું ઊંડું જ્ઞાન જેને છે, તેની ભાષામાં અને શૈલીમાં માર્દવ અને તેજસ્વિતા બન્ને આવ્યા વગર રહેવાનાં નથી.

આદર્શપાલનને અર્થે જે સંયમ કેળવવો પડે છે અને વહેવારની દૃષ્ટિએ ખુવાર થવું પડે છે એનો અનુભવ જેને છે તેના મનમાં, જો અભિમાનનો પ્રવેશ ન થયો હોય તો, સામાન્ય માણસની શિથિલતા પ્રત્યે અનુકંપા જ પેદા થવાની. . . .

કોમ કોમ વચ્ચે બંધુતા સ્થાપન કરવી હોય અને જમાનાઓથી ઘર કરી બેઠેલા સામાજિક દોષો તેમ જ ભૂલભરેલા આદર્શો દૂર કરવા હોય, તો કઠોર ન્યાયનિષ્ઠા કરતાં પ્રેમાળ બંધુભાવ અને માતૃસહજ ક્ષમાવૃત્તિ જ કેળવવી જોઈએ. એમ કરીએ તો જ માણસ માણસ વચ્ચે, જાતિ જાતિ વચ્ચે, કોમ કોમ વચ્ચે, અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ભાઈચારો અથવા કૌટુંબિક ભાવ સ્થાપન થઈ શકશે. સત્ય અને અહિંસા દ્વારા જે માનવધર્મ સ્થાપન કરવા માટે ગાંધીજી આજન્મ અને આમરણ મથ્યા, તે જ માનવધર્મનું પાલન કરવાનો સાચો માર્ગ રવિશંકર મહારાજે અજમાવી જોયો છે.

રોમના ઇતિહાસના પ્રારંભમાં સ્વદેશી સરકારની ભૂલો સામે ભોળી દબાયેલી પ્રજાના રક્ષક તરીકે 'ટ્રિબ્યૂન' નામના લોકો નિમાતા એનો ઉલ્લેખ છે. આપણે ત્યાં સ્વરાજના દિવસોમા આવા 'ટ્રિબ્યૂન'ની જરૂર ઉત્પન્ન થવાની. ફરક એટલો જ છે કે, રવિશંકર મહારાજની લોકહિત-રક્ષક તરીકે નિમણૂક થવાની જરૂર નથી. એમની આજન્મ નિઃસ્વાર્થ સેવાએ જ એમની નિમણૂક કરી દીધી છે. સિંહને જંગલનો રાજા થવા માટે અભિષેકની જરૂર રહેતી નથી, એ જૂની સંસ્કૃત કહેવતને તોલે આવે એવી નવી કહેવત ચાલુ કરવી પડશે કે, 'રવિશંકર મહારાજને નથી આપવી પડતી પદવી કે નથી કરવી પડતી એમની નિમણૂક કોઈ એક હોદ્દા પર.' ટૂંકામાં કહીશું કે, 'રવિશંકર જેવા એની મેળે જ મહારાજ થાય છે.' આજે ગુજરાતમાં 'મહારાજ એટલે રવિશંકર' એવું સમીકરણ થઈ ગયું છે.*

કાકા કાલેલકર

*શ્રી બબલભાઈ મહેતાકૃત 'રવિશંકર મહારાજ' (પ્ર. કમલ પ્રકાશન મન્દિર, અમદાવાદ)ની પ્રસ્તાવનામાંથી.

# નવી સરકારી બાળપોથી

સ્વરાજની વાચનમાળા કેવી હોવી જોઈએ એ વિષે સામાન્ય વિચાર કરી રહેતાં, આ ચોપડી મારી પાસે અવલોકનને માટે આવે છે. સ્વરાજ સરકાર વતી એ બહાર પડે છે; પરંતુ શરૂમાં જ કહી દઉં કે, સ્વરાજની વાચનમાળાની બાળપોથી* થવાની તેની યોગ્યતા નથી. અને એ એક દુઃખદ બીના છે.

મુંબઈ સરકારે હાલમાં ચાલતી બધી ગુજરાતી વાચનમાળાઓને સ્થાને સર્વત્ર એક જ વાચનમાળા શરૂ કરાવવાના પ્રશસ્ત ઇરાદાથી ધોરણ ૧થી ૪ માટે ગુજરાતી વાચનમાળા તૈયાર કરવા એક સમિતિ નીમી હતી. તે સમિતિએ તૈયાર કરેલી બાળપોથી આ છે. હવેથી બધી બાળપોથીઓને સ્થાને ફરજિયાત એ બાળપોથી ચાલશે.

સરકારી કેળવણીખાતાના મુખ્ય અધિકારી આ બાળપોથીના નિવેદનમાં જણાવે છે કે,

"આ સમિતિને પોતાના કામ માટે બહુ જ ઓછો સમય મળ્યો હતો. . . . આ પુસ્તક સંજોગવશાત્ અતિ અલ્પ સમયમાં તૈયાર થયેલું હોઈ, એમાં સુધારાવધારાને અવકાશ છે, એનો સમિતિના સભ્યોને પૂરતો ખ્યાલ છે. અને તેથી એ અંગે જેમને સૂચનાઓ કરવા જેવું લાગે, તે સૌ પોતાની સૂચનાઓ મોકલશે એવી આશા છે. એ જણાવવાની ભાગ્યે જ જરૂર છે કે, નવી આવૃત્તિ વખતે એ સૂચનાઓનો ઘટતો ઉપયોગ જરૂર કરવામાં આવશે."

સુધારાવધારાને પૂરતો અવકાશ છે એવું કબૂલ કરી લઈ, સૂચનાઓ માગવાની ભલમનસાઈ સાથે પોતાની તૈયાર કામગીરીને લોકો સમક્ષ રજૂ કરવી, એ લોકશાહીના જમાનામાં શોભે એવું છે ખરું. પરંતુ અત્યાર પહેલાં ગુજરાતી બાળકો માટે ધીરજથી, ખંતથી, સહાનુભૂતિથી, અને અનુભવથી જે જે લેખકોએ કે સંસ્થાઓએ પાઠ્ય-પુસ્તકો, પોતાને યોગ્ય લાગે તેટલો સમય અને શક્તિને ખરચીને, તૈયાર કર્યાં હશે, તે પુસ્તકોને એકીસપાટે વાળી કાઢી, તેમને સ્થાને 'અલ્પ સમયમાં તૈયાર થયેલું' અને જેમાં 'સુધારાવધારાનો અવકાશ' સમિતિના સભ્યોને જ 'પૂરતો' સમજાય છે, તે પુસ્તક ચાલુ કરી દેવાના

*ગુજરાતી વાચનમાળા — બાળપોથી: પ્રકાશક, સરકારી કેળવણીખાતું, મુંબઈ પ્રાંત; પૃ૦ ૨૪+૭; કિં૦ ૦–૩–૯.

'સંજોગ' શા હશે તે, સરકારે જ જ્યારે (કદાચ 'જાહેર હિતમાં') જણાવવાનું મુનાસિબ નથી માન્યું, ત્યારે તે વિષેની વધુ ખણખોદ આપણે પડતી જ મૂકીએ.

જે સમિતિના 'પ્રત્યેક સભ્યે ભારે પરિશ્રમ લઈને ઉત્સાહપૂર્વક, પોતાનાં લખાણ માટે કોઈ પણ જાતનો પુરસ્કાર સ્વીકાર્યા વિના પોતાનું કાર્ય' કરીને સરકારને આભારી કરી છે, તે સમિતિ કે તેના જુદા જુદા સભ્યોની લાયકાત કે કુશળતા વિષે કશું સીધું કહેવાનું હોય નહિ અને શક્ય પણ નથી. છતાં તેમણે રચેલી આ બાળપોથીને પોતાને જોયા પછી સૌથી પ્રથમ એક વાત તો કહી દેવાનું મન થાય છે કે, બાળકોને શીખવવાનું કામ જેમણે કર્યું નથી, એવા લોકોને હાથે તો એ તૈયાર નથી થઈ? એક પાઠમાં માનવ કે બાલ—ચરિતનું કલાત્મક નિરૂપણ છે જ નહિ. એક શબ્દ, એક ભાવ કે એક પાઠ સાહિત્યની સર્જનકળાનો આભાસ આપતો નથી.

ઘણી વાર વચ્ચે વચ્ચે કઢંગી રીતે કાલા ગુજરાતી શબ્દોમાં કંઈક કવિતા જેવું આવે છે. 'પલકપલક,' 'મલક-મલક,' 'ઠમકે,' 'ડોલે,' 'આંગણે,' 'પાદરે,' 'ડુંગરડે,' 'આભમાં,' 'રણકે,' 'સરી જાય,' 'લપાય,' 'ઝબકે,' 'ઊભરાવ,' 'ખેતરો હસાવ,' 'ફોરા સુણ ય,' 'ઝોલાં ખાય,' 'નીસરે વેણ,' 'સુણીએ,' 'ઉગમણી દિશા લાલ બને, ઊડે આભે અબીલ ગુલાલ,' 'સેજ (શય્યા) છોડો,' 'આગણે સૂરજ તેજ છલકે,' 'ઘનમનતી ચાલે,'—એ બધા શબ્દો બાળકોના તો નથી જ. જોકે આજકાલના ગુજરાતી 'બાલ' કવિઓ એ બધું વાપરે છે ખરા. છોકરાંના જે વિશેષનામો આવે છે તે પણ કોણ જાણે કઈ કોમનાં કયાં છોકરાના છે. અલબત્ત, એ નામ સુશોભિત છે, અને ગામડે ગામડે માબાપોને પોતાના છોકરાના નામ પાડવાને સૂચનારૂપે કામ આવે તેવા છે. (ભરત, અમર, ઉમા, ઈલા, ઉષા, બિંદુ, ગૌરી, લીલુ, લતા, હંસા.)

ચિત્રથી શબ્દ, અને શબ્દથી ચિત્ર યાદ કરાવી શીખવવાની પદ્ધતિ કામમાં લેવાઈ નથીએ, તોપણ ઈલા એ ઈલા છે, અને અમર એ અમર છે, અને ઉમા એ ઉષા નથી, એ શી રીતે બાળકને યાદ રહેવાનું છે?

જે પદાર્થો વિષે વાત આવે છે તે પદાર્થો પણ અનોખા છે: હંસ, કમળ, ટમેટાં, કોયલ, પાદર, ડુંગરડો, આંબાડી મેહુલો, હસતાં ખેતરો, ધરતીમાં લપાતી વીજળી, ઝારી, કિલકાર, પરી, ટોડલો, બરફ, તાડ, વિમાન, આગગાડી, ચાદી, વીંટી, અબીલ-ગુલાલભર્યું આભ, ટમટમતા તારા. અને ઉજાણી, બાગ, હંસ, કમળ, પરી, આભ, વીજળી, મોરલો, વગેરેની ભીડમાં એકાદ તકલી અને તેની પૂણી જાણે મશ્કરી પામવા જ દેખા દે છે.

બાળક પોતે આખા પુસ્તકમાં દાખલ થઈ કશું કહેવા પામતું જ નથી; તે તો આ પાઠો આગળ ડઘાઈને અમીટ નયને ચુપચુપ જડસડ થઈને બેઠું છે, અને ચકિત બની નિહાળીને જ ધન્ય થાય છે.

તે દિશાએ જોતાં ગિજુભાઈ—જુગતરામની 'ચાલણગાડી' (કિં ૦-૨-૦) આખી જાણે બાળકોએ જ લખી છે. અને તેમાં "બાળકના હૃદયમાં મનુષ્ય અને અન્ય સૃષ્ટિ માટે જે પ્રેમ રહેલો છે તે પ્રગટ થાય, તેમને માટે કંઈ કંઈ કરવાનો તેને રસ ફૂટે," એવી સામગ્રી એ રીતે જ પીરસાઈ છે. મારા જેવો આધેડ થવા આવેલો માણસ પણ તે ચોપડી હાથમાં લઈને વાંચતાં બાળકો સાથે થોડો વખત બાળક જેવો થઈ, તેમના રીતે વિચારવાનો, બોલવાનો અને કહેવાનો આનંદ લઈ આવ્યાનો અનુભવ કરી શકે છે. પહેલો પાઠ જ જુઓ. તેમાં સીધા સાદા બે અક્ષરના કેટલાક શબ્દો છે પણ તેમાંય બાળકની વૃત્તિ, તેના ઉપર હસતી ટીકા અને પ્રેરણા તરત નજરે પડે છે: વડ, ઘડ, ચડ, પડ! પડ, ચડ! ત્યારે આ નવી સરકારી બાળપોથીમાં તો રવીન્દ્રનાથ ટાગોરે લખેલી પોપટની વાતમાંના પંડિતો ચીપિયા-સાંડસી લઈ, પોપટની ચાંચમાં પોથીઓનાં પાનાં જાણે ખોસી રહ્યા છે! આખી ચોપડી હાથમાં લઈ, વાંચીને હેઠી મૂકીએ ત્યાર પહેલાં આપણને આપણું કંટાળાભર્યું ધડપણ વધુ ઘરડું થયું લાગે છે!

વળી, બાળકોને જોતાં જ ત્રાસ થાય એ પ્રમાણે (તેમને દુર્ભાગ્યે) દરેક પાનની પાછલી બાજુ અવળી ફરીને આગળ ડોકિયાં કરે એવી છપાઈ તથા કાગળ પણ છે. રંગો ઉમેરીને ચોપડી બાળકો માટે આકર્ષક કરવા ખરચાળ તો કરી છે; પણ તે બધું આ છપાઈ અને કાગળને કારણે એળે ગયું છે; અને અક્ષર ઉપર આંખ ટેકવીને વાંચતાં શીખતા બાળકની આંખે ઝળઝળિયાં લાવવાનો જ હેતુ સરે એવી બીક રહે છે.

ચિત્રો પણ પેલાં વિશેષનામો જેવાં જ શહેરોની સોસાયટીઓમાંથી, ખાસ કરીને ઉપલા કહેવાતા વર્ણનાં કુટુંબોમાંથી ઉતારી આણ્યાં હોય તેવાં છે. તેનાં બાળકની આંખે જગતના પદાર્થો અને ક્રિયાઓ કેવાં લાગે તેનો ખ્યાલ જ નથી. 'ચાલણગાડી'નાં ચિત્રો તે રીતે ખાસ સરખાવવા જેવાં છે: કોઈ બાળ-ચિત્રકારે પોતાની તાજગી-ભરી આંખે જગતને નીરખીને દોર્યાં હોય તેવાં એ ચિત્રો છે. આ બાળપોથીનાં ચિત્રો તો સુંદર પોશાકથી શોભીતાં દેખાવા પ્રયત્ન કરતાં અકડાં શરીરો અને સિમેન્ટ-કોન્ક્રીટનાં દીવાસળીનાં ખોખાં જેવાં મકાનો વચ્ચે પૂરેલા કૃત્રિમ બગીચાઓ જોવાને ટેવાયેલી આંખે ચીતર્યાં હોય તેવાં છે બાળકની તાજગીભરી રમતિયાળ આંખ કદી હોય તોપણ તે આ પુસ્તક પૂરતી દેખાતી નથી.

લેખનકામ કહીને છેવટે મૂકેલા આઠ પાઠો એ ચોપડી ફોગટની નવીનતા છે; અને તેની અર્થહીનતા એ ચોપડી શીખવનારને જ તરત ધ્યાનમાં આવશે.

શબ્દો શીખવવાની ગરજવાળાં વાક્યોથી ભરેલાં માંડ વીસેક પાન ઉપરથી મોટી તારવણી કાઢવી એ અનુચિત કે ઉતાવળું કહેવાય; તેમ છતાં, 'પુત્રનાં લક્ષણ પારણામાંથી

પરખાય' એ ન્યાયે સામાન્યપણે એવી છાપ પાડ્યા વિના નથી રહેતી કે, વર્ધાશિક્ષણને ફરજિયાત કરવાનો ઇરાદો રાખતી સરકારે, 'તે હેતુને મદદગાર નીવડે તેવી નવી વાચનમાળા સાર્વત્રિક કરવાને અર્થે', આ ચોપડીઓ તૈયાર કરાવવા'ધારી હોય, તો આ પુસ્તક, સરકારની તે આશા ફળીભૂત થવાની આગાહી આપે તેવું નથી જ લાગતું.

ખોટું નાણું સાચા નાણાને હંમેશા હાંકી કાઢતું કહેવાય છે; પરંતુ તે કદાચ નાણાં-ક્ષેત્રમાં નથી શકતું હશે. પરંતુ આ બાળપોથી ખરેખર સારી સફળ બાળપોથીઓને જો હાંકી કાઢવામાં સફળ થાય, તો તે એક પ્રજાકીય હાનિ થઈ કહેવાય, અને પ્રજાકીય સરકાર તેમાં નિમિત્તરૂપ બની હશે એ વસ્તુ વિમાસવા જેવી લાગે ખરી. ગો૦

# પલાશવનની શેઢી

વરધરી ને ધામોદની પાછળના ડુંગરમાંથી શેઢી નીકળે છે. અહીં ધામોદમાં કેદાર મહાદેવ ઉપરાંત અમદાવાદથી પારસમણિ લઈને નાસી આવેલા લાલિયા લુહારની જાહોજલાલીનાં દર્શન કરવાનાં પણ મળે છે. લાલિયાનું તો સ્મરણમાત્ર રહ્યું છે ને પારસમણિ કારંટામાં ભાદર નદીમાં લય પામ્યો છે; પરંતુ એક ગરીબ લુહાર પારસમણિ મળવાથી કોટ્યાધીશ કેવી રીતે થયો ને નામના મેળવી, એ વાતની તો ધામોદના કિલ્લાનાં ખંડિયેરો આજે પણ સાક્ષી પૂરી રહ્યાં છે.

શેઢીનું બીજું દર્શન પાલી સેવાલિયાથી વાડાસિનોર જતાં રસ્તામાં કર્યું છે. ચોમાસામાં તે માર્ગ રોકી લે છે. દિવસો સુધી માણસો કે વાહનોને જવા આવવા દેતી નથી. વાડાસિનોરના બાબી વંશની જાહોજલાલી ને પતન તેમ જ આજે મુંબઈથી ધૂમ ઘસડાઈ આવતી કાળાંબજારોની લક્ષ્મી એણે જોઈ છે. પાલી સુધી તો આપણને એમ જ લાગે કે એ હમણાં ક્યાંક મહીને મળી જ જવાની પણ એ ડાબે હાથે વળવાને બદલે જમણી બાજુ ફંટાઈ જાય છે. ત્યાંથી એક બાજુ અંગાડીનાં અદ્વિતીય કોતરોની બાજુએથી વંકાઈ જઈ એ ઠાસરા. આગળ ઘસાઈ ડાકોરને સીમાડે આવીને ઊભી રહે છે. રણછોડરાયનાં દર્શન કરવા જનાર પ્રથમ શેઢીનાં દર્શન કરે છે.

ડાકોર એટલે ગુજરાતના હૃદયેશ્વરની રાજધાની. ડાકોર નામ ઉચ્ચારતાં કે તેનું સ્મરણ કરતાં વાલ્મીકિ ને બોડાણા સ્મૃતિપટ પર ખડા થાય છે. લૂંટારા વાલ્મીકિની પેઠે ભયંકર લૂંટો ને ખૂન કરનાર ને શેઢી ને મહીનાં કોતરોમાં ભરાઈ રહેનાર બોડાણો ઈશ્વરનો પરમ ભક્ત થઈ શકે છે, એની ખાતરી શેઢી કરાવે છે. એને કિનારે ગીતાના શ્લોકો સાચા પડે છે:

> अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
> साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ॥
> क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
> कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥

દ્વારકામાંથી બોડાણે આણેલા રાજા રણછોડની રાજધાની ડંકપુરનાં દર્શન કરી શેઢીને કિનારે કિનારે જ આગળ ચાલીએ.

શેઢીને પલાશવનચારિણી કહી છે. સાપણની પેઠે ઘડીકમાં ગૂંચળું વળતી ને ઘડીકમાં લાંબી લસરક થઈ જતી શેઢી છેક શરૂઆતથી જ ખાખરાનાં વનમાં રમતી ઘૂમતી ચાલી આવે છે. ખેડા જિલ્લાનો આ ભાગ ને આખો પંચમહાલ ખાખરાના વનથી જ ખડકાયેલો છે. વસંતમાં ખાખરાની અને ચોમાસામાં કડા કે સાગની શોભા ખૂબ જ ખીલી નીકળે છે. કેસૂડાં એ વસંતનાં છડીદાર છે. જંગલમાં કેસૂડાં ખીલવા માંડ્યાં એટલે વસંતની શરૂઆત થઈ ગઈ એમ સમજવું. પણ વસંતનો એવો ભભકભર્યો કેસરિયો રંગ સર્વોચ્ચ ત્યાગ માગે, એટલે ખાખરો કેસૂડાં ફૂટતાં પહેલાં પોતાનું સર્વસ્વ ત્યાગી દે છે; એકાદું રહ્યુંસહ્યું પાનેય ખરી પડે છે. હું આ પલાશવનની જ સંસ્કૃતિનો રહેવાસી છું. અનેક બટુકોને પલાશદંડ ધારણ કરતા જોયા છે, પલાશની સમિધો હોમી છે, પલાશનાં પાંદડાં એકઠાં કરવા માટે જંગલોમાં રખડ્યા છીએ, ડૂંખોની ગાડી બનાવી ફેરવી છે; અને ઘણી વાર થયું છે કે, પતરાળી તો ખાખરાનાં પાનની જ સર્વશ્રેષ્ઠ થઈ શકે એમ સૌથી પહેલું શોધી કાઢનારે વનસ્પતિ સૃષ્ટિનાં, પતરાળી બનાવી શકાય એવાં બધાં જ પાનના અખતરા જરૂર કરી જ જોયા હશે.

કેસૂડાંને 'દવ' — 'Flame of the forest' કહ્યાં છે.

> ધીકેલ વહ્નિ સરખે કુસુમે નમેલાં,
> કંપાયમાન પવને વન કેસૂડીનાં,
> શોભે વસંત સમયે ધરણી સુહાની,
> રાતે પટે વનવધૂ સરખી જ માતી

શિશિર ઋતુ પૂરી થઈ ગઈ છે ને રામ, લક્ષ્મણ

ને જાનકી વનમાં ચાલ્યાં જાય છે તે વખતે રામ સીતામાતાને કેસુડાંની શોભા બતાવતા કહે છે:

"आदीप्तानिव वैदेहि सर्वतः पुष्पितान्नगान्।
स्वैः पुष्पैः किंशुकान् पश्य मालिनः शिशिरात्यये॥"*

આવા પલાશવનમાં સ્વૈરવિહાર કરતી સેઢિકા—સેઢી ડાકોરથી ઉમરેઠ જવાને બદલે જરાક જમણી બાજુ કતરાઈ જાય છે. ઉમરેઠ એટલે ખેડાવાળ બ્રાહ્મણોનું મોટું મથક. ગુજરાતના ઔદિચ્ય વગેરે પંચગૌડ બ્રાહ્મણો ઉત્તરમાંથી આવ્યા. ખેડાવાળો દક્ષિણમાં શ્રીરંગપટ્ટણથી આવ્યા. એ ખેડા કે ખેડબ્રહ્મા પરથી ખેડાવાળ થયા એની ચર્ચામાં ઊતરવાની આપણને ઝાઝી નિસબત નથી. પરંતુ ગુજરાતની આ એક ખડતલ કોમ છે એમ તો સેઢી પણ કહે છે.

થામણાને જાણીતું કર્યું શ્રી. બબલભાઈ એ. એ માસરાથી થામણા આવ્યા ત્યાર પછી 'બબલભાઈનું થામણા' એમ એ ઓળખીતું થયું. પણ સેઢી નદીને કિનારે એ જ થામણામાં સિદ્ધ નાગાર્જુને પારદની રસસિદ્ધિ કરી એ વાત જ્યારે ઇતિહાસની તવારીખે મને પહેલવહેલી કહી, ત્યારે મારું દિલ હર્ષથી પુલકિત થઈ ઊઠ્યું. રસાયનશાસ્ત્રનો પ્રણેતા નાગાર્જુન ઈશુના દસમા સૈકામાં ગુજરાતમાં જ થઈ ગયો અને તેણે સહસ્રવેધી પારદની સિદ્ધિ બબલભાઈના થામણા ગામમાં કરી. એ વાત સમસ્ત ગુજરાતને ગૌરવપ્રદ છે.

"સોવન રસ સાધઈ જિહાં,
રસતિહાં સીધુ સુયશ લીધું,
નદી સેઢી નઈ તટઈ"

એ બ્રાહ્મણ હતો; પાદલિપ્તાચાર્ય પાસેથી ગગનવિહારી વિદ્યા શીખવા એ જૈન થયો. સેઢી નદીને કિનારે પલાશવનનાં ઝાંખરાંમાં પડી રહેલી સ્તંભનક પાર્શ્વનાથના સાન્નિધ્યમાં, મરણનું મારણ શોધવા નીકળેલા નાગાર્જુને જે સિદ્ધિ પ્રાપ્ત કરી, તેણે એને ઇતિહાસને ચોપડે તો અજરામર નામ આપ્યું જ.

એ બધું બન્યું ત્યાર પછી બારમા કે તેરમા સૈકામાં અભયદેવસૂરિને પતનો રોગ થયેલો, એ આ જ સ્તંભનક પાર્શ્વનાથની પૂજાઅર્ચા કરવાથી મટી ગયેલો. અને અભયદેવસૂરિએ ત્યાં જ 'જ્યતિહુયણ' સ્તોત્ર રચેલું; એ 'સ્તવનાવલિ' તો સેઢી આજે પણ કોઈક કોઈક વાર રાત્રિના એકાંતમાં ગાતી સંભળાય છે. અભયદેવસૂરિની તપસ્યા પૂરી થઈ ને થામણા વસ્યું: વાચક કુશલલાભ કહે છે:

"નામ દેવી કહઈ નદીય સેઢી વહઈ,
"તિણ તટિ તટિ. વૃક્ષ ખાખર તણઈ એ;
તિહાં તુમે જાઈઉં સ્તવન કરિઉં નવું,
પ્રગટ થાસ્યઈ પ્રભુ થંભણઉ એ,
તેહનઇ સ્નાત્રજલિ રોગ સવિ જાઈ ટલિ,
કહીય ઈમ ગહીય સાસણસુરીએ,
સંઘ સમગ્ર મિલી-તિહાં જાઈ મનરલી,
નામ ધરણેન્દ્ર ધ્યાનઈ ધરીએ,

અને પછી?

તિણ કરી જ્યતિહુયણ બત્રીસી," પાસી પ્રગટ્યા તતખિણઈ
તસુ સ્નાત્રનાઈરઈ- સુખસરીરઈ, ધન્ય ધન્ય સહુ ભણઈ;
तिणि थान थाप्युं सुजस व्याप्युं, थयो वरतो अति घणउ,
तेहनइ नामइ तेणइ ठामइ, गाम थाप्युं थंभणु.

વિજ્ઞાનના પ્રયોગો માટે જેમ અર્કનલિકા તૈયાર કરવામાં આવે છે એમ આવા મહાન પ્રયોગો જેને કિનારે થવા સર્જાયેલા છે એ સેઢી આ થામણા આગળ અર્કનલિકા જેવી બને છે. પછી એ સાક્ષરનગરી નડિયાદ બાજુએ જાય છે. પણ ગામથી છેટે જ વહી વાત્રકને શોધતી શોધતી આગળ વધે છે. આટલે સુધી તો એને અલીણા-મહીસા આગળથી ચાલી આવેલી લૂણી કોટ આગળ મળી હોય છે. અને વરાંસી ને મહોર કપડવણજ આગળ એક થઈ વહી આવતી પીણા પાસે બનેવાના નાકા આગળ સેઢીને મળી ગઈ હોય છે.

વિજ્ઞાન, કેળવણી ને સાહિત્યના પ્રયોગો કર્યા પછી એને જાણે થાક લાગ્યો છે. કેદારનાથનું પાણી એણે સોએક માઈલ પાયું છે. એ મેદાનોની હવા ખાતી ખાતી ચરોતરના અવનવા રંગ નિહાળતી ખેડા આગળ દૂરથી વાત્રકને જોઈ જતાં જ અધીરી થઈ જાય છે. ને ખેડા પાસે એ બે બહેનો પુષ્પોના ગજરાથી ને શંખલાંના કંકણથી સુશોભિત હાથ એકમીજાની ગ્રીવામાં ભરવી દે છે, ઘડીભર ત્યાં જ થંભી જાય છે, ને પછી આનંદથી મસ્ત થતી, ડોલતી, એકત્વ અનુભવતી વૌઠાનો મેળો જોવા આગળ દોડી જાય છે.

શિવશંકર પ્રાણશંકર શુક્લ

*"હે સીતા! વસંત બેસી ગઈ છે ને ચોઅરદમ પર્વતો પુષ્પોથી આચ્છાદિત થઈ ગયા છે. અને ખીલેલાં કેસૂડાંથી એ પર્વતો પર દવ સળગ્યો હોય એમ લાગે છે.

# ૧૯૪૨–૪૩ના એ દિવસો !–૪

[ એક ડાયરીનાં પાન ]

[ એક સહૃદય રાષ્ટ્રપ્રેમી ભાઈએ, અંગ્રેજ સરકારના ગાંડપણના આ કાળમાં છૂટક લખેલી પોતાની ડાયરીનાં પાને (પ્રગટું તો પ્રસિદ્ધ કરવાની છૂટ સાથે) જોવા આપ્યાં છે. આ ભાઈએ જેલમાં આ નથી લખ્યાં; તે આ કારમા દિવસોમાં દેશરૂપી બહારની જેલમાં હતા. તે તરીકે આ ડાયરી એક રીતે કીમતી ગણાય. કાંઈ નહિ તો, તે કાળમાં એક દેશપ્રેમીને બહાર શું થયું હતું, એ તો એમાંથી જોવા મળે છે.

આ ડાયરી નરી હકીકતોની નથી. તેમ જ તેમાં રોજેરોજ લખાયેલી નોંધો નથી. તા. ૨૪–૮–'૪૨ થી ૨૨–૨–'૪૩ (ગાંધીજીના ઉપવાસ) સુધીના કાળમાં જ્યારે જ્યારે જે ભાવ ટપકાવવા જેવો લાગ્યો, તે વિષે નાનકડી ૨૦–૨૨ નિબંધિકાઓ એમાં છે. તે દિવસોના ઇતિહાસના સર્જનને માટે પણ આવી સામગ્રી કામની ગણાય. આજે જ્યારે એ સમય વિષે ઇતિહાસની તટસ્થ નજર કામ કરી શકે છે, ત્યારે 'એને પ્રસિદ્ધ કરવામાં વાંધો નથી.' નીચે તેનો આગળનો હપતો છે. –મ૦ ]

## ૧૨

## સરકારને સદ્બુદ્ધિ ક્યારે સૂઝશે?

તા. ૧૬મી નવેંબર ૧૯૪૨

### ૧

જનરલ સ્મટ્સે ગાંધીજીનાં વખાણ કર્યાં છે તેથી આપણે ફુલાઈ જવાની જરૂર નથી. સ્મટ્સનું માનસ તેના . . . શબ્દોમાંથી તરત દેખા દે છે. ચર્ચિલ અને સ્મટ્સ બંનેની . . . માન્યતાઓ મૂળે તો એક જ છે. એક કટુ શબ્દોમાં બોલે છે; બીજો જરા હળવી ભાષા વાપરે છે; પણ બંનેનો સાર એક છે. હિન્દીઓની આપસઆપસની ફૂટ સંધાય નહિ ત્યાં સુધી હિન્દને સ્વતંત્રતા મળે નહિ. હિન્દીઓના ઘરગથ્થુ પ્રશ્નમાં માથું મારવાની જનરલ સાહેબ ના પાડે છે. બીજા દેશોમાં હિન્દ વિરુદ્ધ પ્રચાર કરવો તે આવા સજ્જનોનું લડાઈના સમયમાં મુખ્ય કાર્ય થઈ જાય છે. આવા ગૃહસ્થો યુદ્ધનેમોની ચોખવટ (?) ગોળ ગોળ શબ્દોમાં કરી આખીયે દુનિયાને ઠગવાનો ધંધો લઈ બેઠા છે. ચર્ચિલ અને સ્મટ્સનાં વચનો સાથે સમ્નર વેલ્સનાં વચનો સરખાવવા જેવાં છે. હળવો હળવો પણ હિંદને માટે અમેરિકામાં ઘણો પ્રચાર થયો છે; જોકે અમેરિકામાં પણ શાહીવાદી ઝેર વ્યાપી ગયું હશે તો હિંદે હાલ તુરત નાહી નાખવું પડશે એમ લાગે છે. સ્વાતંત્ર્ય મેળવવાની અને ટકાવવાની એક જ હિકમત છે અને તે આત્મવિશ્વાસ છે. જે પ્રજાઓ કે વ્યક્તિઓ આત્મવિશ્વાસ ગુમાવી બેસે છે તેમને ભારે કિંમત ચૂકવવી પડે છે.

### ૨

અમદાવાદમાં કેટલાક લત્તાઓમાં ટપાલ વહેંચવાનું બંધ કરવામાં આવ્યું છે. પ્રજાને પોસ્ટ ઑફિસે જઈ ટપાલ લેવાની સૂચના આપવામાં આવી છે. સરકારે તો પ્રથમથી જ કાયદામાં આ પ્રમાણેની . . . જોગવાઈ રાખેલી છે. પોસ્ટ ઑફિસો ઘેર ટપાલ મોકલવા બંધાયેલી નથી. બીજાના ઘરમાં ઘૂસી જઈ પરાણે રાજ કરવું હોય ત્યારે આવી જોગવાઈઓ અને તરકીબો હમેશાં કરવી પડે છે. આમ-પ્રજા અત્યાર સુધી માનતી કે અંગ્રેજના રાજથી પ્રજાને સુખ છે. આ દંભ હવે ચિરાઈ ગયો છે. રેલવે, પોસ્ટ, તારખાતું, સડકો વગેરે કોઈ સાધન પ્રજાને માટે નથી. લશ્કર લઈ જવા લાવવા માટે રસ્તાઓ બંધાયેલા અને રેલવે પણ તેટલા જ કારણસર નંખાયેલી તે વાત કોઈ ન ભૂલે. તાર-ટપાલ પ્રથમ રાજકર્તા માટે છે. પોસ્ટકાર્ડ અને કવરના ભાવ વધારવામાં આવ્યા ત્યારથી જ ગામડિયાઓ પણ સરકારની અવળચંડાઈ પારખી ગયા. એક રૂપિયાની નોટ વટાવતાં પણ મુશ્કેલી પડવા માંડી ત્યારે સરકારની આંટ વિષે ગામડાની પ્રજાને પણ સંદેહ પડી ગયો. જે પરિણામ ભાષણો અને બીજા પ્રચારથી સાધી ન શકાત તે પરિણામ સરકારે પોતાનાં જ કૃત્યોથી પ્રાપ્ત કર્યું છે. હવે કયો હિંદી એવો હશે જેને સરકારની સદ્બુદ્ધિ માટે વિશ્વાસ બેસે? વધુમાં નોટો ઉપર કોઈ પણ સૂત્ર લખેલું હશે તો તે નોટ રદબાતલ જશે એવો વટહુકમ હિંદના વિચાર-હીન હાકેમે બહાર પાડ્યો છે. સરકારની આવી ચેષ્ટાઓ હિંદના અભિપ્રાયને નક્કર અને મક્કમ બનાવે છે.

### ૩

મરકતી બજારમાં પોલીસોએ ખાનગી જગામાં ઘૂસી જઈ વેપારીઓને માર્યા. વેપારીઓથી આ જોયું ન ગયું, એ પણ લાકડી લઈને ઊલટ્યા અને એક પોલીસને સખત માર પડ્યાનું સાંભળ્યું છે. પોલીસદળ ધાડપાડુની ટોળકી છે તે વાત હવે સાબિત કરવાની રહે છે? નિઃશસ્ત્ર વેપારીઓને એમની માલિકીની જગામાં ઘૂસીને મારવા અને કાયદો તથા વ્યવસ્થા જાળવવાનું બહાનું કાઢી બચાવ કરવો એ કાર્યક્રમ હવે વ્યવસ્થિત થઈ ગયો લાગે છે. સરકારે સદ્બુદ્ધિ ગુમાવી છે અને શરમ નેવે મૂકી છે.

ગરમ રહે છે. આ બીજો મત છે. ત્રીજો એક એવો પણ મત છે કે, જમીનમાંના જુદા જુદા થરો તેમ જ તેમાં રહેલાં દ્રવ્યોમાં જુદા જુદા દબાણવાળી વીજળી–શક્તિ ભરેલા વિજકારો હોય છે. પાણી ગરમ થવાનું કારણ આ વિજકારાનું દબાણ હોય છે.

આમ ઠંડા અને ગરમ પાણી સંબંધી જુદા જુદા મત છે અને તે દરેકમાં કંઈક તથ્ય છે પણ ખરું.

કેટલાક ઝરાના ખનિજ પાણીમાં રોગ મટાડવાનો ગુણ હોય છે. સ્વિટ્ઝર્લૅન્ડ, ઈટલી, અમેરિકા તેમ જ બીજાં કેટલાંક સ્થળોએ આવાં ઝરણાંઓની આસપાસ ખાસ દવાખાનાંઓ ઊઘડ્યાં છે અને ત્યાં જનારા દરદીઓને એ ઝરણાંનાં પાણીથી સારવાર આપવામાં આવે છે. કેટલાંક પાણી ફક્ત નાહવાના જ ઉપયોગનાં હોય છે. તેનાથી ચામડીનાં દરદો તથા વા ઇત્યાદિમાં ફાયદો પડે છે. કેટલાંક ઝરણાંનાં પાણી પીવામાં જ ગુણ બતાવે છે. લોહના ક્ષારવાળું પાણી પીવામાં આવે તો લોહી સુધરે, એ સહેજે સમજી શકાય. કેટલાક ઝરાનાં પાણીમાં કાર્બનનો ડાયોક્સાઈડ ખૂબ ઓગળેલો હોય છે. આવાં પાણી ખૂબ ચળકતાં દેખાય છે. આવાં પાણી પચવામાં હલકાં હોય છે. કેટલાંક વરસો પહેલાં એવા ઝરાનું પાણી બાટલીઓમાં ભરીને વેચવામાં આવતું. આજે પણ એવી જાતનાં પાણી વેચાય છે. હવે તો નળના ચોખ્ખા પાણીમાં કાર્બનનો ડાયોક્સાઈડ ઓગાળવામાં આવે છે અને તેની બાટલીઓ કારખાનામાં તૈયાર કરવામાં આવે છે. 'સોડા'ની બાટલીઓ તે આવું પાણી જ છે.

ઉપર કહ્યું તેવાં ઝરણાંનાં પાણી દરદો મટાડે છે એવી માન્યતા છે. તે પાણીમાં જે તત્ત્વો કે ક્ષારો હોય તેવું જ પાણી દરદી તેને ઘેર વાપરે તો ફાયદો થાય કે નહિ, એ પ્રશ્ન છે. ઘેર રહી દવા કરનાર તેનો હમેશનો વ્યવસાય કર્યા કરે. તેના વાતાવરણ કે ખોરાકમાં કશો ફેર પડે નહિ. પરંતુ જો ઝરણાં હોય ત્યાં દરદી જાય, તો ત્યાં કશો વ્યવસાય હોય નહિ. તેના ત્યાંના ખોરાકમાં ફેર પડે. ખુલ્લામાં રહેવાથી ચોખ્ખી હવાનો લાભ મળે અને હરવાફરવાની કસરત થાય તે જુદી. માનસિક સંતાપ પણ ત્યાં ઓછો હોય. એટલે દરદમાં ફાયદો થવામાં પાણીના ક્ષાર ઉપરાંત બીજાં ઘણાં કારણો હોય છે.

આપણે ત્યાં પણ આવાં ઝરણાંનાં પાણી રોગો મટાડે છે એવી માન્યતા છે ખરી. પરંતુ મોટે ભાગે ત્યાં જનારા પોતપોતાની બાધા આખડી ઉતારવા જાય છે. દૂવા પાસે ઘણી વાર આવે કારણે આવેલાં લોકો કુંડો-માંથી લોટો લોટો શરીર પર રેડી નાહતાં જોવામાં આવે છે. એ પાણી ડોલમાં ભરી દૂર જઈને નાહતાં હોય તો તો તે પણ કંઈક ઠીક. પણ કુંડ ઉપર જ ફરતાં રહે અને લોટો પાણી માથે રેડે. એટલે ત્યાં ગંદકી પણ બહુ જ થાય છે. લસુંદ્રાના કુંડ, પાકા બંધાવેલા છે. એટલે ત્યાં દૂવા જેટલી ગંદકી નથી. આપણે આવા પાણીના ગુણદોષ વૈજ્ઞાનિક દૃષ્ટિએ તપાસતાં શીખવું જોઈએ. બાધા, વહેમ અને આખડીને બદલે આવા પાણીનો યોગ્ય ઉપયોગ થાય તો તે વધારે કામિયાબ નીવડે.

બંસીલાલ ગાંધી

દુનિયાની રચના જો એવી હોય કે, કેટલાક માણસોએ સદા બીજાના આશરા અને દયા ઉપર જીવવું પડે, તો એનો રચનાર સદા ભટકતો ભિખારી થવાના શાપને પાત્ર ગણાય.

—કોન્ફ્યૂશિયસ

# અર્વાચીન અનુગીતા

**નવાર્જુન પૂછે છે :–**

કાળ વીત્યે થતો નષ્ટ પુરાતન યોગ આપનો;
વાર વાર પ્રભુ, કહ્યો તે, જગતના હિત-કારણે. ૧
આજ ભાસે, પ્રભુ, જ્યારે નષ્ટ એ યોગ[1] ત્યારનો;
નવે રૂપે, નવે વેષે, નવાર્જુન મને કહો. ૨
આપ છો નિત્ય સત્ત્વસ્થ, ચાહે હો કોઈ રૂપમાં;
સત્ય વસ્તુ, સત્ય ધર્મ, પ્રતિપાદો સનાતન. ૩
(આપે) જોયા જન્મ અનેકોના, ને જોયા યુગ કૈં પ્રભુ;
સર્વમાં એકસૂત્રે છો, સત્યરૂપે, પ્રભુ, સદા. ૪
અજ્ઞાનારૂઢ જીવોને ભલે ભાસો અનેકધા;
આપ છો એક સત્યસ્થ, સત્યરૂપે સુશાશ્વત. ૫
દેવદેવી અનેકોનું કાવ્ય એ મનરંજક;
અમારી બુદ્ધિ ના માને તે થકી કો વિશેષતા. ૬
શક્તિઓ ભિન્નરૂપિણી ભલે હો તે કદાચન;
ક્ષુદ્ર ભાવો વરંતા, જે સેવે છે ક્ષુદ્રવાંછુઓ. ૭
પરંતુ [2]શર્મનો ભાવ ના જન્મે તર્કમાત્રથી;
પ્રજ્ઞારૂપી પ્રભુ આપ, ક્યાં છૂપ્યા ચિત્તશર્મદ![3] ૮
જોયું જે કારમું રૂપ આપનું વિશ્વદર્શને[4]
મહાતાપી, મહાત્રાસી, ભયંકર, ભયાનક; ૯
હ્રાસતું પ્રાણી સર્વેને, ગર્જતું [5]ગણુતાપથી;
કરંતુ વ્યથિતાંગોમાં કંપ ને કૃપ-ભાવના. ૧૦
એ જ રૂપે, પ્રભુ, જાણે આજ છો અમ દૃષ્ટિએ;
આજનું વિશ્વ એ જાણે, છે ખરે, રૂપ ત્યારનું! ૧૧
ગર્જતી ગણુશક્તિઓ દુષ્ટદાનવરૂપિણી;
ત્રાસતાં જનનાં ચિત્તો, જોઈ એ અંતકારિણી. ૧૨
ના સૂઝે શી ગતિ થાશે, શું શુભાશુભ, કે, હશે;
ન ચિત્તે કૈં વળે જંપ, જોઈ એ રૂપ કારમું. ૧૩
આપ છો શ્રેષ્ઠ સંહર્તા, કારમા ક્રૂરરૂપથી;
છો છતાં પાંકરે આપ; કેમ તે નવ દેખીએ? ૧૪
ક્યાં, પ્રભુ, આપનું રૂપ, ત્યારનું સૌમ્યદર્શન?
કેમ એ લોપતા નાથ, અમારાં હૃદ–ચક્ષુથી! ૧૫
આજ એ આપનું રૂપ—મૂર્તિ મંગલરૂપિણી;
હ્લાદતી જે સદા સત્યે, ઝંખવાતી અસત્યથી; ૧૬
આપનું એ પ્રબોધેલું યોગસંશુદ્ધ વેણુ જે;
આજ એ [6]ઝળહળો, મિત્ર, અમિત્ર રૂપ આવરી. ૧૭

**શ્રી ભગવાન કહે છે :–**

સત્ય કહે તું, સખા, આજ યોગ છે નષ્ટ ત્યારનો;
વિશ્વરૂપ થયું આજ અંતક જીવતાપન. ૧૮
જેવું કે, તે હતું ત્યારે ભારતી યુદ્ધને સમે:
દ્રોહ ને દ્વેષ ને લોભ, અંધબુદ્ધિ અશુદ્ધિ ને; ૧૯
મદાંધત્વ તથા મોહ, મત્સર, ક્ષુદ્રતા તથા.—
તે બધું સૈન્ય ઢાંકે છે, મૂળ જે સત્ય સુંદર. ૨૦
સત્ય ડૂબ્યે ઊઠે ભાવો, સત્યના નામધારી જે;
સત્યમાં તે પ્રતિષ્ઠિત, ક્લેશનાં તોય કારણો. ૨૧
સત્ય ત્યાં રૂપ ધારે છે વાદાનુવાદનું નકી;
તે પછી જામતી ત્યાં તો યાદવી વાદવૃષ્ટિની. ૨૨
એક જાગે, બીજો જાગે, વાદ ને પ્રતિવાદ થઈ;
યાદવી વાદવાદોની—નીપજે નવ વાદ ત્યાં. ૨૩
વાદ વાદે ફળે બુદ્ધિ, વધે છે બોધ તર્કના;
તોય ના ક્લેશ તો જાયે, તે જાયે એક યોગથી. ૨૪
યોગ ને વાદમાં ભેદ, તે જાણ્યે શર્મલાભ છે;
એકથી ક્લેશનો નાશ, અન્યથી વધતો રહે. ૨૫
તોય એને પૃથક્ કહેવા એય તો અજ્ઞાન છે;
બેઉમાં ઐક્યનો મેળ જે જુએ ખરું તે જુએ. ૨૬
ના વસે આ જગન્મધ્યે, જે નથી સત્યમાં સ્થિત;
સર્વ વાદો અને કર્મો સત્યનાં અંશધારી છે. ૨૭
પાર્થ, તેથી કહું સત્ય મહામંગળ-રૂપ હું—
સત્ય છે ને નહિ અન્ય, સર્વમાં અનુસ્યૂત જે. ૨૮
સત્યને જે ભજે સાંગ, સત્યમાં ના પ્રમાદશે;
સત્ય જીવન બનાવે જે, તે લહે જઈ રૂપ તે. ૨૯
રૂપ એ શર્મદાયી ને રોમહર્ષણકારક,
સર્વવાદોસમન્વાયી, સર્વસંશયછેદક. ૩૦
સતત સત્ય સેવ્યાથી, સત્યથી થઈ દીક્ષિત;
સત્ય સાધ્યે જતાં, પાર્થ, લહે તું સત્ય તે પર. ૩૧
તે જ સૌનું પરમ્ ધામ, તે જ હું પરમેશ્વર;
સર્વને દઉં સત્તા હું, તે થકી ઈશ કહે મને. ૩૨
એ જ છે એક આલંબ, દેવ–દાનવ–જીવનો;
તે વિના ના, નહીં કોઈ, જે ચરાચર આ વિશ્વે. ૩૩

'નવાર્જુન'

---

૧. ત્યારનો એટલે ગીતાકાળનો.
૨. શર્મ એટલે શાંતિ, ચિત્તપ્રસાદ, સુખાનંદ.
૩. શર્મ દેનારા—અંતર્યામી પ્રભુ.
૪. '૧૧મા ગીતાઅધ્યાયમાં.
૫. ગણ–સમૂહના બળના જોરનો તાપ. એકલ પ્રાણી સામે ગાજતું વિરાટ સમૂહ–સંઘ–બળ.
૬. હે મિત્ર, એ તમારું અમિત્રરૂપ આવરીને આજનું યુગાનુકૂલ મંગળ રૂપ અને યોગનું સત્ય ઝળહળે એમ કરો.

ઉપયોગો બતાવ્યા છે તે બધા શાસ્ત્રીય છે? વિશેષમાં દેશી દારૂ અને અફીણ ઢોર માંદું હોય ત્યારે તાત્કાલિક મળી શકે ખરાં? હાલના ઝેરી વસ્તુઓ સંબંધી કાયદા અનુસાર તો ખેડૂત તે પદાર્થો મેળવી શકે તે પહેલાં તો ઢોર મરી પણ ગયું હોય!

ભા. ૩, પા. ૯૦; "ન છૂટકે જ આ ઉપાય અજમાવવો અને તે પણ બને ત્યાં સુધી વગર અનુભવે તો નહિ જ" એનો શો અર્થ? ભા. ૩, પા. ૧૦૫. આ ભિન્નતાને લીધે આનુવંશિક નિયમ વિરુદ્ધ કેટલીક વાર પરિણામ આવે છે.

Mutation કે Sport તે આનુવંશિક નિયમ 'વિરુદ્ધ' નહિ પણ 'ઉપરવટ થઈને' હોય છે. ઢોરની ઓલાદ-સુધારણા બાબતમાં Telegony સંબંધી કંઈક માહિતી ઉમેરવા જેવી હોય તેમ લાગે છે. તેનો વૈજ્ઞાનિક પુરાવો મળતો ન હોવા છતાં દુનિયાભરના ઢોરઉછેરકો તેને વિશેષ મહત્ત્વ આપે છે.

ખેતી સંબંધી આપણા અણખેડાયેલા ગુજરાતી સાહિત્યમાં લેખકે જે કંઈ આપ્યું છે તે બદલ તેમને અભિનંદન ઘટે છે. મ૦ ગાં૦

**૧. માંદગીનાં કારણો:** લે૦ મુનશી, વિજયશંકર ધનશંકર, પ્ર૦ સ. સા. વર્ધક કાર્યાલય, અમદાવાદ પૃ. ૬૬, કિં. રૂ. ૦-૬-૦

**૨. માંદગીમાં ઉપવાસ:** બધું ઉપર પ્રમાણે પૃ. ૧૧૬

આ બન્ને પુસ્તકોએ અને તેમાંય ખાસ કરીને પ્રથમ પુસ્તકે આયુર્વેદની સેવા તો નથી જ કરી, પરંતુ તેના વાચનથી મૂળ ગ્રંથો ને વિષયોથી અજાણ સમાજ સહેજે આડે રસ્તે દોરાવાનો સંભવ છે.

જે વાત આયુર્વેદે પોતે કહી નથી તે વિષે વધુપડતા ઉત્સાહથી કે શાથી, અતિશયોક્તિ-દોષ થયો છે. લેખકે ચર્ચેલા મુદ્દા એક સ્વતંત્ર, વિગતવાર ને અભ્યાસપૂર્ણ નિબંધ એટલા માટે માગી લે છે કે (૧) 'આયુર્વેદ સંપૂર્ણ છે' (૨) 'આયુર્વેદ સર્વશ્રેષ્ઠ ચિકિત્સાપ્રણાલી છે' (૩) 'આયુર્વેદમાં ઉમેરાય કે ઘટાડાય નહીં' એમ માનનાર એક સ્થિતિચુસ્ત ને બંધિયાર પાણી જેઈને જ રાચનાર વર્ગ પડેલો છે; અને તે પોતાના આવા વિચારો ફેંકયે જ રાખે છે. જેમ કે, આ ચોપડીમાં લેખક કહે છે:—

"આયુર્વેદ સનાતન શાસ્ત્ર છે. જેમ હિંદમાં સંસ્કૃતિ, સાહિત્ય, અધ્યાત્મવિદ્યા વગેરે જગતનાં જૂનામાં જૂનાં છે, તેમ હિંદનો આયુર્વેદ પણ જૂનામાં જૂની વિદ્યા છે. તેથી એ વિદ્યા કંઈ નહિ તો હજારો વર્ષથી એકધારી સેવા કરતી આવી છે. આર્યો સાચી દિશામાં પ્રગતિના વિરોધી નહોતા, એ એમની વિદ્યાઓના ઇતિહાસ પરથી જણાશે. જેમ અધ્યાત્મવિદ્યામાં આર્યોએ કરેલા નિર્ણયથી આગળ વધી શકાય એમ નથી, તેમ આયુર્વેદ પણ આરોગ્યશાસ્ત્રમાં છેલ્લો નિર્ણય છે. હજારો વર્ષ સુધી, એના નિર્ણયોને આધારે હિંદનું આરોગ્ય સચવાયું છે અને તે મળેલી એકધારી સફળતાને લીધે એના નિર્ણયોમાં ફેરફાર કરવા જેવો લાગ્યો નથી. पर्मां प्रगति संभवती नथी ઊંચામાં ઊંચા શિખરે પહોંચ્યા પછી આગળ વધ એટલે નીચે ઊતરવું."

વાત એવી છે કે, અંગિરા વગેરે ઋષિઓની હિમાલય તળેટીમાં પરિષદ થઈ અને પરિણામે તેમણે ભરદ્વાજને ઇ પાસે આયુર્વેદ શીખવા મોકલ્યા ને એ વિદ્યા ભૂમિ પર આવી કહેવાય છે. ત્યારથી માંડીને તે છેક ભાવપ્રકાશ (૧૬ મું સૈકું)ને યોગરત્નાકર સુધી (૧૮મું સૈકું) ન સુધારાવધારા થયા જ છે. જેમ કે—

૧. રસાયનતંત્રનાં પારદ વગેરે ખનિજ દ્રવ્યોનો ચિકિત્સામાં મોટા વિવિધ પ્રમાણમાં ઉપયોગ સુશ્રુતચરકમાં નથી; તે પાછળથી જ થયો છે.

૨. અફીણ, ચોબચીની વગેરે દ્રવ્યો અહિફેન, દ્વીપાંતર વચા, તરીકે વપરાયાં છે. અરે, છેક છેલ્લે યોગરત્નાકરે ઉસબગુલને ઈષદ્ગોલ બનાવી પ્રયોજ્યો છે.

૩. સિદ્ધભેષજ્યમણિમાલામાં કેટલાયે યુનાની ને ગ્રામ પ્રયોગો પણ ઉમેરાયા છે—સંસ્કૃત આયુર્વેદ બનીને. દા. ત. કાસની, શાહતરા; શકટાખ્યકિટ્ટવરી.

૪. ભાવમિશ્રે ફિરંગ રોગનું નામ નવું યોજ્યું છે, એનું વર્ણન પણ નવું છે. ચિકિત્સા પણ નવી જ છે. તેને સંક્રામક પણ કહ્યો છે.

આમ દેશકાલ પ્રમાણે જ્યાં સુધી આયુર્વેદે નવું નવું અપનાવ્યું છે ત્યાં સુધી એ પાંગર્યો છે. ત્યાર પછી એનાં પાણી બંધિયાર બન્યાં છે, તે વખત આપણે ચરકનું એક વચન ખૂબ જ યાદ રાખવાની જરૂર છે:

कृत्स्नो हि लोको बुद्धिमताम् आचार्यः ॥ (બુદ્ધિશાળીને તો આખું જગત ગુરુરૂપ છે)

બીજી વાત લેખકે જંતુશાસ્ત્ર વિષે ઊહાપોહ કરીને ઉખેળી છે. આયુર્વેદમાં જંતુઓનો બહુ જ સ્પષ્ટ ઉલ્લેખ આમ છે:

"रक्तवाहिशिरास्थाना रक्तजा जन्तवोऽणवः
अपादा वृत्तताम्राश्च सौक्ष्म्यात् केचिददर्शनाः ॥"

ચરકમાં પણ એમ જ જણાવેલું છે. જુઓ: વિમાન સ્થાન અ. ૭-૧૧

"अणवो वृत्तश्चापादाश्च सूक्ष्मत्वाच्चैके भवन्त्यदर्शनाः ।"

અંતે કિવનાઈન બાબત. જ્યારે જ્યારે બાપડા કિવનાઈનને ભાંડવામાં આવે છે ત્યારે મને ભારે દુઃખ થાય છે. અનેક જણને બચાવનાર એ દવા છે. કિવનાઈન જંતુ મારે છે કે નહીં એ એલોપથીની વાત ઘડીભર ભૂલી જઈ, એ પરમાત્માનું બનાવેલું એક દ્રવ્ય છે એટલું જ યાદ રાખી, આયુર્વેદની દૃષ્ટિએ પણ રસ, ગુણ, વીર્ય, વિપાક ને પ્રભાવ

તેનામાં છે એટલું તો કબૂલ કરીશું ને? તેનામાં કડવો રસ ને જ્વરનાશક પ્રભાવ છે એટલું તો માન્યે જ છૂટકો. આયુર્વેદના વિદ્યાર્થીઓને ભણવા માટે તૈયાર થતા નવા નિઘંટુમાં ૩૦૦ વનસ્પતિઓ છે તેમાં ક્વિનાઈન-સિંકોનાને અપનાવ્યું જ છે.

ખરી વાત એ છે કે ચિકિત્સાશાસ્ત્ર માટે તો ભૌગોલિક બંધનો છોડી માનવકલ્યાણની એકમાત્ર દૃષ્ટિ રાખી રોગોનો નાશ કરનાર વિદ્યા પૃથ્વીના ગમે તે ખૂણામાંથી મળતી હોય તેને 'આયુર્વેદ' ગણવાની ભારતીય આયુર્વેદે પહેલેથી જ રાખેલી અત્યંત વિશાળ ને ઉદારવૃત્તિ હવે તો રાખ્યે જ છૂટકો છે.

**પાક–ઔષધિ:** પ્રયો૦ ચોધરી માધવ મો.; પ્ર૦ સ. સા. વર્ધક કાર્યાલય, અમદાવાદ; પૃ. ૮૦, કિં. રૂ ૦ ૬–૦.

સામાન્ય રીતે તો આપણા રોજના ખોરાકની જ એવી યોજના હોવી જોઈએ કે તેમાંથી જ આપણા શરીરને જોઈતાં તત્ત્વો પૂરતા પ્રમાણમાં મળી રહે. વળી આયુર્વેદના અને (ભારતીય) કામશાસ્ત્રના પ્રણેતાઓએ શક્તિવર્ધક પદાર્થોની શોધ પાછળ ખૂબ જ મંડયા રહ્યા પછી "દૂધ જ સર્વશ્રેષ્ઠ શક્તિવર્ધક ખોરાક છે" એમ કહી હાથ ધોઈ નાખ્યા છે. છતાંયે બીજાં જે જે દ્રવ્યોમાં શરીરને પોષક તથા શક્તિવર્ધક ગુણો હોય તો તેમનું સેવન કરી શકાય. અને એ દૃષ્ટિએ તે તે વસ્તુઓના પાક બનાવી ખાવાની પદ્ધતિ વૈદકમાં જૂનેથી ચાલે છે. . . . આજે જ્યારે અનેક શક્તિવર્ધક દવાઓની શીશીઓ જ ગટગટાવવા તરફ જનતા દોડી રહી છે તે વખતે ઉત્તમ પ્રોટીન, અનેક વિટામિનો, લોહ, ફોસ્ફરસ, ચૂનો, તેલો વગેરેથી ભરપૂર દેશી ને સસ્તાં દ્રવ્યોના આ પાકો તરફ જરૂર દૃષ્ટિ ખોલવા જેવી છે.

કેટલીક ચીજો એવી છે કે જે એકલી ન પણ ખાઈ શકાય, સ્વાદ ખરાબ લાગે, પચવામાં ભારે પડે; પણ બીજાં સ્વાદુ, પાચક, સુગંધી દ્રવ્યોની સાથે એ આહારરૂપ બને ત્યારે ખાનાર તેને હોંશે હોંશે સેવે. એ દૃષ્ટિએ જ 'પાક-યોજના' થયેલી છે. વળી કેટલીક સામાન્ય રીતે દવા જેવી લાગતી ચીજો એમ ને એમ ખાતાં કંટાળો આવે, તે પાકની રીતે રુચિકર બનતાં તે લેવાનું ગમે: દા. ત. કુંવારપાઠું ને આસંધ . . .

આ પુસ્તકમાં ૮૪ પાક આપેલા છે. તે ઉપરાંત ઘણા થઈ શકે. . . વળી તે તે પાકમાં સુધારાવધારાયે થઈ શકે. આ પાકાવલિમાં માત્ર મિઠાઈઓના પાક તરફ ખાસ કરીને ગુજરાતી સમાજને ચેતવવાનું રહે છે. મહારાષ્ટ્રીઓને તો ગળપણીમાંથી જ મિઠાઈમાં આપવા માંડે છે એટલે તેમને માફક આવે છે પરંતુ આપણને તે સહેજે ફાવે પડતાં નથી, એટલે એની બનાવટ કરતી વખતે તથા સેવન વખતે ખૂબ જ સાવચેતી રાખવી રહી.

આ નાનકડું પુસ્તક જરૂર ઉપયોગી થઈ પડે એવું છે.

**રોગ અને આસન:** લેખકો: દવે ભૂપતરાય મો. તથા દવે શંકરલાલ, પ્રાપ્તિસ્થાન: ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ—અમદાવાદ પૃ. ૧૭૬; કિં. રૂ. ૩–૦–૦.

કેવળ દવાઓના જ ભૂતકાળ પાછળ પડેલી આપણી પ્રજા જ્યારે કુદરતની શક્તિઓ પાસેથી આરોગ્ય મેળવવા તરફ વળી રહી છે તે વખતે આવાં પુસ્તકો એને જરૂર આશાસ્પદ અને મદદરૂપ થઈ પડશે.

આ પુસ્તકના લેખકોએ આસનો અને એની આનુષંગિક ક્રિયાઓ વડે મેદની સ્થૂળતા, આંતરડાં ને હોજરીના રોગો, મગજની બીમારીઓ, ઇ૦ અનેક રોગોમાંથી રોગીઓને મુક્ત કર્યા પછી પોતાના સ્વાનુભવનો પરિપાક આ નાનકડા ગ્રંથમાં આપ્યો છે, એમ તેઓ જણાવે છે. ૭ રોગો ઉપર આસનપ્રયોગો બતાવ્યા છે એ માટે દવા કરતાં આસનો વધુ અસરકારક નીવડે છે; એ રોગ મટાડે છે એટલું જ નહીં પણ જો આસનો નિયમિત કરાય તો તેને ફરી થતો અટકાવે છે, એમ હું માનું છું.

શરીરવિકાસની દૃષ્ટિએ બીજા સ્નાયુસંવર્ધક વ્યાયામો અને આસનમાં મોટો તફાવત એ છે કે, કેવળ માંસના લોચા વધારવા કે તેમને ઘટ્ટ કરવાને બદલે એ લોહીને સુધારે ને વધારે છે, તેનું નિયમન કરે છે, ઇંદ્રિયો ને અવયવોને કાર્યશીલ બનાવે છે, નાડીયંત્ર, શ્વસનયંત્ર ઉપર કાબૂ મેળવે છે, શરીરના તંત્રયંત્રધર વાત ઉપર આસન કરનારનો કાબૂ આવી જાય છે, ને પરિણામે એનું શરીર અને મન બન્ને શુદ્ધ ને પ્રફુલ્લિત થાય છે. અંતઃસ્રાવક ગ્રંથિઓ પર આસનની જેટલી અસર થાય છે એવી બીજા કોઈ પણ વ્યાયામની નથી થતી.

આ પુસ્તકના વાચકે એક વસ્તુ જરૂર યાદ રાખવી જોઈએ કે, એ બધી ક્રિયાઓ જાણકાર પાસે જ શીખી લેવી. ગમે તેટલા સારા ફોટોગ્રાફ ને વર્ણનો પણ તેની સૂક્ષ્મતા દર્શાવી શકતાં નથી.

વળી, ચોરાસી હજાર આસનો હતાં તેમાંથી ૮૪ થયાં. આ પુસ્તકમાં નથી ગણાવ્યાં એવાં બીજાં ઘણાં આસનો સ્વાસ્થ્યરક્ષણમાં મદદરૂપ થઈ પડે એમ છે.

આ નાનકડું પુસ્તક આ વિષયમાં રસ લેતા તથા આ વિષયમાં પ્રવેશ કરવા ઇચ્છનાર સૌને મદદરૂપ ને દિશાસૂચક નીવડશે.

શિ૦ શું૦

**સાથી:** લે૦ રામનારાયણ ના. પાઠક, પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ; પૃ. ૩૬૮; કિં. રૂ. ૫–૦–૦.

૧૯૪૨ની લડત ઉપર આ નવકથા છે. તે અરસામાં હિંસા–અહિંસાના તાત્ત્વિક ઝઘડાને લીધે બે સ્વતંત્ર કાર્યપ્રણાલી ચાલી હતી. આ કથામાં દાદાસાહેબ નામે પાત્ર જૂના હિંસક ક્રાંતિકારીનું છે. તેની આગેવાની દેશને કેવળ